શુભેચ્છકોને નમ્ર ઉપાલંભ આપતા શ્રી રામપ્રસાદ શુક્લ પાસેથી 'બલે સ્વલ્પક્ષેત્ર ભુજબળ થકી સિદ્ધિ વરવી' એ સામર્થ્યોક્તિનું નાંદીપદ સ્વીકારી આ અંકની કેડી પર આગળ ડગલાં માંડો. અંગ્રેજ કવિ કૉલરિજની કલ્પનાને બહેલાવનાર કુબલાઈખાન એશિયા ખંડનો પહેલો જ ચક્રવર્તી હતો એ કદાચ તમે નહિ જાણતા હો. એના શાસન નીચે જગતના ઇતિહાસમાં પહેલી જ વાર કાળા સમુદ્રને પેલે પારનું પોલાંડ સુધીનું યુરોપ એ એશિયાઈ શહેનશાહતનો ભાગ ગણાવા લાગ્યું. પણ એની મહત્તા મહાન વિજેતા કરતાં પણ એની પ્રજાની સંસ્કૃતિના ધ્વજધારી તરીકે વિશેષ સમાન્ય છે એ તો એનું ચરિત્ર વાંચશો ત્યારે જણાઈ આવશે. ◘ જે પ્રજાને સ્વરાજ્ય મળે એટલા ખાતર આપણે પ્રાણ અર્પણ કરવા તૈયાર છીએ તેની પ્રત્યક્ષ સેવા કરવાની પોતાને મળેલી તકનું કાકાસાહેબનું રોચિષ્ણુ બયાન તો તમે જતું નહિ જ કરો, જ્યારે સમાજના નીચલા થરનું આલેખન કરતી સુન્દરમ્‌ની વાર્તા 'માજા વેલાનું મોત' પણ આપમેળે તમારો આદર મેળવે તેમ છે. ◘ 'જીવી જાણનારા'ના જીવનમંત્રનો પ્રસાદ પામી 'બતકાળની શોધમાં' નીકળેલા લેખક સાથે લઘુ પ્રવાસ પૂરો કરશો એટલે અઘમોચિની 'નર્મદામૈયા'ને ખોળે આવી પહોંચશો. યુગો પૂર્વેના આર્યકાળથી ગુજરાતને પોતાના સોનાધારણે ઝુલાવી સબળ અસ્મિતાનો ઇતિહાસ રચનાર એનાં પાણી સામે કાપુરુષોનું કામ નથી. એ તો નિમંત્રે છે—મરજીવાઓની મસ્તીને, તારાઓની તોકાનને, ધબકતા નવજીવનને. પણ એવી તાકાત આપણા લોકોમાં છે ? 'કસરતકુશળ શેજવળકર બંધુઓ' શું કહે છે તે જુઓ: 'ગમે તેટલું દારિદ્ર્ય વધે, બેકારી આવે, જીવન દુઃસહ થાય છતાં હિંદી માણસ પોતાનો દેશ છોડવા તૈયાર નથી. દેશાટન કરે તો કેટલાય અજ્ઞાન સેવા હિંદી લોકોને મળી રહે તેમ છે.' ◘ પણ આમ ને આમ કેડીએ દોર્યા જવા કરતાં સહેજ વધુ ખંત રાખી ક્યાંક ક્યાંક ખોળશો તો અમે નિર્દેશ્યા સિવાયના લઘુલેખો, વિભાગો આદિ અનેક રસસ્થાનો એ કેડી પર મળી આવશે.

કુમાર
એપ્રિલ ૧૯૪૦
અંક ૧૯૬

ચિત્રો



કાવ્ય



ચરિત્ર



વાર્તા



લેખો



વિભાગો



મુદ્રક - બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક - રવિશંકર રાવળ. કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂ. ૬, પરદેશના રૂ. ૬।।, પરદેશના ૧૨ શિ. છુટક ૯ આના; મુંબાઈના ખાસ કન્વાસિંગ એજન્ટ અને જાહેરખબરના સોલ એજન્ટ મિશ્ર સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ; બીજા એજન્ટો: આર. આર. શેઠની કં. અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ

# શુભેચ્છકોને

• શિખરિણી •

મને જો ચાહો તો વિશદ ઝરણાં જેમ વહવા
દિયો, છુટ્ટું મૂકો સમદર વિષે નાવ તરતું;
પસારી પાંખો, વા, વિહગ ઉડવા દ્યો વિયતમાં,
પ્રફુલ્લેલાં પુષ્પે પરિમલ ભલે આપ પ્રગટે.

કસાવા દ્યો; શક્તિ વિકસી ઉઠશે જાતબળથી,
ઝરાને સિંધુમાં ગ્રથિત કરી દેશે, સુમનના
પરાગે પૂજેલા પવન પમરાવી જગ વિષે
જનોની દૃષ્ટિમાં સદય ઉરની સ્ફૂર્તિ ભરશે.

પરાયા આધારે ગિરિશિખરટોચે પગ દઈ
નિહાળું સૃષ્ટિના સમદર ભલે સાત ગરવા,
રસેલી વા હેમે અલકનગરીઓ અણમૂલી;
મને એથી વ્હાલું ડગલું ભરવું એક અધરૂં,
પ્રયત્ને પોતાના તસુભર જમીને ય જીતવી,
ભલે સ્વલ્પ શ્રેયે ભુજબળથકી સિદ્ધિ વરવી.

રામપ્રસાદ શુક્લ



એપ્રિલ | ૧૯૪૦

એ જ વિશદતા, એ જ ધારાવાહિતા, અને એ જ પ્રતીતિજનક ઉત્સાહ સાથે શ્રી રામપ્રસાદ શુક્લ ઘણા લાંબા કાળે ફરી દેખા દે છે. સ્વપ્રયત્ને પ્રગતિ કરવામાં જ આનંદ જીવનની સાર્થકતા માનતા તરુણ માનસની શુભેચ્છકો પ્રત્યેની આ આરઝૂમાં જે આત્મવિશ્વાસ ને સ્વમાનનું બળ રહેલાં છે તે કેવળ યુવાનોને જ નહિ પણ વાચકમાત્રને પ્રેરણારૂપ છે.

આરસનો એ રાજપ્રાસાદ આજના ભલભલા રાજપ્રાસાદોને આંટી જાય એવો હતો. એની ખૂબી તો એ હતી કે ટુકડે ટુકડે આખો ને આખો છૂટો કરી લઈ, પાછો ધારે ત્યાં ઊભો કરી શકાય એવી એની બાંધણી હતી. એની બધી દીવાલો સોનાનાં પતરાંથી મઢેલી હતી ને તેના પર પશુ, પક્ષી, યોદ્ધા અને બુદ્ધ ભગવાનની મૂર્તિઓ કોતરેલી હતી. છત ઉપર પણ સોનેરી ને રૂપેરી રંગોમાં ચિત્રો આલેખેલાં હતાં. એના ઘુમ્મટ પરના ચીનાઈ તુંગ રંગો માઈલોનાં માઈલો સુધી એની ઝાંખી કરાવતા.

એ રાજપ્રાસાદમાં પાછા કુબલાઈએ બનાવટી પહાડો ને ઝરણાં સાથેનો જબરો બગીચો રચાવ્યો હતો. પર્વત બનાવવા માટે જે જમીનોનું ખોદાણ થએલું તેને પાકાં બંધાવી એણે સુંદર સરોવરો બનાવ્યાં હતાં. એનો બગીચો અતીવ સમૃદ્ધ હતો. ક્યાંયથી પણ નવા રોપની બાતમી મળે તો તરત હાથીઓ સહિત પોતાનાં માણસોને મોકલતો ને મૂળ–માટોડી સહિત તે મગાવી પોતાના બગીચામાં વાવતો.

આજની સંસ્કૃતિની તુલનામાં પણ એશિયાના એ ખાનનું મહારાજ્ય જરા યે પાછું પડે તેમ નથી. ઊલટું આજની દાંભિકતા કરતાં માનવતાને તેમાં વધુ અવકાશ હતો. આજે તો ચીન દુકાળિયો દેશ ગણાય છે, પણ કુબલાઈના વખતમાં તેમ ન હતું. જો કે નબળાં વર્ષો તો ત્યારે યે આવતાં, પણ સુકાળના વખતમાં ખાન ઢગલાબંધ ધાન ખરીદી લઈ પોતાના રાજકોઠારો ભરાવી રાખતો ને નબળાં વર્ષોમાં તે વડે પ્રજાને પોષતો. ગરીબો માટે એને હાથીના દાંત જેવા 'પૂઅર લૉઝ' કરવાની જરૂર જ નહોતી રહી. અનાજ અને કાપડના વેપારીઓ ઉપર એણે કર નાખ્યો હતો ને તેની આવકમાંથી હરકોઈ ગરીબને તેના ભંડારમાંથી અન્નવસ્ત્ર પૂરાં પાડવામાં આવતાં. કોઈને પાછો વાળવામાં ન આવતો.

બાગાયતનો તો તે ખૂબ શોખીન હતો. ઠેર ઠેર બગીચાઓ ઉપરાંત બધા જાહેર રસ્તા–ઓછી વસ્તીવાળા પ્રદેશો સુદ્ધાં–ઉપર એણે ઝાડો રોપાવ્યાં હતાં. સ્વચ્છતા માટે પણ એનો એટલો આગ્રહ હતો કે નગરના રસ્તાઓ પર કોઈ થૂંકી ન શકતું. બધાને ફરજિયાત પિકદાની રાખવી પડતી. જેનો ચાલ હજુ સુધી ચીનના કેટલાક પ્રદેશોમાં જળવાઈ રહ્યો છે.

રાત્રે રાજપ્રાસાદમાં ડંકા વાગતા ને ત્રીજા ડંકા પછી કોઈને યે રસ્તા પર ફરવાની મનાઈ હતી. અગત્યના કારણસર બહાર નીકળવું પડ્યું હોય તો તેનાં કારણો આપવાં પડતાં ને સાથે સળગતું ફાનસ રાખવું પડતું.

યુરોપ સાથે રેશમનો સીધો વેપાર પણ એણે જ સાધ્યો ને એ માટે એણે ધોરી મહામાર્ગો બનાવ્યા. યુરોપિયનોને એ વેપાર એટલો તો ફાયદાકારક માલૂમ પડ્યો હતો કે મુસલમાનોએ પૅલેસ્ટાઈન, અરબસ્તાન ને આનાતોલિયા છતી લઈ એ મહામાર્ગો બંધ કર્યા પછી વાસ્કો ડા ગામા ને કોલંબસને પણ 'રાજકર્તા મહાન ખાન'ને ઉદ્દેશીને જૂનો વેપાર તાજો કરવાનાં વિનતિપત્રો પોર્ટુગીઝ ને સ્પેનની સરકારે લખી આપેલાં.

અને એ બધાથી અજબ એવી તો ખાને વિકસાવેલી ટપાલપદ્ધતિ હતી. પોતાના સામ્રાજ્યમાં જ્યાં એણે પાકા રસ્તા બંધાવેલા ને દર પચાસ માઈલે ટપાલનું એક થાણું રાખેલું. એ થાણાપરથી અંદરના ભાગમાં ટપાલ પહોંચાડવા ૪૦૦ ઘોડેસવારો તૈયાર જ રહેતા. એક થાણેથી બીજે થાણે પગપાળા ટપાલ પહોંચાડનારાઓ માટે ત્રણ ત્રણ માઈલે વિશ્રામસ્થાનો ઊભાં કરેલાં. તેમની કેડે એક ઘુઘરાવાળો પટો રહેતો. જે દોડતી વખતે વાગ્યા કરતો. માત્ર ટપાલ પદ્ધતિ જ નહિ, પાર્સલ પોસ્ટ અને સ્પેશિયલ ડિલીવરીની પદ્ધતિઓ પણ તેણે હસ્તીમાં આણેલી. કાગળનું નાણું પણ એણે પ્રચલિત કરેલું. જ્યોતિષનાં તેણે જે સાધનો ઊભાં કરેલાં તે તો બૉક્સર બળવા વખતે એ બર્લિન ઉઠાવી જવામાં આવ્યાં ત્યારે જ એના મહત્ત્વની ખબર પડી' અને આવા વિકાસનો એ યુગ તો હતો. યુરોપ જેને અંધારો યુગ ગણી રહ્યું છે એ યુગની એશિયાની તેરમી સદી!!

ઈ. ૧૨૧૬માં જન્મી ૧૨૯૪માં અવસાન પામેલી એશિયાની આ વિભૂતિને વીંટતાં તવારીખના થરો હજુ જગત ઓછામાં ઓછા ઉખેડી શક્યું છે. છતાં સિકંદરથી યે જબરી શહેનશાહત જમાવનાર અને નેપોલિયનથી યે વધુ ખતરનાક વિજિગીષા સેવનાર એશિયા ખંડનો પહેલો ચક્રવર્તી ને એની પ્રજાની સંસ્કૃતિનો ધ્વજધારી આ કુબલાઈખાન આપણી માનની નજર તો માગી જ લે છે. અશોક હર્ષ

# मनोमंथन

> ઘ પોતાની કુમારકિશોર વયનાં સ્મરણો સાથે 'સ્મરણયાત્રા' પૂરી કરીને તે પછીના કૉલેજ-જીવનનાં સ્મરણો 'મનોમંથન' નામથી આપવાનો કાકાસાહેબનો ઇરાદો હતો, અને તેનાં થોડાં પ્રકરણો લખાયેલાં પણ ખરાં. પણ પછી તેમાં આગળ વધવાનું બન્યું નહિ. હાલ તો એ તૈયાર પ્રકરણો અત્રે ક્રમશઃ પ્રકટ કરીએ છીએ.

## २ आगनो अनुभव

એક દિવસે તાર આવ્યો કે સરકારે લાલા લજપતરાય અને અજીતસિંહને પકડીને ક્યાંઈક મોકલી દીધા છે.

તે દિવસે લોકમાન્ય સિંહગઢ પર હતા. એમને ખબર પહોંચાડવામાં આવી હશે. બીજે દિવસે તેઓ સિંહગઢથી ઊતરી પૂને આવ્યા હતા. તે જ દિવસે કોઈક દક્ષિણ તરફના કોઈ વિદ્વાન બાઈનું સંસ્કૃતમાં વ્યાખ્યાન થવાનું હતું. તિલકે અધ્યક્ષસ્થાન સ્વીકાર્યું. અમે કૉલેજના ઘણા વિદ્યાર્થીઓ તિલકનું વ્યાખ્યાન હોય ત્યાં અચૂક હાજર રહેવાના. ઘણીવાર એવા ખબર મળે કે આજે તિલક કંઈ ખાસ બોલવાના છે અને તેથી પોલીસો સાદા વેશમાં સભામાં આવી ધાંધળ કરી સભામાં ભંગાણ પાડવાના છે. એવે દિવસે અમે વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં અને વિશેષ તૈયારી કરીને જતા. હાથમાં સરસ લાકડી હોય. ધોતિયાની અંદર લંગોટ બરોબર કસેલો હોય. ગજવામાં પાંચ પચ્ચીસ પથરા તો હોય જ. જેને ફેંટો બાંધવાની ટેવ હોય તે તો એ દિવસે ટોપીને બદલે ફેંટો જ કસીને બાંધે. અને શરીર ઉપર સૌ જાડા કોટ પહેરીને જઈએ.

આવે દિવસે હમેશની પેઠે વિદ્યાર્થીઓનું ટોળું એકત્ર થઈને ન બેસે. સભાસ્થાનમાં સરખે અંતરે એક બે, એક બે, એમ અમે ફેલાઈ જતા. જેટલા પોલીસોને ઓળખીએ તેમને ચીંધી કાઢી પોલીસ દીઠ બબ્બે વિદ્યાર્થીઓ એને પડખે જ બેઠેલા હોય. પોલીસો જરા પણ તોફાન કરે તો એમને ત્યાં ને ત્યાં જ ઘાયલ કરતાં અમને વાર લાગે તેમ ન હતું. લોકમાન્યને તો અમારી આ તૈયારીની ખબર પણ નહિ હોય. પોલીસોનો ધાંધળ કરવાનો ઇરાદો સાચે જ હતો કે નહિ એ અમે ક્યાંથી જાણીએ? પણ અમારા તરફથી અમે સજ્જ રહેતા એટલું જ સમાધાન અથવા આવી યોજના અમારે માટે બસ હતી. પોલીસો તોફાન ન કરે તો આપણે પણ શાંત રહેવું. હાથે કરીને ઝઘડો ન કરવો. એટલો સંયમ અમારામાં પૂરેપૂરો.

આજની સભામાં વિદ્યાર્થીઓ બહુ ઓછા હતા. સંભવ છે કે એ રજાના દિવસો હોય. કયો મહિનો હતો એ આજ યાદ નથી. કેરળની પેલી વિદુષીએ દુર્લભं भारते जन्म એ શ્લોક લઈ સંસ્કૃતમાં લાંબું પ્રવચન કર્યું. લોકોમાં એની કદર કરવા જેટલી શાંતિ હતી જ નહિ. લજપતરાયની હદપારી વિશે તિલક શું બોલવાના છે એ જાણવાની ઉત્કંઠા જ દરેકના મનમાં હતી. આખરે સંસ્કૃત વ્યાખ્યાનનો અંત આવ્યો અને લોકમાન્ય બોલવા ઊઠ્યા. એમણે કહ્યું કે માણસજન્મ દુર્લભ છે એ ખરું; હિંદુસ્તાનમાં જન્મવું એ પણ પરમ ભાગ્ય છે. પણ આજનો સવાલ એ છે કે આપણે માણસ છીએ કે નહિ અને હિંદુસ્તાન તો આપણો નથી જ. હિંદુસ્તાન આપણો હોત અથવા આપણે માણસો હોત તો લાલાજી જેવા દેશભક્તને વગર ગુન્હે, વગર તપાસે હદપાર થવું જ ન પડત.

લોકમાન્ય જ્યારેજ્યારે બોલતા ત્યારેત્યારે હૃદયથી બોલતા. અને આજે તો એમનો આત્મા ઊકળી ઊઠ્યો હતો. ભાષણ પૂરા જોસમાં આવ્યું હતું, એટલામાં પાછળની બાજુ ક્યાંઈક દૂર આગ લાગ્યાની બૂમ સંભળાઈ. આગ
સાંજનો વખત હતો. અંધારું થવા આવ્યું હતું. તે એટલે
આકાશમાં લાલ ધુમાડાના ગોટેગોટા અને વિદ્યાર્થીઓએ
લાગ્યા. મારા મનમાં વિચાર આવ્યો, બે જ વિચાર
બેસીએ કે આગ ઓલવવા જઈએ; લાન નારતાં મારો
નિવેડો મનમાં કેમે કરીને થાય. અ અમારી સૂચનાનો
સાંભળવું એ સ્વચ્છંદ લાગતો ન, કર્યો! પણ દેશમાં
હિય છે. દીસા છું એમ જ લાગ ચાલતી છે દેશમાં
પણ વિચાર મનમાં આવતો કે તની પેલા નાની
મળે એટલા ખાતર આપણે પ્રાણ
તૈયાર છીએ એ પ્રજાની પ્રત્યક્ષ
નક છે તે કેમ છોડાય! એ —काका कालेलकर

એટલામાં લોકમાન્યે પાછા વળીને એ આગનું દશ્ય જોયું અને બોલવા લાગ્યા, 'આટલી નાનકડી આગ જોઈ તમે આટલા અસ્વસ્થ થયા છો. પણ આખા દેશને આગ લાગી છે એનો કોઈ વિચાર કરે છે? એ મોટી આગ ઓલવવા દરેકે દોડવું જોઈએ.' આ જ જાતનું કાંઈક વિવરણ આગળ ચલાવીને એમણે પોતાનું ભાષણ પૂરું કર્યું.

પછી તો ધર્મસંકટ હતું જ નહિ. હું એકદમ આગની દિશાએ દોડતો ગયો. ત્યાં જોયું તો અમારી કૉલેજના બીજા પાંચસાત જણ બીજે રસ્તેથી દોડતા આવતા હતા. હવે તો કાંઈક જરૂર કરી શકીએ એવી મનમાં ખાતરી થઈ. 'સામે નવું જ બાંધેલું એક મકાન હતું. કેટલાક ગરીબ લોકોએ પોતાની મૂડી ભેગી કરી એક ચાલ જેવું મકાન બાંધ્યું હતું અને બિચારા સુખેથી રહેતા હતા. એટલામાં અગ્નિ નારાયણનો કોપ થયો અને કોઈની ભૂલથી મકાન સળગી ઊઠ્યું. અમે પહોંચ્યા ત્યાં સુધીમાં તો જ્વાળાઓ ઉપરના છાપરા સુધી પહોંચી ગઈ હતી. બૈરાંઓના કકળાટ તો સાંભળ્યો જાય એમ ન હતો. કેટલાક માણસો દોડમદોડ કરતા હતા અને કેટલાક તો હેબતાઈ જઈને બેસી જ ગયા હતા. તેઓ ન તો રુએ, ન કશો પ્રયત્ન કરે. લોકોની તો ઠઠ જામી હતી. અમે એ ગીરદીમાંથી અંદર ઘૂસ્યા અને શું કરી શકાય એ જોવા લાગ્યા. અમારી ટોળીમાં શરીરે દુર્બળ હું એકલો જ હતો, પણ હિમ્મતમાં બીજાથી ઊતરતો જરાય ન હતો. અને અભિમાનપૂર્વક કહી શકું છું અણીને પ્રસંગે શું કરવું એની સૂઝમાં બીજા કરતાં કાંઈક ચઢિયાતો જ હોઈશ.

રસ્તાના મેં જોયું છે ઘર આગળ એક બંબો ઊભો છે
ના વેપારી જ એ ચલાવવાનું એક એંજીન છે! મ્યુનિ-
આવકમાંથી દ ઓ આગ ઓલવવાની તૈયારી તરીકે
વસ્ત્ર પૂરાં પાડવા લેવા બેઠા હતા. આસપાસ પાણી
વામાં ન આવતો. ણીની ગાડીઓ આવતી હતી. પણ
ભાગાયતનો તો ગાડીઓને આવવાનો મારગ મળતો
જગાઓ ઉપરાંત વખતે, નિરાશાને વખતે. અણીને
વાળા પ્રદેશો સુદ્ધાં ઠેકાણે હોય છે. જેને કંઈક સૂઝ
સ્વચ્છતા માટે પણ જ્ય વગર તકરારે ચાલે છે. રસ્તા
રસ્તાઓ પર કોઈ ના તેમને મેં કહ્યું—ના હુકમ કર્યો—
વિકટાની શખ્યી પાવવાનો રસ્તો કરી આપો.લોકોને

હઠાવો અને ન માને તો ચાબુક ચલાવો. મોટો ઘાંટો પાડીને મેં લોકોને પણ વિનંતિ કરી કે આમ રસ્તો રોકવો એ ગરીબ લોકોની જાન લીધા બરાબર છે. સમજુ લોકો તરત જ ખસ્યા. કેટલાક કુતૂહલપ્રધાન બાઘા લોકોને ચાબુકથી સમજાવવા પડ્યા. એક ઠેકાણે તો મારે જ ચાબુક હાથમાં લેવો પડ્યો. જેમતેમ ગાડીનો મારગ ખુલ્લો થયો અને પાણી પણ ઝટ ઝટ આવવા લાગ્યું. બે પોલીસોને મારગ ફરી બંધ ન થઈ જાય એ સંભાળવા માટે નીમી દીધા અને હું બંબા પાસે આવ્યો. ત્યાં મેં થત્તેને જોયા. એ ભીષણ પ્રસંગે પણ એની વીર મૂર્તિ તરફ કદરની નજરે જોતાં ઊભા રહેવાનું મને મન થયું. શરીર પર ફક્ત એક પહેરણ અને એના ઉપર પૅન્ટ. માથાના વાળ ગમે તેમ વિખરાઈ ગએલા અને પરસેવાથી કંઈક બેસી ગએલા. એ ગમે તેવા બળતા ઘરમાં ઘૂસી જાય અને લોકોની ચીજો બહાર કાઢી આપે. એણે ફુલબૂટ પહેરેલા એટલે એને ગમે ત્યાં જતાં આંચકો આવતો ન હતો. મલા કળમકર ચંપલ પહેરીને જ આવેલા. પણ એ પણ ગમે ત્યાં ઘૂસી જાય.

મેં આવીને પેલા એંજીનવાળાને કહ્યું કે એંજીન સળગાવવાનું પડતું મેલો. એંજીન સળગતાં વાર થશે અને એંજીનથી પાણી પંપ કરવા જેટલું પાણી પણ આપણી પાસે નથી. આપણે હાથે જ બંબો ચલાવીશું. પ્રથમ તો અમારા કૉલેજના વિદ્યાર્થીઓ બંબાનાં લાંબા હૅંડલો સામ સામા પકડીને ચલાવવા લાગ્યા. બહાદુર થત્તે એ બંબાની હોઝ (સૂંઢ) પકડી અને એને જ્યાં અગ્નિની જ્વાલા ખૂબ ફાટી નીકળતી હતી ત્યાં પાણીનો મારો ચલાવ્યો. બે હાથે સૂંઢ પકડી એ ગમે ત્યાં ધસી જાય.

પાણીનો વર્ષાવ ક્યાં કેટલો કરવો એ નક્કી કરનાર હું છું એ જોઈ ઘરવાળાઓ કરગરીને મને કહે 'થોડું પાણી આ ગામ ઘર પર રેડો; તમારું ભલું થશે.' ધીરજપૂર્વક સમજાવવાનો ત્યાં વખત ન હતો. ચીડાઈને હું કહેતો, 'મને મારા ભલાની પણ પડી નથી અને તમારા ભલાની પણ પડી નથી. મારે તો આગ દબાવવાની છે. બે ચણ જણને મેં આમ કાઢ્યા એટલામાં એક બાઈ આવીને મારા પગને વળગી અને કહે. 'મારા ઘર પર પાણી ન છોડો તો તમને અદીશ

ખસવા ન દઉં.' એ મારે પ્રસંગ હતો. મેં એ બાઈને સમજાવવાનો થોડો પ્રયત્ન કર્યો. પણ એનું મગજ ક્યાં ઠેકાણે હતું. આખરે મારા પગ છોડવવા ન છૂટકે મારે એ બાઈને લાત મારવી પડી. તેવખતે મારા આખા શરીરમાં શું થયું એ એક ભગવાન જ જાણે!

મેં જોયું કે આગ ઓલવવા માટે પૂરતા લોકો નથી એટલે બંબો ચલાવનાર મારા મિત્રોને મેં યત્તે અને ઉળમકરને મદદ કરવા ગોઠવી દીધા અને આગ જોવા ભેગા થએલા તમાશબીનોમાંથી મજબૂત મજબૂત લોકોને સખ્તાઈથી વિનવી બંબે વળગાડ્યા. લોકો આવે ખરા પણ જરાક થાકે એટલે ખસી જાય. મારે ફરી ફરી નવા લોકો આણીને ગોઠવવા પડતા. પણ સદ્ભાગ્યે એ લોકોમાંથી જ એક જણે આગળ આવી મને કહ્યું કે તમે અહીંથી જાઓ. હું બંબો ચાલતો રાખવાની જવાબદારી મારે માથે લઉં છું. હું ત્યાંથી ખસ્યો. જરાક માથું ઊંચું કરીને જોઉં તો આગના ક્ષેત્રથી કાંઈક દૂર ઘાસની એક મોટી ગંજી માથું ઊંચું કરીને ઝુમી છે અને પવન પણ એ ગંજી તરફ જ વાય છે. મારા પેટમાં ફાળ પડી. જો આગમાંથી બે ચાર તણખા એ ગંજી સુધી પહોંચી જાય તો આખા સદાશિવ પેઠ બળીને ભસ્મ થઈ જાય.

હવે બળતા મકાનો બચાવવાની દૃષ્ટિ ન રહી. આગ ફેલાય નહિ એ જ જોવાનું કામ મુખ્ય રહ્યું. નાનપણમાં અમારા શાહપુરમાં લાતીઓમાં એક ગાડીખાનું હતું તે બળતું મેં જોએલું. એ વખતે અમારી શેરીના એક પહેલવાન સમાજસેવકે પોતાના અખાડાના મલ્લને હુકમ કર્યો હતો કે પહેલું કામ છાપરું તોડીને ચાર દિવાલની અંદર નાંખવાનું છે. જેથી લાતીમાં આગ પહોંચે નહિ. એ વાતનું મને સ્મરણ થયું અને તરતજ અમે લાંબા લાંબા વાંસ લઈ બળતું છાપરું અંદર તોડી પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કોઈ બીજાના હાથમાં સોંપી યત્તે પણ અમારી ભેગો થયો. અનેકવાર ઉળમકર અને યત્તેના હાથ દાઝી જતા. પણ તેઓ એક ક્ષણ પણ વિસામો લેવા થોભ્યા નહિ.

અમારૂં કામ ધમધોકાર ચાલતું હતું એટલામાં આ ચાલમાં રહેનાર એક બાઈ બહાર ગએલી હશે તે તે જ ક્ષણે પાછી આવી. અને એણે તો મારો દીકરો ઘરમાં બળી જાય છે એવી બૂમ ચલાવી. એણે બતાવેલા ઘરમાં હું ઘૂસી ગયો. કેમકે મારા પગમાં પણ ફુલબુટ હતા. ધુમાડામાંથી મારગ કાઢતો, જ્વાલામાંથી પોતાને બચાવતો હું બધે ફરી વળ્યો. પણ બાઈનું બાળક ક્યાંઓ જડે નહિ. નિરાશ થઈને પાછો ફર્યો. એટલામાં યત્તેએ લાંબા વાંસ વતી ગબડાવેલું મોભીઉં બરાબર મારા માથા પર આવી પડ્યું. એક બે જણનું મારા પર ધ્યાન હતું તેઓ તરતજ મારી વ્હારે ધાયા. મોભીઉં માથા પર ત્રાંસું પડેલું એટલે મને જૂજ જ વાગેલું. માથા પરના વાળને સહેજ ઝાળ લાગી ગઈ એટલુંજ. બહાર આવીને તપાસ કરતાં ખબર પડી કે એ બાઈનું બાળક એના પડોસીએ આગની શરૂઆતમાં જ ઘરમાંથી બહાર કાઢી એક ખૂણે બેસાડ્યું હતું. બાઈ તો હજી યે 'મારો દીકરો' 'મારો દીકરો' કરીને રોતી હતી. આસપાસના લોકો એને કહેતા કે તારો દીકરો છે. પરંતુ એ સાંભળે ત્યારે ને? એની તો એક જ વાત "મારો દીકરો, મારો દીકરો." જ્યારે કોઈ એનો દીકરો આણીને એના ખોળામાં મૂક્યો ત્યારે જ એ બાઈનો જીવ હેઠો બેઠો.

બધા છાપરા આખરે દિવાલ વચ્ચે આવ્યા. બચાવી શકાય એટલો માલ બહાર આણ્યો હતો અને આગનું જોર પણ ઓછું થયું હતું, હવે અમને છાત્રાલયમાં પાછા જવાનું સૂઝી આવ્યું. સગડીની પેઠે ભડભડ બળતા મકાનોને એમ ને એમ છોડી અમે કૉલેજ તરફ વળ્યા. ખાવાનું ઠંડું થઈ ગયું હતું. અને અમને પણ ઉત્સાહ રહ્યો ન હતો.

બીજે દિવસે 'દૈનિક જ્ઞાનપ્રકાશ'માં રાત્રે આગ લાગ્યાની ખબર પ્રસિદ્ધ થઈ હતી અને અંતે એક લીટી હતી કે આગ ઓલવવામાં કૉલેજના વિદ્યાર્થીઓએ સારી મદદ કરી હતી. બીજે દિવસે બે જ વિચાર મારા મનમાં આવતા: પેલી બાઈને લાત મારતાં મારો જીવ કેમ ચાલ્યો અને પોલીસોએ અમારી સૂચનાનો આટલી રાજીખુશીથી અમલ કેમ કર્યો? પણ દેશમાં લજપતરાયની વાતો એટલી બધી ચાલતી કે દેશમાં સળગેલી એ મોટી આગમાં અમે રાતની પેલી નાની આગ સહેજે ભૂલી ગયા.

दत्तात्रेय बालकृष्ण कालेलकर

# માજા વેલાનું મૃત્યુ



પ્રાચીન કાળના કોઈ કુલપિતાની અદાથી માજો વેલો બેઠો હતો. તેના માથે, આકાશમાં અદૃશ્ય થતી ડાળીઓવાળા, કોઈ તપોવનના વૃક્ષ જેવા ઊંચા ઊંચા ટાવરની છાયા ઢળી રહી હતી. તેની આસપાસ તેનો ત્રણત્રણ ચારચાર પેઢી સુધીનો પરિવાર ફેલાઈને પડ્યો હતો. તેની દીકરીની દીકરીનાં જોડિયાં બાળક તેના બે ખભા પર ટીંગાયાં હતાં. તેનો સાઠ વરસનો દીકરો તેને પડખે જ ઊભા પગ પર માથું ઢાળી બેઠો હતો. તેના પચાસ વરસના બીજા છોકરાના બે છોકરાની વહુઓ થોડેક દૂર તેમનાં બચ્ચાંને ધવરાવતી દોણીઓમાંથી કંઈક વસ્તુઓ તાંસળીમાં કાઢતી બેઠી હતી. અને એવાં બીજાં અનેક સ્વજનો, જેની સંખ્યા ગણતાં કે યાદ રાખતાં માજા વેલાને આવડતું ન હતું તે બધાં નક્ષત્રના તારાઓની પેઠે આમતેમ ફેલાતાં બેઠાં હતાં.

શિયાળાની સાંજના સાતેકનો વખત હતો. અને તપોવનના યજ્ઞના ધુમાડાની પેઠે કારખાનાંનો ધુમાડો સર્વત્ર વ્યાપેલો હતો. યજ્ઞના ધુમાડાની પેઠે તે પણ આંખોને બાળતો હતો. યજ્ઞના ધુમાડાની પેઠે તેનામાં પણ ગંધ હતી, પણ તે માત્ર ગટરની, સુગંધિત હવિની નહિ. શહેરના કોઈ બજાર, મોટરોના એક અડ્ડા પાસે એક ઊંચા ટાવરની પડખે ફૂટપાથ ઉપર, રોજની પેઠે આજે પણ માજા વેલાની સંતતિ ભેગી થએલી હતી.

સાંજ વેળાએ, પોળના લોકો ખાઈ પરવારવાની તૈયારીમાં હોય ત્યારે માજા વેલાની સંતતિ માથે એક નાનકડું દોણું મૂકી મોટા તીણા રડતા અવાજે 'માબાપ, કંઈ આલજો કે . . .'ના ટહુકા કરતી ગલીએ ગલીમાં ફરી વળતી અને પોતાનું દોણું ભરાયે પેલા ટાવર પાસેના અડ્ડા તરફ લહેકાતી ચાલે રવાના થતી. આદમીઓ પોતપોતાના શાકના કે પ્યાલા-બરણીના ટોપલા સાથે કે ખાલી હાથે ત્યાં ક્યારના આવીને બેસતા. જેમજેમ દોણાં આવતાં થતાં તેમતેમ તેમાંની વસ્તુઓને ઇન્સાફ અપાયે જતો; અને છેવટે થોડુંઘણું વધે તે વાસણમાં પડી રહેતાં ડોસાંડગરાં માટે લઈ જવાતું.

આજે માજા વેલાને થોડો તાવ આવેલો એટલે ઘણાંએ ના કહેલી, છતાં તે આવવા તૈયાર થયો. ગઈ કાલે એક લગ્નમાંથી જે વસ્તુઓ આવેલી તે પરથી તે લગન માટે તેનો અભિપ્રાય ઊંચો બંધાએલો. અને એ લગન. નાત, જમણ બધું જોવા માટે તેની ઉત્સુકતા વધેલી.

'માજા દાદા, તમને બરાબર ચડી છે ને શું કરવા આવો છો?' નીકળતાં નીકળતાં તેમના ભત્રીજાએ કહ્યું.

'અરે બરાબરની મા પરણે!' માજા વેલાએ ખૂંખારીને કહી નાંખેલું અને લાકડીને ટેકે મોટરોથી ભરેલા રસ્તા ઓળંગતો, હોટેલોના ભપકદાર દીવા જોતો, માજો વેલો આવીને ટાવરની ભીંતે બેસી પડ્યો. તેને સહેજ હાંફ ચડી. પણ તે થોડી વારમાં બેસી ગઈ.

તેની દીકરીની દીકરીનાં જોડિયાં બાળક તેની આસપાસ બે ગલુડિયાંની પેઠે વીંટળાઈ તેની મૂછો ખેંચતાં, તેને ખભે ચડી જતાં, તેનો ખોળો ખૂંદતાં ગેલ કરવા લાગ્યાં. માજો વેલો એ છોકરાંઓને રમાડતાં, આસપાસનાં છોકરાં-વહુઓની વાતો સાંભળતાં-સાંભળતાં, માણસોથી ભરાઈને જતા ખટારા, સાઈકલો, મોટર સાઈકલો, મોટરો વગેરેને જોઈ રહ્યો.

મોટરના અડ્ડા ઉપર એક માણસ સિગારેટ પીતો ઊભો હતો. તેની મીઠી ધુમાડી માજા વેલાના નાકમાં આવી. તેની ઇચ્છા સળવળી. પેલા માણસને ફૂંક લેતો

# દાતણ વેચતી અને એઠાં ઉઘરાવતી નીચલા સમાજથરની સૃષ્ટિનું જીવનચિત્ર

આલેખક · સુન્દરમ્

તે તાકીને જોઈ રહ્યો. સિગારેટ પીનારે તે થોડીક પીને નાખી દીધી. માજા વેલાએ તરત એક છોકરાને દોડાવ્યું: 'જા તો, લલિયા, પેલી બીડી લઈ આવ.'

'સીગરેટ, દાદા'

'હા, શીગરેટ: બાળા શહેરી થઈ ગયા તો બધુ!' માજા વેલાએ પોતાનો મોટો અસંતોષ જણાવ્યો. અને છોકરો સિગારેટ લઈ આવ્યા તેને, વચ્ચે વચ્ચે છોકરાને એકાદ દમ ભરવા દઈ, પોતે પીવા લાગ્યા અને આસપાસનાંને કહેવા લાગ્યા:

'હજી ધીછ ન દેખાઈ!' 'ભલકાને ક્યાં મોકલ્યો છે?' 'બ્હાલકી, તું તો જાણે નકરી વાણિયણ જેવી લાગ છ.' 'અરે, ભાણકી, તારી છોડી કેમ આટલી બધી રોવે છે?' 'કલી ડોસી માંદી પડી છે?' 'હેં, પેલા મગિયા હસ્પિતાલમાં મરી ગયા?'

તેનાં સોળેક વરસની ઉમર સુધીનાં 'છોકરાં' આ પ્રશ્નોના ખપજોગા જવાબ આપી વળી પાછાં પોતાની વાતમાં ઢળી જતાં હતાં. છેવટે માજાએ એક સવાલ કરી બધાંને ચોંકાવી મૂક્યાં: 'અને પેલા ધાડમાં ગયા છે તેમની તો તમે કોઈ મને વાત ય નથી કરતા!'

માજા વેલાની પાસે બેઠેલો તેનો પળિયાંવાળો છોકરો એકદમ કાન સરવા કરી બોલ્યો: 'બાપા, જરા ધીરે બોલો કે' પોલીસવાળો અહીં જ આંટા મારે છે.'

એવામાં જ અડ્ડા ઉપર આવીને ઊભેલી મોટી ઘર જેવડી મોટરમાંથી એક ઊંચો પોલીસ ઊતર્યો અને કેડ પરનો દંડો હલાવતો ચાલ્યો ગયો. તેની પાછળ તુચ્છકારની નજર નાખતો માજા વેલા ધીરેથી બોલ્યો:

'હવે જોઈ તારી પોલીસવાળી! આ એવા તો સત્તરને ગૂંજામાં ઘાલીને અમે ફર્યા છીએ!'

'દાદા, એક વાત કરો ને, પેલી તમારી ધાડની!' તેમનો એક પ્રૌઢ આવીને તેમને વળગ્યો. અને માજા વેલાએ કેટલામી ય વાર પોતે શહેરમાં ધાડ પાડી હતી તેની વાત કહેવા માંડી. મોટાં માણસોને તો એ વાત જૂની થઈ ગઈ હતી એટલે તેઓ પોતાની વાતમાં મસ્યાં રહ્યાં. માત્ર તેમણે ડોસાને કહ્યું: 'ડોસા, હળવેથી બોલો, હળવેથી.'

માજા વેલાએ વાત ધીરેથી કહેવા માંડી. પણ તેની કહેવાની છટા એવી હતી કે બીજી વાતો કરનારનો એક કાન તો તેના તરફ જ રહેવા લાગ્યો.

અને માજા વેલાએ ભૂતકાળ ઉખેળવા માંડ્યો. 'ગામડેથી શહેરમાં અમે આવેલા ત્યારે આ કોટ બહાર દરવાજા કને પડી રહેતા. દાતણ વેચતા. એઠું માગી લાવતા. અને રાતને પહોર એકલદોકલ કોઈ મળે તો તેને ખંખેરી લેતા. પણ તે આ દરવાજા આગળ નહિ. હાં કે! આ શહેરને તો બધા સત્તર દરવાજા છે. તે બીજા કોક દરવાજે. અહીં તો ગરીબ ગાય થઈને જ રહેવું પડે ને! અને આ જ્યાં ટાવર છે ત્યાં તો કશું ય નહોતું! —હા, કશું ય નહિ. એક ઊંડો ખાબોચિયો હતો. તેમાં લોક ઝાડે ફરવા આવે, એંઠ નાખી જાય, પતરાળાં નાખી જાય. અમે તો કહેવેલું કે આ દરવાજે કશું ય ના કરવું. પણ એક વાર લગનગાળો હતો અને તારી દાદી એંઠ લઈને આવતાં ખબર લાવી કે એક વાંચણ હજારેક જેટલાના દાગીના પહેરીને પતરાળાં નાખવા આવે છે. તે મેં તો ઘણો ય વાર્યો. પણ મારો પેલો નગુડિયો ઝાલ્યો ન રહ્યો અને વાંચણને ખંખેરી લીધી. પણ એ તો બહુ બુમાટા કરવા લાગી. પછી શું થાય? એની ગળચી દાબી દીધી અને ખાડામાં નાખી દઈ નાસી ગયા. હા, પછી પોતાના ભાગનાં ઘરેણાં વેચતાં અમારામાંનો એક પકડાયો હતો. પણ મારા ભાગનાં તો મેં ગાળી જ નાખ્યાં હતાં. તો ય અમને બબ્બે વરસની સજા થએલી. એ અમારી પહેલી ધાપ.'

છોકરાંઓ નવાઈભરેલે મોંએ સાંભળી રહ્યાં. 'હે દાદા, તે અહીં ટાવરે ય નહોતો?' 'ના.' 'અને દાદા, આ પેલી મોટી બત્તી યે નહોતી?' 'ના, બાઈ. આવા રસ્તા ય નહોતા. અને હાથહાથની ધૂળ. અને હતગં ય કેટલાં બધાં, બસ બસ કર્યા કરે. પણ અમને એનો બીક હાં કે? અને લોક તે વેળા તો ખાટ ભાગતા. ઓટી–પહેરી જાગતા. બાપ'લા. હવે તો એ ભાગ છે ય શું? હવે તો ઘી વગરના લોક. અને તે ય મહીં શું મળે? અને હવે બાપડીઓ કાંટાળી શણગારેલી તો બારે દેખ છે, પણ એ તો બધાં ખોટાં ઘરેણાં. ખાલી દેખાવનાં. કોને ખંખેરીએ તો ય બાંડ આક

દસ રૂપિયાનો માલ હાથ આવે!'

'ને દાદા શીગરેટ ય નહોતી?'

'ના ભાઇ, પહેલો તો લોક હુક્કો પીતા. ને હું ને મારો બાપ એક લુવાણાને ઓટલેથી હુક્કો ઉઠાવી લાવેલા. આખી રાત વાસમાં બેસી પીધા કર્યો. દહાડે તો કંઇ આપણા વાસમાં બેસી પીવાય? સાતેક રાત અમે હુક્કો પીધો, પછી હુક્કો વહેંચવાની તકરાર થઇ એટલે અમે તે ભાંગી નાખ્યો!'

'ને દાદા, કહે છે તમે રૂપિયા બનાવતા?'

'હા!' માજને વેલો બોલવા જતો હતો. પણ એના છોકરાએ એને સેહી રાખ્યો; 'બાપા, મૂંગા રહો કે. એ વાત અહીં ના કાઢશો.'

માજને વેલો ઘડીક ચૂપ રહ્યો. વાતો સાંભળવામાં મગ્ન એવું એક છોકરું બોલી ઊઠ્યું: 'મા, મને ભૂખ લાગી છે.' અને ઊઠીને મા તરફ જતુંજતું બોલ્યું: 'દાદા, રૂપિયાની વાત ઘેર જઇને કહેજો, હો કે?'

'હા, બેટા' જા, જો કે તારી મા શું લાવી છે?'

'ને દાદા. તમે કેટલા બધા રૂપિયા બનાવેલા?' એક બીજા છોકરાએ પૂછ્યું.

'આટલાબધા'' હાથને માટલી માય તેવડા પહોળા કરી માજને વેલો બોલ્યો. અને એ પહોળા કરેલા હાથમાં તે છોકરાને તેણે ઉપાડી લીધું.

'દાદા, તમારી મૂછો રૂપિયા જેવી ધોળી છે, નહિ?' છોકરાએ માજા વેલાના થોભિયા જોડે રમતાં કહ્યું. માજને વેલો હસ્યો અને મૂછને હથેળીની પૂંઠથી ઊંચા ચઢાવતાં બોલ્યો: 'ના' બેટા. એ તો સુતરફેણી જેવી છે, અંબાતની સુતરફેણી જેવી''

'એ શું દાદા?' છોકરાની જિજ્ઞાસા વધી.

'અરે બાપ, તેં હજી સુતરફેણી નથી ખાધી!' માજને વેલો જમાના પર અફસોસ કરવા લાગ્યો. 'અરેરે, અમે જેટલું ખાધું છે તેટલું તમને જોવાનું ય નહિ મળે. હવેના લોક શું ખાઇ જાણે?' અને દૂર બેઠેલા ટોળા તરફ જોઇને બોલ્યો: 'અલ્યા, કોઇનામાં સુતરફેણી આવી હોય તો લાવજો અહીં!'

સ્ત્રીઓ જરાક રણકતું હસી. પુરુષોમાંથી કોક ધીમેથી બોલ્યું: 'ડોસાને ય શું મરતેમરત ભસકા થાય છે!'

'અલ્યા, કોઇ સાંભળો છો કે નહિ?' માજને વેલો ફરી બોલ્યો.

'એ. આવશે તો આપશું, દાદા; આ હજી દાળભાત આવ્યાં છે.' કોકે કોમળ અવાજે કહ્યું.

'એ સારું સારું, ભાઇ; મારે નથી ખાવી, આ તો છોકરાને જરા બતાવવી હતી.'

'અને સુતરફેણી આવે ત્યાં લગી તેનું વર્ણન કરવાનો છોકરાંઓએ આગ્રહ કરતાં માજને વેલો સમજાવવા લાગ્યો: 'છે તે, તમે છાણાં થાપો છો ને, છાણાં, તેની નાનકડી છાણી જેવી હોય હોં કે.'

'છી: છી:!' છોકરાં બોલી ઊઠ્યાં.

'અરે સાંભળો તો ખરાં! પણ તે ધોળી, સાવ ધોળી. નકરી દૂધ જેવી!'

'હેં!' બાળશ્રોતાઓની આંખો આશ્ચર્યથી પહોળી થઇ.

અને ગળી ગળી! અને અંદર કેસર હોય તો પીળી.'

'પીળી? ખીચડી જેવી?'

'હા. એવીક. અંદર એલચી, બદામ, પીસ્તાં, જાવંત્રી, એવું એવું બધું હોય!'

'દાદા, એ બધું શું?' છોકરાં બોલી ઊઠ્યાં.

'અરે, તમે એ બધું નથી ભાળ્યું હજી?' માજને વેલો નવાઇ પામ્યો. તેને પોતાનાં છોકરાંઓ ઉપર તિરસ્કાર આવ્યો કે આ નાનાં છોકરાંઓને તેણે હજી લઇ કંઇ ખવડાવ્યું નથી, બતાવ્યું નથી. તેને કોક ગાંધીની દુકાન ફોડીને બધો સૂકો મેવો છોકરાંઓ માટે લઇ આવવાનું મન થયું. તે ધીમેથી બોલ્યો: 'કોક દી દેખાડીશ, બેટા. જીવતો રહ્યો તો.'

'તે દાદા, તમારી મૂછો કેમ ધ્રૂજે છે?' એક છોકરું બોલ્યું.

'અરે દાદાના ખભા ધ્રૂજે છે!' બીજું બોલ્યું.

'દાદા, સુતરફેણી ખાવો તો મટી જાય?' ત્રીજું બોલ્યું.

'રહો કે, હું લઇ આવું.' અને એમ કહી પોતાના બાપા પાસે જઇ તેને વળગી કહેવા લાગ્યું: 'બાપા. દાદાને સુતરફેણી ખવાડી હોય તો! દાદા ધ્રૂજે છે!'

તે મોટો માણસ, માજા વેલાનો પુત્ર, માજા વેલા તરફ ફર્યો: 'ડોસા, બરાબર ચઢી કે શું વળી! મેં ના નોહતું કહ્યું!'

'કંઇ નથી, બેટા! એ તો સહેજ ટાઢ વાય છે!' માજને વેલો બોલ્યો: 'તમે તમારે કરતા હો એ કરો, બાપા!' પણ ડોસાની પાસે આવીને તેના બત્રીજ

વનાએ ડોસાને હાથ અડાડી જોયો. ડોસાને તાવ ચડવા માંડ્યો હતો. પોતાના શરીર પરની લીલી કામળ ડોસાને તેણે ઓઢાડી ને કહ્યું: 'સૂઈ રહો હવે. બહુ બોલશો મા!' અને તે છોકરાંને દૂર ભગાડી મૂકવા લાગ્યો. ત્યાં માજા વેલાએ કહ્યું: 'છો બેઠાં એ મારી કને!'

તે ટાવરની ભીંતને અઢેલી જરા વધુ ટટ્ટાર થયો અને પોતાની આસપાસની હિલચાલો તરફ તરફ જોઈ રહ્યો. તેની વહુ દીકરીઓ વારેવારે ડોકિયાં કરતી હતી. કોક એક દોણું ઢાંકવી વળી ફરી દરવાજા ભણી જતી હતી. દૂરદૂરથી બેન્ડવાજાં સંભળાતાં હતાં. દરવાજાની અંદર આઘે બત્તીઓનો મોટો ઉજાસ દેખાતો હતો. લોકોનો કોલાહલ રોજ કરતાં વિશેષ હતો.

માજા વેલાને અહીં આવતાં રોકનાર બચીજાને દાદા તરફ વિશેષ વહાલ હતું. તે દાદા પાસે આવ્યો અને બોલ્યો: 'દાદા, કંઈ ખાવું છે?'

'ના ભાઈ, આવશે તે ખાઈ લઈશું.'

'ના, ના, તમે કંઈ સૂતરફેણીની વાત કરતા હતા ને?'

ના ભાઈ. એ તો આ છોકરાંને દેખાડવી'તી જરા!'

'સારું બીજું કાંઈ જોઈએ છે?' અને તે પાસે પડેલું ગોચિયું ઉપાડી, માથાનું કાળિયું ઠીક કરતો, હાથમાં લાકડી લઈને ઊપડ્યો. તેને જતો જોઈ માજો વેલો ચોંક્યો. છોકરો ભારાડી હતો. ક્યાંક હાથ મારીને જરૂર ઉપાડી લાવશે. પણ ઝલાઈ ગયો તો! માળા પોલિસવાળા હવેના બહુ હોશિયાર થઈ ગયા છે. ના. ના, આજનો દહાડો એણે ખમી જવું જોઈએ. અને માજા વેલાએ જોરથી બૂમ પાડી: 'વના, એ વના, પાછો આવ, પાછો.'

પણ વનાને તેનો અવાજ પહોંચ્યો નહિ. દરવાજા પાસેની બત્તીના અજવાળામાં તેની પડછંદ પીઠ માજા વેલાને દરવાજામાં દાખલ થતી દેખાઈ..... માજા વેલાને એકદમ થાક ચડી આવ્યો. એ જરાક ટૂંટિયું વળી વિશેષ લંબાયો.

તેનાથી બે એક હાથ છેટે છોકરાં, તેની પાસેથી આઘાં હટી, આવેલી દોણીઓની સામગ્રી ઉપર તૂટતાં હતાં. એકેક તાંસળીમાં દોણીમાંના પદાર્થો ઠાલવવામાં આવતા હતા. તેમને બે ય હાથે લઈ તેઓ ખાતાં હતાં અને ખાતાં ખાતાં કશુંક પોતાને ન ઓળખાય એવું નીકળે કે તરત બોલી ઊઠતાં હતાં: 'અલ્યા, ઊનરફેણી! ઊનરફેણી!

ટાવરમાં દસના ટકોરા પડ્યા. સામેના દરવાજા પાસે ચહેરા પર ઊભેલો પોલિસ હટી ગયો. પોલિસને ગએલો ભાળી માજા વેલાને ક્યાંકથી એકદમ નિરાંત વળવા લાગી. માજો વેલો પોતાની જાત પર ચિડાયો. સિપાઈડાંની બીક લાગે છે ડોસા તને? ના, ના. હજી તો પોતે ધાડમાં જાય એવો છે! પણ એને વનો યાદ આવ્યો. એ પેલા દરવાજામાં થઈ વાર ઉપર દાખલ થયો ત્યારે એની પીઠ કેવી દેખાઈ હતી! એ પોલિસના હાથમાં ઝડપાઈ ગયો તો! એ ય હજારને ભારે પડે એવો તો છે. પણ આજે એમ થાય છે કે છોકરો પોતાની કને જ રહે તો કેવું સારું!

'અલ્યા. કંઈક ઓશીકે મૂકવાનું છે કે?' થોડી વારે માજા વેલાએ પૂછ્યું.

'દાદા, આ ટોપલીનો ટેકો કરો.' કહી એક બ્યાસા-ભરણીવાળી છોડીએ ડોસાના માથા નીચે પોતાનો ટોપલો ગોઠવી આપ્યો.

માજો વેલો 'હાશ' કરી લાંબો થયો. 'પથરા માળા દાદા લાગે છે, કોઈ દી નહિ ને આજે જ વધારે!' તેને મનમાં થયું. પણ તે શાંત પડ્યો પડ્યો, પાસે છોકરાં ઉમંગભેર ખાતાં હતાં તેમને જોવામાં મન પરોવવા લાગ્યો.

એક જુવાન છોડી હળકની ચાલે માથે દોણી લઈને આવી પહોંચી. એ વનાની છોડી હતી. માજા વેલાને ખાસ વહાલી હતી. તેણે દોણી નીચે મૂકી ન મૂકી તેટલામાં છોકરાં તેની આસપાસ ફરી વળ્યાં: 'શું લાવી. ખુડી!' 'ખુડી, મને!' 'ખુડી, મને!'

'રહો કે, બહુ સારુંસારું લાવી છું. ખસો જરા.' કહી દોણી પર હાથ ઢાંકી તે બધાંને દૂર રાખવા લાગી. છોકરાં ખાવાની વસ્તુઓથી ખરડાએલાં તાંસળાં હાથમાં લઈ તેની આસપાસ ભમવા લાગ્યાં. રાણીની છટાથી ખુડી બોલી: 'જુઓ, એમ લેનબંધ બેસી જાઓ. દરેકને થોડું થોડું મળશે! હાં, બરાબર; બેસો હવે, આપું છું હો કે?' અને તે તેના વહાલા દાદા પાસે પહેલાં ગઈ.

'દાદા, ઊંઘી ગયા કે? કંઈ ખાવું છે?'

માજો વેલો સહેજ ઝબક્યો. ખુડીને જોઈ તેની આંખમાં તેજ આવ્યું. ઝાંખા અજવાળામાં તે છોડીને જોતો બોલ્યો: 'ખુડી કે? બેટા, શું છે? શું લાવી છે?'

અને દાદાના કાન પાસે મોં લઈ જઈ ખુડી બોલી: 'આઇસ્ક્રીમ!'

'આવી ગને આઇસ્ક્રીમ!'

'હા, દાદા, એક કલાકમાં જઈ ચડો હતી. ને પંડિયાના પડિયા મેં ભરી આપ્યા છે. એનો તો સારો છે! દાદા, એક લગીરેક ખાઓ ને!'

'ના, ના, મને ઠીક નથી.'

'એ તો મટી જશે દાદા, લગીરેક, તમને મારા સમ!'

અને માજને વેલો ખુડીના આગ્રહથી. થોડો એક થઈ પડિયો મોંઢે વળગાડી આઇસ્ક્રીમ પીવા લાગ્યો. પીતાં પીતાં પોતાની ધોળી મૂછો પલળતી તેને તે હથેળી વતી સાફ કરતો જતો હતો.

આઇસ્ક્રીમ પીતાંપીતાં છોકરાંઓનું ધ્યાન દાદા તરફ ગયું અને બોલી ઊઠયાં: 'જુઓજુઓ. હ્યા, દાદાની મૂછો કેવી લાગે છે'' અને ખડખડાટ હસવા લાગ્યાં.

આઇસ્ક્રીમનો પડિયો પૂરો કર્યા પછી માજા વેલાને નીચેના પથરા વધારે ટાઢા લાગવા માંડ્યા. તેણે પૂછ્યું: 'છોડીઓ! કોઈ કને કંઈ પાથરવાનું છે?'

ખુડી તેની પાસે આવી. દાદાને ધ્રૂજતા જોઈ તેમને ડોકે હાથ અડાડી તે બોલી: 'માડી રે! દાદા. કેવીક બળતરા તમને ચડી છે' ચાલો વાસમાં જઈએ.'

'એ તો ઊતરી જશે. બેટા; તારો બાપો હમણાં આવે. પછી સૌ ભેગાં જઈએ.'

બીજા આદમીઓ ડોસાની વધારે નજીક આવ્યા અને 'કાકા, કેમ કંઈ ઠીક નથી વળી?' 'આવા ટાઢે શું કરવા આવ્યા!' 'અરે, કેવું ડીલ ધીકે છે!' એમ બોલતા તેની આસપાસ બેઠા અને વળી પોતાની વાતોએ વળગ્યા તથા જે જે ઓરાક આવતો જતો હતો તેને ઈન્સાફ આપવા લાગ્યા.

ખુડીએ પ્યાલા-બરણીઓવાળી પાસેથી આવેલાં લૂગડાં ઝૂંટવી લાવીને દાદાની નીચે પાથરી આપ્યાં. માજા વેલાને હૂંફ વળી. 'દીકરી. સો વરસની થજે. બેસ બેટા. મારી પાસે ઘડીક બેસ.' અને તે તેના માથા પર હાથ ફેરવવા લાગ્યો. અને મનમાં મનમાં બોલવા લાગ્યો: 'ખોડિયાર મા! મારી ખોડિયાર મા!'

ખુડી ખોડિયાર માતાની આપેલી હતી. એની બાધા આખડીઓ માની ડોસાએ છોકરીને જીવતી રાખી હતી. ડોસાને પોતાના સગા છોકરાછોકરીઓનાં છોકરાં કરતાં પણ ખુડી પર વધારે વહાલ હતું.

'બેટા, જો કે, તારો બાપો ક્યાંય દેખાય છે?'

માજા વેલાએ પૂછ્યું. એને બેચેની વધવા લાગી હ ખુડી ઊભી થઈ દરવાજા ભણી નજર નાખવા લા

બધાંએ લગભગ ખાઈ લીધું હતું. છોકરાં ( એક તાંસળીમાં બબ્બે ત્રણત્રણ ભેગાં મળી થોડું ગટકાવતાં હતાં અને દોણીમાંથી નીકળતી વસ્તુએ નામ બોલતાં જતાં હતાં. માજને વેલો તે સાંભળ મનમાં હસતો હતો. 'ભૂખડીઓ સાવ. આ છો ય તે કેવાક! કશું જ લાવતા નથી!'

વસ્તીની અવરજવર ઓછી થવા લાગી હ આસપાસની દુકાનો બંધ થવા લાગી. દુકાનોના દી ઓલવાના ગયા. દૂર માત્ર એક રસ્તા વચ્ચે બત્તી સળગ રહી. જાણે હવે જ રાત પડી હોય એમ લાગતું હ

માજા વેલાની નજર એકાએક ટાવર ભણી ગ અધધધ. કેવડોક ઊંચો બાંધ્યો છે! આ જરાક ઘ ને તૂટી પડે તો' માજા વેલાને ટાવર થથરતો લાગ 'ઘડપણ દેખાવા લાગ્યું તને. માજા વેલા!' ડોસો મન બબડ્યો: 'અરે આટલે ઊંચેથી તો અમે ભૂસકા માર નાખી છીએ.' અને તેની નજર આગળ પોતાના રો ચક જીવનના પ્રસંગો ખડા થવા લાગ્યા. પોતાની ગ નવી પ્રજા પોતાની સરખામણીમાં કેટલી કાયર હત 'આ ઘર ફાડ્યું કે કોકનું ખિસ્સું કાતર્યું. કે ક્ય પડેલી ચીજ ઉપાડી આણી; બસ! હા. વનો એ હતો. ખરો બહાદુર. કંઈક મારું નામ રાખે એવો

અને વનો પોતાની પાસે નથી તે તેને યાદ આવ તે બોલી ઊઠયો: 'વનો હજી ના આવ્યો!'

'આવતો હશે, ચાલો આપણે હવે જઈએ બધાં કરી કેટલાક આદમીઓએ ઊઠવા કર્યું. 'ઊઠો દાદ તમને ઘેર પહોંચાડીએ. કેવાક ધ્રૂજો છો!'

'જાવ તમારે જવું હોય તો! હું ને વનો બે આવીશું!' કહી ડોસો ટાવર ભણી પડખું ફરી ગયે

'લો આવ્યા. આવ્યા. મારા બાપા આવ્યા!' ખુ બોલી ઊઠી. ડોસાએ ડોકું ફેરવ્યું. સામેના દરવાજામાંથી વેગબેર પણ સાવધાનીથી લપાતો વનો આવતો હતો. બધાં આતુરતાથી તેની રાહ જોવા લાગ્યાં.

વનાએ પાસે આવી લૂગડામાં વીંટેલો એક ડબ્બો નીચે મૂક્યો, છોકરાં ડબ્બાની આસપાસ 'શું છે! શું છે!' કરતાં વીંટળાઈ વળ્યાં.

'ખાવું ય છે!' વનો થોડુંક ગિરાઈને બોલ્યો.

'ઉતરફેણી ય છે!' પેલા જોડિયાંમાંથી એક બોલ્યું.

'હા!' ફરી વનો હસ્યો અને કંડિયો ખોલવા લાગ્યો.

'ધોળા છાણાં' જેવી એક પોચી વસ્તુને તેણે કંડિયામાંથી બહાર કાઢી. અને તેને ભાંગી ભાંગી દરેકને વહેંચવા માંડી.

'અલ્યો, તમે દાદાને કંઈ ખવાડ્યું કે નહિ? ખવાડ્યું? આઇસ્ક્રીમ ખવાડ્યો? ખુડીએ? અરે વાહ રે વાહ! લાવો, દાદાને એક તાંસળી આપો.' અને એક તાંસળી લઈ તેમાં કંડિયામાંથી આણેલી બધી વસ્તુઓ થોડી થોડી મૂકી તે ડોસા પાસે લઈ ગયો. 'દાદા, થોડુંક ચાખશો કે?'

માજો વેલો બેઠો થઈ ગયો. હંમેશની ખાવાની ટેવ પ્રમાણે તે બેય પગે ઊભા બેઠા. જમણા હાથમાં તાંસળી લીધી અને ડાબા હાથથી અંદરની વસ્તુઓને અડવા લાગ્યો.

'બધે અંધારું થઈ ગયું છે. કશું દેખાતું નથી. શું શું લાવ્યો છે?'

'તમે ઓળખો ને દાદા!' વનો સહેજ હસીને બોલ્યો.

'એમ કે!' માજા વેલાએ સામે હસીને કહ્યું. અને દરેક ચીજમાંથી એકેક બટકું લેતાં તે બોલવા લાગ્યો: 'આ તો જલેબી. આ તો હલવો છે. હેં, આ મેસૂર છે. આ કણીનો લાડવો? આ શું મગશ કે મોહનથાળ? અને અરે આ, હેં શું સૂતરફેણી પણ લાવ્યો છે!' અને તેણે વનાને પાસે બોલાવી કાનમાં પૂછ્યું:, 'ક્યાંથી ઉપાડી લાવ્યો બધું? હેમખેમ છે ને બધું?'

'ખોડિયાર મા બધું હેમખેમ રાખે છે, દાદા' તમે તમારે ખાઓ ને!' અને ઊઠીને તેણે કંડિયાની વસ્તુઓ બધાંને વહેંચી દીધી અને કંડિયાને દૂર એક કચરપેટીમાં નાખી આવ્યો.

ઊભે પગે બેઠોબેઠો માજો વેલો પરમ સંતોષથી ખાવા લાગ્યો. ખાતાંખાતાં તેની ટેવ પ્રમાણે તે મૂછોને હથેળી વતી ઊંચી ચડાવતો જતો હતો. સૂતરફેણી ખાતાંખાતાં તેને ખંભાત યાદ આવ્યું. દરિયાની ભરતી તેને દેખાવા લાગી. હા, એ તો જિંદગીની મોટામાં મોટી થાપ હતી. ખંભાતમાંથી હાથ મારી સીધા એક હોડકામાં બેસી કાઠિયાવાડમાં ઊતરી પડ્યા હતા. અને દરિયામાં એકલી સૂતરફેણી જ ખાધા કરી હતી! છેવટે છોકરાંને ઉદ્દેશી માજો વેલો બોલ્યો:

'અલ્યાં. ખાધી કે સૂતરફેણી?'

'હા, દાદા. આ કે?' એમ બોલતાંબોલતાં બે-ચાર છોકરાં તેની પાસે આવ્યાં અને સૂતરફેણીનું એકેક બટકું દાદાને ધરતાં બોલ્યાં: 'લો દાદા, ખાઓ. ખાઓ! ખાઓ દાદા!'

'બહુ ખાધું, બેટા' હવે તમે ખાઓ; ખાવા જેવાં થયાં છો!' અને તે એકદમ બોલી ઊઠ્યો: 'વના'

તેનો અવાજ બદલાઈ ગયો હતો. વનો સફાળો તેની પાસે આવ્યો. 'શું છે દાદા?'

'મને પકડ જોઈએ. બેટા! મને કંઈક થાય છે!'

વનો ડોસાની પાસે બેસી પડ્યો.

'મને અઢેલવાનું કંઈક દે તો'' ડોસો બોલ્યો. તેનું આખું શરીર કાંપવા લાગ્યું. વનાએ માજા વેલાના શરીરની આસપાસ કામળને ચગદીને લપેટી. અને કહ્યું, 'દાદા. મારા પર આડા પડો.'

'ખુડી ક્યાં છે, મારી મા, ખોડિયાર?'

'એ આવી દાદા!' કહેતી ખુડી દૂર ઊભી હતી તે નજીક આવીને બેઠી.

માજો વેલો બોલ્યો: 'આવ, મારા દીકરા, સો વરસની થજે.' કહી તેણે ખુડીને માથે હાથ મેલ્યો. 'વના, મારી ખુડીને સારો વર પરણાવજે, હોં કે!' અને 'ખોડિયાર મા! ખોડિયાર મા!' બોલતાં ડોસાએ ભત્રીજાના ખોળામાં માથું ઢાળી દીધું.

વનાએ માજા વેલાના હાથમાંથી તાંસળી લઈને નીચે મૂકી. ડોસાએ લગભગ બધું ખલાસ કર્યું હતું. ડોસાની મૂછો વનાએ હાથ ફેરવી ચોકખી કરી.

'શું થયું? શું થયું?' કરતાં બધાં તેની આસપાસ ભેગાં થઈ ગયાં.

'કંઈ નથી થયું!' વનો દૃઢ અવાજે બોલ્યો. કોઈએ રડવાનું નથી, ખબરદાર! ડોસા સુખી થઈને ગયા છે!'

બધાં ઉપર એક શાંતિ છવાઈ રહી. બેએક જણે ભેગા મળી માજા વેલાને ઉપાડવા પ્રયત્ન કર્યો, પણ છેવટે તે એકલો જ ડોસાને પોતાને ખંધોલે નાખી ચાલવા લાગ્યો.

તેની સાથે ધીરેધીરે ચાલતી માજા વેલાની ત્રીસેક જણની સંતતિ અંદરઅંદર ધીરેથી વાતો કરતી ચાલવા લાગી: 'ડોસો બહુ સારું મોત પામ્યા. બહુ સુખી મોત. બહુ સારું મોત!'

# જીવી જાણનારા

જે માનવજીવનનું સાચું [૪] મૂલ્ય શીખવી ગયા

## ન્યૂ ઑર્લિઅન્સની માર્ગરેટ

ન્યૂ ઑર્લિઅન્સના સુન્દર નગરમાં તમે કદાચિત્ જાઓ તો ત્યાંના જૂના ચૌટામાં પેઢો, દુકાનો ને હોટલો છે ત્યાં કોક તમને અચૂક તેડી જાય, અને નાનકડા ચોકમાં એક પૂતળું છે તે તમને બતાવે. પૂતળું નીચી ખુરશી ઉપર બેઠેલી એક સ્ત્રીનું છે, અને એક બાળકને એણે બથમાં લીધેલું છે. એ સ્ત્રી કાંઇ રૂપવતી નથી; એણે જાડા સાધારણ જોડા તથા સાદાં કપડાં પહેર્યાં છે, એનું શરીર જાડું મોટું છે, એનું કાડું નીચું છે, અને એનું મોઢું ચોરસ હડપચીવાળું આઇરિશ ઢબનું છે; પણ એની આંખો-માંથી માતૃપ્રેમ તમારા ઉપર જાણે ઝરે છે.

આ પૂતળું એક રીતે નવી નવાઈ જેવું છે; અમેરિકા-માં સ્ત્રીનું પૂતળું આ પહેલું જ ઊભું થયેલ છે.

એ પ્રતિમા માર્ગરેટ નામે એક બાઈની છે.

માર્ગરેટ નાની બાળી હતી ત્યાં જ એનાં માબાપ મરી ગયાં, અને એનાં માબાપ જેવાં જ નિર્ધન તથા દયાળુ એવાં તરુણ દંપતીએ એને પાળી પોષીને મોટી કરી. પછી એ પરણી ને એને એક છોકરું થયું, પણ એનો વર તથા બાળક એક પછી એક મરી ગયાં, અને માર્ગરેટ જગતમાં એકલી પડી. એ ગરીબ હતી, પણ શરીરે ગુદડ હતી અને પરિશ્રમ કરી જાણતી હતી.

સવારથી સાંઝ લગી એ ધોબીઘરમાં કપડાંને ઇસ્ત્રી કરતી. અને એક અનાથાશ્રમનાં નાનકડાં નમાયાં છોકરાં શેરીમાં રમતાં એને એ બારીમાંથી જોતી. થોડા વખત પછી શહેરમાં મરકી આવી તેમાં એટલાં બધાં માબાપ મરી ગયાં કે અનાથાશ્રમ કદાપિ ન સંભાળી શકે એટલાં છોકરાં અનાથ થઈ પડ્યાં. આ અનાથનો નાથ કોણ બને? ધોબીઘરમાં કામ કરતી ગરીબ સ્ત્રીનું એ થોડુંક કામ હતું? પણ માર્ગરેટે એ બીડું ઝડપ્યું. અનાથાશ્રમ ચલાવનારી સાધ્વીઓને એણે કહ્યું કે મારા પગારનો અમુક ભાગ તમને આપીશ, તથા કામ પણ કરીશ. ધોબીઘરમાં આકરી મહેનત કરીને એણે થોડાક પૈસા બચાવ્યા એમાંથી એણે બે ગાય ને એક નાનકડી ગાડી લીધી. નિત સવારે ગાડીમાં દૂધ નાખીને એ ઘરાકને પહોંચાડતી, અને ફરતાં ફરતાં હોટલોતથા સાહુકારને ઘેરથી ખાતાં વધેલ ખોરાક માગીને અનાથાશ્રમનાં છોકરાં સારુ ગાડીમાં લઈ આવતી.

પોતાની કમાણીનો અમુક ભાગ માર્ગરેટ દર અઠવાડિયે અનાથાશ્રમને દેતી. થોડાંક વર્ષ પછી આ ભાગમાં ઠીકઠીક રકમ આવવા મંડી, કેમ કે માર્ગરેટ એટલી વ્યવહારકુશળ હતી કે સતત દાન કરતાં છતાં પણ તે વધારે ગાયો લેતી ને કમાણી વધારતી ગઈ. આ વધારા-માંથી એણે એક સ્વતંત્ર બાળાશ્રમની સ્થાપના કરી.

થોડાક વખત પછી માર્ગરેટે રોટીની બેકરી રાખી. અને ગોવાળનો ધંધો છોડ્યો. પહેલાં જેમ એ ગાડીમાં દૂધ પહોંચાડતી એમ હવે રોટી પહોંચાડવા મંડી. અનાથાશ્રમમાં પૈસા આપવાનું તો ચાલુ જ હતું. એટલામાં યુનાઇટેડ સ્ટેટ્સમાં આંતરવિગ્રહનાં મંડાણ થયાં. તો પણ માર્ગરેટની રોટીગાડી ચાલતી રહી. અને પોતે રોટી વેચતી તે ઉપરાંત ભૂખે મરતા સૈનિકો તથા તેનાં છોકરાંને પણ ખવરાવતી. છતાં એને એટલી કમાણી થઈ કે લડાઈ પૂરી થયે એણે રોટીની વરાળબેકરી ચલાવી. હવે તો આખું શહેર એને ઓળખતું થઈ ગયું.

એમ કરતાં કરતાં એક દિવસે એ મરી ગઈ. અને એનું વસિયતનામું વાંચવા બેઠા તો લોકોએ જોયું કે આટલું આટલું દાન કરતાં છતાં એણે ઠીક ઠીક રકમ બચાવી હતી, અને એ આખી રકમ શહેરનાં નોખાં નોખાં બાળાશ્રમ વચ્ચે વહેંચી દીધી હતી. બાળાશ્રમ પછી કાળાં છોકરાંનો હોય કે ગોરાંનો. યહૂદીનો હોય કે ખ્રિસ્તીનો, કૅથલિકનો હોય કે પ્રૉટેસ્ટંટનો પણ એનું કાંઇ નહિ; કેમ કે માર્ગરેટ કહેતી કે 'એ બધાં એકસરખાં અનાથ બાળકો છે.' અને એ બંગ વસિયતનામા નીચે નામ નહોતું પણ ઈશુની નિશાનીનું ચિહ્ન જ હતું. કારણ માર્ગરેટ કદાપિ લખતાં વાંચતાં શીખી નહોતી.

માર્ગરેટના મૃત્યુ પછી શહેરમાં એનું ચિરસ્મરણ રહે એટલા સારુ ન્યૂ ઑર્લિઅન્સના લોકોએ એનું પૂતળું ઘડાવીને ચોકમાં સ્થાપ્યું, તે માર્ગરેટના પરમ-પ્રેમ તથા પરમશક્તિના સ્મારકરૂપે હજી ઊભું છે.

(સારા કોન બાર્ગંબા દમૈન્ઝ ઉપરથી) દે. વા.

# ભૂતકાળની શોધમાં. . .ઉત્તર ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસકેન્દ્રોનો પગપાળા કરેલો પ્રવાસ

ગતાંકથી ચાલુ

ધોમ ધખતો હતો. ગાઉ એક પંથ કાપ્યા બાદ ગાયકવાડી છોડી અમે રાધનપુરીમાં પ્રવેશ્યા. રાજકીય સીમાને જાણે કુદરતી સીમા પણ સાથ આપતી હોય તેમ સીનેમા ચિત્રપટની માફક પ્રાકૃતિક દૃશ્ય પણ પલટાવા લાગ્યું. પાટણવાડાની ગરમીથી ધગધગી રહેલાં અમારાં ગાત્રોને હવે વઢિયારની લીલી વનરાજિ ઠારવા લાગી. ચરોતરના જેવી ઊંચાનીચી પણ કાળી ધરતી, હાથીને યે ઓથ આપે તેવી હાથલાની થોરિયા વાડોની શીતલ છાયામાં પંથ કાપ્યે જતા હતા.

## વઢિયાર ભૂમિ

પાટણવાડો એટલે પાટણની ચારે પાસનો પ્રદેશ. એની તથા વઢિયારની વચ્ચે હાલ કોઇ નદી વગેરે કુદરતી સીમા નથી. આખા ઉત્તર ગુજરાતમાં વઢિયારના જેવો રસાળ એકે પ્રદેશ નથી. પૂર્વે ગાયકવાડી એને સ્પર્શી રહી છે, દક્ષિણે રૂપેણનાં રૂપ એને પંચાસર સુધી ખેંચી ગયાં છે, પશ્ચિમે કચ્છના રણનો સુકાએલો સાગર એની અડોઅડ પ્રસરેલો છે ને ઉત્તરે જતોનો જતવાડો એને આગળ જતો અટકાવે છે. વઢિયાર એટલે શું? બાટ–ચારણોના ચોપડા કહે છે કે આ પ્રદેશમાં ઝાલાઓએ વઢવાડ કરી એટલે આ વઢિયાર કહેવાયો. પણ સોલંકી મૂળરાજના તામ્રપત્રોમાં એનું નામ ‘વર્દ્ધિવિષય’ લખ્યું છે, ને એ જ ખરું છે. એની રસાળતાને લઇ એ ‘વૃદ્ધિકર’ છે એટલે જ આ નામ પડ્યું.

પ્રાચીન કાળમાં ઉત્તર ગુજરાતની સીમા પૂર્વે અરવલ્લીની હારમાળા અને ઉત્તર લુણીના પ્રવાહ સુધી ચાલી ગઇ હતી. આ પ્રદેશનું નામ આનર્ત્ત હતું. તેમાં હાલના પાટણવાડા કાંકરેજ (સારસ્વત–મંડલ) અને વઢિયાર (વર્દ્ધિવિષય)ના વિસ્તારમાં મોટું વન હતું જે ધર્મારણ્ય કહેવાતું હતું, જ્યાં કણ્વ મુનિનો આશ્રમ હતો. મહાભારત તેમજ લગભગ બધાં પુરાણોમાં ધર્મારણ્યનો ઉલ્લેખ મળે છે. સ્કંદપુરાણાંતર્ગત મોઢપુરાણ પ્રમાણે વૈવસ્વત મનુનું બીજું નામ ‘ધર્મ’ પણ હતું. એણે આ અરણ્યમાં આવીને તપ કર્યું. એટલે એનું નામ ‘ધર્મારણ્ય’ પડ્યું હતું. આ વાત અસંભવિત લાગતી નથી, કારણ બ્રહ્માવર્ત્ત (જ્યાં મનુ રાજ્ય કરતો હતો તે)ના સીમાડા ઉત્તરે આનર્ત્તને મળતા હતા.

વઢિયારમાં પ્રચલિત સ્થાનિક કથાઓ પ્રમાણે બીજાં બે પૌરાણિક સ્થળો એમાં સંભવે છે. બનાસના મુખ નજીક ગૌતમાશ્રમ હતો જે હાલ ગોતરકા કહેવાય છે અને મુંજપર નજીક લોટેશ્વરમાં શિવે લોહાસુર રાક્ષસનો વધ કર્યો હતો. ઋષિઓ જ્યારે આશ્રમો બાંધી તપ કરતા તે જમાનામાં ધર્મારણ્યમાં પુષ્કળ રાક્ષસો વસતા હતા. આ પ્રદેશના મૂળ વતની ‘પાટણવાડીઆ’ શાખાના કોળીઓ છે. ને ધર્મારણ્યમાં વસતા આ ઋષિઓને સંતાપનાર રાક્ષસો તે એમના અસભ્ય પૂર્વજો જ હશે. ઇતિહાસના પ્રારંભ સુધી એમાં દુર્ગમ







ડાબી બાજુથી: (૧) ઉત્તર ગુજરાતના વઢિયાર પ્રદેશની ઘાસની ગંજી; (૨) બારહુતમાં બૌદ્ધ જાતકોનાં આરકોમાં મળી આવતી સ્તૂપોની પ્રારંભિક આકૃતિ; (૩) વઢિયાર પ્રદેશના કોળીઓની ઝૂંપડી. સરખામણી અને વિવેચન માટે જુઓ આ લેખ

જંગલો જ હતાં. ફક્ત સિદ્ધપુર અને વડનગર તરફનો જ ભાગ આબાદ હતો. કોળીઓ કહે છે કે સૌ પહેલાં અનાર્ય વડવાઓએ જ આ પ્રદેશનાં જંગલો કાપી જમીનને ખેડવા લાયક બનાવી હતી.

### કણબી જાતિનું ગુજરાતમાં આગમન

મારા ધારવા પ્રમાણે આ પ્રદેશમાં સૌ પહેલાં ઉત્તર હિંદથી કણબીઓ આવીને વસ્યા હતા. ચાવડા કે સોલંકીઓ તો રાજ્યવંશો હતા; અને એમ સમજવાનું નથી કે એમના શાસન કાળમાં ખેડૂતવર્ગ પણ એમની જ કોમનો હતો. હાલ 'કડવા' કણબીઓ આ પ્રદેશમાં વસે છે. એમના બારોટ એમના આગમન વિષે કહે છે કે કણબીઓ અસલ તો અવધ કે કાન્યકુબ્જમાં વસતા હતા. લવ અને કુશ અયોધ્યા છોડી મથુરામાં આવ્યા એટલે એઓ પણ તેમની સાથે મથુરાના પ્રદેશમાં જઈ વસ્યા. યાદવોએ મથુરા પર આક્રમણ કર્યું એથી કણબીઓ મારવાડના માર્ગે કનકસેન રાજા સાથે ગુજરાતમાં આવીને વસ્યા. અહીં સાબરમતી નદી મહી વચ્ચે આવેલો 'ચરોતર' પ્રદેશ એમનો ખાસ મથક બન્યો.

જૅકસનના મત પ્રમાણે કણબીઓ હૂણોની ગુર્જર અને મિહિર શાખાઓના વંશજો છે ને છઠ્ઠા સૈકાની અધવચ્ચે પંજાબથી રજપૂતાના થઈ ગુજરાતમાં આવીને વસ્યા છે. એમની દંતકથાઓ પ્રમાણે કનકસેન રાજા એમનો આગેવાન હતો જે ઘણે ભાગે કુશનરાજ કનિષ્ક હતો. કથાઓ ગમે તે કહે, પણ ગુજરાતની પ્રજાની મૂળજાતિઓનો નિર્ણય Anthropometry (માનવ-શરીરમાન) મારફતે જ થઈ શકશે.

આ પ્રમાણે ઇસ્વીસનની શરૂઆતમાં ધર્મારણ્યમાં કણબીઓ આવીને વસ્યા ને તેમણે મૂળ વતની કોળીઓ મારફત આ પ્રદેશનાં જંગલો કપાવી જમીનને ખેડાણ યોગ્ય કરાવી. ગુજરાતના લેખોમાં એમનો સૌથી પહેલો ઉલ્લેખ ઇ. સ. ૬૦૭ના શીલાદિત્યે આનર્તપુર (વડનગર)ના એક બ્રાહ્મણને લખી આપેલા તામ્રપત્રમાં મળે છે. એમાં કણબી માટે સંસ્કૃત શબ્દ 'કુટુમ્બિ' વપરાયો છે.

### વડિયારની પહેલી નવીનતા

ચારેકને સુમારે કદિ નહિ જોએલા એવા આકારવાળી ઘાસની ગંજીઓ દૂરથી દેખાવા લાગી. મંદિરના ગોળ ઘુમ્મટ જેવો આબાદ ઘાટ અને ઘુમ્મટના કળશસમાં શોભી રહેલાં ટોચે મૂકેલાં બે નાનાંમોટાં માટલાં હતાં કે ઘાસનાં જ મંદિરો શોભી રહ્યાં ન હોય, તેવાં ભાસતાં હતાં. જોતજોતામાં અમે એક ગામને પાદરે આવી પહોંચ્યા. એનું નામ હતું ગુંડા. ગંજીઓના વાડામાં ઘણા માણસો કામ કરતા હતા. આ ગંજીઓ વિષે મેં એમ ધાર્યું હતું કે દેખાવ સારો લાગે એટલા માટે એ ઘુમ્મટાકારે ખડકવામાં આવતી હશે. એની ખાતરી કરવા મેં આ માણસોને પૂછ્યું કે શું શોભા સારૂ તમે આવી ગંજીઓ ખડકો છો? તેઓ બોલ્યા 'નારે બાપ', શોભા અમારે અહીં કોને બતાવવી હતી? ચોમાસાનું પાણી અંદર ન પેસે એટલે એમને ગોળ ઘાટ આપીએ છીએ. એમને નીચેથી ખડકતા ખડકતા ઉપર આવીએ છીએ. ને ગોળ આકાર છતાં ટોચમાં થઈ પાણી પેસવાની બીક રહે છે એટલે એક મોટા માટલાને તળીએ તેના મોઢા જેવડું જ બાકોરૂં પાડી છેલ્લો પૂળો તેમાં ભરાવી દઈએ છીએ. તોય વળી પૂળાને છેડેથી થોડુંક પાણી મહીં પેસવાનો ભય રહે છે એટલે તેના ઉપર એક આખું નાનું માટલું ઊંધુ વાળી દઈ આ છેડાને ઢાંકી દઈએ છીએ. (જુઓ ચિત્ર નં. ૧)

### ઝૂંપડીમાંથી સ્તૂપની ઉત્પત્તિ

હિંદમાં પ્રારંભકાળમાં બંધાતી ઝૂંપડીઓના આકારમાં જ મંદિરો તથા સ્તૂપોની ઉત્પત્તિનાં મૂળ રહેલાં છે એ તો હું જાણતો જ હતો. ઐતિહાસિક કાળના હિંદના સ્થાપત્યનો પ્રાચીનતમ નમૂનો ભારહુત (અલ્લાહાબાદ અને જબલપુર વચ્ચે સતના પાસે)માં મળી આવેલો છે. ત્યાં બુદ્ધના પૂર્વજન્મોને લગતાં ભારકર્યાં (Bas Reliefs)માં હિંદની પ્રાચીનતમ દેરીઓનાં ચિત્રો દેખાય છે. એ ગોળ ઝૂંપડીઓના જેવાં જ છે. સ્તૂપોની રચના દેરીઓ કરતાં પણ પ્રાચીન છે. સાંચી, સારનાથ અને બીજાં સ્થળોના સ્તૂપો એ જ આકારના છે. મૃત પૂર્વજો પ્રત્યે માન અને ભયની ભાવના સર્જનજૂની છે ને જગતની દરેક પ્રજામાં તે રહેલી છે. મૃતકને દાટી કે બાળી, તે સ્થળે ઝૂંપડી બાંધી દેવામાં આવતી. પછી જ્યારે સંસ્કૃતિએ આગે કદમ માંડ્યાં ને લોકો રહેઠાણ માટે પથ્થર વાપરવા લાગ્યા એટલે આ મૃત વ્યક્તિની યાદગીરીની ઝૂંપડીઓ પણ તેની જ બનવા લાગી. ધાર્મિક વિષયોમાં માનવહૃદય જૂની પરંપરાને અનુસરે છે; એથી પથ્થરનાં આ સ્મૃતિસ્થળોનો આકાર મૂળ ઝૂંપડીના જેવો જ

રચાયો. રાજાઓનાં એવાં બાંધકામો મોટા આકારનાં થવા લાગ્યાં. આ પ્રમાણે ગોળ સ્તૂપોની ઉત્પત્તિ થઇ.

### પીરામિડ અને ડૉલ્મેન

કળાના પ્રકારોને જન્મ આપવાને ભૌગોલિક વિશેષતા મોટે ભાગે કારણભૂત હોય છે. કાંપના પ્રદેશોમાં પથ્થર મળતો નથી, એટલે ત્યાં લોકો કાચી કે પાકી ઇંટો પાડી તેનાં બાંધકામો કરે છે. ઈંટો આકારે ચોરસ હોય એટલે તેઓનાં ચણતરો ચોરસ જ થઇ શકે છે. એવા પ્રદેશોમાં મૃતકની દહેરીઓ (સમાધિઓ) ચોરસ ઘાટની થવા લાગી. આમ ચોરસ સ્તૂપો કે જે સામાન્ય રીતે પીરામિડ (Pyramid)ના નામથી ઓળખાય છે તે નીપજ્યા. બાબીલોનીઆ તથા મિસરના કાંપના પ્રદેશોમાં એવી જ સમાધિઓ હતી. હિંદમાં તો આજપર્યંત બાવા કે ગોસાંઇ લોકોની સમાધિઓ આ જાતની જ થાય છે. મિસરમાં પ્રાચીનતમ એવો સક્કારાનો પીરામિડ, બાબીલોનીઆની ઝિગ્ગુરત નામની કબરો અને આપણા આ ગોસાંઈ-બાવાઓની સમાધિઓ આકાર-પ્રકારે સરખાં જ છે.

ત્રીજા પ્રકારની સમાધિ ડૉલ્મેન (Dolmen) અથવા 'છતેડી' (છત્રી) કહેવાય છે. ઉપર વર્ણવેલી બે પ્રકારની સમાધિઓ તો સભ્ય પ્રજાઓની થઇ. આ સિવાય આપણે ત્યાંનાં જંગલોમાં ભીલ, કોળી, દુબળા વગેરે વસતા હતા. આ લોકો પોતાના માટે વાંસ કે ઝાડનાં ઝૂંપડાં બાંધીને રહેતા ને હજી પણ રહે છે. જ્યાંનાં જંગલોમાં આ નથી થતાં, ત્યાં ઘાસ કે પાંદડાંઓનાં છાપરાં બાંધી રહે છે. શરૂઆતમાં આ લોકો પોતાનાં મુડદાંને દાટી તે સ્થળે નાનું છાપરું ઊભું કરી દેતા. પણ પછીથી પથ્થરોની શિલાઓ રોપી સમાધિ બાંધવા લાગ્યા. એકકી શિલા જમણી. ડાબી તથા પાછલી બાજુએ તે સ્થિર ઊભી રહી શકે તેટલી જમીનમાં દાટી દેતા. પછી એક મોટી શિલા ઉપર આડી મૂકી દેતા. સામેનો ભાગ ખુલ્લો જ રાખતા. આદિકાળથી જ માનવજાતિ આવી છતેડીઓ બાંધતી આવી છે. એ પ્રાગૈતિહાસિક કાળનાં મનાય છે. હિંદમાં મોટે ભાગે તે નાગલોકોના સાગરધારા સમા કચ્છમાં તથા ગુજરાતની કચ્છની પડોશ ઉપરાંત મદ્રાસ ઇલાકા અને આસામમાં તે મળી આવે છે. આશ્ચર્યની વાત તો એ છે કે આપણા પ્રાંતના કોળીઓ હજી પણ પોતાની નાતીની વ્યક્તિનું મૃત્યુ થતાં તેના શબને દાટી ઉપર એવી છતેડી રચે છે અને કચ્છના રાજવંશમાં તો દરેક રાજકુંવરીની સમાધિપર પ્રાચીન કાળથી જ આવી છતેડી ઊભી કરવામાં આવે છે. કેટલીકની અંદર નાગની પાકી માટીની પ્રતિમાઓ જોવામાં આવે છે. એ સમાધિઓનું વર્ણન યથાસ્થળે થશે. એક વેળા પીરામિડ સંસ્કૃતિની પેઠે જ આખા જગતમાં આ ડૉલ્મેન સંસ્કૃતિ પ્રવર્તતી હતી. આ વિષયના ગવેષકો માટે ગુજરાત કાંઇક નવીન આપી રહેશે એમ હું માનું છું.

### સ્તૂપમાંથી મંદિર

આ મુંદા ગામના લોકોએ મને કહ્યું કે ગામને દખણાદે ઝાંપે મહાદેવનું એક જૂનું દહેરું છે. રસ્તો પૂછી તે જોવા હું જવા લાગ્યો. નજીકમાં જ ગામ બહાર કોળી, વાઘરીઓનાં ઝૂંપડાં હતાં. આ ઝૂંપડાંઓના આકારે મારું ખાસ ધ્યાન ખેંચ્યું. (જુઓ ચિત્ર નં. ૨).

સ્તૂપો કેવી રીતે રચાયા એ તો આપણે જોયું. મૃતક પૂજા પછી મૂર્તિપૂજા અસ્તિત્વમાં આવી. મૃતક વડવો તો કુટુંબીજનોમાં જ પૂજાતો પણ દેવને તો આખું ગામ આરાધે. આમ સ્તૂપોમાંથી દેવસ્થાનો રચાયાં. પ્રારંભનો માનવ શિકાર કે ફળમૂળાદિ પર ગુજરાન ચલાવતો ને તેને સહકુટુંબ રહેવા માટે એક ઝૂંપડી બસ થઇ પડતી. પછી તેણે ભરવાડનું જીવન ગ્રહણ કર્યું, એટલે ઢોરઢાંખરને રાતે બાંધી રાખવા, ઝૂંપડીની સામે, બારણાની લગોલગ, એક છાપરું બાંધવું પડ્યું. પાછળથી. વરસાદનાં પાણી ને જીવજંતુઓથી રક્ષણ મેળવવા માટે માટીનો ઓટલો કરી તેના ઉપર આ બંને બંધાતાં. આમ ઝૂંપડી મટી તે ઘર બની રહ્યું, ને ધીમેધીમે ઓટલો, ઓરડો, પરસાળ અને ઘુમટ એવા તેના ચાર ભાગ થયા. આપણા એ પ્રારંભિક ઘરને દેલમાળના પેલા દહેરા સાથે સરખાવી જોઇશું તો માલૂમ પડશે કે તે એ પ્રારંભિક ઘરની જ કળામય અનુકૃતિ છે. ઘરનાં ઓટલો. ઓરડો. પરસાળ અને ઘુમટ તેમાં અનુક્રમે પીઠ, ગર્ભમંડપ અને શિખર થઇ ગયાં છે. આગળ જતાં વિશેષ કૌટુંબિક જરૂરીઆતોને કારણે આ ઘરમાં પરસાળની સામે થોડીક ખુલ્લી જગ્યા રાખી હદ ચોક કરવામાં આવ્યો ને એની સામે વધારાનું એક બીજું છાપરું બાંધ્યું જે હાલ ઓસરી કહેવાય છે. મંદિરનો સભામંડપ એનું પ્રતિરૂપ થયો.

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

નર્મદાનીરની ઝળક દૃષ્ટિપથમાં ક્યાંય સુધી ચમકારા કરતી દેખાતી હતી. થોડાજ માઇલમાં આટલો અજબ ફેરફાર! પ્રવાહમાં નથી ઉન્માદ, નથી મસ્તી. અખંડ ગાંભીર્ય ખરૂં ને સ્નેહભર સ્મિત પણ ખરૂં જ. જાણે ગરવોઝા કુટુંબને સમભાવે સાચવતી વાત્સલ્યભરી જનની!

છ માઇલ આગળ દોડ્યા. અને આવ્યું શુક્લતીર્થ. આર્યોના ઇતિહાસને અંગે લપેટીને બેઠેલું, તપસ્વીઓની તપોભૂમિ. ભૂદેવોનું નિવાસસ્થાન. ગામમાં જઈ ચાર શેર દૂધ લીધું. બશેર તો ત્યાં જ પી ગયા. બશેર સાથે લીધું. શુક્લતીર્થથી કબીરવડ જતાં નદીના રેતાળપટમાં વધારે ચાલવું પડે. પણ ત્યાંથી દોઢ માઇલ દૂર મંગળેશ્વર ગામની સામે જ કબીરવડ છે. શુક્લતીર્થથી મંગળેશ્વર તરફ કૂચ કરી.

મંગળેશ્વર નાનું ને નમણું, સુખી ગામડું છે. કિલ્લોલ કરતા નિશાળિયા ખભે દફતર ભરાવી, શુક્લતીર્થની નિશાળ તરફ જતા હતા. અમે ઊતર્યાં નદીમાં. સામે જ કવિકંઠે ગાએલો 'ભૂરો ભાસ્યો ઝાંખો દૂરથી ધુમસે પહાડ સરખો,' કબીરવડ નદી વચ્ચે નિર્ભયપણે ઊભેલો. પણ કબીરવડની શાખાગૂંથણીમાં રમવા કરતાં અમને નર્મદાને હૈયે ખેલવાનો વધુ ઉમળકો હતો.

અહીં તો પહોળા પટવાળી નર્મદા પોતાનો દેહ સંકોચતી, મંગળેશ્વર ગામની ઊંચી ભેખડોને ઘસાતી નીરવ વહી જતી હતી. હવે હૈયાં ઝાલ્યાં ન રહ્યાં. રેતીમાં પડાવ નાખ્યો ને કછોટા બાંધી ઊતરી પડ્યા ખેલવા–ગાંડાની જેમ જબરા તરવૈયાની અદાથી ત્રાટક્યા–પણ ભેખડ નીચે પાણી તો કમર સુધી જ ઊંડું નીકળ્યું. પડ્યા પણ શરમાયા.

'અરે આટલામાં ક્યાંય ઊંડું પાણી છે કે નહિ?' એક સ્નાન કરતા ભૂદેવને પૂછી જોયું.

'કેમ નથી? નર્મદા તો મૈયા છે. એનાં ઉંડાણનાં શા કહેવાં? અરધોક માઇલ આગળ જાવ એટલે નીકોરા ગામ પાસે ઊંડા ધરા છે.' ભૂદેવે જવાબ આપ્યો. સામાનને ત્યાં જ રહેવા દીધો ને અમે પાણીમાં મસ્તી કરતા ઉપડ્યા. ભૂદેવનું કહેવું ખરૂં હતું. નીકોરાની ભેખડોનાં ઉંડાણ ભયંકર તો નહિ પણ ડર લાગે તેવાં તો હતાં જ. ડુંગરી દિવાલ નીચે ઊંડા ધરા હતા. અમે ત્રાટક્યા. ખૂબ કૂદ્યા–નાચ્યા, જાણે મન મૂકીને માને ખોળે ખેલતા હોઇએ એમ ખૂબ નાહ્યા અહીં નર્મદાદર્શનની હૃદયસ્પર્શી આહ્લાદકતા જીવનમ વજ્રલેપ થતી લાગી. ઊતરતા શિયાળાનો સૂર્ય માથે તપતો હતો, દૂર ક્ષિતિજમાં નદીતટો સંધાતા હતા 'નર્મદે હર!' અમારાથી સ્વાભાવિક જ બોલી જવાયું

મધ્ય હિંદના મુકુટ શો વિન્ધ્યગિરિ ને એની જટારૂપ અમરકંટકમાંથી સરી, અસંખ્ય ગિરિમાળાઓમાં આળોટતી, ખેલતી, આઠસો માઇલની લાંબી અવિરામ સફર કરીને આવતી મૈયા નર્મદા અહીં પણ એટલી જ સ્ફૂર્તિમાં છે. એના અંતરે અમાપ સત્ત્વ છે, આરપાર તાઝગી છે. સંજીવનીશક્તિ ને વાત્સલ્ય છલોછલ ભરેલાં છે. ગુજરાતમાં પ્રવેશતાં પહેલાં તો એ મધ્ય હિંદની મહત્તાને મહેકાવતી આવે છે. વિંધ્યની ગિરિકન્દરાઓ એને ભેદવી પડે છે, જબલપુર પાસે તો એને શ્વેત આરસપત્થરો વિંધી માર્ગ સાનુકૂળ કરવો પડે છે. હિંદના આઠસો માઇલના વિસ્તાર પર એનું વહાલ વહેતું આવે છે. એ પરિણમે છે ગીચ ઝાડીઓ ને વનસ્પતિસમૃદ્ધ કાન્તારોના રૂપમાં, વાયુહિંડોલે ડોલતા છોડવાઓના રૂપમાં, દિગ્વિસ્તરતાં ખેતરોના રૂપમાં. એના મર્મરધ્વનિમાં ભૂતકાલીન સંસ્કૃતિના ધબકારા સંભળાય છે. પાતાલપાણી પાસે એનાં ઊંડાણ અનાગ ગણાય છે. ત્યાં એનું રૂપ મહાગંભીર છે. જબલપુર પાસે એ શુભ્ર સલિલા છે. સ્ફટિકશાં વારિવદનમાં ત્યાંના શ્વેત આરસનું સૌન્દર્ય ભેળવાય છે ને એ બને છે સુદર્શન. પણ ગુજરાતમાં આવતાં તો એનું હેતાળ હૈયું એટલું ઉભરાય છે કે જાણે ઝાલ્યું રહેતું નથી. ગાંભીર્યને એ ઘડીભર ભૂલી જાય છે. બચ્ચાંને છાતીએ દાબતી માતાની અધીરતા એને અંતરે ઉદ્ભવે છે. એ ધસે છે, શૂલપાણેશ્વરને આવેગમાં પ્રણમે છે. ને મોખડીઘાટ ઉપરથી સોએક ફૂટની ઊંચાઇએથી એ યત્કિંચિત સંદેહવિના ધોધરૂપે પછડાય છે ને જળધોધનું ભવ્ય દર્શન રચાય છે. એનો કલકલ નિનાદ ગર્જનામાં પરિણમે છે. માઇલોના વિસ્તારમાં પ્રતિઘોષ પથરાય

છે. અહીં એનાં જળ આમંત્રે છે મરજીવાઓની મસ્તીને, સાહસિક તારાઓની તાકાતને, ધબકતા નવજીવનને. શિલાઓ પર શતધારે પછડાતું એનું પ્રચંડ સ્વરૂપ રૌપ્યવર્ણું બની કવિઓ ને કલાકારો, સૌન્દર્યપિપાસુઓ ને સંસ્કૃતિસર્જકોને નિમંત્રી રહે છે

અને એ નિમંત્રણ કાંઈ આજનાં છે? એ તો યુગો પૂર્વના આર્યકાળથી અપાતાં આવ્યાં છે. નર્મદાના તટપ્રદેશે, એકાન્ત મનોહરતાએ ઋષિકાળ સંસ્થાપ્યો. અનેક તપસ્વીઓને એણે જન્માવ્યા ને પોષ્યાં છે. એના કાંઠાના કણે કણ પવિત્ર છે, દૈવી છે. એની ઊંચી ઊંચી ભેખડો પર તપોવનો રચાયાં. આશ્રમો સ્થપાયાં. શ્રુતિ ને સ્મૃતિશાસ્ત્રો રચાયાં. ભૃગુઋષિના તપોબળે ભૃગુકચ્છ-ભરૂચ જન્મ્યું. આ જ કાંઠાઓ ઉપર ગુજરાતની સબળ અસ્મિતાનો ઇતિહાસ રચાયો. એનાં વાત્સલ્ય-વહેણ ગુજરાતના જીવનને કેટલાય કાળથી સીંચતાં આવ્યાં છે. અવિરામ સફર એનો જીવનધર્મ છે. સર્જનો ને વિનાશ પામતા ઇતિહાસનાં તટસ્થ નિર્લેપ અવલોકન એનો જીવનક્રમ છે, અંતરનાં અમીદાન એનું જીવનસાફલ્ય છે. સ્તબ્ધ બની કદાપિ ક્યાંય એ અટકી નથી. એના સ્નેહમાં અંતરાય નથી. એના દર્શનમાત્રે કવિકંઠે કાવ્યો સ્ફુર્યાં છે. એના નિનાદે એક કાળમાં સમૃદ્ધિને સોનાપારણે ઝૂલતા ભરૂચના નાવિકોને ઉન્મત્ત બનાવ્યા છે. ગંગાની જેમ નર્મદાએ પણ કંઈક વહેપારી વહાણોને પોતાના જળ પર નચાવ્યાં છે ને હજુયે રહી સહી પનાઈઓને, સઢવાળાં વહાણોને એ બચ્ચાંની જેમ રમાડે છે. ગંગાનું પાપવિનાશક, પતિતપાવન પાવિત્ર્ય નર્મદાના જળબિંદુઓમાં પણ ભરેલું છે. એ મુક્તિદાતા મનાયું છે.

નર્મદાના પવિત્ર સ્પર્શે અમારાં હૃદય મસ્ત બની ગયાં. એના જળમાંથી બહાર નીકળવાનું મન જ ન થાય. એમ જ થઈ આવ્યું કે બસ અહીં જ કાયમનો પડાવ નાખીએ. બપોરના ત્રણ વાગવા આવ્યા હતા. અમે પાણીની બહાર નીકળ્યા. મંગળેશ્વર આગળ નાખેલો પડાવ ઉપાડ્યો ને ત્યાંથી કબીરવડની ઘેરી ઘટાઓમાં જમાવ્યો. નર્મદાની વિશાળતા કબીરવડના નાનકડા ટાપુને વિંટળાઈ વળી છે. કહેવાય છે કે કબીરવડ દાતણની ચીરીમાંથી જન્મ્યો. ગમે તેમ પણ અહીં સંત કબીરે 'કહત કબીરા સુનો મેરે સાધુ'ની અભંગ ભજન ધૂન મચાવી હશે. વડ 'પણ કોક' અવધૂત તપસ્વી જેવો જ લાગે છે. અનેક ખખડધજ ડાળીઓ, એ ડાળીઓમાંથી બનેલાં થડ, વડવાઈઓની ભૂલભૂલામણી, આ બધું વિસ્મયજનક છે. વડની ડાળીએ ઝૂલતાં ઝૂલતાં અમે ઉપહાર લીધો.

સાંજે મંગળેશ્વરના કિનારા પર 'નર્મદે હર'નો આરતીનો ઘંટારવ વાતાવરણમાં રણકી રહ્યો ત્યારે અમે ય ઊઠ્યા. આકાશરંગે રંગાતી નર્મદા-મૈયાનાં એકવાર ફરીથી આંખ ભરી ભરીને દર્શન કરી લીધાં ને હૃદયમાં એનું અવિસ્મરણીય સ્મારક રચતા 'જય નર્મદે મૈયા—જય ગુજરાત'નો આછો પડઘો પાડતા અમે પંથે પડ્યા.

નંદલાલ જોષી



આયર્લંડનો પ્રખ્યાત વકીલ બર્ક એક દિવસ એક ન્યાયાધિકારી સાથે ફરવા નીકળ્યો. ત્યાં રસ્તામાં એક પુરાણો વધસ્તંભ જોઈ પેલા ન્યાયાધિકારીએ પ્રશ્ન કર્યો, 'આ વધસ્તંભ અત્યારે ભોગ માગે તો તારું શું થાય?'

'મારે નામદારજીએ એકલા ફરવું પડે, નામદાર' બર્કે ઉત્તર આપ્યો.

~

બાપા: મનુ, આજ નિશાળે શું શીખ્યો?

મનુ: (ગર્વથી) કોઈ પણ કાંઈ પૂછે તો તેના જવાબમાં એકલું 'હા' કે 'ના' નહિ પણ 'હાજી' અથવા 'નાજી' કહેવું જોઈએ.

બાપા: ખરેખર?

મનુ: હા, હા.

~

'હું પહેલવહેલો મુંબાઈમાં આવ્યો ત્યારે મારા ગજવામાં ફૂટી બદામ પણ ન હતી; અરે, મારે ગજવું પહેરણું યે નહતું!'

'એમ કેમ?'

'હું ત્યાં જન્મ્યો હતો.'

~

ઉર્દૂના કવિ ગાલિબના એક મિત્રને કેરી નહોતી ભાવતી. અને એ બાબત બંને મિત્રોને વારંવાર રસાકસી થયા કરતી. એક વાર બંને બેઠા હતા ત્યાંથી એક ગધેડો નીકળ્યો, અને રસ્તામાં પડેલા કેરીના છોતરાને સૂંઘીને આગળ ચાલતો થયો. એ બતાવી પેલા મિત્રે કહ્યું, 'જોયું? ગધેડા પણ કેરી નથી ખાતા.'

કવિ ગાલિબે તરત જવાબ દીધો: 'ખરી વાત છે; ગધેડા જ કેરી નથી ખાતા!'

ઈંગ્લંડના પ્રથમ કોટિના ચૅપમૅન સર્કસમાં પોતાનાં અંગકસરતનાં કામો વડે અપ્રતિમ લોકપ્રીતિ મેળવનાર હિંદી તરુણો

★



# કસરતકુશળ શેજવળકર બંધુઓ

★

જે અંગ્રેજ કુટુંબ જોડે હું વસતો હતો તેમાંનો દરેક જણ શહેરના સીનેમા નાટક વગેરે પ્રકારોથી મારી જેમ ખૂબ જ કંટાળેલો હતો એટલે ક્રિસ્ટરની રજાઓ પડી ત્યારે એકાદ જુદા જ પ્રકારનો મનોરંજક કાર્યક્રમ સૌ શોધતા હતા. પણ મોટા માણસો કરતાં નાનાં છોકરાં આ બાબતમાં વધારે હોંશીલાં અને ચોકસીવાળાં હોય છે. એટલે સૌથી નાનો જોન પહેલી ખબર લાવ્યો કે 'એનફીલ્ડ'માં એક મોટું સર્કસ આવ્યું છે ત્યાં બીજાં પ્રાણીઓ સાથે હાથી વાઘ બતાવવામાં આવે છે. અને વધારામાં બે ત્રણ 'કાળા' છોકરાઓનાં કામ ખૂબ જ જોવા લાયક ગણાય છે.

આ નવો કાર્યક્રમ સૌને ગમ્યો. મેં પણ સર્કસ ઘણા વખતથી જોયું નહોતું. વળી જે કાળા છોકરાઓની કીર્તિ નાનકડા જોન સુધી પહોંચી હતી તે કાળા છોકરા છે કોણ તે જાણવાની પણ સહજ ઉત્સુકતા થઈ. એટલે મેં અને સર્વ મંડળીએ સર્કસને એક દિવસ ઉદાર આશ્રય આપવાનું ઠરાવ્યું.

એનફીલ્ડ લંડનની પાસેનું જ એક નાનું ગામ છે. અને ત્યાં જ ચેપમેનના આ સર્કસનો મુકામ હતો. આપણા દેશમાં પ્રો. દેવળનું સર્કસ જેટલું પ્રસિદ્ધ છે તેટલું જ ત્યાં ચેપમેનનું નામ જાણીતું છે. ગ્રેટ બ્રિટનનું તે જૂનામાં જૂનું સર્કસ છે અને તેમાં કામ કરવાની તક કોઈને મળે તો એ બહુ માનભર્યો પ્રસંગ ગણાય. અવલ દરજ્જાનો ખેલાડી હોય તેને જ ત્યાં રાખવામાં આવે છે. સર્કસનો પ્રચંડ તંબૂ, પાળેલાં જાનવરોનો ઉત્તમ સંગ્રહ અને જોવા આવેલ બેશુમાર ગર્દી જોઈને મને લાગ્યું કે ઈંગ્લંડનું તે પહેલી પ્રતિનું જ હશે.

ઠરેલા સમયે ખેલની શરૂઆત થઈ. પ્રથમના બે ત્રણ કાર્યક્રમો પતી ગયા બાદ બે કૃષ્ણવર્ણના યુવકો હસતા હસતા ગોળના દ્વારમાં દાખલ થતાં જ પ્રેક્ષકોના ટોળાએ પ્રચંડ ગડગડાટ અને અવાજોથી તેમનું સ્વાગત કર્યું. ગોરી જનતા તરફથી કાળા આદમીનો આ પ્રમાણે જાહેર રીતે તેમજ સ્વયંસ્ફુરણાથી સત્કાર થતો ઈંગ્લંડમાં ક્વચિત જ નજરે પડે છે.

એ સ્વાગતનો નમ્રપણે સ્મિત કરી તેમણે સ્વીકાર કર્યો અને પોતાના ખેલનો આરંભ કર્યો. કંઈ નહિ તો પોણા કલાક સુધી તેમણે પોતાના કસરતકૌશલ્યથી પ્રેક્ષકોને મુગ્ધ કરી નાખ્યા હતા. એક રોલર ઉપર લાકડી અને પાટિયાથી તેઓ સમતોલનના પ્રયોગો કરતા હતા ત્યારે પ્રેક્ષકોમાંથી આનંદના ઉભરા



રોજવાળકર ભાઈઓના ગુરુ પ્રો. વસંતરાવ

હિંદુસ્તાનમાં પાછા આવ્યા બાદ સુપ્રસિદ્ધ 'વ્હાઇટવે સર્કસ'માં ૧૯૩૮ સુધી કામ કર્યું. ફરી 'જ્હોકગ્સ'ના ઓસ્ટ્રેલિયન થીએટર માટે આમંત્રણ મળ્યું. ત્યાંનો કરાર પૂરો થતાં જ 'એપમેન્સ સર્કસ' એ જૂની અને જાણીતી કંપનીમાં જોડાયા અને આજે ત્યાં જ છે. અને તેમના નૈપુણ્યથી અત્યન્ત લોકપ્રિય થયા છે. ત્યાંના વર્તમાનપત્રો આવું લખે છે: 'જુદા જુદા ખેલાડીઓના કામનો વિચાર કરતાં રાયગંજુઓના તોલ સંભાળવાના અત્યંત વિસ્મયજનક ખેલો જેવા પ્રકારો ઈંગ્લેંડમાં પૂર્વે કદી જોવામાં આવ્યા નથી." એથી એમની ક્રીડાપટુતાની પૂરી સાક્ષી મળે છે.

આટલી લોકપ્રિયતા અને કીર્તિ મળ્યા છતાં બંને ભાઈઓનો સ્વભાવ અત્યંત નિર્ગર્વ અને નિખાલસ છે. બે ભાઈઓનું એક જ ધંધામાં ઉભય સાથે આદર્શ જળવાવું દુર્લભ છે. બંનેની વ્યવહારપદ્ધતિ, જીવનધ્યેય અને સ્વભાવમેળ પરસ્પરને અનુકૂળ હોય એવું ક્વચિત જોવામાં આવે છે. પણ આ બંધુઓ એ બાબતમાં અત્યંત અપવાદરૂપ છે. મોટો કે નાનો એવા ભાવ એમનામાં છે જ નહિ. મતભેદ કોઈ વાર જણાય તો તેનો છેડો આવે એટલી ખેંચ કોઈ રાખતું નથી.

કસરતકૌશલ્ય અને સર્કસના ધંધા બાબત મેં તેમને કેટલાક પ્રશ્ન પૂછ્યા અને તેના જવાબો તેમણે નીચે મુજબ આપ્યા.

પ્રશ્ન: હિંદી લોકોને પરદેશી સર્કસ કંપનીમાં કેવી તકો છે?

ઉત્તર: પુષ્કળ છે. હિંદુસ્તાનના સર્કસો જેવા વિવિધ ધાડસી અને મનોરંજક ખેલોની માહિતી બીજા કોઈ દેશોમાં છે જ નહિ. જંગલી જનાવરો પર કાબૂ મેળવવામાં હિંદી લોકો પૂર્ણ વાકેફગાર છે. તેવી જ રીતે શારીરિક ચપળતામાં અને ગતિનિરોધની બાબતમાં પણ હિંદી લોકો પાશ્ચાત્યો કરતાં ચઢિયાતા છે. એથી પરદેશી સર્કસમાં હિંદી માણસ બીજા ખેલાડીઓને જલદી પાછળ મૂકી શકે છે. વર્ણભેદનો પ્રશ્ન ધંધાની બાબતમાં માલિકો આગળ કરતા જ નથી. ઉત્પન્ન કેમ વધે એટલો જ વિચાર તે કરે છે. પણ ભલે એટલું દારિદ્ર્ય નડે, બેકારી આવે, જીવન દુઃસહ થાય, છતાં પોતાનો દેશ છોડવા હિંદી માણસ તૈયાર નથી. તેથી જ પરદેશમાં ઉપજીવિકાનાં સાધનો કેટલાં છે તે તેની નજરે પડતું નથી. દેશાટન કરે તો કેટલાય અજ્ઞાત ક્ષેત્રો હિંદી લોકોને મળી રહે એમ છે.

પ્રશ્ન: તુલનાત્મક દૃષ્ટિએ હિંદી અને પાશ્ચાત્ય સર્કસ કંપનીમાં કોણ ચઢે એમ તમને લાગે છે?

ઉત્તર: હિંદી કંપની માટે મને યોગ્ય અભિમાન છે પણ વ્યવસ્થા રાખવામાં અહીંની સર્કસ કંપની ઉત્તમ છે, એવો મારો મત છે. આપણા ખેલાડીઓનું કામ અહીંના કરતાં સારું હોય છે પણ ગેરવ્યવસ્થા અને પાર્શ્વરચનાના અભાવે તે જેટલું ઉઠાવદાર થવું જોઈએ તે થતું નથી. ખેલના પોશાક, સામાન, મનોરંજક કાર્યક્રમ વગેરેમાં જે વૈવિધ્ય અને વૈચિત્ર્ય અહીં તમે જુઓ છો તે હિંદી કંપનીમાં દેખાશે નહિ.

પ્રશ્ન: આપે ભાવિ કાર્યક્રમની કંઈ રૂપરેખા આંકી છે?

ઉત્તર: નિશ્ચિત કંઈ નથી. પરંતુ હિંદુસ્તાનમાં પાછા જઈને સરસ ક્રીડાકુશલ લોકોનો જો સહકાર મળી શકે તો પાશ્ચાત્ય સર્કસ કંપનીની ઢબે એક નવી સર્કસ કંપની કાઢવી એવી મારા મનમાં ઘણા દિવસોથી કલ્પના ઘોળાય છે. સીનેમા સિવાય બીજા મનોરંજક કાર્યક્રમમાં વધુ કમાણી નથી એવી સામાન્ય માન્યતા દૃઢ થઈ ગઈ છે પણ વસ્તુસ્થિતિ એવી નથી. સમયાનુસાર સર્કસના ધંધામાં જોઈતા નવા ફેરફારો કર્યા હોય તો

 

એ ધંધાને પણ લાભદાયક કરી શકાય. કોઈ પણ બાબતનાં નકલીઆપણું છેવટે હાનિકારક થાય છે.

પ્રયત્નવાદી માણસ બહુધા યશસ્વી જ થાય છે એનું મૂર્તિમંત ઉદાહરણ શેજવલકર બંધુ છે. મરજી હોય તો માર્ગ થઈ જાય એ અંગ્રેજી ઓમને સંપૂર્ણ લાગુ પડે છે. મ્હૈસાળ જેવા સામાન્ય ગામડાના ખેડૂની ઝૂંપડીમાં જન્મેલા બાળકના મન કંદન જેવા પ્રથમ પ્રતિના શહેરમાં જઈ પહોંચે એ કલ્પના પહેલાં કોઈને પણ થઈ હશે ખરી? એમણે સંપાદન કરેલ સુયશ ઉત્તરોત્તર વધ્યે જાય એવી ઈચ્છા-બોરી જેમ કોઈ પણ કરશે એમાં સંશય ન હોય.

(કિર્લોસ્કર માસિકમાં આવેલા વી. ચેં. કુલકર્ણીના લેખ પરથી)




## દૂરની ને નજીકની

# હવે રૂમાનિયાનો વારો ?

યુરોપમાં બાલ્કન દ્વીપકલ્પને ઈશાનખૂણે આવેલા આ દેશનો અર્થ થાય 'રોમનોની ભૂમિ.' ગયા મહાયુદ્ધ વખતે જુદાં જુદાં રાજ્યો પાસેથી એણે પડાવેલાં મુલ્કોને લઈ એનું કદ પહેલાં કરતાં લગભગ બમણું ફૂલી ગયું છે. બલ્ગારિયા પાસેથી ડાબરુજા એણે ૧૯૧૩માં જ પડાવી લીધેલું, જ્યારે મહાયુદ્ધ પછી રશિયા પાસેથી બેસારેબિયા, ઑસ્ટ્રિયા પાસેથી બુકોવિના તથા હંગેરી પાસેથી ટ્રાન્સિલ્વાનિયા, અને બાનાતનો થોડો પ્રદેશ. બાલ્કનનાં બધાં રાજ્યોમાં રૂમાનિયા સૌથી સમૃદ્ધ હોવાથી હંગેરી, રશિયા તથા તુર્કીનો 'ડોળો' એના પર હમેશ રહેલો આવેલો છે ને તેમાં એની આ પચાવગીરી એને ફરી રણક્ષેત્ર બનાવી દે તો નવાઈ નહિ.

રૂમાનિયાના ઘઉં તથા તેલ પર હિટલરની લાલચુ નજર ક્યારની ઠરી ચૂકી છે. એણે ચેકોસ્લોવાકિયા હજમ કર્યું ને એ અંગભંગ રાષ્ટ્રનો બાકી વધેલો પ્રાંત એણે હંગેરીને લઈ લેવા દીધો ત્યારે ઘણાને નવાઈ લાગેલી કે રૂમાનિયાની સરહદને અડતો એ પ્રાંત હિટલરે કેમ જવા દીધો. પણ હિટલરનો વિચાર એ પહાડી ભૂમિમાં સૈન્ય ઉતારવાનો ન હતો. એના કરતાં પોલાંડ કે હંગેરીનો માર્ગ સહેલો હતો. તેથી એણે પોલાંડ કબજે કર્યું. ઈટલીએ આલ્બેનિયા લીધું ને પાછળ પણ હિટલરની ચકોર નજર રહેલી છે. મિત્રરાજ્યોનું લશ્કર ગ્રીસના સાલોનિકા પ્રાંતમાંથી આગળ વધી યુગોસ્લાવિયાની વાટેથી બીજું ઓળંગી જર્મનીની પીઠે ઘા ન કરે તે માટેની એ અગમચેતી હતી. આ પછી પોલિશ ગેલિસિયામાંથી કૂચ કરી બુકોવિના મુકામેથી રૂમાનિયા પર હલ્લો કરવો હિટલરને સરળ થઈ પડ્યો છે, કારણ રૂમાનિયાનાં તેલક્ષેત્રો તથા કણકુપ બેનશે અહીં જ આવેલાં છે. એ સપાટ પ્રદેશ પાકા રસ્તાથી ઠેઠ અંદરના ભાગ સુધી જોડાએલો છે. ત્યાં નથી અને પર્વતોનું કુદરતી કે કિલ્લેબંદીનું કૃત્રિમ સંરક્ષણ.

રશિયાનો પણ સ્વાર્થ રૂમાનિયામાં રહેલો છે. એ પોતાનું ગુમાવેલું બેસારેબિયા મેળવે એટલે પોલિશ યુક્રેનનું એનું સંરક્ષણ મજબૂત બને. બરફથી મુક્ત રહેતા કૉન્સ્ટન્ઝા બંદર પર પણ રશિયાની લાંબા સમયથી નજર રહી છે. મિત્રરાજ્યોએ કોઈ પણ યુરોપિયન સત્તાના આક્રમણ સામે રૂમાનિયાને સંરક્ષણ આપવાનાં વચનો આપ્યાં છે, પરંતુ હિટલરના કુશળ પેચ સામે તેમને એક જ રસ્તો રહ્યો છે અને તે ડાર્ડેનલ્સ મારફત કાળા સમુદ્રમાં પહોંચવાનો. પરંતુ એમાં પાછી તુર્કીની રશિયા સાથેના સંધિ આડે આવે છે. રશિયા વાંધો ઉઠાવે તો તુર્કીને મિત્રરાજ્યોની યુદ્ધનૌકાઓને પ્રવેશતી અટકાવવી પડે, એટલું જ નહિ પણ રશિયાની મંજૂરીથી જર્મની અથવા તો રશિયા પોતે રૂમાનિયા પર હલ્લો કરે તો તુર્કી કોઈ દિવસ વિરુદ્ધ ન પડે.




રૂમાનિયા પાસે અત્યારે ૨,૦૦,૦૦૦નું લશ્કર છે. તેની પાસે સૈન્યસંરક્ષણની એકેએક વસ્તુની અછત છે—વિમાનો, ટૅન્કો, તોપો, દારૂગોળો અને જરૂરિયાતો. રશિયા અને જર્મનીનો ગજગ્રાહ બાલ્કનમાં કેવી નવી બાજી રચે છે.

# आकाशदर्शन



=[काकासाहेब कालेलकर]=

આજ સુધી આપણે જે આકાશદર્શન કરી ગયા તે પર થોડી ચર્ચા કરી લઈએ. પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરતી હોવાથી સારું આકાશ અને એમાં પ્રકાશમાન ગ્રહો, તારાઓ આદિ પૂર્વથી પશ્ચિમ તરફ ગતિ કરતા જણાય છે. ચોવીસ કલાકમાં આકાશનું આ જે એક આવર્તન પૂરું થાય છે તેની કાલ્પનિક ધરી ઉત્તર ધ્રુવથી નીકળી, પૃથ્વીના પેટને ચીરતી મધ્ય બિંદુમાંથી પસાર થઈ દક્ષિણ ધ્રુવ સુધી જાય છે. આપણે હિંદુસ્તાનવાસીઓ દક્ષિણ ધ્રુવ અને એની આસપાસનો આકાશપ્રદેશ નથી દેખી શકતા; અને ઉત્તર ધ્રુવ તથા એની આસપાસનો પ્રદેશ આપણી આંખથી કદી તિરોહિત નથી રહેતો એ કારણે જ કદાચ ઉત્તર દિશાને આપણે શુભ માની હોય અને દક્ષિણ દિશાને યમરાજની અશુભ દિશા માની હોય.

દક્ષિણ દિશામાં અગસ્તિ. એની ઝૂંપડી અને એની નીચેની બાજુ કૅરિના. એની બાદ ત્રિશંકુ અને જય-વિજય, ઇત્યાદિ તારા આપણે જોઈ ગયા છીએ. આકાશનો મોટો વીંછી પણ દક્ષિણનો જ નિવાસી છે.

ઉત્તર તરફ ધ્રુવ, ધ્રુવમત્સ્ય, સપ્તર્ષિ અને એની વચ્ચેનો કાલીય ઇત્યાદિ નક્ષત્રપુંજો ધ્યાનમાં ગણવા લાયક છે જ. ધ્રુવની એક તરફ સપ્તર્ષિ અને બીજી તરફ દેવયાની (કૅસિયોપિયા) મુખ્ય છે.

આ મુજબ ઉત્તરનું અને દક્ષિણનું આકાશ જોઈ આપણે જ્યારે વચ્ચે આવીએ છીએ ત્યારે આકાશમાં ખાંગા પૈડાની વર્તુલરેખા જેવો એક રસ્તો દેખાઈ આવે છે જે પર સૂર્ય ચન્દ્ર તથા બધા ગ્રહો ઘૂમતા નજરે પડે છે. આ આકાશી રસ્તાને રાશિચક્ર કહેવામાં આવે છે. એના બાર વિભાગ બનાવી એ દરેક વિભાગનાં પ્રધાન નક્ષત્રોની આકૃતિ અનુસાર એમને રાશિનાં નામ આપવામાં આવ્યાં છે.

આ રાશિઓમાં વૃષભ, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને મીન—એટલી રાશિઓની આકૃતિઓ ધ્યાનમાં આવી શકે છે. એ આકૃતિઓના નકશા ભવિષ્યમાં આપીશું. બાકીની રાશિઓની આકૃતિઓ પરાણે ઊભી કરેલી છે.

ચન્દ્રમા પણ આ આકાશી રસ્તા પરથી જ જાય છે; પણ એને રસ્તાની બરાબર વચ્ચે ચાલવાની આદત નથી. ક્યારેક રસ્તાના એક છેડે ચાલશે, તો ક્યારેક વળી બીજે છેડે પહોંચશે. આ આકાશી ચક્ર તે સત્તાવીસ દિવસે પૂરું કરતો હોવાથી આપણા વેદકાલીન પૂર્વજોએ રાશિઓનો ખ્યાલ છોડી દઈને આકાશી રસ્તાના સત્તાવીશ વિભાગો બનાવ્યા તે દરેક વિભાગને નક્ષત્રનું નામ આપ્યું. બાળકોના શિક્ષણમાં અંગ્રેજોનાં "કાઉન્ટી"ઓનાં નામોની વેઠ ગોખાવવા કરતાં આ સત્તાવીશ નક્ષત્રોનાં જ નામ કંઠસ્થ કરાવી જ્યોતિ:શાસ્ત્રમાં એમને પ્રવેશ કરાવ્યો હોય તો વધુ સારું. આપણી પ્રાચીન શિક્ષાપ્રણાલીમાં એ પધ્ધતિ હતી જ. રવિ સોમ વગેરે સાત વારનાં નામ, અને ચૈત્ર, વૈશાખ વગેરે મહિનાનાં નામ પછી તરત નક્ષત્રોનાં નામ કંઠસ્થ કરાવાતાં. આજે તો ખેદની વાત એ છે કે આપણા દેશના મોટામોટા જ્યોતિષીઓ પણ આકાશમાં આ સત્તાવીશ નક્ષત્રો દેખાડવાને અસમર્થ નીવડે છે. જ્યારે અંગ્રેજોનું રાજ્ય અહીં કાયમ થયું ત્યારે કેટલાક ગોરા વિદ્વાનોએ આપણું જ્યોતિષશાસ્ત્ર શીખવા ઈચ્છ્યું. તપાસ કરતાં એમને માલૂમ પડ્યું છે આકાશમાં સત્તાવીશ નક્ષત્રો બતાવી શકે એવા જ્યોતિષી પણ આ દેશમાં બહુ કમ છે.

એ સત્તાવીશમાંનાં નીચેનાં નક્ષત્રો આસાનીથી ઓળખી શકાય છે:—કૃત્તિકા, રોહિણી, મૃગ, પુનર્વસુ, મઘા, ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, શ્રવણ અને ભાદ્રપદા.

આ નક્ષત્રોની પિછાન એટલા માટે જરૂરી છે કે ચન્દ્ર અને ગ્રહો અમુક વખતે આકાશમાં ક્યાં છે એ આકાશમાં બતાવવા માટે એમનું સ્થાન બહુ ઉપયોગી નીવડે છે. સ્થાનનિર્દેશની દૃષ્ટિએ અશ્વિની, ભરણી અને આર્દ્રા એ નક્ષત્રો પણ બહુ કામનાં છે. શ્રવણ નક્ષત્ર સાથે અભિજિત્ આપવાનો પણ ક્યાંક ક્યાંક રિવાજ છે. આ અભિજિત્‌ને જ આપણે 'દશરથ'નું નામ આપ્યું છે.

વાચક ચાહે તો આ ચર્ચાને નવી સાલનું પંચાંગ મેળવશે તો નક્ષત્રો અને રાશિઓ સાથે ૮ અથવા ૧૫ દિવસની આકાશની સ્થિતિ બનાવતી કુંડળીઓ પણ તેમાં મળશે. આવતે મહિને આ ચર્ચા આગળ ચલાવીએ એ દરમ્યાન એટલું જોઈ રાખશો તો ઉપયોગી નીવડશે.

તુલનાત્મક ઇતિહાસ, નાગરિકશાસ્ત્ર તથા તેને અનુષંગી વિષયો પર માહિરોનાં વ્યાખ્યાનો યોજવામાં આવે છે.

ઉપરાંત શિક્ષણ: વ્યાયામ સિવાય ટુકડીવાર કવાયત, સાઇકલ ડ્રિલ, નિશાનબાજી, ગોળીબાર ને મોટરખાતાની ઇજનેરી ટ્રેનિંગ આપવામાં આવે છે. તદ્વિષયક વ્યાખ્યાનો સાથે નાગરિક સંરક્ષણનાં સાધનો અને સાથે સાથે તોપની યાંત્રિક કાર્યશક્તિ સમજાવવામાં આવે છે. એમાં સફળ નીવડેલા ઉમેદવારને મંડળના નાગરિક સંરક્ષણના ડિફેન્સ ઑફિસરના પદનું ખાસ પ્રમાણપત્ર આપવામાં આવે છે.

### વિભાગ ૨
### પ્રાથમિક શાળાના શિક્ષકો માટે

આ મંડળે પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટે એક ખાસ અભ્યાસક્રમ યોજ્યો છે. જેમાં તેમને વિદ્યાર્થીઓના શારીરવિકાસ તથા સ્વાસ્થ્યને લગતા પ્રશ્નોનું ખાસ શિક્ષણ આપવામાં આવે છે.

સ્કાઉટિંગ: સ્કાઉટિંગને ઐચ્છિક વિષય તરીકે રાખવામાં આવ્યો છે; એમાં સ્કાઉટ નિયમો તથા પરિશ્રમનું સાથે કેટલીક સ્કાઉટ રમતો શીખવવામાં આવે છે. એમાં સફળ ઉમેદવારોને એક ખાસ અને પ્રમાણિત પ્રમાણપત્ર આપવામાં આવશે.

આ વર્ગોની દાખલસંખ્યા બહુ મર્યાદિત રાખવામાં આવી છે. હ. વ્યા. પ્ર. મંડળને વફાદાર રહી, શક્ય તેટલાં બધાં સાધનોએ તેના ધ્યેયને આગળ વધારવાની કબૂલાત આપનાર ચૂંટેલા ઉમેદવારોને જ પસંદગી આપવામાં આવે છે. કોઈ પણ ઉમેદવાર ઉપરના બંને અભ્યાસક્રમોનું શિક્ષણ મેળવી શકે છે. વિશેષ વિગત જેમને જોઈતી હોય તેમણે નીચેના સરનામે ૧૯૪૭ના એપ્રિલની ૨૦મી પહેલાં બે આનાના પોસ્ટેજ સ્ટૅમ્પ બીડી 'પ્રૉસ્પેક્ટસ' મંગાવી લેવું. H.V. Deshpande, General Secretary (H.V.P.Mandal, Amraoti, Berar)



# સંસારનાં શહેરો

## ૧૦-કરાચી

ભારતનાં શહેરોમાં પાંચમા નંબરનું તથા તેનાં બંદરોમાં ત્રીજા નંબરનું સ્થાન ધરાવતું આજના સિંધનું પાટનગર કરાચી એક વખતે પાંચપચીસ માછીમારોનું ગામડું હોઈ, 'કરાચીજો ગોઠ' (કરાચીનું ગામડું) નામે ઓળખાતું. કરાચી એ એ માછીમારોનો મુખી હતો. ધીમે ધીમે વસતિ વધતાં તેને માટીનો એક કોટ બાંધવામાં આવ્યો. તેને પૂર્વ અને ઉત્તર દિશાએ બે દરવાજા હતા જે અનુક્રમે ખારા દરવાજા ને મીઠા દરવાજા તરીકે ઓળખાતા અને જે આજે પણ ખારાધર ને મીઠાધર તરીકે હયાત છે.

ઇ. ૧૭૭૪-૭૫માં લેફ્ટેનન્ટ જૉન પૉર્ટર મારફત અંગ્રેજોને આ સ્થાનની પહેલી ભાળ લાગી. હિંદુ વેપારીઓ મારફત દિનોદિન એનો બંદરી વિકાસ થતો ચાલ્યો. ઈ. ૧૭૯૫માં તાલપુરા લોકોએ ખિલાતના ખાન પાસેથી એ જીતી લીધું અને તે પર કિલ્લો બાંધ્યો. ઈ. ૧૮૩૪માં ત્યાં થઈને રશિયા સાથે અફઘાનિસ્તાનમાં લડાઈ કરવા અંગ્રેજ લશ્કર આગળ વધી રહ્યું હતું ત્યારે તાલપુરા સેનાપતિએ તેના માનમાં 'મનોરા'ની ટેકરી પરથી તોપોના બાર કરતાં અંગ્રેજ સૈન્યે હુમલાનું આહ્વાન માની લીધું ને હલ્લો કરી તે જીત્યું.

અંગ્રેજ અમલના આરંભમાં આ શહેરની વસતિ આઠથી નવ હજારની હતી પરંતુ જેમ જેમ બંદરી વિકાસ થતો ગયો તેમ તેમ વસતિ વધતી ગઈ. આજે એની વસતિ લગભગ સાડા ત્રણ લાખ છે. બીજાં મોટાં શહેરોના મુકાબલામાં આ વસતિ ઓછી કહેવાય, પણ સ્વચ્છતામાં કરાચી કદાચ બીજાં બધાં શહેરોને ટપી જાય.

ઉત્તરે કોહિસ્તાન (ડુંગરાળ મુલક) અને દક્ષિણે સિંધુના આડાઅવળા ફાંટા વચ્ચે આવેલા કરાચીનાં દર્શનીય સ્થાનોમાં મંગાપીર, મનોરા, હવાબંદર, ક્લિફ્ટન, ટેકરી, ગાંધી-ગાર્ડન, બતખાના (મ્યુઝિયમ), કિમાડી અને મલીર મુખ્ય ગણી શકાય. ઇ. ૧૯૩૧ના મહાસભાના અધિવેશનનું સ્થાન આજે 'ગુજરાતનગર'માં પરિણત થયું છે. ગુજરાતીઓએ એના વિકાસમાં કદાચ સૌથી જબરો ફાળો આપ્યો છે ને મહાગુજરાતનું એ પ્રમુખ થાણું બની રહ્યું છે.

હવાઈ અને બાહરી વ્યવહારથી 'એશિયાનો દરવાજો' બનનાર આ કરાચીનું કવિ ન્હાનાલાલે એક કાવ્ય પર ભવિષ્ય ભાખ્યું હતું કે, 'કરાચી! આવતી કાલે તારે આંગણેથી વીસમી સદીના હનુમાનવિમાનો ઊપડશે. એશિયા અને યુરોપનાં આભ ઓળંગી આરપાર ઊડશે. અને તે કવિતા નહિ, કલ્પના નહિ, આશ્ચર્યકથા નહિ, પણ આજના યુગની સત્ય વાર્તા કહેવાશે.'









# પંચતંત્રની વાર્તાઓ

વળી કરટક કહે, 'ઉપદેશથી મૂર્ખો કોપે છે. શમતો નથી; ભુજંગને દૂધ પાવાથી એનું વિષ જ વધે છે. કહ્યું છે કે,

**ઉપદેશ દિઓ છો કાં જેવા તેવા મનુષ્યને।**
**જુઓ વાનર મૂર્ખાએ સુગૃહી નિર્ગૃહી કરી ॥૪૨૧॥**

દમનક કહે, 'એ કેમ?' તે બોલ્યોઃ

## કથા ૨૪

એક વનમાં શમીનું ઝાડ હતું, તેનાં ચકલોચકલી રહેતાં હતાં. ત્યાં એકવાર હેમન્ત ઋતુમાં મેઘ મન્દમન્દ વર્ષવા મંડ્યો. એનાથી ટાઢે ધ્રૂજતો દન્તવીણા વગાડતો એક વાંદરો શમીના મૂળ આગળ આવીને બેઠો. એની દુર્દશા જોઈને ચકલી બોલી, 'ભદ્ર,

**હાથ ને પગવાળો તું દેખાય પુરુષાકૃતિ।**
**ટાઢથી ધ્રૂજતો મૂઢ ઘર કેમ કરે નહિ ॥૪૨૨॥**

આ સાંભળીને વાંદરાએ ક્રોધસહિત કહ્યું, 'અધમે, તું મૌનવ્રત કેમ સેવતી નથી? અહો, આની ધૃષ્ટતા! મારી ઠેકડી કરે છે?

**સૂચીમુખી દુરાચારી રંડા પંડિતવાદિની।**
**બકતાં ન ડરે લેશ એને કેમ ન મારવી ॥૪૨૩॥**

અરરકારાર્થ! તું મારી ચિન્તા કરીને દુઃખી થા મા. અને કહ્યું છેઃ

**શ્રદ્ધાલુને કરો વાત પૂછતાને વિશેષતઃ।**
**શ્રદ્ધાવિહીનને કીધું અરણ્યરુદિતાસમ ॥૪૨૪॥**

તો પણ ચકલી તો બોલતી જ રહી એટલે વાંદરે શમી ઉપર ચડી માળો ભાંગીને ભૂકો કરી નાખ્યો.

એટલે હું કહું છુંઃ ઉપદેશ દિઓ છો કાં ઇતિ. વળી કોઈકે ઠીક કહ્યું છેઃ

**ધર્મબુદ્ધિપાપબુદ્ધિ જાણ્યા પુરુષ બે જ મેં।**
**વ્યર્થ પાંડિત્યથી પુત્રે ધૂમમાં તાત મારિયો ॥૪૨૫॥**

દમનક કહે, 'એ કેમ?' તે બોલ્યોઃ

## કથા ૨૫

એક નગરમાં ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિ નામે બે વણિક-પુત્ર મિત્ર હતા. તેઓએ કમાવા સારુ દેશાન્તર જવાનો વિચાર કર્યો. કહ્યું છે કે

'દેશાન્તરમાં વિવિધ ભાષા તથા વેશ જેણે જાણ્યાં નથી એનો જન્મ અફળ ગયો જાણવો.'

'એક દેશથી બીજે દેશ હરખતો હરખતો માણસ ન ફરે ત્યાં લગી વિદ્યા, શિલ્પ કે ધન તે સરખી રીતે પામતો નથી.'

પરદેશ ફરીને ધર્મબુદ્ધિના પ્રભાવથી પાપબુદ્ધિએ પણ પુષ્કળ કમાણી કરી. એટલે બેય ઘેર આવવા નીકળ્યા. પોતાનું ગામ પાસે આવ્યું એટલે સ્વાર્થસાધુ પાપબુદ્ધિ ધર્મબુદ્ધિને કહે, 'ભદ્ર, આ સર્વ ધન ઘેર લઈ જવું એ ઠીક નથી, કારણ કુટુમ્બી તથા બાન્ધવો એની માગણી કરે. એટલે અહિં જ ગહનવનમાં ક્યાંક ઝાડના મૂળ આગળ દાટી થોડુંક લઈ ને ઘેર જઈએ. ફરી પ્રયોજન હશે ત્યારે વળી પાછું એટલું જ અહિં આવીને લઈ જઈશું. ડાહ્યા માણસ અલ્પ ધન પણ કોઈને દેખાડતા નથી, કેમ કે તે જોઈને મુનિવરનું મન પણ ચળી જાય છે.' ધર્મબુદ્ધિ કહે, 'ઠીક, એમ કરો.'



# આ મહિનો (એપ્રિલ) ઇતિહાસમાં



આ માસની વિભૂતિ
વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર

ઈ. ૧૯૨૩માં મહાસભાના કાર્યવાહક પ્રમુખ બની એ છેલ્લી વારના જેલમાં ગયેલા. પણ એવા આત્માઓને પોતાની જાતની જાહેરાતનું હથિયાર એમણે કદી નથી બનાવ્યું. ઊલટું, જાહેરાતની તમામ તકો એમણે હાથે કરીને જતી કરી છે. દેશબંધુના અવસાન પછી બંગાળના નેતૃત્વની ખોટ પૂરવા માટે મૌલાનાને કલકત્તાની મ્યુનિસિપલ કોર્પોરેશનના પ્રમુખ બનવા, બંગાળ પ્રાંતિક મહાસમિતિનું સુકાન હાથમાં લેવા તથા ધારાસભામાં સ્વરાજપક્ષના અગ્રણી થવાનું સમજાવવા ખુદ ગાંધીજી કલકત્તા ગયેલા, પણ એ ત્રિવિધ યશોમુકુટ મૌલાનાને ન આકર્ષી શકેલા.

સંગીત અને સીગારેટ જેટલા જ એ અમીરી હુક્કા અને અરબી કાવાના પણ શોખીન રહ્યા છે, પણ એમનું પ્રિયતમ પીણું તો ચા જ. પ્રવાસમાં પણ ચાનો સરંજામ તેઓ સાથે જ રાખે છે ને પોતાને હાથે બનાવીને પીએ છે. વાંચનનું તો એમને જાણે અસાધ્ય વ્યસન વળગ્યું છે. ક્યાંઈ બહાર ન ગયા હોય ત્યારે નં. ૩ સ્ટોર્સ રોડ બાલીગંજના કલકત્તાના એમના મકાનના કિતાબખાનામાં જ તે મળે. એ બોલે છે બહુ થોડું, પણ બોલે છે ત્યારે મેદનીને મંત્રમુગ્ધ બનાવી દેતો બુદ્ધિગમ્ય દલીલોનો અસ્ખલિત પ્રવાહ તેમના મોંમાંથી વહ્યો જાય છે. એમને બોલતા સાંભળવા એ શિષ્ટ ઉર્દૂનું અધ્યયન કરવા બરાબર છે.

કુરાનના સમાનતાના તથા સર્વધર્મસમભાવના આદેશને એમણે પોતાના જીવનમાં વણી લીધા છે. અને લોકમાન્યે ગીતાજીવનને જેમ એમના 'ગીતારહસ્ય'માં ઉતાર્યું છે તેમ એમણે કુરાનનું રુહાની જીવન 'તર્જુમાનુલ કુરાન'માં ઉતાર્યું છે. રાંચીમાં એ નજરકેદ હતા ત્યારે બહાર જ્યારે રૉલેટ ઍક્ટની ચળવળ ચાલતી હતી ત્યારે એમણે કુરાન પરનું એ ભાષ્ય લખવા માંડેલું. હિંદુઓમાં ટિળકના ગીતાભાષ્ય કરતાં પણ મુસ્લિમોમાં એમના કુરાન પરના ભાષ્યે વધુ આદર પ્રાપ્ત કર્યો છે અને એ ભાષ્યથી ઉર્દૂ સાહિત્ય તેમ જ ખુદ ઇસ્લામ ખૂબ સમૃદ્ધ થએલ છે.

એ સિવાય નાની નોંધો રૂપે ૩૦૦ પાનાનું પોતાનું ચરિત્ર પણ એમણે લખેલું છે, પરંતુ તેનો ઘણો મોટો ભાગ તો તેમના પૂર્વજોની હકીકતોએ જ રોકેલો છે. એમના પોતાના વિષે તો એમાં માત્ર એક જ પ્રકરણ છે. એ સિવાય ૧૯૨૧ના ડીસેમ્બરની ૧૦મીએ એ પકડાઈને એક વર્ષની સજા પામ્યા ત્યારે મૅજિસ્ટ્રેટ સમક્ષ જે નિવેદન કરેલું તે 'કૌલે ફૈસલ' નામથી પુસ્તકાકારે બહાર પડ્યું છે. અસહકારના તત્ત્વજ્ઞાનનો એ પુસ્તક સુંદર નમૂનો કહી શકાય. —અ.



## ફિનલૅન્ડ વિષે વધુ

રશિયાના આર્ક્ટિક સમુદ્ર પર પ્રભુત્વ જમાવવાના ઇરાદામાં ફિનલૅન્ડની આઝાદી નડતી હોઈ સામ્યવાદના દંભ હેઠળ અનેક કાવતરાં રચનાર એ દેશે ફિનલૅન્ડ પર કરેલા આક્રમણ અને એને નમાવનારી કરેલી શરતોથી સૌ હવે માહિતગાર છે. ઉત્તરમાં ઠેઠ ધ્રુવસમુદ્ર સુધી પહોંચતા દોઢ લાખ ચોરસ માઈલના વિસ્તારના એ દેશની સામાન્ય હકીકતથી 'કુમાર'ના વાચકો પરિચિત છે જ.

ગ્રેટબ્રિટનથી ૧૦,૯૩૪ ચોરસ માઈલ વધુ વિસ્તારવાળા એ દેશની રાજધાનીનું શહેર હેલ્સિંકી (હેલ્સિંગફોર્સ) દુનિયાની સૌથી ઉત્તરમાં આવેલી રાજધાની છે. આખો દેશ મોટે ભાગે તો બરફના ધાબળામાં જ વીંટાએલો રહે છે—દક્ષિણમાં ૧૦૦ દિવસ સુધી, મધ્યમાં ૧૫૦થી ૧૮૦ દિવસ સુધી અને છેક ઉત્તરે લાપલૅન્ડમાં ૨૧૦ દિવસ સુધી. વળી લાપલૅન્ડમાં તો શિયાળાના આખા બે મહિના સૂર્ય દેખાતો જ નથી. એ ફિનિશ લાપલૅન્ડમાં લગભગ ૨૦૦૦ જેટલા લાપ લોકો વસે છે.

ફિન લોકો વર્ણે ગૌર, ભૂરી ભૂરી આંખોવાળા, ખૂબ ઊંચા, મજબૂત ને સહનશીલ હોય છે. એમના ઉદ્ભવનું ચોક્કસ મૂળ નથી જણાયું, પરંતુ તુર્કો તથા હંગેરિયનો સાથે દૂરની સગાઈ ધરાવતા મંગોલ જાતિના ઉગ્રિયાન કાંઠામાંથી તે ઊતરી આવેલા હોવાનું માનવામાં આવે છે. આજે એમની સંખ્યા લગભગ ૪૦ લાખ જેટલી છે. ૮મી સદીમાં તેઓ મધ્ય યુરોપમાં હતાં ને જેમ લાપ લોકો ઉત્તર તરફ હટેલા ગયા તેમતેમ એ બેજરી સંર-ભૂમિમાં ને ઉપર વધતા ગયા ને નાનાં મોટાં મળી ૬૦ હજાર જેટલાં સરોવરો ધરાવતી એ ભૂમિમાં વસી ગયાં.

રશિયા અને સ્વીડન એ બંને આક્રમક મહારાજ્યો વચ્ચે આવેલું હોવાથી ફિનલૅન્ડ સદીઓ સુધી એ બંને સત્તાઓની યુદ્ધભૂમિ બની રહેલું. ઈ. ૧૧૫૪થી ૧૮૦૯ સુધી તે સ્વીડ લોકોને તાબે રહેલું; ૧૮૦૯થી ૧૯૧૭ સુધી રશિયનોને. માત્ર વીસ જ વર્ષ તેને સ્વતંત્ર થયે થયાં.

ફિન લોકો પોતાના દેશને 'સુઓમી' કહે છે, એનો અર્થ થાય જળપ્રદેશ. સહકારી ધોરણે એ દેશે સાધેલો વિકાસ આશ્ચર્યકારક ગણાય. વીજળી, તાર ને ટેલીફોન દેશના ખૂણે ખૂણે પહોંચી ગયાં છે. ત્યાંની રેલવેનું ભાડું યુરોપમાં સસ્તામાં સસ્તું છે. હેલ્સિંકીનું ડાયેટ (પાર્લમેન્ટ)નું મકાન તથા સ્ટેશન દુનિયાનાં મનોહર સ્થાપત્યો ગણાય છે ને તેનાં તમામ જાહેર મકાનો આધુનિક બાંધણીનાં છે. રશિયાને બાદ કરતાં યુરોપમાં વધુમાં વધુ ઇમારતી લાકડાંની નિકાસ ફિનલૅન્ડ કરે છે અને સૌથી વધુ જંગલો (જમીનના ૭૩·૪ ટકા) તે ધરાવે છે.

### ગયા મહાયુદ્ધનું સરવૈયું

ગયા મહાયુદ્ધની ખુવારી આ પ્રતીક-ચિત્ર હૂબહૂ રજૂ કરે છે. જખમાએલાં કાળા વર્ણમાં ને ઘવાએલા સફેદ વર્ણમાં દર્શાવ્યાં છે ને એવો અકેક વર્ણાક અકેક લાખની સંખ્યા બતાવે છે. ચિત્ર જોતાં જ જણાશે કે જર્મનીને સૌથી વધુ સહન કરવું પડેલું (૨૦ લાખ મરાયા અને ૪૨ લાખ ઘાયલ). બધું ગણીને એ મહાયુદ્ધે લગભગ ૮૦ લાખ જિંદગીઓનો ઘાત કરેલો, ૧ કરોડ ને ૪૦ લાખને ઘાયલ કરેલા તથા ઓછામાં ઓછા એ કરોડને ઓછીવની ઈજા કરેલી!

અને પાછળથી એ યુદ્ધને પરિણામે ફાટી નીકળેલા ઇન્ફ્લુએન્ઝાએ પાછો ૧ કરોડનો વધુ ભોગ લીધો હતો. બધાં મળીને ૭ કરોડ માણસો સીધી રીતે એમાં સંડોવાયા હતા અને તેનો કુલ ખર્ચ ૮૦ અબજ પૌંડ થયો હતો. આટલા બધા જાનમાલની ખુવારી છતાં વીસ જ વર્ષે રહીને દુનિયાં એટલી યુદ્ધોત્સુક બની ગઈ કે ૧૯૩૮માં જ શસ્ત્રસરંજામની બનાવટ માટે જર્મનીમાં ૧૨ પૌંડ, બ્રિટનમાં ૬, રશિયામાં ૬, ફ્રાન્સ અને જપાનમાં ૫, ઈટલીમાં ૩ અને યુનાઈટેડ સ્ટેટ્સમાં ૨ પૌંડ વાર્ષિક ખર્ચ માથાદીઠ આવ્યો હતો! અને એનું પરિણામ તો આપણે જોઈએ છીએ!!




→ગયા મહાયુદ્ધની બિભીષિકાને આ પ્રતીકચિત્ર આબેહૂબ મૂર્ત કરે છે. એમાં ઘવાએલા ને હણાએલાઓની જ સંખ્યા આપી છે ને ઉપરાંત એ મહાયુદ્ધ પછી ફાટી નીકળેલા ઇન્ફ્લુએન્ઝાએ બીજા એક કરોડનો ભોગ લીધો હતો!

### છાપવાનાં બીબાંની શતાબ્દી

છાપવા માટેનાં ધાતુનાં બીબાંની યુરોપની શોધની ગારુ શાકમાં પાંચમી શતાબ્દી ઉજવવાની છે. પરંતુ ખરી રીતે તો, ફેરવી શકાય તેવાં છૂટાં બીબાંની શોધના માનનું પહેલું અધિકારી ચીન જ છે. શિકાગો ફીલ્ડ મ્યૂઝિયમના ચીનાઈ સ્થાપત્યના ક્યૂરેટર મિ. સી. માર્ટિન વિલ્બર કહે છે કે યુરોપની એ શોધથી પચાસ વર્ષ પહેલાં ચીનાઓએ ધાતુના બીબાં પાડેલાં, ને લાકડાનાં તથા માટીનાં (પકવેલાં) તો એથી બે સદીઓ પહેલાં. પરંતુ એટલું ખરું કે યુરોપમાં એનો વિકાસ સ્વતંત્રપણે થયો હતો. વળી યુરોપમાં એ સ્વરૂપ ખૂબ વ્યાપક બન્યું; જ્યારે ચીનને તો એ શોધ પછી હજી આજ પણ મોટે ભાગે પોતાની જૂની 'બ્લૉક પ્રિન્ટિંગ'ની પદ્ધતિને વળગી રહેવું પડ્યું છે, જેમાં છૂટાં બીબાં નહિ, પણ આખાં પાનાંનાં પાનાં લાકડામાં કોરી કાઢવામાં આવે છે. આનું એક મોટું કારણ છે. બીજી ભાષાઓમાં જેમ જુદાજુદા અક્ષરો માટે વિવિધ સંજ્ઞાઓ હોય છે તેમ ચીનાઈ ભાષામાં નથી. તેમાં લેખનની સંજ્ઞાઓ 'અક્ષર' માટે નહિ પણ 'શબ્દો' માટે હોય છે. આથી, ભાષામાં જેટલા શબ્દો ચાલુ વપરાશના હોય તેટલાં બીબાં બનાવવાં જ પડે! હવે, આજે પ્રચલિત ચીનાઈ ભાષાની ડિક્શનેરીમાં ૧૪,૦૦૦ શબ્દો છે. એટલે ચૌદ હજાર બીબાંની જાતો બનાવવી રહી! જોકે સરળતા ખાતર એમ કરી શકાય, કે ઓછા વપરાતા શબ્દોને પડતા મૂકી રોજિંદા વપરાશના મુખ્ય મુખ્ય શબ્દો જ ચૂંટી કાઢીને તેનાં બીબાં બનાવવામાં આવે; અને શિકાગો ફીલ્ડ મ્યૂઝિયમમાંના એ જૂના ચીની ટાઈપ એ જ પદ્ધતિ પર પાડવામાં આવ્યા છે, તો યે તેની ૬૦૦૦ જાત બનાવવી પડી છે! અને એ તો અત્યંત ટૂંકી સંખ્યા છે. દાખલે દાખલે, એવી ગણતરી કાઢવામાં આવી છે કે અત્યારે પ્રચલિત ૧૦ થી ૧૫ હજાર ચીની શબ્દોમાંથી રોજિંદા ઉપયોગના ખપતેજા શબ્દો વીણી કાઢીને તેનાં બીબાં વડે જો છાપવું હોય તો, સામાન્ય વર્તમાનપત્રનું એક પાનું બીબાંમાં ગોઠવવા માટે, એક કંપોઝીટરને એ બીબાંનાં ખાનાંઓવાળા લાકડાના ઘોડાઓની લાંબી હાર આગળ બીબાં ગોઠવવાની હેરીફેરીમાં ત્રણ માઈલનો પ્રવાસ રોજ કરવો પડે! આ ઉપરથી ખ્યાલ આવશે કે છૂટાં બીબાંવાળું મુદ્રણ ચીનને કેમ પરવડતું નથી. એમને તો આખાં પાનાં ને પાનાં જ લાકડા પર કોતરી નાખીને છાપવા સહેલાં પડે

ઍરિઓસ્ટો નામનો ઇટાલિયન લેખક બહુ જ નાના ઘરમાં રહેતો. એક વખત તેના મિત્રોએ તેને પૂછ્યું: 'તારાં પુસ્તકોમાં સારા વિશાળ મહાલયોનાં સુંદર વર્ણનો અને વખાણો કર્યાં છતાં તારા પોતા માટે કેમ આવડું નાનું ઘર બનાવ્યું છે?' ઍરિઓસ્ટોએ જવાબ દીધો: 'કારણ કે મને જેટલી સહેલાઈથી શબ્દો હાથ ચડે છે એટલી સહેલાઈથી પત્થરો હાથ નથી આવતા.'

અનેકાર્થી શબ્દ: **અગાડી**=આગળ. પહેલાં; હવે પછી, ભવિષ્યમાં; સન્મુખ, સામે; આગળથી, પ્રથમથી; વસ્તુનો આગળનો ભાગ; ઘોડાને બાંધવાની સરક; અંગરખા કે કેડિયાનો આગળનો ભાગ; લશ્કરનો પહેલો હલ્લો.

ગણિતગમ્મત

$$(૧+૧)^૨ - ૦ = (૧+૨)^૨ - ૫$$
$$(૨+૨)^૨ - ૧ = (૨+૩)^૨ - ૧૦$$
$$(૩+૩)^૨ - ૨ = (૩+૪)^૨ - ૧૫$$
$$(૪+૪)^૨ - ૩ = (૪+૫)^૨ - ૨૦$$
$$(૫+૫)^૨ - ૪ = (૫+૬)^૨ - ૨૫$$
$$(૬+૬)^૨ - ૫ = (૬+૭)^૨ - ૩૦$$
$$(૭+૭)^૨ - ૬ = (૭+૮)^૨ - ૩૫$$
$$(૮+૮)^૨ - ૭ = (૮+૯)^૨ - ૪૦$$
$$(૯+૯)^૨ - ૮ = (૯+૧૦)^૨ - ૪૫$$
$$(૧૦+૧૦)^૨ - ૯ = (૧૦+૧૧)^૨ - ૫૦$$

એ પ્રમાણે આગળ. (હા. મ. જોષી)

કહેવતોના અર્થ: 'ભેંશ આગળ ભાગવત'–જેને જેની પિછાન નહિ તેની પાસે તે વાત કે વસ્તુ રજૂ કરવા જતાં કશો અર્થ ન સરી ઊલટું હાંસીપાત્ર થવું પડે છે. એના જેવી કહેવતો: 'આંધળા આગળ રોવું ને આંખો ખોવી;' 'ભૂંડો શું જાણે સાકરના સ્વાદ;' 'આખરાની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે;' 'ગધા ક્યા જાને જફરાન (કેસર)કા સ્વાદ;' 'આંધા આગળ આરસી ને બહેરા આગળ શંખ,' વગેરે.




### સાચે જ ખોટું!

આંખો વડે જ બધું જોઈ શકાય છે એમ? જો હા કહેતા હો તો તમારું કહેવું બિલકુલ ખોટું છે. આપણી આંખો જાતે કશું જોતી જ નથી. ખરું દૃષ્ટિકેન્દ્ર તો આપણા મગજમાં રહેલું છે, જ્યાં બધા દૃશ્યની પ્રતિમૂર્તિઓ ઘડાઈ તેનું વર્ગીકરણ થાય છે. આંખે પહોંચાડેલા સંવેદનની પ્રતિમૂર્તિઓ આપણા મગજમાં જ્યારે નથી ઘડાતી ત્યારે આપણે બધું જોવા છતાં દૃષ્ટિવાન નથી હોતા. ઘણી વખતે આપણે કેટલું બધું જોતા ચાલ્યા જઈએ છીએ, પણ આપણું મગજ બીજા કશા પર કેન્દ્રિત થએલું હોય છે એટલે એની પ્રતિમૂર્તિ મગજમાં નથી ઘડાતી. એ બતાવે છે કે દૃગ્સંવેદનોનો અર્થ ઘટાવતું કેન્દ્ર આંખોમાં નહિ પણ મગજમાં આવેલું છે.

મા: તું શું શોધે છે?

બેટો: કાંઈ નહિ!

મા: તો પેલા ખાલી ડબામાં જો.

બ્રિટિશ પાર્લામેન્ટના મેમ્બરોને ગુનો બનતાં સામાન્ય જેલોમાં ન પૂરતાં ક્લૉક ટાવરમાં તેમને માટે રાખેલી જુદી જેલમાં પૂરવામાં આવે છે.

લાંબું જીવવાની ઇચ્છા ઘણાને હોય છે; સારી રીતે જીવવાની બહુ ઓછાને.

જાપાનીઝ લોકો કદી સોગન નથી ખાતા; તેમની ભાષામાં એ માટેના શબ્દો જ નથી!




ગુંદર, સરેસ, તેલના રંગ વગેરેનો ઉપયોગ કરતી વેળા પીંછી પર તેના રેલા ઊતરી હાથ બગડે છે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પતરાની નાની ગળણી પીંછી પર જડી દેવાથી હાથ બગડતા અટકશે.

છત્રી માટે વપરાતો 'અંબ્રેલા' શબ્દ મૂળ ઈટાલિયન છે ને તેનો અર્થ થાય છે 'નાનો છાંયડો.'

કાચ કાપવાની હીરાકણી વપરાશમાં ન હોય ત્યારે ટર્પેન્ટાઇન કે ગ્યાસલેટમાં બોળેલી રાખવાથી વધુ સારું રહેશે.

સાપ બરફ ઉપર ચાલી શકતો નથી, તેના શરીરને ઘસડવા માટે ખરબચડી જમીનની જરૂર હોય છે. આથી, સાપનો ભય હોય ત્યાં શણિયા જેવી સપાટી કે બરફ ચારે કોર હોય તો તે આવી ન શકે.

માખીઓ ફૂલમાંથી તૈયાર મધ લાવતી નથી; તેઓ તો ફૂલનો મધુર રસ પેટમાં લાવ્યા બાદ તેમાં પોતાની લાળ ઉમેરીને મધ બનાવે છે.

આપણે ચન્દ્રની સપાટીનો વધુમાં વધુ ⁴⁄₇ ભાગ જ જોઈ શકીએ છીએ.

વૉલ્ટ ડિઝનીએ એકલાએ જો 'સ્નો-વ્હાઇટ'નાં બધાં ચિત્રો કરવા ધાર્યું હોત તો ૨૫૦ વર્ષ લાગત—સહકારની યોજનાનું દૃષ્ટાંત!

ઈશુની ચોથી સદીમાં રોમ નગરની વસતિ પચીસ લાખની હતી.




## રસથી
## વંચાતાં બે પુસ્તકો

એમાંનું એક 'અજંતાના કલામંડપો' તો ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં અજંતાની કલા પર થએલું પહેલું જ પ્રકાશન છે; અને વિગતમાં, વિવેચનમાં, વિવિધતામાં તેમજ વિપુલતામાં, એટલી કીમતમાં એની તોલે આવે એવું એક પણ પ્રકાશન બહાર પડ્યું નથી. શ્રી રવિશંકર રાવળ જેવાને હાથે લખાએલા પરિચય લેખવાળું આ પુસ્તક, ૯ ત્રિરંગી ચિત્રો, ૧૬ પાનાં ભરીને અસંખ્ય આલેખનો તથા ફોટોગ્રાફો અને લખાણને પણ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોથી ભરપૂર છે. દોઢ રૂપિયા (પોસ્ટેજ જુદુ)ની કીમતમાં એટલી પ્રચૂર સામગ્રી આજ લગી હિંદ ભરમાં આ વિષય પરના કોઈ પણ પ્રકાશને આપી નથી.

બીજું પુસ્તક 'અજવાળી રાત' તો ઘરેઘરનું માનીતું થઈ પડે એવું પુસ્તક છે. માનવ હૈયામાં રસ, કલ્પના અને સૌંદર્યનું સામ્રાજ્ય જમાવતી ઊજળી મધુરી અજવાળી રાતની પંદર તિથિઓ સમી પંદર સુંદર વાર્તાઓ એમાં છે. માત્ર કુમાર-કિશોરો જ નહિ પણ ઘરનાં નાનાં-મોટાં, સ્ત્રીજન-ગ્રામજન સૌને રસ, વિનોદ અને વિચાર આપે એવી મનોરંજક ખેંચાણકારક અને સરળસુબોધ વાર્તાઓનો એ સંગ્રહ એવાજ વિવિધરંગી ચિત્રો અને મનોરંજક રૂપરંગની સજાવટવાળો છે. કીમત બે રૂપિયા પોસ્ટેજ જુદું.

કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ

KUMAR Reg. No.

## તમારા ઘરની ભીંતો તપાસો

એના પર શું છે? કાં તો મફતિયાં કેલેન્ડરો! કોઈ બ્રાન્ડી કે સીગારેટની જાહેરાત કરતાં અસંસ્કારી કુરૂપ ચિત્રો! પરદેશનાં સૃષ્ટિસૌન્દર્ય અને મહેલાતોનાં અથવા રાજાઓ ને રમણીઓનાં ચિત્રો! અથવા આપણી પુરાણકથાઓ અને દેવદેવીઓનાં ભદ્દાં ચિત્રો! પણ આપણા દેશજ સંસ્કારોને પોષતા ને રસવૃત્તિને વિકસાવનારી ક્રિયા અને સાત્વિક કલા રેલાવતાં ઘરમાં છે?... એવી કાવ્યમય વાતાવરણ જગવતી, નયનાભિરામ કલાનાં છ સુંદર ચુનંદા રંગચિત્રોનો એક સસ્તો પોર્ટફોલિયો (સંપુટ) 'ગુજરાત કલાકલાપ' નામથી કુમાર કાર્યાલયે બહાર પાડ્યો છે. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને છગનલાલ જાદવની ઉત્તમ કલાકૃતિઓ ચૂંટીને એમાં સંઘરેલી છે. પ્રત્યેક ચિત્ર ૧૪×૧૧ ઈંચના માપના જાડા કાર્ડ ઉપર મઢી શકાય તેવી સફાઈબંધ રીતે, રંગીન છપાઈમાં છાપેલું છે સાથે એ ચિત્રોનો અને એના આલેખક કલાકારોનો ટૂંક પરિચય પણ આપેલો છે. કીમત માત્ર એક રૂપિયો. પો. જુદું.

લાવણ્ય
ફોટો: એચ. કે. દાદીબરજોર, એ. આર. પી. એસ
અમદાવાદના 'અખિલ હિંદ ફોટો પ્રદર્શન'માં પ્રશંસાપત્ર
પામેલું ચિત્ર





# માર

આવતી કાલનાં નાગરિકોનું માસિક

નેત્રી - રવિશંકર રાવળ   સંપાદક - બચુભાઈ રાવત

# પ્રક્રમ

(| આ અંકને પહેલે પાને આવેલ 'એથી કયી ધન્યતા'માં નૈરાશ્યના સામનાની નવી સૂઝ પામી આગળ વધશો એટલે આજની વિષમતાઓ વચ્ચે શ્રેયોમાર્ગનો નિર્દેશ કરતી લઘુ કંડિકા પર તમારી નજર ઠરશે, અને એથી આગળ વધશો તો વર્ષોના તમારા પરોક્ષ દોસ્ત શ્રી ઉમાશંકર જોષીના પ્રત્યક્ષ જીવનની પિછાન આવી પહોંચશે. ગુર્જર રણછોડરામ સુવર્ણચન્દ્રક વડે એમના યશો-જીવનનો અભિષેક આદરે છે ત્યારે એમની સર્વાંગ વાઙ્મયપ્રવૃત્તિના એક નિકટના સા-ક્ષીની કલમે નિરૂપાએલો તેમના જીવન-કવનનો ઉદ્બોધ તમને આકર્ષ્યા વિના નહિ રહે (| 'સીઝરનું વેર' તો શિકારી જીવનના રંગોલ્લાસમાં તમને તરબોળ બનાવી મૂકશે. એને માત્ર પ્રાણીકથા કહેવા કરતાં શિકારી જીવનનું માનચિત્ર જ કહી શકાય. (| કાકાસાહેબ કાલેલકર આ વખતે 'મનો-મંથન'માં પોતાના કૉલેજજીવન વેળા 'શઠં પ્રતિ શાઠ્યમ્' આચરેલા એક પ્રસંગનું સ્મરણ આલેખે છે. (| 'ભૂતકાળની શોધમાં' હજુ ઘણું યે આગળ વધવાનું છે, પણ પ્રત્યેક હપતાનું એનું એક એક પગલું એવી અવ-નવીન અને રસમય માહિતી પૂરી પાડે છે કે તમને એ માળા ઉત્સુકતા જ પ્રેરતી રહે છે. આ વખતે ગુજરાતના તળપદા સ્થાપત્ય-નો તેમાં આલેખાએલો ક્રમવિકાસ એક નવા જ પ્રકારે ગુજરાતની મહત્તા પ્રસ્થાપિત કરે છે. 'મરાઠાઓનો અસ્તોદય' પણ તમને ભૂતકાળનું જ દર્શન આપે છે, પણ એ દ-ર્શન પાછું ભાવિને માટે અમૂલ્ય પાથેય પણ પૂરું પાડે છે; જ્યારે 'ઉત્તર ગુજરાતનાં લોકદર્શન'માં તમને આપણાં ગામડાંના પ્રજાવર્ગનાં સાચાં અને નિખાલસ દર્શન મળે છે. (| હવે વધુ લંબાણ ન કરતાં આ પ્ર-ક્રમમાં ન ઉલ્લેખાએલી વાનીઓનો અનુ-ક્રમ તમારા પર જ છોડી દઇએ, તો પણ તેનો સારગર્ભ તો તમેં આપમેળે પામી લેશો એટલી અમોને શ્રદ્ધા છે જ. અને એમાંની કોઇ વાની આ વાનીઓથી ઊત-રતી નથી એની પણ ખાતરી આપીએ છીએ.







મુદ્રક • બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક • રવિશંકર રાવળ: કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂા. ૬, બ્રહ્મદેશના રૂા. ૬ાા, પરદેશના ૧૨ શિ. છુટક ૯ આના; મુંબાઇના ખાસ કૅન્વાસિંગ એજન્ટ અને જાહેરખબરના સોલ એજન્ટ શિષ્ટસાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ; બીજા એજન્ટો: આર. આર શેઠની કં. અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અનહદ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન
# ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન,
તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી
સ્મરણશક્તિ આપી શરીરમાં
બળ, તેજ ને ચેતન પૂરે છે.

**કીંમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૩॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૨૬

# ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

દુકાન:
જુની હનુમાનગલી
મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી છે એમ જરૂર જણાવશો.



# આજનો

# અટપટો પ્રશ્ન

વીસમી સદીમાં ભરશે

કોણ પાણી ???

આ રોજની ખટપટ

ટાળવા આપની

સેવામાં હાજર છે...



# MYERS

**ચોખ્ખુ પાણી**

એ જીવનની

જરૂરિયાત છે

વહેતું પાણી આપણી

સ્વચ્છતાને વધારે છે

જેટલી સ્વચ્છતા

તેટલો જિંદગીનો

વધારો




**માયર્સ પંપ**

તમારા

મીઠા પાણીના કૂવાઓ

તમારા બાથરૂમો

તથા તમારા

બાગબગીચાઓને

હમેશાં તાજા પાણીથી

સજીવન રાખે છે.

# માયર્સ પંપ

પાણી માટેની તમામ જરૂરિયાતો માટે લખો યા મળો:

ટે. નં. ૨૪૬૩૨ — પો. ઓ. નં ૬૮૪

ધી વૉટર સપ્લાય સ્પેશિયાલીસ્ટ લિમિટેડ · ૮ હમામ સ્ટ્રીટ કોટ · મુંબાઇ







**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર : 'સ્પર્ધા'–ભાઈ ટી. ટી. પટેલ (નાઈરોબી), પહેલું ઇનામ; નીચે : ડાબી બાજુ, 'જાળી પરથી વાતો'–ભાઇ ઘનશ્યામ દલાલ (અમદાવાદ), બીજું ઈનામ; જમણી બાજુ, 'ભટકતા'–ભાઇ હરિલાલ ભટ્ટ (અમદાવાદ), ત્રીજું ઇનામ.

# એથી કયી ધન્યતા?

• શાર્દૂલવિક્રીડિત •

મેલાવ્યું છ સુકાન બેફિકર મેં આજે મહાંભોધિના
લાહોલા જળમાં ઝનૂનભેર, રે મોજાં! ઝપાટે લઈ
ઝીંકો જોર તમામ બેરહમ થૈ પૂરી કરો ઓરતા,
ના છે આજ લગીર યે ભય, ભલે ચૂરો થતાં પાટિયાં.

શાનું કાં ભય? જિંદગીની સફરે જ્યાં સાવ સૂનો પડ્યો,
આરો ઊગરવા તણો ન દિસતો, લાચાર ધ્રુવે થયો,
મોરો શૂન્યમનસ્ક, ધામણ ઢળી, ન્હીસું સુકાને પડ્યું,
સાનુકૂળ જુવાળ ને પવનનો વિશ્વાસ વહી ગયો;—
તો કાં ફીકર રે પડાવી મનને કહાર ઝંખ્યા કરું?
ના કાં મર્દ મુકાબલે રહું? વધુ તમે ભલે માગલો.

રે, તું આજ નસીબદાર અદકું ઓ મોત! કાં કે તને
કોઈની ન રુદિયા પજવશે, નિઃશ્વાસ ના કોઈના:
ને મારું ય નસીબ ના કમ ગણું: તું શા મહાયોધથી
સામે મોર ઝઝૂમતાં ગત થવું એથી કયી ધન્યતા?

અશોક હર્ષ



ℂ. જગતની વિષમતાઓને કારણે ઉદ્ભવેલી નિરાશા રોતલવેડાને બદલે પૌરુષભર્યા જીવનમાં પરિણમતી હમણાંના કવિતાલેખોમાં આપણે જોઈએ છીએ તેનું એક ઉદાહરણ. 'જિંદગીની સફરમાં સાવ સૂનો પડ્યો છું, ધામણ ઢળી પડી છે, સુકાન ન્હીસું પડ્યું છે, સાનુકૂળ જુવાળ અને પવન પર રાખેલો વિશ્વાસ ઓસરી ગયો છે, અરે નિત્યનો માર્ગદર્શક ધ્રુવ પણ લાચાર થયો લાગે છે. તો પછી હવે કાલની ફિકર જેમના શા માટે કર્યા કરવી? એના કરતાં તો મર્દ બનીને મુકાબલો કાં ન કરું!' એમ વિચારી કવિ જીવનમહાસાગરના લાહોલા જળમાં ઝનૂનભેર સુકાન છૂટું મૂકી દે છે ને મુશ્કેલીઓરૂપી મોજાંને પડકાર દે છે. સૈનિકની છેલ્લી ઘડી વર્તાઈ રહે, આવતી પ્રાકારના તાતાં મૃત્યુને અનુરોધે છે કે, તું યે નસીબદાર, કે કોઈ રોતલના નીસાસાને બદલે તને જુદા જ પ્રકારનો સામનો આજ થશે. અને હું યે નસીબદાર કે તારા જેવા મહાયોધ સામે સામે મોંએ ઝઝૂમતાં ખપી જવાનું અહોભાગ્ય મળશે. એથી વધુ ધન્યતા કઈ?

તરીકે પંકાએલા શામળાજી નજદીકથી એમના પિતાશ્રી નેહાલાલ જેથી ભામણા આવી વસેલા. મોટે ભાગે એ બાજુની જ જાગીરોમાં એ કારભારી તરીકેની નોકરી કરતા, એટલે શામળાજીના રળીઆમણા પ્રદેશનો બાળપણમાં એમને ખૂબ પરિચય થયો અને ત્યાંના મનોહર નિસર્ગના એ ઘનિષ્ટ સંબંધે એમના જીવનની કવિતાની બાંય બાંધવામાં મોટો ફાળો પૂર્યો. ડુંગરોથી વીંટાએલું ને કમળોથી ભરેલું શામળાજીનું દિલચસ્પ કરમા તળાવ એમનું બાળપણનું સાથી. ડુંગરધારો પર રમણીય લીલાઓ દાખવતા કેટલા યે સૂર્યોદયો તથા સૂર્યાસ્તો અને મેઘાડમ્બર જેવાં નયના અસંખ્ય બપોરો એ તળાવનાં પાણી જોડે ઉછરેલ મેળાવીમળાવીને એમણે ગાળેલાં. એવો જ બીજો બાળપણનો સાથી તે ત્યાંના ડુંગર સાથે અથડાઈને પૂર્વથી પશ્ચિમ ડુંગરની ધારે ધારે વહેતો 'મેશ્વો';—'વહેતી' નદિ પણ 'વહેતો'. જે નદીને ત્યાંની સમસ્ત ભીલ વસ્તી 'એ તો પરુષ–પુરુષ–છે' એમ કહે છે એ મેશ્વોનાં નાનાં પણ ખળખળ-માન વહેણનાં પાણી જોડે વહેતા બાળપણના દિવસોમાં તેમણે કુદરતી કવિતાનો મધુ પોતાના અંતરમાં સંચ્યા કર્યો.

ગુજરાતી ચાર ધોરણ સુધી એ ગામડાની શાળામાં પ્રાથમિક કેળવણી લઈ ઈ.સ. ૧૯૨૦માં વધુ ભણતર માટે તે બાર ગાઉ છેટે આવેલા ઈડરના છાત્રાલયમાં આવ્યા; અને એ અનિવાર્ય સંજોગોએ, એક રીતે કડવા અને કપરા અનુભવોથી ભરેલા એ જીવનમાં નિશાળના ભણતર કરતાં યે ચઢિયાતા એવા બીજા ભણતરનો લાભ એમને આપ્યો. ત્યાં એ કિસમકિસમના વિદ્યાર્થીઓ અને બાદરના 'સદ્ગુણો' સાથે સંપર્કમાં આવ્યા. એમના પોતાના જ શબ્દોમાં કહીએ તો 'દસબાર જિંદગી સુધી વાગોળ્યા કરીએ તો યે ન ખૂટે એટલા ઊંડા આનંદ અને દુનિયાનો સીધો અનુભવ' એ થોડાં વરસોમાં ત્યાં રહીને એમણે મેળવ્યો.

પણ દુનિયાના અનુભવની સાથોસાથ જ કુદરતનાં અમી પણ એ ઔત્સુક્યકાળમાં ઓછાં નહોતાં સીંચાનાં. આપણને આજે મીઠો આસ્વાદ આપનારાં નિસર્ગ-ચિત્રોના જે રમ્ય જુદા એમની કવિતામાં શોભી રહે છે તેનાં અપૂર્વ ઝરણ એ કાળમાં એમના હૃદયમાં સભર સીંચાયા કર્યાં છે. એ કાળના જીવનની થોડી ઝાંખી એમણે કહીના પોતાના ઉપર્યુક્ત બાળપણમાં આકસ્મિક રીતે કરાવી છે. ગામની ભાગોળ છોડ્યા બાદ રસ્તાના વળાંક આગળ દૂર ઝાડીમાં એકમેકને દેખતાં અદૃશ્ય થયાં બાદ પણ, વળાવવા આવેલી ડોશીમાની બાના "ડાહ્યો રહજે, બેટા" એવા અવાજ આવે છે . . . આ બધાં દિન. લાડ, આંસુ, આશાઓ, સઘળું સંભારતો એ વિદ્યાર્થી છાત્રાલય ભણી ડોકાબયો ચાલ્યો જાય છે. નથી જેને ગીઆળાની ટૂંકી, નથી જેનો ચોમાસાની રેલ. ઉનાળો તપતો હોય છે; નવાનવા ખરીદેલા જોડા સવારના પહોરમાં જ ઉત્સાહથી પહેરતાં ડંખ્યા હોય એટલે રેતી તપે ત્યારે તો હાથમાં ઉપાડીને પગે થનગનતા ચાલવાનું આવ્યું હોય, એવામાં નાનકડી કોઈ લીમડી મળી જાય છે તેની નીચે જઈ થોડો વિસામો લે છે; અર્ધાં અર્ધાં ગવાતા દોહાના ગીતને અનુસારે જળાશય કલ્પીને તે તરફ બપોરા ગાળવા માટે જાય છે; પણ નમતો પહોર થતાં કોયલોને સામો અવાજ કરી ચીડવતાં ચીડવતાં, સાંજ પડતાં તો મંજુ મહારાજની બનાવેલી ભાખરી ખાવા છાત્રાલયમાં હાજર થઈ જાય છે. . . હોળીગાળે કેસુડાંની રંગલીલા માણતાં, ટેકરીઓ ચઢતાં ઊતરતાં, વસંતની મસ્તીનો ફાગ લલકારતાં ઘર તરફ આંટો મારી આવે છે; તો ચોમાસે વળી બાજરીનાં વિશાળ ખેતરો તરી ઊતરી, નદીનાળાં પાર કરી, શ્રાવણના મેળા માણી આવે છે; અને વૅકેશન પડી થતાં, મુસાફરીમાં એકાદ ટટ્ટુ હોય તો મિત્રોમાં સ્વાભિ જણ સવાર થાય, કોણ આગળ એમ ને કોણ પાછળ. કોણ લગામ પકડે ને કોણ સોટી ચમકાવે એના ટપાછ દજિયા ચલાવતા, રસ્તે આંબા પરની શાખો પાડતા. પરબવાળી પાસેથી એક પૈસામાં પાંચ જણ પાણી પીતા. કરોળિયાનાં જાળાં પાંપણોમાં ભરાઈ જાય તેને હટાવતા. કલ્લોલ કરતા છાત્રાલય ભણી ચાલ્યા આવે છે.'

જુદીજુદી-ઋતુઓનાં ઘેર જવા-આવવાના આવા કષ્ટકર અને છતાં કુદરતના સાનિધ્યમાં આનંદ આપનારા નીવડેલા પ્રસંગો વડે માનસ એક બાજુ પુષ્ટ થતું, તો બીજી બાજુ ઈડર પોતે પણ ઓછું રળિયામણું નહોતું. એના રક્ષ છતાં ગૌરવભર્યા મદાલસા ને જમેલસા ડુંગરો સાદાઈની પરમ શોભા ધારણ કરે છે. લોકગીતનો 'ઈડરિયો ગઢ' અને ઇતિહાસપ્રસિદ્ધ 'રણમલની ચોકી' ગત ગરિમાની મૂક સાક્ષી ઉચ્ચારતાં હજી ત્યાં ઊભાં છે. સદ્ભાગ્યે એકાદે પ્રકૃતિપ્રેમી શિક્ષકના નિકટ પરિ-

ચયમાં એ ત્યાં આવ્યા અને તેને લીધે ઈડર આસપાસના એ ભૂતભવ્ય અને પ્રકૃતિપ્રસન્ન પ્રદેશના ડુંગરાઓ ખૂંદીને તેનો કાંકરે કાંકરો ગણવાનો લ્હાવો મળેલો.

આમ, કુદરત અને મનુષ્યોમાંથી દુનિયાને ખબર પણ ન પડે તેમ, અખૂટ આનંદ–ઉલ્લાસ પાને કુમાર-જીવન સમૃદ્ધ થતું જતું હતું ને અજાનપણે કવિતાનાં બી અંતરમાં વેરાયે જતાં હતાં; પણ એને યોગ્ય વારિસિંચન ત્યાં—ઈડરમાં એ કાળે કોણ કરે? અંગ્રેજી ત્રીજા ધોરણમાં એકાદી ગઝલ, એ પછી હરિગીત ને લલિત વગેરે છંદોમાં કવિતાના પહેલા પ્રયત્નો આપમેળે કરેલા; પણ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તો. કવિતામાં જહુની એક માત્રા ને ગુરની બે એટલું સમજાવનાર પણ કોઈ મળ્યું ન હતું! બાંબોળિયાં ભરતું બાળક જે કાંઈ હાથ લાગે તેના ટેકે ઊભા થવા ને ગતિ કરવા મથે તેમ, અંદર રહેલો કવિતાનો અંકુર સ્વપ્રયત્ને જે હાથ લાગ્યું તે ઝાલી ખડા થવા મથતો. અભ્યાસમાં ચાલતા 'સાહિત્યરત્ન'માંનાં કાવ્યોમાં ડાબી બાજુએ આપેલાં છંદનાં નામ આંગળી વડે દબાવી રાખીને, એક મારવાડી વિદ્યાર્થીમિત્રના સાથમાં સામસામા પૂછીને એકબીજાની પરીક્ષા કરતા. ભાંડારકરની સંસ્કૃત ચોપડીને છેડે આપેલી શબ્દમાળામાંથી એકમેકને પૂછતા. જેનું ખોટું પડે તેણે પૂછવાનું. અને બનતું એમ, કે એમાંથી એક જણે જ પૂછ્યા કરવું પડતું.

# ઉમાશંકરને

• વસંત •

હે ઢાંકણું કલમનું કર, ને વરેણ્યા
જે વિશ્વકાવ્યજનની તાણી નેં પ્રતિજ્ઞા
થાશે સુચારુ અમ આંગણુ. શબ્દશિલ્પી!,
આમંત્રતી પ્રણતિ સર્વ દિશા થઈ એ;
ના વર્તમાન.—ભગરૂપ થશે ભવિષ્યે.
આ સર્વરૂપી ન તું કાળ! વિલોપજે તે.

સંતમ આ જગતની સમગ્ર નિતીર્ષા
નાંડી છ નેં પરમ વિશ્વતૃષા છિપાવા.
પીવાઈ તૃમ બનવું તુજ એ મહેચ્છા.
ને દષ્ટિપૂત પથ સાચવતી તિતિક્ષા
નિર્મી રહી છ અહીં અક્ષરમૂર્તિ નારી.
શૈર્ય પ્રમાણ હજુ શૈર્ય વધારતો જા,
ને આ વિરાટ બહુ! આ અભિજાત કથા!
વર્ધિષ્ણુ હો ક્ષિતિજ નારી, શતંજીવી થા.

**અશોક હર્ષ**

પ્રણતિ: પ્રણામ–આદર. નિતીર્ષા: મુક્તિની વાંછા–તરસ; તિતિક્ષા: અખૂટ સહનશક્તિ.દૃષ્ટિપૂત આંખ વડે પવિત્ર કરેલું–તપાસી લીધેલું; અભિજાત: શ્રેષ્ઠ–શિષ્ટ; વર્ધિષ્ણુ: વધતી જતી–સમૃદ્ધ થતી જતી.

ઈડરમાં અંગ્રેજી છઠ્ઠું ધોરણ પૂરું કરીને મૅટ્રિક માટે તે ઇ.સ. ૧૯૨૭માં અમદાવાદ આવ્યા અને પ્રોપ્રાએટરી હાઈસ્કૂલમાં દાખલ થયા. થોડા જ દિવસમાં એ શાળાના આચાર્યો સ્વ. જસવંતરાય ઠાકોર તથા શ્રી દીવાને આ નવા આગંતુકનું પાણી પરખી લીધું, અને ગામડાના એ ગભરુ અને શરમાતા છુપાતા કુમારને વિદ્યાર્થીઓના ટોળામાંથી બહાર તારવી કાઢ્યો. તેનો એક નાનો પ્રસંગ સૂચક છે. ડિબેટિંગ સોસાએટી માટે મૅટ્રિક ક્લાસના પ્રતિનિધિઓની ચૂંટણી થતી હતી. ચાર વર્ગોમાંના A B અને Cમાંથી પ્રતિનિધિઓ ચૂંટણી વડે લેવાયા, પણ જ્યાં D વર્ગનો વારો આવ્યો કે શ્રી દીવાન બોલી ઊઠ્યા: 'Dમાંથી તો જોષી જ આવે—વગર ચૂંટણીએ!' અને 'એવો તે એ જોષી કોણ' એવું કુતૂહલ પામી ચારે તરફ રોષાશોષ કરતી વિદ્યાર્થીઓની આંખો એક અતિ નાનકડા લાગતા મુગ્ધ કુમારને જોઈ આશ્ચર્યથી વિસ્ફારિત થઈ ગઈ'

'આખી યુનિવર્સિટીમાં નહિ તો અમદાવાદમાં તો તું મૅટ્રિકમાં પહેલો જ આવવાનો' એવા, દઢ વિશ્વાસભર બોલાએલા શ્રી દીવાનના મમતાભર્યા શબ્દો. ઈ. ૧૯૨૮નું મૅટ્રિકનું પરિણામ બહાર પડ્યું ત્યારે સાચા નીવડ્યા અને ઉમાશંકર આખા અમદાવાદ સેન્ટરમાં પહેલે અને યુનિવર્સિટીમાં ત્રીજે નંબરે પસાર થયા. જે સહાનુભૂતિ ને માયા એ અભ્યાસકાળ દરમ્યાન પોતા પ્રત્યે એ બે ગુરુઓએ દાખવ્યાં હતાં તેને પોતાની આ ઝળહળતી કારકિર્દીનો યોગ્ય જશભાગ શ્રી ઉમાશંકર આપે છે, અને તે પછીના કૉલેજના અભ્યાસ દરમ્યાન પણ એક વખત સખત મૅલેરિયાની બીમારી લઈ પોતાને વતન ગયા ત્યાં, પાછળ ઠેઠ એ ગામડા સુધી દવાનાં પાર્સલ મોકલનાર એમના વાત્સલ્યને કૃતજ્ઞતાપૂર્વક સંભારે છે.

ગુજરાત કૉલેજમાં ઇન્ટર સુધીનો અભ્યાસકાળ

# વેર

## અદલ ઇન્સાફ રહ્યો હતો!



Illustration from Illustrated Weekly of India

આકાશમાં માથે આવેલા ચંદ્રના પ્રકાશમાં સીઝરે એમની તરફ ગાંડી દોટ મૂકી

હાથીઓ કેળવું છું ને દુનિયાના મોટા બાગમાં મોકલું છું. મારા માનવા મુજબ એવું કશું નથી—ચોક્કસ, એવું કશું છે જ નહિ કે જે હાથી ન શીખી શકે. માત્ર તમારામાં ધીરજ તથા રમૂજની વૃત્તિ જોઈએ; અને મારામાં તો એ બંને રહેલાં છે.'

'ત્યારે હમણાં તું શું કરે છે? નવા નમૂના મેળવવા નીકળ્યો છે?'

'ના. હું એક ખાસ હાથીની શોધમાં નીકળ્યો છું. એનું નામ સીઝર. છ મહિના પહેલાં જ મેં તેને આ પ્રદેશમાંથી પકડેલો. મારા હાથ નીચેથી કેટલા યે હાથીઓ નીકળી ગયા છે. પણ સીઝર તો એ સૌને ટપી જાય એવો નીવડ્યો. એ બધું જ શીખી લેતો. ને પછી તો અમને એકબીજા પ્રત્યે હદથી જ્યાદે મમતા બંધાઈ ગઈ.

એવામાં મેં મારા મદદનીશ તરીકે 'જો' નામના એક માણસને રોક્યો. પણ એનામાં વિશ્વાસ મૂકતાં મેં ભૂલ કરેલી—ખાસ કરીને તો સીઝરની બાબતમાં.

એક વખત તે સીઝરનું ઠાણું વાળવા ગએલો. સીઝર ત્યારે કંઈક ખુશમિજાજમાં હશે. એટલે પાણીની ભરેલી ડોલ ઉપાડી જો ઉપર રેડી દીધી. હાથીઓને પિછાનવાની શક્તિ તારામાં હોય તો તું યે કબૂલ કરે કે બીજા કોઈ પણ પ્રાણી કરતાં હાથીમાં રમૂજ મેળવવાની વૃત્તિ વધુ પ્રમાણમાં રહેલી છે.'

'હં, પછી!' જૉર્ડનનો રસ વધ્યે જતો હતો.

'પણ જોને સીઝરની એ રમૂજ ન ગમી એમ મને લાગે છે. સીઝરને મલાઈવાળી ભાખરીનો બહુ શોખ હતો ને હું જ્યારે સૂવા જતો ત્યારે તેને એક આપતો. તેના બદલામાં એ મને સલામ કરતો. પણ આ બનાવને દિવસે હું બહાર ગએલો ને કમનસીબે જોને તે દિવસે વેર વાળવાનો એ સરસ મોકો હાથ લાગતાં તેણે તેનો લાભ લીધો. સીઝરને ભાખરી ઉપર તેણે ખૂબ મરીનો ભૂકો છાંટી આપ્યો!

એ તો પછી છીંકવામાં પડી ગયો હશે. પણ સીઝરને આ અપમાને સળગાવી મૂક્યો ને એ જ રાતથી તે અદ્રશ્ય થઈ ગયો છે. જો છીંકવાની ઉતાવળમાં એકઢાળિયાનો ઝાંપો પણ વાસવો ભૂલી ગએલો.

**કિન્નાખોરી અને કાવતરાબાજીથી ખચિત એક રોમાંચકથા**

હાથીને હું સાંકળ કે દોરડું સુદ્ધાં બાંધતો ન હતો. અપમાનના રોષે બળેલો તે ચાલી નીકળ્યો. બીજે દિવસે એક નોકરે મને સમાચાર આપ્યા કે તેણે એને કાલામાસી તરફ ચાલ્યો ને ચાલ્યો જતો જોયો હતો. એ દિવસથી હું એની પાછળ પડ્યો છું. મને ખાતરી છે કે સરહદ પરના પર્વતો તે નહિ ઓળંગી શકે ને ત્યાંથી આ બાજુ પાછો ફરશે. મારો સીઝર! એ કંઈ સાધારણ હાથી ન હતો, હોં!'

એટલું કહેતો સ્ટડબેકર ઊઠ્યો ને સામેના જ ઝાડ નીચે જઈ લંબાયો. થોડીવારમાં તો તે ઊંઘી ગયો. જૉર્ડન પણ ઊઠ્યો. બીજા બધા તો સૂઈ ગયા હતા. પણ એનો સાથી સૉડર હજી જાગતો હતો એટલે એ તેની પાસે જ પહોંચ્યો.

'આટલો બધો વખત શાની સમભાંજીક ચાલી!' ત્યાં પહોંચતાં જ સૉડરે સવાલ કર્યો.

મોંમાં ભરેલા ધુમાડાના ગોટા છોડી મૂકતાં જૉર્ડને જવાબ આપ્યો: 'હાથીઓની.'

'જૉર્ડન, તેં પેલો હીરો જોયો!'

'હા, પણ તેનું શું?'

'ઓહ, ખાસ તો કંઈ નહિ. પણ આપણે હીરા વિષે થોડુંક વધુ શીખી ગયા.' સૉડરે ફેરવી તોળ્યું; પણ આકાશ ભણી લંબાએલી તેની નજરમાં કોઈ નાપાક ઉન્માદ ઝગઝી ઊઠી હતી. 'તો જોને, એ એક જ નંગ જેટલી કીમત મેળવવા આપણને કેટલા હાથીઓના શિકારમાં ઊતરવું પડે છે!'

જૉર્ડને પળભર તેની સામે જોયું, પણ કશો જવાબ ન આપ્યો. પોતાની વજનદાર નિશાની બંદૂક ઊપાડી તે સાફ કરવા લાગ્યો. એ હતી તો પુરાણા જમાનાની, પણ જૉર્ડનના હાથને તેણે જશ અપાવ્યો હતો અને એટલે જ નવી બંદૂક વસાવવા કરતાં એનાથી જ એ કામ ચલાવી લેતો.

બંદૂક સાફ કરી સૂવા જતાં સૉડર હજુ યે જાગતો જણાયો. પણ પછી એને તો ઊંઘ આવી ગઈ.

**સ**વાર પડી. સૉડર તો જાગેલો જ હતો. જૉર્ડન હજુ જાગતો હતો ત્યાં તો ક્લિન્ટન એકાએકી દોટ મૂકતો આવી લાગ્યો ને સીધું સૉડરનું કાંડું જ પકડ્યું.

'તું—તું અરધા કલાક પહેલાં શા માટે મારા તંબૂમાં ઘુસ્યો હતો?' તેણે પૂછ્યું.

'હું? મારે તે વળી ત્યાં ઘુસવાની શી જરૂર હોય?' સ્વસ્થતાથી સૉડરે જવાબ આપ્યો.

'મારા એક નોકરે અરધા જ કલાક પહેલાં ત બહાર નીકળતાં જોયો.'

'એટલે? તું કહેવા શું માગે છે?' કૃત્રિમ ગુસ્સો કરતાં સૉડરે સવાલ કર્યો.

ક્લિન્ટન માંડમાંડ પોતાનો આવેશ રોકતો બોલ્યો 'રાતે કોઈ કમવખતે મારા તંબૂમાં પેસી ઝવેરાતમાંથી પેલો હીરો તફડાવી લીધો છે. એ તું ન હતો, કેમ પાછો તેનો ક્રોધ વધવા લાગ્યો.

સૉડરનો ચહેરો વધુ સફેદ બન્યો. તો યે ગુસ્સા ને ઉછળી ઊઠ્યો: 'મારા પર ચોરીનું આળ ચડાવે છે? ડંસવાની અણી પર આવેલા સાપ જેટલું ખૂન તે આંખોમાં ભરાયું હતું.

ક્લિન્ટને ખામોશી પકડી ને બગલમાં બંદૂક દબા ત્યાં આવી પહોંચેલા કાર સાથે ઘુસપુસ કરવા લાગ્યો. ઊંદરની જોડ સામે બિલાડી જે નજરે જુએ એ તેની નજર વારંવાર સૉડર ને જૉર્ડન તરફ ફરતી હતી. સ્ટડબેકર હજી ઊંઘ્યા જ કરતો હતો.

ત્યાં તો જંગલને સામે ખૂણે જ અચાનક આ પહોંચી ઊભા રહેલા હાથી પર જૉર્ડનની નજર ગઈ. તેનાં ચળકતાં દંતૂશળો તેણે જોયાં ને બધું તે ભૂલી ગયો. તરત બંદૂક ઉપાડી તેણે નિશાન તાક્યું.

એ પળે જ સ્ટડબેકર જાગી ઊઠ્યો. તરત તે નજર જૉર્ડનની બંદૂકની નળી ને પછી નિશાને હાથી પર ગઈ. બૂમ પાડતો તે દોડ્યો, પણ ગોળી છૂટી ગઈ હતી. હાથીના ખભામાં તે પેસી ગઈ. બીજી જ પળે દુઃખની એક ચીસ પાડતો એ નાઠો.

સ્ટડબેકરે જૉર્ડનનો ખભો પકડ્યો: 'મેં બૂમ મારી છતાં તે ગોળી ચલાવી જ શા માટે? એ મારો સીઝર હતો.

જૉર્ડનની આંખો આશ્ચર્યથી ફાટી રહી! પણ કંઈ ઉત્તર વાળે તે પહેલાં તો કાર ને ક્લિન્ટન ત્યાં આવી પહોંચ્યા.

'એ હાથીને હમણાં ક્યાં રહેવા બેસો છો?' કા બોલ્યો: 'અહીં આપણા વચ્ચે કોઈ મેલો ચોર પાક્યો છે. પહેલો એને શોધવાનો છે.'

ને તરત તેની બંદૂક જૉર્ડનના લમણા. સા ચિંધાઈ. 'કમ ઑન યૂ!' તેણે સૉડરને બૂમ પાડી

'તારા દોસ્તની બાજુમાં ગોઠવાઇ જા. હમણાં જ ખબર પડશે કે હીરો કોણે ચોર્યો છે.'

ઝબકી પડતા હોઠને દાંત વચ્ચે દબાવતો સૅાડર છાનો રોષ સેવતો જૉર્ડનની બાજુમાં ગોઠવાયો.

'પણ ધારો કે કોઈ નેટિવ જ તે લઇ ગયો હોય!' જૉર્ડને બચાવ કર્યો ને એ સાંભળી ક્રિન્ટન પણ વિચારમાં પડી ગયો. તેને એવી કલ્પના યે નહોતી આવી. પણ કાર એ માનવા તૈયાર ન હતો.

'અહીં કંઇ નાનાં બચ્ચાંને નથી ફોસલાવવાં હં!' રોષથી તે બોલ્યોઃ 'ચલાઓ, કપડાં ઉતારો.'

'પણ—'

'પણ બણ કશું નહિ. બસ–મેં કહ્યું ને, કે કપડાં ઉતારો!'

ને જૉર્ડન ને સૅાડર બન્નેએ કપડાં ઉતારવા માંડ્યાં. કાર ને ક્રિન્ટન એ બધાં તપાસી વળ્યા, સીગારેટ-પેપર સુદ્ધાં ન છોડ્યા. બૂટોનાં તળિયાં યે તપાસી નાખ્યાં. પણ કશું પરિણામ નહિ! નિરાશ ક્રિન્ટન બોલી ઊઠ્યોઃ 'યા ખુદા, એ એમની પાસે તો નથી!'

'હોવો જ જોઇએ, ક્રિન્ટન!' કાર એમ માને તેવો ન હતો. 'એ બેઇમાનો પર ભરોસો રાખવાનું પાપ આપણે કર્યું છે. તેનું પ્રાયશ્ચિત તેમને આગમાં શેકવાથી જ થઇ શકે!'

એકે માનહાનિના અને બીજાએ તિરસ્કારના હુંકારો કાઢતાં જૉર્ડન ને સૅાડર બન્નેએ કપડાં પાછાં પહેરવા માંડ્યાં. વળી જૉર્ડનથી ન રહેવાયું ને તે બોલ્યોઃ 'અને એ ખીસામાંથી સરી નહિ પડ્યો હોય એની શી ખાતરી? હું માતા મેરીના સોગન ખાઇને કહું છું કે હું ચોર નથી.'

'અને પોતાના કબજાની વસ્તુ વિષે એટલા બેદરકાર રહેનાર પાસેથી એ ચોરાઈ જાય તેમાં કંઇ નવાઇ પણ નથી.' સૅાડર બોલ્યો.

જૉર્ડને બંદૂક ઉપાડીઃ 'આપણે બીજે તપાસ કરીએ.'

'ના, જૉર્ડન, એવી ભાંજગડમાં આપણને પડવાની જરૂર નથી. ચાલ, ચાલતા થઇએ.' સૅાડર બોલ્યો.

'સબૂર. તમે એકે અહીંથી જઇ શકવાના નથી.' કાર બોલ્યો. પણ સૅાડરે તો કહેતાંની સાથે જ જંગલ તરફ દોટ મૂકી દીધેલી. જૉર્ડને પણ તેનું અનુકરણ કર્યું. પાછળ કારની બંદૂક ચાલુ થઈ. બે બાર થયા. એક બારે સૅાડરની હૅટ હવામાં ઊડી પડી, પણ તેણે તે ઉઠાવવાની તકલિફ જ ન લીધી.

એકસાસે તેઓ જંગલમાં દોડતા જ રહ્યા. આખરે કારની ક્રોધભરી બૂમોના પડઘા પણ દૂર પડી ગયા ત્યારે તેઓ થંભ્યા ને સીધા જમીન પર ફસડાઇ પડ્યા.

'આ કિસ્મતની જ તરફદારી છે. નહિતર એ બદમાશો ચોક્કસ આપણને આગમાં જ ભૂંજતઃ' મોં અને ગળા પરથી મેલા પરસેવાના રેલા લૂછતાં સૅાડર બોલ્યો. તેની નજર જૉર્ડનની બંદૂક સામે જ હતી. એને તો પોતાની બંદૂક ઉઠાવવા જેટલો પણ વખત ક્યાં મળ્યો હતો?

'ચાલો છૂટ્યા, પણ હવે શું કરીશું? પાછા ગુંગા–ગુંગા?' જૉર્ડને પૂછ્યું.

'નહિ, નહિ. આપણે પેલા હાથી પાછળ પડીએ. તે ઘવાએલો છે એટલે તેનો શિકાર પણ સહેલો થઇ પડશે ને નબળી ચાલથી પગેરું પણ પાધરું જ હશે.'

'ત્યારે સૅાડર, તું તંબૂમાં ગએલો ખરો?' થોડી વાર વિચાર કર્યા બાદ જૉર્ડને સવાલ કર્યો.

'બેશક, વળી.' હસતાંહસતાં સૅાડરે જવાબ દીધો.

'એ હીરા માટે જ ને?'

'ત્યારે બીજા શા માટે?'

કશી ગમ ન પડતી હોય તેમ જૉર્ડન બાજુને ઝાડે અઢેલ્યોઃ 'વાર, પણ એને સંતાડી ક્યાં મૂક્યો છે?'

'એની કંઈ ચોક્કસ ગમ નથી રહી. હવે શોધી લઇશું એ તો!'

જૉર્ડનની આંખો ભયાનકતાથી તેની સામે તાકી રહી. 'હું તારા જેવો ચોર નથી. સૅાડર! એ હીરો પાછો લાવ.' તે કરડાકીથી બોલ્યો.

'શા માટે?' ચહેરા પર ઘૃણિત હાસ્ય લાવતાં સૅાડરે પ્રશ્ન કર્યો.

'હું એ ક્રિન્ટનને પાછો સોંપી દઇશ.'

સૅાડર થંભી ગયો. બેબાકળા બની તેણે જૉર્ડન સામું જોયુંઃ 'તું સાચે જ એમ કરવા માગે છે?'

'હા, ચાલ આપી દે.'

'એ મારી પાસે નથી.'

'લબાડ. . . .'

'જૉર્ડન, મોઢું સંભાળ. મારી પાસે એ છે જ નહિ.'

'ત્યારે બતાવ એ ક્યાં છે?'

સૉડરે જોયું કે તેનો બચાવ હવે રહ્યો ન હતો. તે ફિક્કું હસ્યો ને બોલ્યો. 'જૉર્ડન, તું ઊંઘતો હતો ત્યારે એ હીરો મેં લીધેલો. પણ લીધા બાદ હું મુંઝાયો. કે એનું કરવું શું! ક્રિન્ટનના જાગતાં બનારા ફજેતાની પણ મને ખબર હતી. પછી મને ખ્યાલ આવ્યો—જૉર્ડન, ઘણી વખત મને ઓચિંતા જ ખ્યાલો આવી જાય છે!'

'વાહ, કંઈ. શો ખ્યાલ આવ્યો!

'મને લાગ્યું કે ક્રિન્ટન ને કાર હીરા માટે આકાશ-પાતાળ એક કરવાનું નહિ ચૂકે. એટલે તું સૂતો હતો ત્યારે જ તારી બંદૂકમાંથી ગોળી કાઢી. ઉપલું પડ ખોલી મેં એ હીરો તેમાં દબાવી દીધો ને ગોળી બંદૂકમાં ભરી દીધી. અને જૉર્ડન, એ ગોળી તો તેં પેલા સ્ટડબેકરના હાથીને મારી દીધી. એટલા સારુ તો હું ક્યારનો કહ્યા કરું છું કે આપણે એ હાથીની પાછળ પડીએ. કેમ હવે સમજ્યો ને. અહા!'

એટલું કહી સૉડર ખડખડાટ હસી પડ્યો. જૉર્ડન તો એવો અચંબામાં પડી ગયો કે થોડા વખત કંઈ બોલી જ ન શક્યો.

'જલદી કર'' સૉડર હવે ઉતાવળો બોલ્યો: 'મૂરખ બેઠાં બાગા ચાવવા છે કે હાથીની પાછળ પડવું છે!' કહેતો તે આગળ ચાલ્યો. બંદૂક ઉઠાવી જૉર્ડન પણ વિચારોના ઉભરામાં અટવાતો યંત્રવત તેની પાછળ ચાલ્યો. કેમ કરીને હીરો મળે તો સીધો ક્રિન્ટનના હાથમાં સોંપી દેવાની તેને ખાસ ઇચ્છા હતી. તેના ભાવો ચહેરા પર સ્પષ્ટ તરી આવતા ન હતા. છતાં સૉડર આગળ ચાલતાં અનેક વખત ફરીફરીને તેનો ચહેરો જોતો રહેતો.

**થા**ક અને કંટાળાના ભાર જેવા મધ્યાહ્નના તડકે તપતાં જૉર્ડન અને સૉડરે આખરે હાથીનું પગેરું શોધી કાઢ્યું. હવે તો માત્ર તેની પાછળ જ પડવાનું હતું, એટલે થોડી વાર થાક ઉતારવા તેઓ બેઠા. સૉડર પાસે બીફની કાતરી હતી તે બન્નેએ ખાધી પણ ખાધા બાદ તદ્દન તરસથી ગળું સુકાવા લાગ્યું.

'હું અહીંનો ભોમિયો છું, જૉર્ડન. અહીંથી નજીક માઈલ પર જ એક તળાવ છે! જોને, હાથીનું પગેરું પણ એ જ દિશે આગળ વધે છે. ને સરહદ પર તો પર્વતની હાર, સામે પારે ને આગળ વધી શકવાનો જ નહિ. કદાચ એક પંથ ને દો કાજ બની રહે!'

એટલું કહેતાં જ જાણે પોતે તદ્દન બેદરકાર હોય, એવા ડોળથી જૉર્ડનની બંદૂક તેણે ઉઠાવી લીધી. જૉર્ડનને એ ન ગમ્યું. છતાં હવે કંઈ બોલવું લાજિમ ન લાગતાં તે તેની પાછળ ખેંચાયે ગયો.

સૂર્ય ઢળતાં તેઓ તળાવ પાસે આવી પહોંચ્યા. પૂનમનો દિવસ હોતાં થાળ જેવો ચંદ્ર પણ પ્રકાશવાની પૂર્વતૈયારીઓ કરી રહ્યો હતો. હાથી ત્યાં પાણી પીવા આવેલો ને પાણી પણ પીધેલું. ખાતરીપૂર્વક તેમણે તે સ્થાન જોયું. પછી પેટભર પડીને તપેલા ચહેરાને પાણીમાં બોળવા જતા હતા ત્યાં તો દૂરથી હાથીની ગર્જના સંભળાઈ ને સૉડર બંદૂક સાથે કૂદી ઊઠ્યો.

જૉર્ડનને હવે બંદૂકની ખોટ અસહ્ય જણાઈ. પણ સૉડર તો રેતીમાં આગળ ને આગળ દોડ્યે જતો હતો. તેની આંખોમાં લોભની આગ ભભૂકી રહી હતી.

'જખમથી ગાંડો બન્યો હોય એવો ગાજે છે.' પાછળ દોડતા જૉર્ડનને તેણે કહ્યું. જૉર્ડને પણ એમ જ ધારેલું. એકલા જખમની પીડાની જ નહિ. પણ સાથે ક્રોધ ને તિરસ્કારભરેલી એ ચીસ હતી.

અને આમ ઘેર બેઠાં ગાંડો કરવા આવતી લક્ષ્મી જેવા એ હાથી માટે બંનેએ દોટ મૂકી—જાણે કોઈ વિશ્વ-વિજયી શરતમાં ઊતર્યા હોય એવી. શ્વાસ લેવાની યે જાણે ફુરસદ ન હતી. જીવન પણ જાણે પગોમાં જ આવી ઊતર્યું હતું.

પણ ત્યાં તો... આ શું!! સૉડર અચાનક અટકી ઊભો ને તે સાથે તેની સાથે અફળાતા પડેલા જૉર્ડન પણ શ્વાસ પાડતો થંભી ગયો. બંનેને ડીલે પરસેવો વળી આવ્યો. આકાશમાં માથે આવેલા ચંદ્રમાં સ્ટડ-બેકરનો ઘવાએલો શીકર તેમની જ પાછળ દોટ મૂકતો ધસ્યો આવતો હતો—ને એ દોટ ગાંડી હતી!

સૉડર જૉર્ડન સામો ફર્યો. તેની આંખોમાં ભય હતો પણ શેતાનિયત તેથી મોખરે હતી. જૉર્ડને તે જોયું ને તેનો અર્થ તે ઉકેલે તે પહેલાં તો સૉડરે બંદૂક ચલાવી.

ને એનું પરિણામ જોવા થોભવાની તેને પરવા ન હતી. ગોળી જૉર્ડનના પગમાં પેસી ગઈ ને સૉડરે થાક્યા છતાં બમણા વેગથી જંગલની દિશા પકડી.

શીકર નજીક ને નજીક આવતો જતો હતો. નજીક

આવતા એ બંને જૉર્ડનને તુર્ત હોશમાં આણ્યા. 'બચાશે!' તેણે સ્વગત સવાલ કર્યો ને સ્વગત જ મેળવેલા જવાબથી તેની મુરાદો બધી મરી ગઈ. કારણ, સીઝરને ઘાયલ કરનાર એ પોતે જ હતો ને સૉડરે તેને બરાબર તેના રસ્તા વચ્ચે જ પાડેલો!

દૂર ને દૂર ધસ્યે જતા સૉડરને તે જોઈ રહ્યો. તેના માથાના લાલ વાળ અગ્નિની શિખાઓ જેમ ચંદ્રના પ્રકાશમાં ચમકી રહ્યા હતા. હતાશ થએલા જૉર્ડને એક ઉપાય અજમાવી જોયો. ઘસડાતો ઘસડાતો તે સીઝરના માર્ગમાંથી દૂર હટી ગયો. પણ તેથી કંઈ આશાને થોડો જ અવકાશ રહેતો હતો! તેણે હાથ બગલમાં દબાવી દીધા. હોઠ બીડ્યા. આંખો મીંચી દીધી ને આખરી પળના અનુભવની જ રાહ જોવા લાગ્યો.

પણ—પણ આ શું? ઘણીવારે તેણે આંખો ખોલી ત્યારે સીઝર તો તેને મૂકી આગળ નીકળી ગયો હતો. ચોક્કસ તેની હોટ સૉડર પાછળ જ હતી. અચંબા ને બીકમાં ગરકાવ થએલો જૉર્ડન લથડતો લથડતો પગભર થયો ને જંગલની દિશે પગલાં માંડ્યાં.

સૉડરને પણ પાછળ પડ્યા આવતા હાથીની ખબર તો પડી જ ગઈ ને તેણે પાછળ જોયું ત્યારે તો સીઝર અમુક ફૂટ જ તેનાથી દૂર હતો! બંદૂક ચલાવવાનો તો અવકાશ જ ન હતો. તેના ચહેરા પરથી લોહીનું એકેએક બુંદ અદૃશ્ય થઈ ગયું ને ભય જાણે બીજી બધી શક્તિઓ હણી નાખી હોય તેમ ચીસ પણ તેના મોંમાંથી સરી ન શકી.

પણ ના. એક ચીસ નીકળી જ.—કાળજાં સોંસરી ઊતરી જાય એવી. અને તે છેલ્લી જ હતી. જૉર્ડને તે બરાબર સાંભળી, ને ધૂળના નાના ગોટ પણ આકાશમાં ઊડતા તેણે જોયા. કારમી વેદનાથી તેણે આંખ આડા હાથ દઈ દીધા.

એ જ વખતે ઉપરાઉપરી તેણે બંદૂકના ત્રણ ચાર સાંભળ્યા. એક જબરો ધુબાકો થયો ને પહેલાં કરતાં યે ધૂળનો જબરો ગોટો આકાશમાં ઊડી નીકળ્યો.

લંગડાતો લંગડાતો જૉર્ડન જેમતેમ કરી ત્યાં પહોંચ્યો ત્યારે માંસના લોચા જેવા બની ગએલા સૉડરની પાસે જ હાથીનું તોતીંગ શરીર તરફડીને વિરમવાની અણી પર હતું. સામે જ ઝાડ પર માથું ટેકવી ઊભેલો સ્ટડબેકર ડૂસકે ડૂસકે રડી રહ્યો હતો અને કાર તથા ક્રિન્ટન તેને આશ્વાસન આપી રહ્યા હતા.

પરંતુ જૉર્ડનને જોતાં જ, ને ખાસ કરીને લોહી-નીંગળતો તેનો પગ જોતાં જ, ત્રણે જણ અજાયબીથી તેની સામે ફર્યા. જૉર્ડને સૉડર સાથેના પોતાના પ્રથમ પરિચયથી માંડીને છેવટ સુધીની બધી કથા આ વખતે તેમને કહી સંભળાવી. હીરા માટે તેણે વાપરેલી ચાલાકીએ તો બધાનાં મોંમાંથી 'આફરીન' પોકરાવ્યું.

'પણ મારી તો સામે યે સીઝરે ન જોયું.' છેવટ ઉપસંહાર કરતાં જૉર્ડન બોલ્યો.

'એ બરાબર હતું.' સ્ટડબેકર બોલી ઊઠ્યો: 'મેં તને બાગ મહદનીગ જેની વાત કહેલી એ તો યાદ છે ને? એ જેના વાળ ખૂબ લાલ ને ચળકતા હતા ને એવા જ વાળ કમનસીબે સૉડરને માથે હતા. સીઝરની એ પર નજર પડતાં જ તેને મરીવાળી આખરી યાદ આવી ગઈ હશે!'

'હં. હં, બરાબર છે;' જૉર્ડન બોલી ઊઠ્યો: 'હાથી પોતાને થએલી ઈજા જેટલી સહેલાઈથી ભૂલી શકે છે એટલી સહેલાઈથી અપમાન નથી ભૂલી શકતો.'

'ચાલો. જે થયું તે ઠીક જ થયું.' કાર બોલ્યો. 'અમારા હીરા સાથે તમને પણ ખુશકિસ્મત સાંપડી. એના હકૂકો યે કેટલા જબરા છે' ક્રિન્ટન. ખુદાના ઈન્સાફ અદલ છે!'

ને હસીને ક્રિન્ટને તેમાં સંમતિ આપી.

(અંગ્રેજી ઉપરથી) અશોક હર્ષ

# ૧૯૪૦ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા—અમદાવાદ તરફથી ૧૯૪૦ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી પ્રો. રવિશંકર જોષીને સોંપવામાં આવ્યું છે. તો આથી સૌ લેખકો તથા પ્રકાશકોને વિનંતિ છે કે તેઓ પોતાનાં પ્રકાશનો નીચેના સરનામે તેમને મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે:

પ્રો. રવિશંકર જોષી • તખ્તેશ્વર પ્લૉટ • ભાવનગર (કાઠિયાવાડ)

# ભૂતકાળની શોધમાં

## ઉત્તર ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસકેન્દ્રોનો પગપાળા કરેલો પ્રવાસ



ડાબી બાજુ: ઉત્તર ગુજરાતના મંદિરસ્થાપત્યનો એક નમૂનો

પ્રાચીન ધર્મારણ્યના આ ગામના ભોળા માનવીઓ સાથે કલાકેક વાર્તાલાપ કરી અમે વ્યાઘ્રપલ્લી (વાઘેલ)ને પંથે પ્રયાણ કર્યું. પેલું મહાદેવનું મંદિર રસ્તામાં જ આવ્યુ. જોયુ તો જીર્ણ જણાયું. તળીએથી માંડી ટોચ સુધી પાકી ઈંટોનું ચણતર નવાઈ પમાડે એવું હતું. ઝંપડીઓના વિશિષ્ટ આકાર પછી વહિવારની આ બીજી વિશેષતા મેં જોઈ. સોલંકીઓના રાજ્ય પૂર્વે ઉત્તર ગુજરાતમાં એવાં પાકી ઈંટોનાં જ મંદિરો બંધાતાં. ગુજરાતનું મંદિર-સ્થાપત્ય આપણે ત્યાં બહારથી આવ્યું છે એમ મનાય છે, પણ એનાં ઉત્પત્તિ અને વિકાસ તળપદાં જ છે એમ હું માનું છું. મારા આ વિધાનની રૂપરેખા થોડાક શબ્દોમાં આ પ્રમાણે છે:

### મંદિરનાં શિખરોના પ્રકાર

મંદિરના સ્થાપત્યમાં શિખર એક મુખ્ય અંગ છે ને સ્થાપત્યના પરીક્ષણની શરૂઆત તેનાથી જ થાય છે. હિંદી મંદિરોનાં શિખર ત્રણ પ્રકારનાં છે:

૧ દ્રવિડ: માત્ર દક્ષિણમાં જ એ જોવામાં આવે છે. કાંજીવરમ્ (કાંચી પુરી), રામેશ્વરમ્ અને મદુરામાં એના શ્રેષ્ઠ નમૂના નજરે પડે છે. ઉત્તર હિંદમાં વૃંદાવનમાં પણ આ શૈલીનું એક મંદિર છે. એના શિખરની આકારરેખા આડી Horizontal હોય છે.

૨ આર્ય: ગોળ કે લંબગોળ અને ઉપર કળશ. આને ફરતાં એના જેવા આકારનાં નાનાં નાનાં બીજાં શિખરો પણ હોય છે. ગુજરાત, રજપુતાના, મધ્ય હિંદ અને ઓરિસ્સામાં આ શૈલી ખાસ જોવામાં આવે છે. પથ્થરના અભાવને લઈ યુક્ત પ્રાંતો પંજાબ ને સિંધમાં મંદિરો નહિ જેવાં જ થયાં છે. અલબત્ત, લાકડા વગેરેનાં મંદિરો પ્રાચીન કાળમાં ત્યાં થયાં હશે. પણ તે નાશ પામ્યાં ને ઉપરોક્ત પ્રદેશોના પથ્થરનાં મંદિરો હજુ ટકી રહ્યાં છે.

૩ ચાલુક્ય: ઉપરના બન્ને પ્રકારનો સુમેળ કરી ઉપજાવી કાઢેલી આ શૈલીનાં મંદિરો કાનડા (મુંબઈ ઇલાકાના દક્ષિણ વિભાગ તથા મૈસુર)માં જ દેખાય છે.

ગુજરાતનાં મંદિરોનાં શિખર 'આર્ય' પ્રકારનાં છે. મંદિરોનું સ્થાપત્ય આજ પર્યંત ગુજરાતે જ જીવતું રાખ્યું છે તે આપણા માટે ગૌરવપ્રદ છે. બીજે બધે હિંદમાં તેનું નાશ પામ્યું છે.

### ગુજરાત અને ઓરિસ્સાનાં મંદિરસ્થાપત્ય

પાટણની નજીક સાંડેરમાં આવેલું માતાનું એક ઘણું જૂનું દેરું છે. ચૌલુક્યોના કાળમાં મંદિરસ્થાપત્યે જે કંઈ પ્રગતિ કરી તે પૂર્વેનો આ નમૂનો છે. મંદિરનું શિખર અને તેની આયોજના plan. એ બંને ઓરિસ્સાનાં પ્રાચીન શિખરો અને આયોજન સાથે ખૂબ મળતાં આવે છે. આ સામ્યના આધારે ગુજરાત અને ઓરિસ્સાનાં મંદિરસ્થાપત્યને ખાસ સંબંધ હોવાનું મનાય છે.

આ પછી ચૌલુક્યોએ બંધાવેલાં મંદિરોમાં કર્ણાટ દેશના ચાલુક્ય સ્થાપત્યનું કંઈક પ્રતિબિંબ નજરે પડે છે. દેલવાડાના મંદિર સાથે આપણાં આ મંદિરો સરખાવવા જેવાં છે. આ મળતાપણા ઉપરથી બે પરિણામો પર અવાય છે:

૧ ચૌલુક્ય સમય પૂર્વેનું મંદિરસ્થાપત્ય ઓરિસ્સાના તત્કાલીન મંદિરસ્થાપત્ય સાથે અતિ નજીકનો સંબંધ ધરાવે છે. આ સ્થાપત્યશૈલી ઓરિસ્સા (પ્રાચીન કલિંગ)થી ગુજરાતમાં આવી કે ગુજરાતથી ઓરિસ્સા ગઈ તે હાલ કહી શકાતું નથી.

૨ ચૌલુક્ય સમયમાં ગુજરાતના મંદિરસ્થાપત્યમાં થોડીક ચાલુક્યશૈલી (કાનડાની)નો પણ ઉમેરો થયો.

### ગુજરાતના મંદિરસ્થાપત્યની પ્રાચીનતા

ગુજરાતનું મંદિરસ્થાપત્ય તળપદું છે કે કલિંગથી આવેલું એ નક્કી કરવા માટે કાળના કેટલા સૈકાઓ સુધી એ જાય છે તે તપાસી જોવું પડશે.

મંદિરના મુખ્ય અંગ શિખરની ઉત્પત્તિ શી છે એ હાલ નક્કી નથી. શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા પાવડીમાંથી તેની ઉત્પત્તિ દર્શાવે છે. ગ્રાઉસ અને કનિંગ્મ માને છે કે બૌદ્ધ સ્મારકોમાંથી મંદિરને જુદું પાડવા માટે



રામકૃષ્ણ પરમહંસનું મંદિર - બેલુડ



જ્યારે જ્યારે કલકત્તા જાઉં છું, ત્યારે ત્યારે રામકૃષ્ણ મિશનવાળો બેલુડ મઠ જોયા વગર રહેતો નથી. ત્યાં એક અમેરિકન બાઈના પૈસામાં થોડાક દેશી પૈસા ઉમેરી, મિશનવાળાઓએ રામકૃષ્ણ પરમહંસનું આ મંદિર બાંધ્યું છે. આઠ નવ લાખ રૂપિયા ખરચાયા હશે. પૂર્વ હિંદુસ્તાનમાં આટલું મોટું અને ભવ્ય મંદિર બીજું નથી. મારી કલાની દૃષ્ટિએ આ મંદિર અપ્રતિમ છે. એમાં જે નવ ઢબની મૂર્તિઓ છે તે શાન્તિનિકેતનવાળા નંદબાબુએ દોરેલાં ચિત્રો પ્રમાણે બનાવેલી છે. બદામી રંગના પથ્થરનું આ મંદિર સૌન્દર્ય સાથે સાદગી અને પ્રસન્નતા સાથે તપસ્વિતા વ્યક્ત કરે છે. મંદિરોમાં જે જે સુધારા કરવા જેવા છે તે આમાં કરેલા છે. ક્યાંય અંધારું ન મળે. સર્વ ધર્મ અને સર્વ પંથના માનવીઓને આમાં પ્રવેશ છે. મંદિર નવું જ હોવાથી એમાં હજી બદીઓ પેઠી નથી; અને નવું છતાં હજારો યાત્રીઓ અહીં દર્શને આવી અને એના ઉત્સવમાં ભાગ લઈ પ્રાચીન મંદિરોની પવિત્રતા એને અર્પણ કરે છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ડાબી બાજુની આકૃતિ ૧—જૂનાગઢમાં બાવા પ્યારાના મઠની ઈ. ૨૦૦ની ક્ષત્રપકાળની ગુફાઓનો એક દરવાજો. ગુજરાતમાં દરવાજાનો આ પ્રાચીનતમ નમૂનો છે. વચ્ચેની આકૃતિ ૨—જૂનાગઢમાં ઉપરકોટના કૂવા ખોદતાં મળી આવેલા ગુપ્તકાળના શિલ્પની એક આકૃતિ. છેલ્લે—ભારહુત-સાંચીના સ્થાપત્યમાં મળી આવતી સ્તૂપોની પ્રારંભિક આકૃતિ. આ ત્રણે ઝૂંપડીની આકૃતિઓ સ્થાપત્યમાં થએલો વિકાસ સૂચવે છે.







તેના ઉપર શિખર મૂકવામાં આવ્યું. આ લેખમાં, હાલ વઢિયારમાં કોળીઓએ સાચવી રાખેલાં પ્રારંભિક નમૂનાનાં ઝૂંપડાંઓ અને ઘરો પરથી મંદિરની આકૃતિ ઊતરી આવી છે એવી માન્યતા મેં રજૂ કરી છે. ઈસ્વીસન પૂર્વે ત્રીજા અને બીજા સૈકાનાં ભારહુત અને સાંચીનાં સ્થાપત્યમાંથી આ માન્યતાની પુષ્ટિમાં પ્રમાણ મળી રહે છે. (જુઓ ચિત્ર નં. ૧)

### ગોપ અને ઉપરકોટનાં મંદિરો

જામનગર પાસે ગોપ અને પોરબંદર પાસે બીલેશ્વરનાં મંદિરોને ગુજરાતમાં હાલ સચવાઈ રહેલાં પ્રાચીનતમ મંદિરો લેખી શકાય.* તેના શિખરના શણગારમાંથી એક આકૃતિ અત્રે આપું છું. જૂનાગઢમાં ઉપરકોટમાં ૧૮૭૦માં થએલા ખોદકામમાં ગુપ્ત કાળનું કેટલુંક સ્થાપત્ય નીકળ્યું હતું. વળી જૂનાગઢ નજીક આવેલી બાવા પ્યારાની ગુફાઓ ક્ષત્રપકાળ(ઇ.સ. ૨૦૦ આસપાસ)ની છે. આ બંનેનાં કોતરકામમાંની પણ બે આકૃતિઓ અત્રે રજૂ કરું છું. આ સઘળી આકૃતિઓને જોતાં સમજાશે કે મંદિરની આકૃતિ અને શિખર પ્રારંભની ગોળ ઝૂંપડી અને ઘરમાંથી ઊતરી આવ્યાં હતાં.

### ગોળમાંથી ચોરસ શિખરો શી રીતે થયાં?

પ્રારંભના ઘુમ્મટો ગોળ હતા. પથ્થરની ઈમારતો ચણવાનો પ્રારંભ થતાં ઘુમ્મટો ગોળ રાખી શકાયાં. પણ પથ્થર સઘળે પ્રાપ્ય થતો નથી ને વળી દૂરથી મંગાવતાં ઘણો મોંઘો પડે છે. એથી પથ્થર વિહોણા કાંપના પ્રદેશમાં ઈંટોનાં ઘરો બાંધવાની પ્રણાલિકા પડી. મંદિરો પણ ઈંટોનાં જ થયાં. ઈંટોના ચણતરમાં પૂર્વપરંપરા પ્રમાણે ઘુમ્મટને ગોળ રાખી શકાય નહિ, એટલે એ step-pyramidના જેવા ચોરસ થવા લાગ્યા. ઉત્તર ગુજરાતમાં પથ્થર મળતો નથી, ખાસ કરી વઢિયારમાં, ને એ જ કારણે આ પ્રદેશમાં ઈંટોનાં મંદિરો



જામનગર પાસે ગોપ ગામના મંદિર (ઈ.સ. ૪૦૦)ના શિખરના એક ભાગ પરની આ આકૃતિ ગુજરાતમાં ઝૂંપડીની આકૃતિનો થએલો વિકાસ સૂચવે છે.

*ગુજરાત કાઠિયાવાડમાં આવી શૈલીના આ બે જ નમૂના હાલ છે. એવી શૈલીનાં પ્રાચીન મંદિરો માત્ર કાશ્મીરમાં હયાત છે. દંતકથા પ્રમાણે જેઠવાઓ કાશ્મીરથી કાઠિયાવાડમાં આવ્યા છે. એમના આગમન વેળા કદાચ આ શૈલી એમની સાથે આવી હોય એ શક્ય છે. ગોપ અને બીલેશ્વર આ બંને તેમના હાલના તથા પ્રાચીન રાજ્ય (ઘુમલી-નાગનાનું)ના સીમાની અંદર છે. હાલ આ શૈલીને આપણે ગુજરાતના બહારની લેખી તેની નોંધ નહિ લઈએ.

મળી આવે છે. આ સર્વ સાંડેરના મંદિર કરતાં ય પ્રાચીન કાળનાં છે. વળી આ મંદિરોની પ્રાચીનતા પંચાસર પાસે એક બાજુએ ગુપ્ત કાળને સ્પર્શી રહે છે.

## સાંડેર અને ઘુમલીનાં મંદિરોની શૈલી

ઘુમલીનું નવલખા મંદિર તેના શિખર ને આયોજન બંનેની દૃષ્ટિએ સાંડેરના મંદિરને મળતું છે. આ ઉપરથી જણાય છે કે ઓરિસ્સા સાથે મળતું આવતું ઉત્તર ગુજરાતનું મંદિરસ્થાપત્ય કાઠિયાવાડમાં છેક ઘુમલી સુધી પહોંચી ગયું હતું. આટલે સુધી કાઠિયાવાડ અને ગુજરાતનું મંદિરસ્થાપત્ય સરખું જ છે.

## થાન, ઝિંઝુવાડા અને પંચાસરનાં દેવળો

વઢિયારની દક્ષિણનો આરોપાટ પ્રદેશ કાઠિયાવાડની બહાર હોવા છતાં પણ સંસ્કૃતિની દૃષ્ટિએ કાઠિયાવાડનો જ એક ભાગ છે. ઝિંઝુવાડા એનું મથક છે ને એને પૂર્વ નાકે પંચાસર આવેલું છે. આ પ્રદેશમાં ધ્રાંગધ્રાના જેવો નરમ પથ્થર જમીનમાં પુષ્કળ મળી આવે છે. એટલે ત્યાંનાં દહેરીઓ અને મંદિરો એનાં જ બનેલાં જોવામાં આવે છે. આ મંદિરનું સ્થાપત્ય ઘણું સાદું છે અને શિખર ચતુષ્કોણાકાર **Pyramidical** અને ઘણું નાનું હોય છે. ઝિંઝુવાડાથી માંડી કાઠિયાવાડમાં ધ્રાંગધ્રા, વઢવાણ થઈ થાન સુધી એ જ શૈલી નજરે પડે છે. હિંદનાં અતિ પુરાતન સ્થળો પૈકી થાન પણ એક છે. ત્યાં આ સિવાય બીજી શૈલી નજરે પડતી નથી. અલબત્ત, હાલ ત્યાં જળવાઈ રહેલી દહેરીઓ મધ્યકાળની છે, પણ એના જેવી પ્રતિકૃતિઓમાંથી જ તે ઊતરી આવી છે. વલભીના મૈત્રકોના કાળમાં સુરાષ્ટ્રના દક્ષિણભાગમાં બૌદ્ધ અને જૈન ધર્મોનું પ્રાબલ્ય વિશેષ રહ્યું હતું. એથી આ ભાગમાં ગુફાઓ વિશેષ નજરે પડે છે. સ્તૂપ હજી આ ભાગમાં મળ્યા નથી, પણ બીલખાની નજીક ગિરનારના ગઢાકોટ શિખર ઉપર એક સ્તૂપ મને તાજેતરમાં મળી આવ્યા છે.

આ પૂર્વે ગુજરાતમાં કઈ શૈલીનાં મંદિરો હતાં તેનો નમૂનો હજી મળી આવેલ નથી. તે સમયમાં બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય હોવાથી જરૂર સ્તૂપો કે ચૈત્યો રહ્યાં હશે, પણ આ ઇમારતો નાશ પામી છે ને ભવિષ્યમાં કદાચ ક્યાંક ખોદકામ કરાવતાં એકાદ નીકળી પણ આવે. અલબત્ત, તારંગાના ડુંગર ઉપર એવી થોડીક નિશાનીઓ હાલ છે ખરી. કાઠિયાવાડમાં તો બૌદ્ધ અવશેષો ઘણા છે.

## સ્થાપત્ય માટે પથ્થર પૂર્વે લાકડાનો ઉપયોગ

ઇતિહાસ કાળના હિંદની પ્રાચીનતમ ઇમારતો થોડીક જ મળી આવી છે. બુદ્ધગયા, બારહુત, સાંચી, અમરાવતી અને અજંતા વગેરેની સઘળી શિલ્પસમૃદ્ધિ ઈ. સ. પૂર્વે ત્રીજાથી બીજા સૈકા સુધીની છે. પૂર્વે ઇમારતી શિલ્પ લાકડા પર કોતરાતું. એ જ કારણે અશોકની પૂર્વેના શિલ્પના નમૂના મળ્યા નથી. સાંચી સ્તૂપનાં પ્રવેશદ્વારો હિંદના ઉપલબ્ધ પ્રાચીનતમ સ્થાપત્યશિલ્પની સર્વોત્તમ કૃતિઓ છે. એક લેખદ્વારા જણાયું છે કે વિદિશાનગરી (સાંચીથી ૫ માઇલ દૂર હાલનું ભિલસા)ના હાથીદાંતના શિલ્પીઓએ એ બનાવ્યા હતા. હિંદના પ્રાચીનતમ શિલ્પની રચનાપ્રણાલી અને સાંધાઓને જોતાં જણાય છે કે બૌદ્ધ કાળમાં સુતારો જ કડીઆનું કામ કરવા લાગ્યા હતા. ગુજરાત વિષે પણ તેમજ બન્યું છે. સોમનાથનું મંદિર ભીમદેવે બંધાવ્યું તે પૂર્વે લાકડાનું જ હતું. શત્રુંજય પર હાલનાં દહેરાંઓ બંધાયાં તે પૂર્વે ત્યાં તે લાકડાનાં હતાં ને એક દીવાના અકસ્માતથી બળી ગયાં હતાં એ વાત જાણીતી છે. હિંદમાં જેમ અશોકે કાષ્ઠશિલ્પને પથ્થર પર ઉતરાવ્યું તેવી જ રીતે ગુજરાતમાં એ કાર્ય મુખ્યત્વે સોલંકીઓએ કરેલું.

આ બધું જોતાં અને વિચારતાં હાલ મને એમ લાગે છે કે ગુજરાતનું મંદિરસ્થાપત્ય તળપદું જ છે, કારણ આપણે ત્યાંના જેટલાં જૂનાં મંદિરો હજી કલિંગમાં મળ્યાં નથી. વળી કલિંગ અને ગુજરાત વચ્ચે ખાસ ઐતિહાસિક સંબંધ રહ્યાનાં પ્રમાણો હાલ ઉપલબ્ધ નથી.

## જાવામાં ગુજરાતનું પ્રાચીન સ્થાપત્ય

આપણા મંદિરસ્થાપત્યનો પ્રસાર જાવા સુધી થએલો માલૂમ પડે છે. આ કોયડો હજી ઉકેલવાનો છે. આ સંબંધના બે ચાર આંકડા હાલ પ્રાપ્ત થયા છે, પણ તે પૂરતા નથી. આપણા પ્રદેશનો મોટો વિસ્તાર હજી એ દૃષ્ટિએ વણશોધાએલો પડ્યો છે.

માર્ગે ચાલતાં આ વિચારવમળમાં હું સપડાયો હતો ત્યાં તો એક અદ્ભુત દૃશ્ય નજરે પડ્યું. જમણી બાજુના વિસ્તારમાં ગાઉએક દૂર જાણે દરિયો પથરાએલો ન હોય! ત્યારે શું વાઘેલ દરિયાને કાંઠે છે? પણ ઉત્તર ગુજરાતમાં તો ક્યાંય દરિયો નથી!

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

# મરાઠાઓનો અસ્તોદય




**પ્રાચીન** કાળથી તે મધ્ય યુગ સુધી—અથવા વધુ નિશ્ચિત રૂપે કહીએ તો ગૌતમબુદ્ધ, સિકંદર ને અશોકથી માંડી પૃથ્વીરાજ ચૌહાણ સુધીના કાળમાં ભારતવર્ષે સુદીર્ઘ સંસ્કૃતિ માણી હતી. એટલું જ નહિ પણ જગતના બીજા ભાગોને યે સીધી કે આડકતરી રીતે તેની લહાણ આપી હતી. કૃણ્વન્તો વિશ્વમાર્યમ્ (આખા વિશ્વને આર્ય બનાવો) એ ભારતનો ત્યારે મુદ્રાલેખ હતો. એને લઈને અહીં આવેલા ગ્રીકો, શકો, મંગોલો, પાર્થિયનો વગેરે તમામ અહીંના આર્યત્વમાં એવા તો ઓગળી ગયા કે તેમની કશી નિશાની ન રહી. પરંતુ એક માત્ર મુસ્લીમો જ અહીં એવી રીતે ઊતર્યા જે આ દેશના પ્રાણ જોડે સાયુજ્ય ન સાધી શક્યા.

એનું મુખ્ય કારણ એ છે કે મુસ્લીમોએ પહેલેથી જ અહીંની પરાજિત બુતપરસ્ત પ્રજાને તિરસ્કારની નજરે જોવા માંડી હતી. અને એમના ધર્મના ઝનૂનમાં એમણે એકલી મૂર્તિઓનો જ નહિ, પણ મનોહર કોતરકામોનો અને કલાના સુંદર નમૂનાઓનો પણ નાશ કરવા માંડ્યો હતો. સાથોસાથ વટાળની યે પ્રવૃત્તિ એમણે એટલા જોરશોરથી ઉપાડી. જેને લઈને એમની સંખ્યા અહીં ખૂબ વધી પડી. હિંદની આજની મોટી મુસ્લિમ જનસંખ્યામાં પરદેશી મુસ્લિમ લોહીના તત્ત્વનું પ્રમાણ બહુ અલ્પ માલૂમ પડશે.

એ સાથે એક એ વાત ધ્યાનમાં રાખવાની છે કે આ દેશનો સંપૂર્ણ વિજય કરતાં મુસ્લિમોને પાંચસોથી વધુ વર્ષ લાગ્યાં હતાં, અને એટલા લાંબા ગાળા છતાં યે દખ્ખણનાં કેટલાંક રાજ્યો પર એ જુવાળ ફરી વળવા નિષ્ફળ નીવડેલો. દેવગિરિ અને પછી વિજયનગરના પતન સાથે આ મુસ્લિમ આક્રમણોથી જ્યારે હિંદુ પ્રજામાં નિરાશા ઘર કરવા માંડી હતી. તે જ અરસામાં દખ્ખણના એક અજાણ્યા ખૂણામાંથી પ્રકાશનું એક કિરણ પ્રગટ્યું. તલવાર ને તોપને બદલે હળ ને દાતરડાથી ટેવાએલી હિંદની પશ્ચિમ ભોમની કંધારોમાંથી એક અભણ ને અજ્ઞાત તરુણ બહાર આવ્યો ને એ પહાડી પ્રજાની સુષુપ્ત શક્તિને એણે ચેતના આપી. એ છોકરાએ જાગીરદારોની અને પછી ખુદ મુગલાઈની કરોડ પર કારી ઘા માર્યો. ઈ. ૧૬૬૬માં દીવાને આમમાં મયૂરાસન પર બિરાજેલા મુગલ શહેનશાહ સામે અદબ ને ખુમારીથી ખડા થએલા એ તરુણે હિંદમાં હિંમત અને આશાનાં નવાં જ આંદોલનો પ્રેર્યાં. મુગલ શહેનશાહની નાગચૂડમાંથી પણ છટકી આવનાર એ શિવાજીમાં હિંદની પ્રજાએ સ્વરાજ અને સ્વતંત્રતાનો પુનરવતાર થતો જોયો. એકલી મરાઠા જાતિની જ નહિ, હિંદભરના દલિત પ્રાણની કટિબદ્ધતાની એ સંસિદ્ધિ હતી.

બિજાપુરની શેહ જ્યાં થઈને પશ્ચિમ કાંઠા પર પસરતી એ સિંહગઢ શિવાજીએ જીતી લીધું. અને ત્યાં જ પોતાની પ્રવૃત્તિઓને કેન્દ્રસ્થ કરવા માંડી. એણે સ્વરાજ્યનું મંગલાચરણ કર્યું. ખીજે ભરાઈ બિજાપુરના સુલતાને એના બાપ શાહજીને કેદ કર્યા ને સિંહગઢ પાછો સોંપી દેવા યા તો શાહજીનો ઘાત સહન કરી લેવાનું જણાવ્યું. શાહજીએ પણ તાબેદારીનું કહેણ મોકલ્યું; પણ શિવાજી પોતાનો શ્રમ અફળ જવા દેવા તૈયાર ન હતો. બાપદીકરા વચ્ચે પણ મતભેદ થયો ને છેવટે એ ઝઘડો સોનોપંત દબીર નામના પાક ને વહેવારુ સલાહકારને સોંપવામાં આવ્યો અને એણે નિકાલ આપ્યો, 'તારામાં જરૂરી હિંમત હશે તો સિંહગઢ જેવા અનેક ગઢ તું જીતી શકીશ; અને તે નહિ હોય તો એકલા સિંહગઢથી શું વળશે!'

અને એ આવશ્યક હિંમત શિવાજીમાં હતી જ. એ હિંમત પર તો એનું આખું ચારિત્ર્ય ઘડાયું હતું ને એ હિંમત જ એણે નિર્માણ કરવા ધારેલી નવરચનાનો પાયો હતો. મિ. હૉલ 'Building of Nation'માં એ જ આવશ્યક વસ્તુ જરાક જુદા શબ્દોમાં મૂકે છે કે: 'એ તો નિર્વિવાદ વસ્તુ છે કે

માટેનો કચ્છી શબ્દ 'અકેનુ' નહિ પણ 'અકેનો' છે. કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ સંદિગ્ધ છે. પૃ. ૬૫૩ પર આપેલા 'અસી' શબ્દ પર અનુસ્વાર હોઇએ સાચો શબ્દ 'અસીં' અથવા 'અસાં' છે. અને પૃ. ૬૫૭ ઉપર 'અસાંકે'='અમને' માં 'કે' એ 'ત્રીજી' નહિ પણ બીજી વિભક્તિનો પ્રત્યય છે

આપણી વૈજ્ઞાનિક પરિભાષા જ્યાં સુધી શુદ્ધ સ્વરૂપે નિશ્ચિત નથી થઇ ત્યાં સુધી, પ્રાથમિક સમજથી અને મૂળ શબ્દનો અનર્થ કરતા જે પારિભાષિક શબ્દો યોજાઇ ગયા છે તે પણ બારીક ચાળણી માગી લે છે. દાખલા તરીકે આદિ જીવ માટે યોજાએલો 'અકોષી' શબ્દ લેવાયો છે, પણ કોષ વિનાનો કોઈ જીવ સંભવે જ નહિ; આદિ જીવો એક-કોષી Unicellular હતા, એ પછીના અનેકકોષી-Multicellular હતા.

'અશોક'નો એક પ્રચલિત અર્થ 'આસોપાલવનું ઝાડ' એવો આપ્યો છે તે વૈજ્ઞાનિક રીતે બરાબર નથી. અશોક અને આસોપાલવ એ જુદાં જ વૃક્ષો છે. અશોક Languminosæ Familyનું અને આસોપાલવ Anonaceæ Family (સીતાફળ. રામફળ વગેરે જાત)નું વૃક્ષ છે.

ક્યાંક ક્યાંક, મૂળ તત્સમ શબ્દો આપવામાં પણ સ્ખલનો થયાં છે. 'અખતરા' શબ્દનું મૂળ 'ઇખ્તિયાર' નથી, પણ 'ઇખ્તિરાઅ' છે. 'અદીલ'ના 'ન્યાયી' તરીકેના અર્થમાં તથા 'અદીલશાહી'માં મૂળ શબ્દ 'આદિલ' છે અને તે શુદ્ધ રૂપે 'આદિલ' અને 'આદિલશાહી' તરીકે જ ગુજરાતીમાં વપરાય છે; એટલે આવાં અપભ્રંશ રૂપોને ક્યાં સુધી વિકલ્પની મર્યાદામાં ગણીને સ્વતંત્ર શબ્દો તરીકે લેવાં તે પ્રશ્ન છે.

એ જ રીતે 'અમૃતભલ્લાતકાવલેહ' 'અંજનભૈરવરસ' વગેરે જેવાં ઔષધીય નામો, 'અવિહિતગતયામા' જેવા શુદ્ધ સંસ્કૃત સમાસશબ્દો, અંગ્રેજી શબ્દોના પર્યાય તરીકે યોજેલા 'અલક્ષ્યાર્દ્યુતિપ્રદર્શનયંત્ર' જેવા દીર્ઘસૂત્રી શબ્દો, 'અપ્રમત્તસંજતિગુણસ્થાન' જેવા જૈન, કે બૌદ્ધ, ફિલસૂફીના પારિભાષિક શબ્દો કે 'અંડરસેક્રેટરી' જેવા, 'ડીમાટ'ની પેઠે ચલાવી નહિ શકેલા અંગ્રેજી શબ્દોને ગુજરાતી ભાષાના કોષમાં સ્થાન આપવાની મર્યાદા પણ ચર્ચાસ્પદ લાગે છે

વળી 'અગરબત્તી' જેવા શબ્દોની બાબતમાં 'ધૂપ માટે સળગાવવા તૈયાર કરેલી સળી' તરીકેના અર્થ/આશય ઉપરાંત તેની બનાવટનાં દ્રવ્યોનો આખો પાઠ તથા પદ્ધતિ વગેરેનો પણ સમાવેશ કરવો એ 'શબ્દકોષ' કરતાં 'જ્ઞાનકોષ'ની મર્યાદામાં ન જાય? 'અખો' જેવાં વિશેષનામો નીચે તેની ઓળખાણથી ન અટકતાં ટૂંક જીવનપરિચય આપવાની બાબતમાં પણ એ જ પ્રશ્ન થાય છે.

આ મહાન પ્રયાસની પાછળ રહેલું પ્રધાન ધ્યેય અમારા લક્ષ બહાર નથી. અમે બરાબર સમજીએ છીએ કે ગુજરાતી ભાષા બોલનારા પ્રદેશને ખૂણેખાંચરે પણ બોલાતા તેમજ અજાણ્યા-અટૂલા ગ્રંથો ઉપર ચડેલા એવા સઘળા જ શબ્દોને તળિયાઝાટકપણે શોધીશોધીને એક વખત તો સંઘરી લેવાનો સદુદ્દેશ આ ભગીરથ પ્રયાસ પાછળ રહેલો છે. વળી 'ગોમંડલ'ના શબ્દાર્થોમાં વાણીનો અર્થ વિશાળ રૂપે લઇને, તેમજ અંગ્રેજી Dictionary of Facts and Eventsની ઢબે એ તત્ત્વનો પણ સમાવેશ કરીને, માત્ર શબ્દનો જ નહિ પણ અર્થ અને માહિતીની દૃષ્ટિએ પણ બને તેટલો સમૃદ્ધ એ સંગ્રહને કરવાના ધ્યેયથી કેટલીક વસ્તુઓનો સમાવેશ આમાં કર્યો હશે એમ પણ અમે સમજીએ છીએ. એટલે ઉપર નિર્દેશેલા ચર્ચાસ્પદ મુદ્દાઓમાંના કેટલાક એ ઉદ્દેશની દૃષ્ટિએ ગ્રાહ્ય ગણાયા હશે. છતાં ચોકસાઇ અને શુદ્ધિની દૃષ્ટિએ અમને લાગ્યાં તે સ્ખલનો તથા મતભેદોની પ્રામાણિક રજૂઆત કરવાનું અમને કર્તવ્ય લાગ્યું છે. અમારી ખાતરી છે કે સદ્ભાવપૂર્વક નિર્દેશેલી એ વસ્તુઓ કોઇને પણ આ સુવર્ણપાત્રથી અસંતુષ્ટ બનાવી નહિ શકે; તેમજ અમને એ પણ ખાતરી છે કે એમાંનાં એ ઝીણાં કાણાં દૂર થતાં સર્વ ગુજરાતના વાગર્થકિરીટ બની રહેવાની ગુણવત્તા તો, અલબત, આ કોષમાં છે જ. અને ગુર્જરગિરાની એ ચિરંજીવ સેવા માટે અમે મહારાજશ્રી ભગવતસિંહજીનું અભિવાદન કરીએ છીએ.

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'સ્પર્ધા' ડી. ડી.-પટેલ, (નાઇરોબી); બીજું ઇનામ: 'જાળી પરથી વાતો'-ઘનશ્યામ દલાલ, (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'મટકાં'-હરિલાલ ભટ્ટ, (અમદાવાદ). નોંધપાત્ર: ૧ ડી. ડી. બારોટ (વડોદરા); ૨ નટવરલાલ ચોકશી (અમદાવાદ); ૩ ઘનશ્યામ દલાલ (અમદાવાદ).

દુનીઆના એકાદ ઊંચા પર્વતની ટોચે ચડી, નિશાનબાજની 'સ્પર્ધા' કરતા બે પાયદળ સિપાઈના આ ચિત્રમાં સૃષ્ટિની વિશાળતા ને આકાશની અગાધતા સાથે જોનારની દૃષ્ટિ સમક્ષ ઉત્તેજક દૃશ્ય ખડું થાય છે. રંગ અને કાળનું ઔચિત્ય એમાં બહુ સારી રીતે જળવાયું છે. પાત્રો ચિત્રરચના અને ભાવ ચિત્રના નામને અનુરૂપ છે. સ્પર્ધાનાં તત્ત્વો ચિત્રમાં દેખાય છે. નિશાનબાજી માટેની આવશ્યક એકાગ્રતા સિપાઇઓના મુખ પર તરી આવી છે. ભાઈ પટેલને આ સફળતા માટે અભિનન્દન ઘટે છે. ટેકનીક પણ પ્રશંસનીય છે. ઘરના ચોકની જાળી પરથી આનંદમય ટહુકો કરી રહેલાં બાળબહેનના ભાઈ દલાલના ફોટોચિત્રમ

ગમ્મતથી આવેલી સજીવતા અને નવો દૃષ્ટિકોણ એ બે ગુણ છે. ઊંચાઈએ આવેલી વસ્તુ તરફ નીચેથી કૅમેરાને ધરીને લેવાયેલા આ ચિત્રનું અનોખું દૃષ્ટિબિંદુ ચિત્રના હેતુને અસરકારક રીતે પાર પાડે છે એ એની વિશિષ્ટતા છે. ટેકનીક સાધારણ છે.

પાલિત જનાવરો તરફ ફોટોગ્રાફરો ભાગ્યે જ પોતાની નજર દોડાવતા જણાયા છે. નેગેટીવોના પોતાના સંગ્રહમાંથી ગાય, કૂતરાં, ગધેડાં કે ઘોડાંની બેચાર સારી નેગેટિવો કેટલાક ફોટોગ્રાફરો શોધી કાઢી શકશે? જીવનમાં દરરોજ સંપર્કમાં આવતા આ જીવોમાં પણ બહુબહુ જોવા જાણવા અને સંગ્રહવા જેવું ભરેલું છે. ફોટોગ્રાફરોએ આવા વિષયોને પણ વિસરવા ન જોઈએ. બાઈ ભટ્ટના ચિત્રમાં કૂતરાનું એક કુટુંબ ભોજન લઈ રહ્યું જણાય છે. ખાસ આકર્ષકતત્ત્વ બચ્ચાંની માના જોઈ રહેવાના વલણમાં છે. આવા ચિત્રને 'ભટકતાં' નામ કેમ અપાયું તે સમજાતું નથી. અસલ પ્રિન્ટ ઉપર અમે દોરેલી રેખા જેટલા ભાગનું જ એન્લાર્જમેન્ટ કરવાથી સારું ચિત્ર બનશે.

બલવન્ત ભટ્ટ

# ઉમાશંકર જોષી

(અનુસંધાન પૃ. ૧૭૫ થી) ત્યાં એક વરસ એમણે કામ કર્યું. તે દરમ્યાન, અને તેની પહેલાં પણ, એક વરસ વીલેપાર્લેની ગોકળીબાઈ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે તેઓ કામ કરતા હતા.

મુંબાઈના વાસ દરમ્યાન એમની સાહિત્યપ્રવૃત્તિએ બીજી દિશાઓમાં પણ ઠીક ખેડાણ કર્યું. કાવ્યો અને નાટકો ઉપરાંત વાર્તાઓ લખાવી શરૂ થઈ હતી (જેના બે સંગ્રહો આપણને મળ્યા છે: 'શ્રાવણી મેળો' અને 'ત્રણ અર્ધું બે') મિત્રોને લીધે યુરોપીય સાહિત્યપ્રવાહોના સંપર્કમાં આવવાનો પણ અહીં સારો પ્રસંગ મળ્યો. મુંબાઈમાં પ્રથમ ગુજરાતી પ્રગતિશીલ મંડળ સ્થાપવામાં એમનો અગ્રભાગ હતો.

સાહિત્યનો રંગ તો અંતરમાં જ હતો, બી. એ. માં ઑનર્સ સાથે અર્થશાસ્ત્ર-ઇતિહાસ લીધેલાં હોવાથી તેનો સારો સંપર્ક હતો, અને એમ. એ.માં ભાષાશાસ્ત્ર તથા પુરાતન સાહિત્યના વિષયોમાં ઠીક મેધા દાખવી હતી, એટલે ૧૯૩૯માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં મુંબાઈ સરકારની સહાય તથા ઉપક્રમે ઉચ્ચ અભ્યાસ અને સંશોધનનો જે નવો વિભાગ ઉઘડ્યો તેમાં એમની વરણી થઈ. એમના જેવી શક્તિ ધરાવતા માણસને આવું કાર્યક્ષેત્ર મળ્યું એ ઉભયને યશ અપાવે એવું છે. એ સંશોધનકાર્યમાં આજે 'પુરાણોમાં ગુજરાત' અને 'અખો—એક અધ્યયન' એ કાર્યો એમના હાથ પર છે. ઉપરાંત ગુજરાત સાહિત્યસભાએ 'કવિ બાલાશંકરનાં કાવ્યો'ના સંપાદનનું કાર્ય એમને સોંપ્યું છે. 'પારકાં જણ્યાં' નામની એક સળંગ કથા ઉપર પણ હાલમાં એ કામ કરે છે.

ગયે વરસે બહાર પડેલાં 'ગુલે પોલાંડ' અને 'નિશીથ' (ગીતિ કાવ્ય સંગ્રહ) એ એમની પ્રતિભાનાં છેલ્લાં બે કિરણો. મધ્ય યુરોપના શ્રેષ્ઠ કવિઓમાં સ્થાન પામેલા પોલાંડના જાણીતા કવિ મિત્સ્કિયેવિચની રચેલી ક્રીમિયન સૉનેટમાલા પશ્ચિમના સાહિત્યમાં એવું આદરભર્યું સ્થાન પામી છે કે યુરોપની એકેએક ભાષામાં તે ઊતરી છે. સૌંદર્ય અને સ્વાતંત્ર્યના તરસ્યા કવિહૃદયની જે આહ એમાં સંભળાય છે તે ઉમાશંકર જેવાને એ ગુજરાતીમાં ઉતારવા પ્રેરે એ સ્વાભાવિક છે. 'ગુલે પોલાંડ' એ એનું પરિણામ. મૂળનો બંધ રાગાદિક સાચવતા અને સૂક્ષ્મ સંવેદનોને પણ યથાવત્ રજૂ કરવા મથતા એટલા જ પાસાદાર સમશ્લોકી સૉનેટોનો આ અનુવાદ ઉમાશંકરની એ દિશાની શક્તિનો આંક બતાવે છે. અને એથી પણ પ્રશસ્ય તો છે એ પુસ્તક સાથે અપાયેલો 'સૉનેટ' ઉપરનો એમનો નિબંધ. અંગ્રેજીમાં તેમજ હિંદની પણ મરાઠી, બંગાળી, ગુજરાતી વગેરે ભાષાઓમાં થયેલા સૉનેટનાં ખેડાણના ઇતિહાસ તથા તેની રચનાના બંધારણ વગેરે વિશે વિસ્તૃત, અભ્યાસપૂર્ણ અને પ્રમાણભૂત માહિતીઓથી ભરેલો આવો નિબંધ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ માટે આ પહેલી જ વાર રજૂ થાય છે.

એમનો નવો કાવ્યસંગ્રહ 'નિશીથ' તો સ્વમુખે જ પોતાનાં મૂલ બોલી રહેશે. ગુજરાતે હૃદયભર આવકારેલા એમના પ્રથમ સંગ્રહ 'ગંગોત્રી'થી યે અદકાં અમી એમાં છે એટલું જ કહેવું અહીં બસ છે. એમની કવિતાનું છેલ્લું અને ખરું મૂલ્યાંકન તો કાળ કરશે; પણ એટલું તો નિર્વિવાદ છે કે આ સૈકાની બીજી પચીશીના ગુજરાતી સાહિત્યકારોમાં એમનું નામ આગલી હારમાં છે અને એમની શક્તિઓ એટલી પ્રતીતિ આપે જ છે કે આવતી કાલ એમની છે.

ઇ.ત.

અમેય છિદ્રોદ્વારા કિરણો ફેંકતા ગુર્જર ગરબાઓ નદીમાં વહેતા મૂકાય, એ પ્રથાના ગર્ભમાં કેટલી કળા ભરેલી છે! હિન્દીઓએ પોતાના ધાર્મિક જીવનમાં કળાનાં કેવાં કોતરકામ કરી લીધાં છે!

સિદ્ધપુરમાં બે હજાર ઘર બ્રાહ્મણોનાં છે. દરેક ઘર દીઠ એક એક, બે બે ગામના પડાવ પડ્યા છે. કાઠિયાવાડ, ધાનધાર, વઢીયાર અને ઠેઠ કચ્છ-રાપર સુધીના લોકો મેળો મહાલવા અને બ્રાહ્મણ જમાડવા અહીં આવે છે. નદીમાં ગાડાંની તો હારોની હારો લાગેલી જણાય છે. ગાડાંની અંદર અને ગાડાંની નીચે પુર્ચીસ જણાઓ પડાવ કરી રહ્યાં છે. ગાડાં ઉપર ખેંચેલી સાદી પછેડીની છાવણીઓ આ વિશાળ માનવસાગર પર તરતી શ્વેત શઢવાળી નૌકાઓ જેવી શોભે છે. બળદોની ઘંટડીઓ જાણે પ્રભાતિયાં બોલે છે.

પહોર દિવસ ચઢતાં તો લોકો સરસ્વતી બિન્દુસરોવર અને અલ્પામાં સ્નાન કરી મેળામાં ફરવા માંડે છે. અહીંથી તહીં આંટા મારતાં શહેરના નાનામોટા રસ્તા તથા નદી તટપર લાખો માણસો દુકાનોમાંથી ભાત ભાતની ચીજો ખરીદે છે. છેક દિલ્હીથી મુંબાઈ સુધીના દરેક માલના વેપારીઓ આ મેળામાં આવે છે.

# દંતવૈદ્યોનો આ

ઇંગ્લંડના પ્રખ્યાત દંતવૈદ્યોએ આશરે નવ વર્ષ ઉપર એક ઢંઢેરો બહાર પાડ્યો હતો તે કંઈક ફેરફાર સાથે નીચે આપ્યો છે. ઢંઢેરામાં ઇંગ્લંડના રાજના માનદ દંતવૈદ્ય સર હૅરી બૉલ્ડવિન, બ્રિટિશ

દાંતના રોગથી પીડા તથા અનરવાઈ બહુ થાય છે એવી અમારા મન ઉપર છાપ પડી છે. આ પીડા તથા અનરવાઈ ઘણીખરી રોકી શકાય અને રોકવી જોઈએ એમ અમે માનતા હોવાને લીધે, એ ઉપાયની રૂપરેખા જનસમાજના હિતાર્થે દોરી આપવી એ ઇષ્ટ લાગે છે.

### આહારશુદ્ધિ

પૌષ્ટિક ખોરાક જન્મ પહેલાં શરૂ કરવો જોઈએ, એટલે બાળક નવ માસ માતાના ઉદરમાં હોય ત્યારે તેમ જ માતાને ધાવતું હોય ત્યારે માએ પૌષ્ટિક ખોરાક ખાવો જોઈએ. જડબાંનો સંકોચ અને એ સંકોચજન્ય દાંતની અનિયમિતતા તથા શરીરની બીજી કુરચનાઓ તેમજ સંસ્કૃતિ (સિવિલાઇઝેશન)નાં ઘણાખરા રોગો પણ ખોરાકમાં પ્રજીવક એ, બી, સી અને ડી પૂરા ન હોવાને લીધે થાય છે. ખોરાક સરસ લેવાય તો મોંઢાની સ્થિતિ સુધરે અને દાંતના રોગ થતા અટકે.

પૌષ્ટિક ખોરાક એટલે દૂધ (જૉન હૉપકિન્સ વિદ્યાપીઠની સ્કૂલ ઑવ હાઇજીન ઍન્ડ પબ્લિક હેલ્થના પ્રાણરસાયણના પ્રખ્યાત પ્રોફેસર ઈ. વી. મૅકકોલમના કહેવા પ્રમાણે માણસે દિવસનું એક ક્વાર્ટ, એટલે પાકો સવાશેર દૂધ લેવું જોઈએ) તથા દહિમાખણછાશ; થૂલાસોતા ઘઉંબાજરીના લોટમાંથી ઘડેલો કડકડિયો ચાવવો પડે એવો ખાખરો; મેથી, તાંદળજો, પાલક, કોબીજ, કૉલીફ્લાવર, ડુંગળી, સ્પીનાજ, લેટિસ, સેલરી તથા એવી બીજી લીલાં પાનવાળી ભાજી+ ટમેટાં જેવાં કાચાં શાક તથા નારંગી મુસંબી વગેરે ફળ.

ખોરાક પૌષ્ટિક જોઈએ એટલું જ નહિ પણ તે ખૂબ ચાવીને તથા મોંઢાના અમી સાથે મેળવીને ખાવો જોઈએ. ચોખામાં મોટે ભાગે મંડ (સ્ટાર્ચ) છે, એટલે એ સારું ધાન નથી, છતાં એને ગોચા નહિ કરતાં ધાણી કરીને ખાધી હોય તો અવગુણ ન કરે. ઇંગ્લંડનો પ્રધાન ગ્લૅડસ્ટન એકએક કોળિયો દાંત દીઠ એકએક વાર એટલે બત્રીશ વાર ચાવતો, ને નેવાશી વર્ષ જીવ્યો હતો.

દાંત સડવાનું પ્રત્યક્ષ કારણ એક અમ્લ (ઍસિડ) હોય છે, તે મોટે ભાગે મોંઢાની રોટી, ગોળસાકરખાંડ* તથા મીઠાઈમાંથી આવતી

*બ્રિજપોર્ટ (કૉનેક્ટિકટ)ના શાળાઓમાં ડા. આલ્ફ્રેડ ફોન્સ છોકરાઓને આ કડી શીખવે છે:
Children, you should learn this truth,
Nothing but sugar decays a tooth.



# પંચતંત્રની વાર્તાઓ

## કથા ૨૬

ઉત્તરાપથવર્તી ગૃધ્રકૂટ પર્વત ઉપર એક પીપળાનું ઝાડ હતું, તેમાં બગલોબગલી રહેતાં હતાં. એનાં બચ્ચાંને પાંખ ન આવી હોય ત્યાં પીપળા નજે બોણમાં રહેતો કાળો નાગ ખાઈ જતો. આથી ઉદાસ થઈને બગલો સરસ્વતીતીરે બેઠો હતો એને જોઈને કરચલો બોલ્યો: 'મામા, આજ કેમ આમ કાયરાઓ છો?' તે બોલ્યો, 'ભદ્ર, મારા મન્દભાગ્યનાં બાળકોને સર્પ ખાઈ ગયો, એનો નાશ કરવાનો કાંઈ ઉપાય હોય તો કહે.' આ સાંભળીને કરચલે વિચાર્યું, 'આ અમારી જાતનો સહજવેરી છે, એટલે એવો ઉપદેશ દઉં કે જેથી બીજા બગલાંનો યે સાથ વળી જાય. કહ્યું છે, કે

**નવનીતસમી વાણી કરીને ચિત્ત નિર્દય ।**
**શત્રુને બોધ દે એવો વંશ સોતો મરી રહે ॥૪૪૦॥**

એટલે તે બોલ્યો, 'મામા, એમ હોય તો નોળિયાના બોણથી સર્પના બોણ લગી માછલાંના માંસની અવિચ્છિન્નપરંપરા કરો, એટલે નોળિયો એ માર્ગે જઈને દુષ્ટ સર્પને મારી નાખશે.' બગલાએ આમ કર્યું એટલે મત્સ્યમાંસાનુસારી નોળિયાએ નાગને માર્યો, ને પછી ધીરે ધીરે તે ઝાડના આશ્રિત બગલાઓને પણ મારી નાખ્યા."

પણ લોભાન્ધ પાપબુદ્ધિએ બાપની વાત ગણકારી નહિ, અને તે એને પરાણે રાતે વનમાં તેડી ગયો ને તરુકોટરમાં બેસાડ્યો. સવારે અધિકારી સમક્ષ વન-સ્પતિને ધર્મશાસ્ત્રનાં વચન સંભળાવ્યાં એટલે વનસ્પ-તિમાંથી આવી વાણી નીકળી: 'ધર્મબુદ્ધિએ આ ધન લીધુ છે.'

આ સાંભળીને વિસ્મિત થયેલા રાજપુરુષો ધર્મ-

ઝાડને આગ લાગી એટલે જ પાપબુદ્ધિનો પિતા અર્ધદગ્ધ શરીરે ને ફૂટી ગયેલી આંખે આક્રંદ કરતો બહાર નીકળ્યો.

બુદ્ધિને શું દંડ દેવો એનો વિચાર કરતા હતા ત્યાં તેણે શમીને ફરતાં અગ્નિભોજ્ય દ્રવ્યો ખડકીને સળગાવ્યાં. આથી ઝાડને આગ લાગી એવો જ અર્ધદગ્ધ શરીરે તથા ફૂટી ગયેલી આંખે પાપબુદ્ધિપિતા કરુણ આક્રન્દ કરતો નિકળ્યો, ને 'આ દુષ્ટપુત્રે મારી આ દશા કરી,' એમ કહેતાંક તે મરી ગયો. પછી રાજપુરુષોએ ધર્મબુદ્ધિનું ધન પાપબુદ્ધિ આગળથી એને અપાવ્યું, અને પાપબુદ્ધિને શળીએ ચડાવ્યો.

એટલે હું કહું છું: 'ધર્મબુદ્ધિપાપબુદ્ધિ' ઇતિ. દમનક તું યે પાપિયો છે, સજ્જન નથી; નહિ તો સ્વામીની આવી અવસ્થા તું ન કરત. અને જેણે સ્વામીનું આટલું બગાડ્યું એ અભાગ જોવા માથે શું ન કરે? અને કહ્યું છે:

**સહસ્રલોહનું તોલું જ્યાં ખાઇ જાય ઊંદરે।**
**હાથીને યે હરે બાજ છોકરામાં ન વિસ્મય ॥૪૪॥**

દમનક કહે, 'એ કેમ?' તે બોલ્યો:

## કથા ૨૭

એક ઠેકાણે જીર્ણવિભવ નામે વણિકપુત્ર હતો. તે કામવા સારુ પરદેશ જવા નિકળ્યો. એના ઘરમાં હજાર પલ * લોઢાથી ઘડેલી પૂર્વપુરુષોપાર્જિત તુલા હતી, તે એણે કોઈ શેઠને ઘેર થાપણ દાખલ મૂકી. દેશાંતરમાં એને દુર્ભાગ્યે કમાણી ન થઈ એટલે ગયો હતો એવો જ પાછો આવ્યો, અને થાપણ પાછી માગી. તે બોલ્યો, 'તોલું તો ઊંદરડા ખાઈ ગયા.' જીર્ણવિભવ મનમાં હસીને કહે, 'તો તેમાં તારો શું દોષ? આ સંસાર જ એવો અસાર છે. પણ હું નદીએ સ્નાન કરવા જાઉં છું, એટલે આ તારા પુત્ર ધનદેવને સ્નાનોપકરણ લઈને મારી હારે મોકલ.' ચોરી માથે પડવાની બીકે શેઠે છોકરાને કહ્યું, 'વત્સ, આમળાં ને લઈને કાકા ભેગો જા.' છોકરો તો હરખાતો હરખાતો અભ્યાગત ભેગો ગયો. ન્હાઈને પાછા આવતાં છોકરાને એક મિત્રના ઘરમાં સંતાડીને જીર્ણવિભવ શેઠ આગળ આવ્યો. શેઠે પૂછ્યું, 'છોકરો ક્યાં?' તે બોલ્યો, 'એને તો સરિતાતટથી બાજ ઉપાડી ગયો.' શેઠ કહે, 'મિથ્યાવાદી, બાજ તે કદી બાળકને ઉપાડી શકે કે?' તે બોલ્યો, 'સત્યવાદી, બાજ બાળકને ન ઉપાડે તો ઊંદર પણ લોઢાનું તોલું ન ખાય, એટલે છોકરાનું પ્રયોજન હોય તો તોલું સોંપી દે.' આમ વિવાદ કરતા બેય રાજકુળમાં ગયા. શેઠ તાણીને બોલ્યા, 'અબ્રહ્મણ્યમ્, અબ્રહ્મણ્યમ્,—આ દુરાત્માએ મારા છોકરાને ક્યાંક ગુમ રાખ્યો છે.' ધર્માધિકારીએ પૂછ્યું તો જીર્ણવિભવ બોલ્યો, 'હું શું કરું? મારા દેખતાં શિશુને નદીકાંઠેથી બાજ ઉપાડી ગયો.' અધિકારી કહે, 'એ તો અલૌકિક વાત થઈ. બાજ છોકરાને ઉપાડવા કેમ સમર્થ થાય?' તે બોલ્યો:

**સહસ્રલોહનું તોલું જ્યાં ખાઇ જાય ઊંદરે।**
**હાથીને યે હરે બાજ છોકરામાં ન વિસ્મય ॥**

એમ કહીને એણે સભ્યો આગળ જથા વૃત્તાન્ત કહ્યો. એટલે સભ્યોએ એકને તોલું ને બીજાને છોકરો અપાવીને સંતોષ્યા.

એટલે હું કહું છું: 'સહસ્રલોહનું તોલું' ઇતિ.

(ચાલુ) વાલજી ગો. દેસાઇ

* પારોર કાચા




### ભેળંગેપ તંત્રીઓ

'સૅટર્ડે ઈવનિંગ પોસ્ટ' એ અમેરિકાના ઘરઘરમાં ફેલાયેલું સુપ્રસિદ્ધ અઠવાડિક છે. તેના ચિત્રકાર જૉન સેવાને એક ચિત્રનો અસલ લેખ તારથી મંગાવ્યો. લખાણ આવ્યું, આર્ટિસ્ટે વાંચ્યું અને ચિત્ર બનાવી મોકલી આપ્યું. બે દિવસ રહીને તેને ખબર પડી કે લેખ તો પોતાની પાસે રહ્યો છે, એટલે તુરત પોસ્ટ કર્યો. થોડા દિવસ પછી 'નાભેંબૂર'ની પટ્ટી સાથે લેખ તેના ઉપર જ પાછો આવ્યો!

'સ્પ્રિંગફિલ્ડ રીપબ્લિકન' પત્રમાં એક શહેરીના અવસાનના ખબર છપાઇ ગયા. માણસ તો જીવતો હતો, તે ફરિયાદ લઇને આવ્યો તંત્રીની ઑફિસમાં. તંત્રી કહે, 'એમાં હવે કંઈ બને નહિ; રીપબ્લિકનમાં છપાયું કે તમે મરી ગયા એટલે બસ મરી જ ગયા!' છેવટે પેલાએ બહુ માથાફોડ કરી ત્યારે બીજે દિવસે નવા જન્મેલાનાં નામોની ટીપમાં તેનું નામ ઉમેર્યું!

'આ ટાલ ઉપર વાળ ઉગાડવાની દવા ખૂબ જ અકસીર છે એમ તમે કહો છો?'

'ખરેખર! કાલ એક માણસે તેનું સખત બચ દાંત વડે ખેંચી કાઢ્યું તેટલામાં તો તેને મછો ફૂટી ગઇ!'



# મધુકરી

### ગુલામ છે મોક્ષ પણ.

જરા ન પરવા લગીર કરવી કદી કોઈની,
સદા દૃઢ રહેવું આત્મ નિજ ઓળખી, સ્વત્વની
અશેષ જગતે લડાણ કઈ બંધુભાવે રહી
હમેશ મથવું જ અન્ય કંઈ આત્મ ઉદ્ધારવા:
ગણી જીવનસાર એ જ ગણવો, નહીં રાખવી
પછી ફિકર; દોસ્ત 'શોકત ગુલામ છે મોક્ષ પણ. —અશોક હર્ષ

## સંસ્કારમૂર્તિ વિનાયકભાઇ

ગયા જાન્યુઆરીની ૨૬ મી તારીખે ગુજરાતની એક ૌરવમૂર્તિ શ્રી વિનાયક નંદશંકર મહેતાનું ૫૫ વર્ષની મરે અલ્લાહાબાદ ખાતે અકાળ અવસાન થયું. ગત નાયકભાઈ તે 'કરણઘેલા' ના કર્તા સાક્ષરવર્ય નંદશંકર લજાશંકરના પુત્ર તથા દેશી રાજ્યના રાજકારણમાં તિષ્ઠિત મનુભાઇ નંદશંકર મહેતાના નાના ભાઇ. તેમનો ન્મ ઇ. સ. ૧૮૮૩માં થએલો. સંસ્કાર, સત્તા, અને મૃદ્ધિના વાતાવરણમાં તેઓ ઉછરેલા. તેમનું વિદ્યાર્થી-વન ખૂબ ઉજ્જ્વલ અને આશાદાયી હતું. યુનિવર્સિટીની રીક્ષાનાં પરિણામોમાં તેમનું નામ પ્રથમ પંક્તિએ જ ાય. ૧૯૦૦ માં તેઓ બી. એ. ની પરીક્ષામાં પહેલા બરે ઉત્તીર્ણ થયા અને કેટલાંય ઇનામો અને શિષ્યવૃત્તિઓ ળવ્યાં. બી. એ. થઇને તેઓ યુરોપ ગયા. આઇ. સી. સ. ની પહેલી જ હરીફાઇમાં તેઓ પસાર થયા અને ૯૦૬ થી તેમની સરકારી નોકરીનો પ્રારંભ થયો. જરાતી હિન્દુઓમાં તેઓ સૌથી પહેલા સિવિલિયન હતા.

તેમના મોટા ભાઇ શ્રી મનુભાઇ જેટલા તેઓ ગુજરાતને રિચિત નહોતા; પણ તેમની જીવનકારકીર્દિ કાંઇ ઓછી ઉજ્જ્વલ નહોતી. વિલાયતથી આવ્યા કે તરત તેમની મણૂક સંયુક્ત પ્રાંતમાં થઈ અને લગભગ જીવનભર એ ાં જ રહ્યા. સિવિલ સર્વિસમાં તેમનો કલેક્ટર કલેક્ટ નો ગયો. યુ. પી. ના અલ્લાહાબાદ, લખનૌ, કાશી ગેરે મોટાં મોટાં શહેરોની કમિશનરશીપ તેમણે કરેલી. ેથી પહેલા હિન્દી ડિરેક્ટર ઑવ ઇન્ડસ્ટ્રીઝ તેઓ થયા. . પી. સરકારના કેળવણી ખાતાના સેક્રેટરી તરીકે તેમણે ટલોક વખત કામ કરેલું. વચગાળે કાશ્મીરમાં ૧૯૩૨

થી ૧૯૩૫ સુધી તેમણે મહેસુલી પ્રધાન તરીકે કામ કર્યું અને ૧૯૩૭–૩૮ માં બિકાનેરના મુખ્ય પ્રધાન તરીકે તેમણે એક વર્ષ સેવા બજાવી. છેલ્લા છેલ્લા કેટલાક સમયથી તેઓ બોર્ડ ઑફ રેવન્યુના સિનિયર મેમ્બર હતા. મહેસુલ ખાતામાં આ મોટામાં મોટો અધિકાર ગણાય છે. કૉંગ્રેસ સરકારના અમલ દરમિયાન તેમણે તે વખતના પ્રધાનમંડળની ખૂબ પ્રીતિ અને વિશ્વાસ સંપાદન કરેલાં. મુખ્ય પ્રધાન શ્રી૦ ગોવિંદ વલ્લભ પન્તના તેઓ એક મોટા સલાહકાર હતા. સરકારી નોકરીએ તેમના સાહિત્યપ્રેમને કદિ પણ શિથિલ થવા દીધો ન હતો. આને લીધે કૉંગ્રેસ સરકારના જવા



સદ્ગત
વિનાયક
નંદશંકર
મહેતા






ઉપર : સ્કૅન્ડીનેવિઆ અને બીજા પડોશી દેશો
જમણી બાજુ : નૉર્વેમાં લગ્નોત્સવનું એક દૃશ્ય

રટ્યા પણ તેનો બદલો ૧૮૧૪માં ડેનમાર્ક પાસેથી નૉર્વે લઇ લેઇને વાળી લીધો.

આવા બદલાથી નૉર્વેજિયનો નારાજ થયા ને લગભગ એકાદ સૈકા સુધી સ્વતંત્રતા મેળવવાનો પ્રયાસ આદરતા રહ્યા. આખરે ઇ. ૧૯૦૫માં શાંતિપૂર્વક એ જોડાણ રદ કરવામાં આવ્યું, ને નૉર્વેની સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્થાપના થઇ. સાતમા એડવર્ડની પુત્રીને પરણેલા અને ડેનમાર્કના રાજાના ભાઇને 'રાજા હાકોન સાતમા' તરીકે ગાદી અપાઈ.

આજે આ બંને પ્રજા લોકપ્રતિનિધિત્વની શાસનપદ્ધતિ નીચે શાંતિમય જીવન ગુજારે છે. બંનેને બંધારણીય રાજતંત્ર છે. બંનેમાં કેળવણી ફરજિયાત છે ને આછી વસતિવાળા પ્રદેશોમાં શિક્ષણ આપવા માટે શિક્ષકો એક ગામથી બીજે ગામ ફરે છે. કોઈ ઠેકાણે એક જ ઘર વસેલું હોય તો એ એક જ ઘરનાં બાળકોને શિક્ષણ આપવા અઠવાડિયાંઓ સુધી રોકાઇ, બીજી મુલાકાત સારુ હોમવર્ક આપી જાય છે.

સ્કૅન્ડિનેવિયાનો આ દ્વીપકલ્પ ૧૦૦૦ માઇલ ઉપરાંત લાંબો છે. છ થી આઠ હજાર ફૂટ ઊંચી પર્વતમાળાઓ તેની કરોડની ગરજ સારે છે. પૂર્વે બોથ્નિયાના અખાત બાજુ ઢોળાણ પડતી તેની ભૂમિ પર અનેક સરોવરો ને નદીઓ આવેલ છે. પશ્ચિમમાં પણ આટલાંટિક બાજુ થોડું ઢોળાણ છે. આ પર્વતમાળાઓથી જ નૉર્વે ને સ્વીડન જુદાં પડે છે.

સ્વીડનની વધુમાં વધુ લંબાઇ ૯૮૦ માઇલની ને વધુમાં વધુ પહોળાઈ ૨૫૦ માઇલની છે. એની આઠ ટકા જેટલી સપાટી સરોવરોએ રોકેલી છે. એ સરોવરો સાથેનું એનું કુલ ક્ષેત્રફળ ૧,૭૩,૦૦૦ ચોરસ માઇલ જેટલું છે. દર ચોરસ માઇલે સરેરાશ વસતિ ૩૧ જણની છે. નૉર્વેની જેમ તેની કિનાર બહુ ખંડિત નથી પણ મુખ્ય ભૂમિ સામે નાના નાના ટાપુઓથી ખચિત છે. બોથ્નિયા અખાતમાંના એના આલાંડ ટાપુઓ તો ઠેઠ ફિનલૅંડ સુધી પહોંચે છે. એની ૬૦ ટકા ભૂમિ જંગલોથી છવાયેલી છે, ૨ ટકા બીડોથી, જ્યારે આશરે ૮-૯ ટકા ખેડાણ યોગ્ય છે. એ સિવાયની ડુંગરાળ છે અથવા તો ઉજ્જડ.

નૉર્વેની વધુમાં વધુ લંબાઇ ૧૦૮૦ માઇલની ને વધુમાં વધુ પહોળાઈ ૨૬૦ માઇલની છે. સરેરાશ પહોળાઈ માત્ર ૬૦ માઇલની. એનું કુલ ક્ષેત્રફળ ૧,૨૫,૦૦૦ ચોરસ માઇલનું છે ને દર ચોરસ માઇલે ૨૨ જણની વસતિ ધરાવે છે. એ સ્વિટ્ઝરલૅંડથી પણ વધુ ડુંગરાળ મુલક છે ને તેનો કિનારો પણ ખડકાળ છે. પરંતુ એ મોટા મોટા ખડકો ભેદીને પણ સમુદ્રની નાની ચિરાડો જમીનમાં કેટલેક ઠેકાણે ઘૂસેલી છે જે 'ફિયર્ડ' કહેવાય છે. આને લીધે એના દરિયાકિનારો ૧૨ હજાર માઇલની લંબાઇએ પહોંચે છે. કિનારની સામે જ નાના નાના દોઢ લાખ જેટલા ટાપુઓની



ઊંચા ખડકો વચ્ચે આવેલું એક નૉર્વેજિયન ફિયૉર્ડ

મર્મર હાર વડે બનેલો એનો કુદરતી ધક્કો (breakwater) આવેલો છે. એની કુલ વસ્તી ૩૦ લાખની છે અને મોટો ભાગ દક્ષિણ તરફ વસે છે. અમેરિકા અને જર્મની પછી વ્યાપારી નૌકાદળમાં તેનો નંબર ચોથો છે. તેની પાસે બે લાખ ખલાસીઓ છે. પ્રજાનો ત્રીજો ભાગ વહાણવટા ઉપર જીવે છે.

આખા સ્કૅન્ડિનેવિયાનો અરધા ઉપરાંતનો ભાગ જંગલોથી છવાએલો છે. એનાં પાણીમાં માછલીઓ પણ પુષ્કળ-લગભગ ૧૪૦ જાતની થાય છે. એને લઈને દર ૧૨ માણસે ૧ માણસ માછીમારનો ધંધો કરે છે. ઈમારતી લાકડાંની પણ સારી નિકાસ થાય છે ને વહાણો બાંધવાનો ઉદ્યોગ પણ ધમધોકાર ચાલે છે. પાકમાં જવ, રાઈ નામનું અનાજ, ઘાસ ને બટાટા મુખ્ય છે. ઢોર, ઘેટાં, બકરાં, ઘોડા વગેરે ઉછેરવામાં આવે છે. ક્યાંક ક્યાંક થોડુંક પેટ્રોલિયમ જમીનમાંથી નીકળી આવે છે. એ સિવાય લોઢું, તાંબું, રૂપું, કોબાલ્ટ ને નિકલની ખાણો છે. ત્યાંનું ઘાસ કાગળ બનાવવાના ખાસ ઉપયોગમાં આવતું હોઈ કાગળની બનાવટ આ દેશોના મુખ્ય ઉદ્યોગોમાં સ્થાન પામે છે. વ્હેલ માછલીનું તેલ અને ચરબી પણ અહીં પુષ્કળ મેળવવામાં આવે છે.

સ્કૅન્ડિનેવિયાનો ચોથા જેટલો ભાગ ધ્રુવવર્તુલની ઉપર આવેલો હોવાથી ઠંડી ત્યાં સખત રહે છે. બૉથ્નિયાનો આખો અખાત નવેંબરથી માર્ચ સુધી બરફથી જામેલો રહે છે. વળી આ ઉપસ્થિતિને લઈને ઉનાળામાં એના દિવસો તથા શિયાળામાં રાત્રિઓ ખૂબ લાંબી હોય છે. ત્યાંનું હવામાન ખૂબ તંદુરસ્ત હોઈ ત્યાંના વતનીઓ સરેરાશ આપણા કરતાં બમણી લાંબી—પચાસ વર્ષની જિંદગી ગુજારે છે

## શાહમુર્ગ

અતિ પુરાણા કાળમાં ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅ મોઆ નામનું એક જબરૂં પંખી વસતું હતું. ચૌદથી ફૂટ ઊંચું એ પંખી જિરાફના કદ જેવડું લગભગ થતો. આજે એની હસ્તી નાબૂદ થઈ છે, છતાં હજી યે આપ આશ્ચર્યમાં ગરકાવ કરી દે એવડું જબરૂં એક પંખી દુનિય હયાત રહ્યું છે, અને તે શાહમુર્ગ (મુર્ગ=પંખી; આપણે ન્હીએ છીએ તે ખોટું છે).

ત્રણથી ચાર હંડ્રવેટ (આશરે ૧૧ મણ) વજનનું શ મુર્ગ લગભગ ૮ ફૂટની ઊંચાઇ ધરાવે છે. એ બહુ શક્તિમ છે ને લાતથી પોતાનો બચાવ કરે છે. એની લાત એ તો જોરાવર હોય છે કે માણસનો તો શું પણ ઘોડ જીવ પણ એ વડે ગએ લીધાના દાખલા છે. મોટે ભ નો ભય આવી પડતાં તે નાસવાનું જ પસંદ કરે છે. ઊડી નથી શકતું, પણ પાંખો પસારી એટલી તો ઝ દોડે છે કે હરણ કે ઘોડાને યે આંટી જાય. ઘણી એની ઝડપ કલાકના ૨૬ માઈલ જેટલી હોય છે, પ તેને ચકરાકારે દોડવાની ટેવ હોવાથી તે શિકારીના હા ગાંથી છટકી શકતું નથી.

એ લાંબો કાળ પાણી વગર રહી શકે છે, પણ તે નનું બહુ શોખીન હોય છે. કોઈ તળાવ કે પણી દરિ પણ નજરે પડે કે તરત તેમાં નહાવા માટે ઝંપલાવ એને બેથી સાત માદા રહે છે. માદા કેટલાં ઈંડાં મૂ એ ચોક્કસ નથી. ઈંડાં બહુ જબરાં અને સરેરાશ . . ચાર રતલ જેટલા વજનનાં હોય છે. સંખ્યા ચોક્કસ થવાનું કારણ એ છે કે રેતીના પોલાણમાં માળો બનાવ એક જ માળામાં બધી માદાઓ ઈંડાં મૂકે છે.

શાહમુર્ગનો અવાજ સિંહની ગર્જનાને મળતો આ



...ાખુ મોટે ભાગે ને સિસકાર જ કરે છે. એની સૌથી ...મોટી વિચિત્રતા એની ભૂખ છે. એ ભૂખમાં આંધળો ...એની કાંકરા સુદ્ધાં ગળી જાય છે. કેટલાક કહે છે કે એ કાંકરા એણે લીધેલા ખોરાકને પીસવાને કામ આવે છે.

### અભંગ કાચ

ઈ. ૧૯૦૩ની સાલ હતી. ફ્રેન્ચ રસાયણશાસ્ત્રી એડવર્ડ બેનેડિક્ટસ પોતાની પ્રયોગશાળામાં કામ કરી રહ્યો હતો. કામ કરતાં કરતાં એના હાથમાંથી જ્યાં ઢાંકણ વગરની પ્રવાહી સેલ્યુલૉઈડની એક શીશી છટકી જમીન પર પડી, પણ નવાઈ એ હતી કે એ ભાંગી ન પડી. એમાંના સેલ્યુ-લૉઈડે કાચના બધા ટુકડાને ભેગા જકડી રાખ્યા. બેનેડિ-ક્ટસની આ ગફલતે જ જગતને ન ભાંગે એવા 'અભંગ કાચ'ની ભેટ આપી.

આ અભંગ કાચ (laminated safety glass) સામાન્ય કાચ–પ્લેટગ્લાસ–નાં બે પડોનો બનેલો હોય છે અને તેની વચ્ચે પારદર્શક પૂરક પૂરવામાં આવે છે. પહેલાં એ પૂરક પટ સેલ્યુલૉઝ નાઈટ્રેટનું બનાવવામાં આવતું, પણ હવે એ સ્થાન 'પોલીવિનીલ ઍસીટલ રેઝિન' વડે પૂરવામાં આવે છે, જે ઍસીટીલિનમાંથી જ ઉપજાવેલું એક પ્લાસ્ટિક છે.

સેલ્યુલોઝ નાઈટ્રેટનું પટ એક રીતે સંતોષકારક નહોતું નીવડ્યું, કારણ કે બારીબારણાં કે મોટરના કાચ પર સૂર્યનો પ્રકાશ પડતો રહેતાં તેમાંના ઍક્ટીનિક કિરણોની અસરને લઈને એ પટનો રંગ કાદવ જેવો બની, તેની પારદર્શકતાને હાનિ પહોંચતી. હવે આ નવી પ્રક્રિયા વડે બનાવેલો કાચ અભંગ ને કશા વિઘ્નરહિત છે એટલું જ નહિ પણ વાળી પણ શકાય તેવો છે. જુદી જુદી પાંચ કંપનીઓ તેની શોધ પાછળ એક સાથે કામ કરી રહેલી ને એ પરિપૂર્ણ થતાં બાર લાખ પૌંડ ખર્ચ થએલો.

### ભયની ઘાતકતા

તમને માનવામાં નહિ આવે, બાકી જગતના ચાર ભયંકરમાં ભયંકર રોગો કરતાં પણ ભય વધુ જિંદગીઓનો ભોગ લે છે. તમે અકસ્માતોનો જ દાખલો લો. એમાંનો મોટો ભાગ કચરાઈ જવાના ભયથી બીધેલા રાહદારીઓનો જ હોય છે. એ લોકો પોતાનું મગજ સહેજ ઠેકાણે રાખત તો એવા અકસ્માતોમાંથી સહેજે બચી જાત. એવી જ રીતે દુઃખનો માણસ પણ ભયથી પોતાની હત્યા વહેલી વહોરે છે.

તમે કોઈ દાક્તરને પૂછી જોશો તો એની પાસે એની આખી સૂચિ તૈયાર હશે, જેમાં પોતે જે રોગના ભોગ બનેલા હોવાના ભ્રમે દર્દીઓએ તેની મુલાકાત લીધી હશે એ રોગ તેમના નખમાં યે નહિ હોય. બીજી બાજુ વળી એવા યે લોકો હોય છે કે અમુક રોગ લાગુ પડ્યાની આશંકા એમને થઈ હોય છતાં એ આશંકા સાચી ન ઠરે માટે કોઈ નિષ્ણાતની સલાહ નથી લેતા ને ધીમે ધીમે એ રોગના પંજામાં વધુ ને વધુ સપડાતા જાય છે. આવા 'hypochondriacs'ને સમજાવવા માટે તો ગમે તેવી નિષ્ણાત સમજણ પણ લાચાર નીવડે.

સરેરાશ માણસ તેના રોજિંદા જીવનવ્યવહારમાં અનેક પ્રકારના ભયનો બોજો માથે લઈને જ ફરતો હોય છે. કોઈને નોકરી જવાનો ભય હોય છે, કોઈને દેવાનો ભય હોય છે, કોઈને સૌન્દર્યનાશનો કે ઘડપણનો ભય હોય છે તો કોઈને પાછલી જિંદગીમાં જીવન શાના આધારે ગાળવું એ ભય કોરી રહ્યો હોય છે. અને આવા આવા અનેક પ્રકારના ભયને એ પોતાના મગજમાં એટલી છૂટથી શિકાર ખેલવા દે છે કે આખરે જખમાઈને એને વૈદ, દાક્તર કે માનસોપચારશાસ્ત્રીની સહાય લેવી પડે છે. સાચું છે કે એવા ભયથી કોઈ મરી જતું નથી; માત્ર એ મોતને વધુ નજીક આણે છે એટલું જ!

### પ્રજ્ઞાચક્ષુ કુમાર મંજલાલ

શીતળાદેવીનો કારમો પંજો ફક્ત ચાર વર્ષની કિશોર-



વયમાં જ ભાઈ મંજલાલ પર ફેરી વળી આંખો ઝૂંટવી ગયો છે. આજે એની વય ચૌદ વર્ષની છે. છતાં એ અપંગ-તામાં એટલી કુમાર વયે જ એમણે સંગીતકળા તથા જુદાં જુદાં વાજિંત્રો ઉપર વિ-સ્મયજનક કાબૂ મેળવી લીધો છે. મધુર કંઠની કુદરતી બક્ષિશ પણ તેને વરી છે. અને તેનાં તાન આલાપ તથા વાજિંત્રોની તેની આરાધના ભલભલા સંગીતવિશારદોને પણ મુગ્ધ કરે છે.

ઉજ્જ્વલ ભાવિ સૂચવતા આ કુમારની પ્રતિભા ભાવ-નગરની શ્રી કૃષ્ણકુમારસિંહજી અંધ ઉદ્યોગશાળાને આભારી છે. લખવું, વાંચવું, હિસાબ, આંક, ગંજીફાની રમતો ઉપરાંત શીવણકામ પણ તે શીખે છે. એ શાળાના ચાર વર્ષના શિક્ષણક્રમમાં એ પૂર્ણ સફળ વિદ્યાર્થી છે. આંધ-ળાઓ માટેની કાઠીઆવાડમાં એ એક જ સંસ્થા છે જે વિના મૂલ્યે ચક્ષુહીનોને તાલીમ આપે છે. શ્રી કાન્તિલાલ વિમળશી શાહ નામના એક નિષ્ણાત અંધ સંગીતકાર શાસ્ત્રીય રીતે ત્યાં જુદાં જુદાં વાદ્યો પર સંગીત શીખવે છે. આંધળાઓની ખાસ બ્રેઇલ લિપિમાં વાંચવા લખવા ઉપરાંત શીવણ, ભરત, ગૂંથણ, નેતરકામ, બીડીઓ વાળ-વાનું વગેરે શીખવવામાં આવે છે. આ ઉપયોગી ને કલ્યાણ-કારી સંસ્થામાં હાલ ૩૩ કુમારો શિક્ષણ લઈ રહ્યા છે.

—મથુરાદાસ આણંદજી

## ભારતીય સંવતો . . . . [૭] વિક્રમ સંવત

વિક્રમ સંવતને માલવ સંવત (માલવકાલ) પણ કહે છે. માલવાના રાજા વિક્રમ અથવા વિક્રમાદિત્યે શકોનો પરાજય કરી પોતાના નામનો સંવત ચલાવ્યો હોવાની એની પ્રસિદ્ધિ છે. એ સંવત સાથે વિક્રમનું પહેલવહેલું જોડાએલું નામ સંવત ૮૯૮ (ઇ. ૮૪૧)ના ચાહમાન (ચૌહાણ) ચંડમહાસેનના ધોલપુરના લેખમાંથી મળે છે. એ પહેલાંના શિલાલેખોમાંથી એનું નામ નથી મળતું; પણ મંદસોર, નગરી, કણસ્વા વગેરેના શિલાલેખો પરથી એમ જણાય છે કે.

૧ માલવ ગણ (જાતિ) અથવા માલવ (માળવા)ના રાજ્ય યા રાજાના સ્વતંત્ર સ્થાપનાના સમયથી આ સંવતનો પ્રારંભ ગણાતો હતો.

૨ એ વખતે વર્ષની સંજ્ઞા 'કૃત' પણ હતી.

૩ એની માસપક્ષયુત તિથિગણના પણ 'માલવપૂર્વા' અર્થાત માળવાની ગણના અનુસાર હતી.

જયપુર રાજ્યના નગર (કર્કોટક નગર)માંથી કેટલાક સિક્કા મળેલા છે, જે પર 'માલવાન (નાં) જય (યઃ)' લખેલું છે. એની લિપિ ઈ.પૂ. ૨૪૦થી ૨૫૦ વચ્ચેની એટલે કે વિક્રમ સંવતના પ્રારંભની માનવામાં આવે છે. એ સિક્કા પરથી અનુમાન થાય છે કે માલવ જાતિના લોકોએ જય પ્રાપ્ત કરી એની યાદગારમાં આ સિક્કા ચલાવ્યા હશે. સમુદ્રગુપ્તે માલવજાતિને પોતાને અધીન કરી હતી, એ પરથી અનુમાન થાય છે કે માલવોનો ઉપરોક્ત વિજય ગુપ્તોની પૂર્વેનો હશે. એ પણ સંભવ છે કે માલવજાતિના લોકોએ અવંતિ દેશને જીતી પોતાનું રાજ્ય ત્યાં જમાવ્યું હોય અને ત્યાં માલવજાતિનું રાજ્ય સ્થિર હોવાના સમયથી પ્રચલિત હોવાને કારણે આ સંવત 'માલવકાલ' યા 'માલવ સંવત' કહેવાયો હોય.

કેટલાક વિદ્વાનોનો મત એ છે કે આ સંવતનું નામ વાસ્તવમાં 'માલવ સંવત' જ હતું, પરંતુ પાછળથી ગુપ્ત વંશના રાજા ચંદ્રગુપ્ત (બીજા)ના વિક્રમ અને 'વિક્રમાદિત્ય' આદિ બિરુદોને લઇ એનું નામ આ સંવત સાથે જોડવામાં આવ્યું હોય. પરંતુ એ કલ્પના ત્યારે જ વાજબી ગણાય, જ્યારે ચંદ્રગુપ્ત પહેલાં વિક્રમ નામનો કોઇ રાજા પ્રસિદ્ધ થયો ન હોય. પરંતુ 'ગાથા સપ્તશતિ' પરથી જણાય છે કે એ પુસ્તક સંગ્રહિત હોવા પૂર્વે વિક્રમ નામનો રાજા થએલો (ગાથા ૪૬૪, વેબરનું સંસ્કરણ). આ પરિસ્થિતિમાં એમ માનવું પડે છે કે કાં તો આ સંવત સાથે જોડાએલા નામવાળો વિક્રમ માલવ જાતિનો મુખી યા રાજા હશે, અથવા ચંદ્રગુપ્ત (બીજા)ના પહેલાંનો એથી કોઈ ભિન્ન રાજા હશે.

વિક્રમ સંવતનો પ્રારંભ કલિયુગ સંવતથી (૫૦૧૬–૧૯૭૫=) ૩૦૪૪ વર્ષ વીતતાં મનાય છે. એમાંથી ૫૭ કે ૫૬ બાદ કરતાં ઈસ્વીસન અને ૧૩૫ બાદ કરતાં શક સંવત આવે છે. એનો પ્રારંભ ઉત્તર હિંદુસ્તાનમાં ચૈત્ર શુદ ૧થી ને દક્ષિણમાં કાર્તિક શુદ ૧થી થાય છે, જેથી ઉત્તરી (ચૈત્રાદિ) સંવતના દક્ષિણી (કાર્તિકાદિ) સંવત કરતાં ૭ મહિના પહેલાં પ્રારંભ થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં મહિનાનો પ્રારંભ વદ ૧થી ને અંત શુદ ૧૫ના થાય છે, જ્યારે દક્ષિણમાં પ્રારંભ શુદ ૧થી ને અંત વદ અમાવાસ્યાથી થાય છે. આથી ઉત્તર વિક્રમ સંવતના મહિના પૂર્ણિમાંત અને દક્ષિણના અમાંત (દર્શાંત) કહેવાય છે. કાઠિયાવાડ, ગુજરાત તથા રજપુતાનાના કેટલાક ભાગમાં વિક્રમ સંવતનો પ્રારંભ આષાઢ શુદ ૧થી પણ થાય છે, જેથી તે 'આષાઢાદિ સંવત' કહેવાયો છે. અમદાવાદથી ૧૨ માઇલ પર આવેલ અડાલજની વાવના અને ડુંગરપુરના શિલાલેખોમાં તથા 'પ્રભાસક્ષેત્ર તીર્થ યાત્રાક્રમ' આદિ પુસ્તકોમાં 'આષાઢાદિ વિક્રમ સંવત' મળી આવે છે. (ભારતીય પ્રાચીન લિપિમાળા)

## વિક્રમનું વિજ્ઞાન

'ઉષ્ણતામાન'માં થનારા ફેરફારોનું આગળથી અનુમાન કરી શકાય એવા યંત્રોની શોધો અમેરિકામાં થાય છે. કેરોલીના સ્ટેટ યુનિવર્સિટી (અમેરિકા)ના પ્રો. હેકના કાર્યો આ ક્ષેત્રમાં મહત્ત્વનો છે. તેમણે એક એવું થર્મોમીટર તૈયાર કર્યું છે કે જેથી આવતી કાલના 'ઉષ્ણતામાન'નું અનુમાન આજે કરી શકાય. પ્રો. હેક જણાવે છે કે પૃથ્વીની સપાટી ઉપર પડેલી ગરમીનું જ્યારે પરાવર્તન થાય છે ત્યારે તેનો હવામાંનો ભેજ ચૂસી લે છે અને તેનું ફરીથી પરાવર્તન થાય છે. આમ હવામાંથી પૃથ્વી ઉપર પુનઃપરાવર્તન થતું હોય ત્યારે થર્મોમીટર ઉષ્ણતામાન નોંધે છે. આજની તારીખના ઉષ્ણતામાનમાં અને આવતી કાલના ઉષ્ણતામાનમાં શો ફેર થશે તે આ ઉપરથી જાણી શકાય છે. યંત્રમાં જેમ જેમ સુધારો થતો જશે તેમ તેમ બીજા દિવસનું મૅક્સીમમ અને મીનીમમ-વધુમાં વધુ અને ઓછામાં ઓછું ઉષ્ણતામાન નક્કી કરી શકશે. (સ. ન. દેસાઈ)

જાપાનના રેશમના ઉત્પાદન સામે એક નવો હરીફ જાગ્યો છે. રેશમ જેવી જ ચમક અને એના જ ખાસિયત ધરાવતા એ પદાર્થનું નામ 'પોલીવીનીલ ઍસેટેલ રેઝિન'. કુદરતી રેશમ જેટલો જ મજબૂત એનો તાંતણો હોવા ઉપરાંત તે અગ્નિથી અને પાણીથી અભેદ્ય છે. અને એ શામાંથી બનાવવામાં આવ્યો છે, જાણો છો? માટી, કોલસો, ચૂનો અને હવામાંથી. એ એના જેવા જ રેશમના બીજા હરીફ પદાર્થ 'નીલોન'ને મળતું આવે છે ને એને 'વિન્યોન'નું નામ આપવામાં આવ્યું છે. ઉપરાંત, પરદા, માછલાં પકડવાની જાળો તથા વીજળીક ઈન્સ્યુલેટર્સમાં પણ તે ખપ લાગશે.

અમેરિકાની જનરલ ઈલેક્ટ્રીક કંપનીની ઈમારત પરના સર્ચલાઈટમાં એક નવા જ પ્રકારનો ખૂબ પ્રબળ દીવો મૂકવામાં આવનાર છે. એ દીવાનું કદ માત્ર સિગારેટ જેવડું હોવા, છતાં તે અઢી કરોડ કૅન્ડલપાવર જેટલો પ્રકાશ આપશે.

# આમ? કેમ

## આપણને ઇજા થતાં બળતરા કેમ થાય છે?

ચામડીમાં કંઈ ઉઝરડો પડતાં; કંઈ ભોંકાતાં કે દાઝતાં જે બળતરા ઉપડે છે, તેનું કારણ 'હિસ્ટામાઇન' નામનું એક રસાયણ છે. ઇજા થતાં જ ઈજાવાળા ભાગ પર ચામડી એ હિસ્ટામાઇનનો સ્રાવ કરે છે જે સ્રાવ સીધો જ જ્ઞાનતંતુઓના છેડા પર અસર કરે તો કોઈ નક્કી એ ભાગમાં થએલી ઇજાનો સંદેશો મગજને પહોંચાડે છે. ચામડીના ટિસ્યુ પેપર જેવા પડનો થોડો ભાગ કાપી તેને દસ સેકંડ સુધી વીજળીનો આંચકો આપતાં તેમાંથી હિસ્ટામાઇનનો સ્રાવ થવા માંડે છે.

## નવી કેડીઓ · મગનદીવો

આપણો દેશ દરરોજ દિવસે ૭ કરોડ ગૅલન કેરોસીન તેલની આયાત કરે છે, છતાં આપણા રાષ્ટ્રીય સ્વાસ્થ્યમાં ન ફરો દિસ્સો નથી આપી શકતું. એમાંથી નીકળતો ધુમાડો આંખો બગાડે છે એ જુદું. એને બદલે હરીકેન ફાનસ જેવા છતાં વનસ્પતિના તેલથી બાળી શકાય એવો એક દીવો તાજેતરમાં વર્ધાના ગ્રામ ઉદ્યોગ ભવનમાં પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. 'મગનદીપ'નું નામ પામેલો એ નવો દીવો આપણો વનસ્પતિજન્ય તેલોના ઉપયોગમાં એક ક્રાન્તિકારી સોપાન સમો છે. ધુમાડા વિનાની જ્યોતથી શાંત પ્રકાશે એ બળે છે. અને એમાંથી ધુમાડો ક્વચિત્ નીકળે તો યે તે આંખને હાનિકારક નથી નીવડતો. ઉલટું આપણામાં વનસ્પતિજન્ય તેલની મેશનું કાજળ તો આંખના સ્વાસ્થ્ય માટે આંજવાનો રિવાજ પ્રાચીન કાળથી આપણે ત્યાં ચાલતો આવે છે.

ક્યારે દેશ તેવા જેટલું તેલ બાળતા આ દીવો અપનાવવાથી આપણે ૭ કરોડ ગૅલનની કેરોસીનની આયાત અટકાવી શકીશું; તેલીબીઆં ઉગાડતા ખેડૂતને રાહત આપી શકીશું; વળી એથી ક્લઈપતરાંના ધંધાદારીઓને તથા સુતારોને પણ એ નવી કારીગરીમાં જોડી શકીશું એ જુદું.

(ગ્રામોદ્યોગ પત્રિકા)

## આપણે પોતે · આપણો દેશ · આપણી પૃથ્વી

આપણા જ્ઞાનતંતુઓની સંવેદન (nerve impulse) વહી જવાની ગતિ સેકંડે ૧૧૫ થી ૨૬૫ ફૂટ હોય છે.

આપણું હૃદય ૨૪ કલાકમાં ૨૦,૦૦૦ પિંટ લોહી શરીરમાં ફેરવે છે.

જગતની એકંદર વસતિ ૧,૮૧,૯૧,૮૫,૭૫૮ ગણવામાં આવે છે તેમાં આપણા દેશની વસતિ ૩૫,૯૯,૮૬,૮૭૬ છે.

પૃથ્વીના સપાટીના ૫ ટકા ટુકડા ઉપર પૃથ્વીની વસતિના ૫૦ ટકાથી વધુ ગણાવેલાં વસ્યા છે.

સૂર્યના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચવા આપણી પૃથ્વી જેવડા ૧૦૯ ગોળા પાથરવા પડે.




## નવા નુસખા

પ્રદર્શનના ચિત્રો ટાંગવા જેવા ભીંતો પર ખીલા ન મારવા હોય તેને માટે આ હિકમત ઉપયોગી છે. ભીંતમાંના બારીબારણાંના બારસાખો પર, ચિત્રના નીચેના ભાગમાં બતાવી છે તેવી પિત્તળની ખોળીઓ જડી રાખવી; ને એક બારસાખથી બીજા બારસાખ સુધીની ખોળીઓમાં પહોંચી રહે એવડી લંબાઇની લાકડાની પટ્ટીઓ તેમાં ચડાવી દેવી.

## નવાં પુસ્તકો

**જયંતીવ્યાખ્યાનો:** સંપાદક–નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ. એ., પ્રકાશક–ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ: ૨-૪-૦; **સ્મરણયાત્રા:** લેખક–દત્તાત્રેય બા. કાલેલકર, ૧-૮-૦, **ચાલણગાડી:** લેખક–ગિજુભાઇ તથા જુગતરામ, ૦-૧-૦, બંનેનું પ્રકાશન સ્થાન–નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ; **પુરાતન દક્ષિણ ગુજરાત:** લેખક–પ્રકાશક મણિભાઇ દ્વિવેદી, નવસારી, ૧-૪-૦; **સુમનસૌરભ:** લેખક–રસુલભાઈ ન. વહોરા, પ્રકાશક–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, ૦-૫-૦; **અંકુર:** લેખક–પ્રકાશક–વસુમતી મહેતા, બાળવાટા અને રોગ નીવારણ, ૦-૩-૬; **આપણી મહાસભા:** ખંડ ૧ તથા ૨, દરેકની ૦-૬-૦ તથા **હાસ્યતરંગ** ખંડ ૨, ૦-૩-૦, બંનેના લેખક–પ્રકાશક નાગરદાસ ઇ. પટેલ, મલાડ, મુંબઇ; **વાચન પ્રવેશપોથી** ભાગ ૧-૨, **ગણિત પ્રવેશપોથી** ભાગ ૧, **ઉદ્યોગ પ્રવેશપોથી** (પરિચય પ્રશ્નાવલી) ભાગ ૧, ત્રણેના લેખક–રતિલાલ આર. અધ્વર્યુ, પ્રકાશક–શ્રી વંચિત મગન આશ્રમ, પોલારપુર–ભાવનગર (બી. એસ. રેલવે); **ખેડૂતનો ઝરૂખો:** લેખક–ભગીરથ મહેતા, પ્રકાશક–નગીનદાસ અને માણેકલાલ, ૩૫, માસ્ટર, હાઉસ, ન્યૂ મરીન લાઈન્સ ફોર્ટ મુંબઈ, ૦-૩-૦; **हिन्दुस्तानी प्रवेशिका:** લેખકો–પરમેષ્ઠીદાસ જૈન તથા વલ્લભદાસ અક્કડ, પ્રકાશક–મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ, સુરત, ૦-૧૦-૦; **हिन्दुस्तानी पाठमाला:** (ભાગ પહેલો) લેખક–મહેન્દ્રનાથ વેદાલંકાર, પ્રકાશક–નાતક મિત્રમંડળ, સુરત, ૦-૮-૦.




## રસથી
## વંચાતાં બે પુસ્તકો

એમાંનું એક 'અજંતાના કલામંડપો' તો ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં અજંતાની કલા પર થએલું પહેલું જ પ્રકાશન છે; અને વિગતમાં, વિવેચનમાં, વિવિધતામાં તેમજ વિપુલતામાં, એટલી કીમતમાં એની તોલે આવે એવું એક પણ પ્રકાશન બહાર પડ્યું નથી. શ્રી રવિશંકર રાવળ જેવાને હાથે લખાએલો પરિચય લેખવાળું આ પુસ્તક, ૯ ત્રિરંગી ચિત્રો, ૧૬ પાનાં ભરીને અસંખ્ય આલેખનો તથા ફોટોગ્રાફો અને લખાણને પણ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોથી ભરપૂર છે. દોઢ રૂપિયા (પોસ્ટેજ જુદું)ની કીમતમાં આટલી પ્રચૂર સામગ્રી આજ લગી હિંદ ભરમાં આ વિષય પરના કોઈ પણ પ્રકાશને આપી નથી.

બીજું પુસ્તક 'અજવાળી રાત' તો ઘરેઘરનું માનીતું થઈ પડે એવું પુસ્તક છે. માનવ હૈયામાં રસ, કલ્પના અને સૌંદર્યનું સામ્રાજ્ય જમાવતી શિજળી મધુરી અજવાળી રાતની પંદર તિથિઓ સમી પંદર સુંદર વાર્તાઓ એમાં છે. માત્ર કુમાર-કિશોરો જ નહિ પણ ઘરનાં નાનાં-મોટાં, સ્ત્રીજન-બાળજન સૌને રસ, વિનોદ અને વિચાર આપે એવી મનોરંજક ખેંચાણકારક અને સરળસુબોધ વાર્તાઓનો એ સંગ્રહ એવાજ વિવિધરંગી ચિત્રો અને મનોરંજક રૂપરંગની સજાવટવાળો છે. કીમત બે રૂપિયા પોસ્ટેજ જુદું.

**કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ**

KUMAR Reg. No.

## તમારા ઘરની ભીંતો તપાસો

એના પર શું છે? કાં તો મફતિયાં કૅલૅન્ડરો! કોઈ બ્રાન્ડી કે સીગારેટની જાહેરાત કરતાં અસંસ્કારી કુરૂપ ચિત્રો! પરદેશનાં સૃષ્ટિસૌન્દર્ય અને મહાલાતોનાં અથવા રાજાઓ ને રમણીઓનાં ચિત્રો! અર આપણી પુરાણકથાઓ અ દેવદેવીઓનાં બદ્દાં ચિત્રો! આપણા દેશના સંસ્કારીને પો. તી ને રસવૃત્તિને સિ: ઊંચી અને સાત્વિક કલા કોના ઘરમાં છે?... એવી કાન્ મય વાતાવરણ જગવતી, નયનાભિરામ કલાનાં છ સુંદર ચુનંદાં રંગચિત્રોનો એક સરસ પોર્ટફોલિયો (સંપુટ) 'ગુર્જર કલાકલાપ' નામથી કુમાર કા ર્યાલયે બહાર પાડ્યો છે. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને છગનલાલ જાદવની ઉત્તમ કલાકૃતિઓ ચૂંટીને એમાં મૂકેલી છે. પ્રત્યેક ચિત્ર ૧૪x૧૧ ઈંચના માપના જાડા કાર્ડ... મઢી શકાય તેવી સુશોભિત રંગીન છપાઈમાં છાપેલું સાથે એ ચિત્રોનો અને આલેખક કલાકારોનો ટૂંક પરિચય પણ આપેલો છે. માત્ર એક રૂપિયો. પો.

# અનુયોગ

આ અંકમાં સૌથી પહેલી ભલામણ તો સરદાર પૃથ્વીસિંહની નિગેહબાની નીચે, શિસ્ત અને સંયમપૂર્વક ચાલેલા પ્રાણવાન વ્યાયામસત્રની કરી શકાય. તમારા જેવા જ એક કુમારને હાથે લખાએલાં એ સત્રનાં સંસ્મરણોમાં તમારા જ હૈયાના આવેગો વહેતા જણાશે. અને એ વાંચ્યા છતાં સરદારજીના ત્યાગથી કે એમના જીવનસંદેશથી તમે અલિપ્ત જ રહો તો એને તમારા પ્રાણની લાચારી જ ગણી શકાય. આવતી કાલના રાષ્ટ્રીય ઘડતર માટે જે પાયાનું ઉત્ખનન થઈ રહ્યું છે તેમાં તમારા સમગ્ર અને શક્તિની અપેક્ષા રાખતી ધન્ય પળોમાં તમે જીવો છો એ રખે વિસરતા. ❡આપણી જુવાન જનતા ભ્રમણવૃત્તિનો પુરસ્કાર ઓછામાં ઓછો કરે છે. પરંતુ અનુભવની ક્ષિતિજનો વિસ્તાર ભ્રમણવૃત્તિ વિના થવો ભાગ્યે જ શક્ય છે. જગતના અન્ય દેશોની એવી પ્રવૃત્તિઓથી તમે બીનવાકેફ હો તો યે આ અંકમાંનો 'ધ્રુવપ્રદેશનો વસાહતી' તમારી એ વૃત્તિ ઉશ્કેર્યા વિના નહિ રહે. એ વૃત્તિને કેટલી બર લાવવી એ તો તમારી ઝિન્દાદિલી પર આધાર રાખે છે. ❡'ઇજ્જત'ની ટૂંકી વાર્તામાં રહેલો માર્મિક સંદેશ તો તમે સમજી શકશો જ અને કાકાસાહેબના 'મિત્રની મૂંઝવણ'નો પણ વિનોદ અનુભવશો, પણ 'જીવનનું પરોઢ' આ વખતે રખે ચૂકતા. કાશી જેવાને પાવન કરતી સત્યાગ્રહની ગંગોત્રીની ત્યાં પ્રતિષ્ઠા કરનાર અને ત્યાં નવું જ્ઞાનસ્થાન નિર્માણ કરનાર નવયુગના ભગીરથના તપોજીવનનું એમાં આલેખેલું આંતર્દર્શન જીવનની અનેક સમસ્યાઓનો તમને સરળ ઉકેલ આપી રહેશે. ❡બાકી તો 'મગર'નું શાસ્ત્રીય આલેખન, 'ગલતેશ્વર'નું સૌન્દર્યાલેખન, 'મેથાભાઈ'નું વ્યક્તિઆલેખન કે 'આપણી ઊગતી પ્રજાની શારીરિક સ્થિતિ' પર વિચાર દર્શાવતા કેટલાક નાનામોટા લેખો ને એવા જ વૈવિધ્યવિશેષ નવાજૂના સાહિત્ય વિભાગો છે જ, પરંતુ વિશેષતઃ તો આ અંક કુમારજીવનની અભીપ્સાઓ અંગે અનુયોગની સાધનામાં મિજલસી આપીને સંતોષ માને છે.




ચિત્રો



કાવ્ય



ચરિત્ર



વાર્તા



લેખો



વિભાગો



મુદ્રક–બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક–રવિશંકર રાવળ; કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂ. ૬, પરદેશના રૂ. ૬ા: કિં. બાર આના
મુંબઇના ખાસ કન્વાસિંગ એજન્ટ અને જાહેરખબર: કાર્યાલય
ઝંદાર પ્રિન્સેસ સ્ટ્રીટ, બીજા એજન્ટો: ગાંગ. આર. શેઠની, ગોપીપુરા, સુરત.









ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ઉપરઃ ડાબી બાજુ, 'ભિસ્તી'-ભાઈ હીરાલાલ પી. ભટ્ટ (અમદાવાદ), પહેલું ઇનામ; જમણી બાજુ, 'સહેલગાહે'-ભાઈ છોટાલાલ શંકરભાઈ મિસ્ત્રી (નડીઆદ), ત્રીજું ઇનામ; નીચેઃ ડાબી બાજુ, 'ગજરાજ'-ભાઈ જયંત ર. ચોકશી (નડીઆદ), બીજું ઇનામ; જમણી બાજુ, 'બંધુપ્રેમ'-ભાઈ ઘનશ્યામ દલાલ (અમદાવાદ), નોંધપાત્ર.

# ઘેરૈયો

-શિખરિણી-

અમે તો ઘેરૈયાં; ગગન મહીં જે રંગ ઊડતા,
અને જે રંગો આ અવનિ-તટ રંગીન કરતા,
અમારાં છંટાયે ઉર સકલ એ રંગ થકી ને
અમે યે રંગાઇ અવનિ નભ જેવા બની જતા.
મહા ઘેરૈયો કો વિધવિધ લઇ રંગ ઘૂમતો,
ઘડી પૂર્વે છાંટે, ઘડીક વળી પશ્ચિમ ભરતો,
કદિ આખે આભે ઘનદળ મહીં રંગ પૂરતો,
કદિ સાતે રંગો લઈ ગગનમાં ચાપ કરતો.

અસીમે એના એ ફરીફરી બધા રંગ ઊડતા,
ઋતુ છંટાતી, સૌ દિન-રજની એ રંગ ધરતાં,
અને ઊઠે રંગો તૃણ, કુસુમ, પર્ણે, ફળ મહીં,
વળી આવી આવી અમ સકલ ભાવે ઊડી જતા.
અમે ઘેરૈયા સૌ બહુ બહુ ઘૂમી શોધ કરતા:
કહીં ઘેરૈયો એ? કહીં છુપવીઓ રંગનિધિ આ?

પ્રહ્લાદ પારેખ




## તાકાત અને ખમીરની કેળવણી

● દુનિયા આખી આજે વ્યવસ્થિતપણે ભયંકર યુદ્ધ ખેલી રહી છે અગર ચોક્કસ શિસ્તથી તેનો સામનો કરે છે ત્યારે હિંદના પ્રાંતોમાં વ્યાયામ કે કવાયતને માટે, શરીર-સ્વાસ્થ્ય માટે અથવા શરીરબંધારણ માટે પૂરી પ્રાથમિક ભૂમિકા પણ રચાઈ નથી. ઉનાળાની રજાઓમાં ચાલતા ગ્રીષ્મ વ્યાયામવર્ગોના સમાચારો આપણને મળે છે, પણ તે પ્રવૃત્તિઓમાં પ્રજાનો ઉત્સાહ કેટલો છે, જેઓ એ વર્ગોમાં જોડાયા છે તેમના મુરબ્બીઓ અને મિત્રોનો તેમાં રસ કેટલો છે, એ તો તેની વ્યાપકતા વધતી જાય ત્યારે જ જણાય. બધા વિદ્યાર્થીઓ ઘર છોડી ખર્ચ કરી આવા વર્ગોમાં ન જઈ શકે, પણ ઘણા પોતાના ગામ કે નગરની બહાર, શહેરના વર્ગ અને વય પ્રમાણે વિદ્યાર્થીઓને ભેગા કરી ગ્રીષ્મવર્ગોનું અનુકરણ કરી શકે.

મોક્ષનો માર્ગ ઉઘાડનારા ગીતાપ્રવચનો ને પારાયણો-માં હજારો કે લાખોની મેદની જામે છે, પણ 'શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્' બાબત કોઈ ધર્મપ્રવર્તકે ઝંડો રોપ્યો નથી, અથવા નગરના શ્રીમંતો, વરિષ્ઠ અધિકારીઓ કે પ્રોફેસર વર્ગે તેમાં આગળ પડી યુગજાગૃતિમાં પોતાને ભેળવ્યા નથી. સૌ નીરાંતે યુરોપનાં યુદ્ધના સમાચારનો સવારમાં પાઠ કરે છે, પણ દેશની શારીરિક તાલીમ અને દરિદ્રાવસ્થાનો લેશ પણ વિક્ષેપ કોઈ અનુભવતા નથી. પાંદડા નીચે છુપાઈને ટગરટગર જોઈ રહેલી મુડદા ઈયળો જેવા સૌ જૂઠી સલામતી નીચે જગના ખેલ નિહાળી રહ્યા છે.

આફતો, મુશ્કેલીઓ કે સ્વરક્ષણના સમયે આપણું શું થાય તેનો પ્રત્યક્ષ ખ્યાલ આ પ્રજાને હુલ્લડો વખતે, નાસભાગ વખતે કે યુદ્ધના અકાળ પ્રચંડ પ્રકોપ વખતે જ થાય. પણ તે વખતે એક સીસોટી થતાં સ્થાન ખાલી કરવું કે આસપાસને કડાવી જવાં આગવા વેદના ખમીને પણ વ્યવસ્થિત રૂપે દુઃખ સહન કરવું એવા એવા પુરુષાર્થની આપણે પક્ષે કલ્પના પણ આવતી નથી એ કરતાં હકીકતથી વધારે દુર્ભાગ્ય શું હશે?

શ્રી છોટુભાઈ પુરાણીના જીવનભરના શ્રમે ગુજરાતના અખાડા જન્માવ્યા. રાષ્ટ્રીય સરકારે શાળાઓમાં ફરજિયાત કવાયત દાખલ કરી અને ગુજરાત મધ્યસ્થ વ્યાયામ મંડળ સ્થપાયું તથા ગ્રીષ્મ વ્યાયામવર્ગોની શરૂઆત થઈ; છતાં શ્રી પોપટલાલ શાહનો 'ગુજરાતની યુવાની પ્રજાની શારીરિક સ્થિતિ' પરનો આ અંકના પૃ. ૨૨૯ ઉપર ઉતારેલો લેખ જોતાં આપણો આંક કેટલો નીચો છે તે સ્પષ્ટ જણાશે. એ આખો લેખ તો અમે સ્થળસંકોચને લીધે આપી નથી શક્યા, પણ તેનો સાર જે આ અંકમાં આપ્યો છે તેની પાછળ પણ જે ધગશ જણાય છે તે શાળાસંચાલકોનાં મનમાં ઊતરે તો હજુ પણ વધારે પ્રકાશ અને માર્ગદર્શન મળે તેમ છે. મૅટ્રિકની પરીક્ષા પસાર કરાવી આપનારી એજન્સી જેવી ખાનગી અને સરકારી શાળાના શિક્ષકજગતમાં એ લેખ કશો પણ પ્રક્ષોભ નહિ કરી શકે? એ કાર્યમાં માગેલાં પરિણામો આપનારને પારિતોષિક આપવા સુધી પણ એમણે તત્પરતા બતાવી છે.

દેશની શારીરિક અધોગતિ અને અસહિષ્ણુતા ઉપર તો પૂ. ગાંધીજી પણ વ્યાકુલતા અનુભવે છે અને ગંભીર લાગણીથી તેમણે સરદાર પૃથ્વીસિંહને ગુજરાતના તરુણોની સેવામાં પાછા અપાવ્યા છે. શારીરિક સહનશીલતાનાં અદ્ભુત દૃષ્ટાંત સરદારજીએ પોતાના ગુપ્ત જીવનમાં દર્શાવ્યાં અને હવે તો એમાંનું કંઈ યુવાન જગતને આપવું રહ્યું નથી. કોઈ પણ દેશને આજે ટકી રહેવું હોય તો પ્રથમ એ નવજુવાનોના વીર પુરુષોનાં દળો તૈયાર કરવાં જ પડશે. પછી તે સત્યાગ્રહમાં વીર બને કે સમાજની સેવામાં ઝંપલાવે. અગર વિજ્ઞાન કે યંત્રના પ્રદેશમાં ચાહે તો હામ ધરે કે જંગલો કે સાગરોનાં તળ તપાસે. તાકાત અને ખમીર કેળવ્યા સિવાય કોઈ જુવાન પોતાનો સંસાર પણ સુધારી શકવાનો નથી.

જે કાઠીઆવાડ એક વખત શરીરના બાંધા માટે ગુજરાતમાં પ્રશંસા પામતું હતું તે જ કાઠીઆવાડના તરુણોને સરદાર પૃથ્વીસિંહે ગોધાના ગ્રીષ્મવર્ગોમાં તાલીમની સરાણે ચડાવ્યા ત્યારે અસલ કાઠીઆવાડીપણું કેટલું ઊતરી ગયું છે તે જણાઈ આવેલું. આપણી શાળાઓ અને કૉલેજોમાં પીલાઈ કૂચા બની રહેલા, આરામી પ્રોફેસરોની નજરે ઢીલા બનેલા અને પરીક્ષાના આદર્શોને શરીર વેચી ચૂકેલા માનવ મગતરાંને શિસ્ત અને વ્યવસ્થા શીખવતાં સરદાર પૃથ્વીસિંહ જેવા પીઢ યોદ્ધાને શી આંતરવેદના થઈ હશે એ તો એ પોતે કોઈ વખતે કહેશે ત્યારે જણાશે. પણ હવે રોજ રોજ તાણી રહેતી આફતોનો સામનો કરવા શિસ્ત અને તાલીમનાં કાર્યક્રમ ગોઠવવા માટે કયું મુહૂર્ત બાકી છે?

એમના આરંભને પરિપક્વતા આપવા કેટલી મુદત આપી શકીશું ? હવે તો આજ અને કાલની વચ્ચે જગતનું મહાભારત રચાઈ રહ્યું છે. ગુજરાતના તરુણો ! એનો સંદેશ સમજો છો ? વખતની પળે પળ તમારા રાષ્ટ્રને પાછળ કે આગળ મૂકવાને અમૂલ્ય કિંમત ધરાવે છે. મોજ માણવાના, સૂવાના કે ગપ્પાં હાંકવાના દિવસો રહ્યા જ નથી. **ર.મ.રા.**

# મગતરાંને માનવી બનાવવા નીકળેલા ભગીરથનું વ્યાયામસત્ર

સરદાર પૃથ્વીસિંહે અથવા વિદ્યાર્થીઓના પ્રિયપાત્ર બનેલા સ્વામીરાવે અહિંસાવ્રત અંગીકાર કરી પૂ. ગાંધીજીના આશીર્વાદ લઇ ગુજરાતને પોતાની સેવા અર્પણ કરવા નિરધાર કર્યો છે એ વાત એકેએક જગ્યાએ પ્રસિદ્ધ થઈ છે. એ કાર્યનો સમારંભ તેમણે ગોધા આગળ કાઠીઆવાડના એક ખૂણેથી કેવી રીતે શરૂ કરી દીધો છે તેનો વૃત્તાંત એ છાવણીમાં વસેલા એક તરુણના પત્રોમાંથી સારવીને અહીં આપ્યો છે. એ પહેલાં સરદારજીના જ પત્રમાંથી એમની ભાવના દર્શાવી આપતાં કેટલાંક વાક્યો જોઈએ:

'.. કાઠિયાવાડ ઔર ગુજરાત કે પ્રખ્યાત કુમાર કે લિયે ક્યા યહ ઉચિત નહીં હૈ કિ વહ વહાં પર પહુંચે, જહાં કિ કાઠિયાવાડ-ગુજરાત કે કુમાર એકત્રિત હુએ હોં ? વ્યાયામ વર્ગ કે કૅમ્પ મેં પાંચ બડે તમ્બૂ, એક બડા શામિયાના, આલહ રાવટિયાં ઔર તીન છોટે બિછવે લગે હુએ હૈં. કૅમ્પ કે પાસ હી સડક પર લગે હુએ પેડોંસે કૅમ્પ કી શોભા બઢ ગઇ હૈ. મેરે ખયાલ સે દૃશ્ય દેખને ઔર ચીતરને કે લાયક હૈ. યદિ આપ આ કર દેખોગે તો આપ મેરે સાથ સહમત હોંગે કિ કુમારોં કી યહ હલચલ કા દૃશ્ય કઈ દૃશ્યોં સે જ્યાદહ મનોહર હૈ. ... બહુત નજદીક કે ભવિષ્ય મેં કાઠિયાવાડ-ગુજરાત કે કુમાર એક નયા હી ચિત્ર પેશ કરેંગે, જો મેરી દૃષ્ટિસે બહુત હી મનોહર હોગા. ઇસ લિએ આજ કે કુમારોં કા ચિત્ર ઇતિહાસ કી દૃષ્ટિસે બહુત ઉપયોગી હોગા. ... આપકી માહિતી કે લિયે લિખતા હું કિ વર્ગ મેં ૩૪૦ ભાઈ ઔર ૬૦ બહિનેં દાખિલ હુએ હૈં ......'

હવે પેલા પત્રો:

ગોધા વ્યાયામવર્ગ તા. ૪-૫-૪૦

અહીં ખચરામાં પહોંચ્યા ત્યારે જાણે અમારા સ્વાગત માટે જ ઊભા હોય તેમ સ્વામીજી સામે જ ઊભા હતા. અમે ઊતર્યાં કે તુરત મારા બે મિત્રો અમને પોતાની રાવટીમાં લઈ ગયા. ધીમેધીમે રાવટીમાં સંખ્યા વધતી ગઈ અને અત્યારે અમે છ જણા છીએ.

અમારો કૅમ્પ ગોધા ગામથી એક માઇલ દૂર ખેતરોમાં આવેલો છે. રાવટીઓ, તંબૂ અને શમિયાણા નાખી અમારા માટે રહેવાની જગ્યા કરી છે. ખેતરમાં ઢેફાં ભાંગી, રેતી નાખી જમીન સાફ કર્યા છતાં હજી પણ ટાભોળિયાં અમે camp-life જીવવા આવ્યા છીએ તેનું ભાન કરાવે છે અને એ રીતે ધરતીનો સીધો સંપર્ક તાજો રહે છે !

એક બાજુ રાવટીઓની હાર, એક બાજુ મોટો સો દોઢસો માણસો સૂઈ શકે તેવો શમિયાણો, એક બાજુ તંબૂઓમાં ઑફિસ અને સ્ટોર્સ, પાછળના ભાગમાં વડ નીચે ભોજનશાળા અને સૌથી વધુ અગત્યનો, રસ્તા પાસેનો નવા આવનારનું સ્વાગત કરતો ઘટાદાર વડ—જેની નીચે ભાષણો થાય છે તે—આવું બધું કૅમ્પનું વાતાવરણ છતાં શહેરી વિદ્યાર્થીને સ્વામીજીની ટીકા કરતાં અહીંના ટાભોળિયાં વધુ ખૂંચે છે. સ્વામીજીએ પહેલે જ દિવસે કહી દીધું કે 'અહીં હું તમને કષ્ટ ભોગવવાનું શીખવાડવા માગું છું. તમારી પાસેથી ચુસ્ત શિસ્તપાલનની આશા રાખું છું. જો કોઇ એમ માનીને આવ્યું હોય કે અહીં આસાની હશે તો તે આજે જ ચાલ્યા જાય.' આમ કહેવા છતાં સ્વામીજી અમને એકેએક સગવડ મળે તે માટે ગોઠવણ કરે છે. અહીં કોઇ લખેલ નિયમ નથી. સ્વામીજીની સૂચના અને હુકમો તે જ નિયમ. પણ તે હુકમમાં લશ્કરી હુકમો જેવી તીખાશ ન મળે. આટલા દિવસમાં અમારા બધાની નાની નાની નબળાઇઓ, બેદરકારી, અને પોલાપણું ચીંધીને સ્વામીજીએ અમને એવા તો ફટકા પાડ્યા છે કે બધા માંદા લાગે છે. નહાવામાં, જમવામાં, ફરવામાં, હરવામાં, બોલવામાં, નિત્યકાર્ય કરવામાં એવીએવી કેટલી યે ઝીણી ઝીણી બાબતોમાં રહેલી અમારી અપૂર્ણતા ઘડીએ ને પળે નજરે ચડે છે. દાતણ વહેંચવાના કામથી માંડી ભાષણો આપવા સુધીની વ્યવસ્થા ઉપર સ્વામીજીની નજર ફરે છે, ને અમારું ૨૪ કલાકનું જીવન કેમ સંગીન અને સંપૂર્ણ બને એ તરફ જ એ વિચાર કરતા હોય છે. અને તેથી જ એમણે કહેલું કે 'આ વર્ગ દરમિયાન મારો વિચાર તો એક ખૂણે બેસી મારું જીવનચરિત્ર લખવાનો હતો; પણ તમારા બધાની 'માંદગી' જોતાં તો એમ લાગે છે કે મારે પહેલાં તમારું ૨૪ કલાકનું જીવન ઘડવું પડશે.' અને એ જીવન ઘડવા તેઓ અમારે કેમ પેશાબ કરવા બેસવું અને ટટ્ટી જવું એ સૂચનાથી માંડી 'અહિંસા' ઉપર વ્યાખ્યાન આપવા સુધીના કાર્યમાં રોકાએલા રહે છે. પરંતુ તેમની આટલી સૂચના છતાં બધા જૂની ટેવો ભૂલી શકતા નથી અને દરરોજ એમને 'ઘર કી બાત' કહેવી પડે છે.

સવારના પોણા પાંચ થાય, બ્યૂગલ ફૂંકાય અને બધા બિસ્તરા લપેટી ઊભા થઇ જાય. કેટલાક હજી પણ ઊંઘતા હોય ત્યાં સ્વામીજીની ધમ ધમ પંડ અને આંખમાંથી નીંદ



ગોધા વ્યાયામવર્ગ : ઉપર-(૧) બહેનોની કવાયત; (૨) સરદાર પૃથ્વીસિંહ (સ્વામીરાવ): નીચે: (૧) લકડી: (૨) ગોધા વ્યાયામવર્ગના મુખ્ય તાલીમી ઉસ્તાદ પંચાવન વર્ષના યુવાન વૃદ્ધ શ્રી આબ્બાસાહેબ તોગ.

ઊઠી જાય. ૪૦ મિનિટમાં દાતણ અને ટટ્ટીનું કામ પૂરું કરવું જ જોઈએ. સાડા પાંચ વાગ્યે બીજું બ્યૂગલ વાગે ત્યારે પ્રાર્થના માટે ટુકડી પ્રમાણે હારમાં બેસી જવાનું. પ્રાર્થના પછી બધાએ ટુકડીઓમાં કસરત કરવા જુદાંજુદાં ખેતરોમાં ઊપડી જવાનું. બહેનો પણ ગામમાં આવેલા તેમના ઉતારેથી ટુકડીમાં આવે અને સીટીઓ તથા હુકમો થવા માંડે. પણ હું તો આ દોઢ કલાકની કસરતમાંથી છૂટો. મારે અને મારા જેવા બીજા પાંચ-સાત માંદાઓએ તો દરેકને માથે એક એક ટબ ઊચકી સૂર્ય ઊગતાં પહેલાં પોણા છ વાગ્યામાં કૂવે જવાનું. (કૂવો આંહીંથી બેત્રણ ખેતરવા દૂર છે. એક સાથે દસ જણા તરી શકે તેવો કૂવો છે છતાં તેનો દુરુપયોગ થતાં સ્વામીજીએ તરવાની મનાઈ કરી છે.) ત્યાં જઈ, ટબ પાણીથી ભરી, શરીરે માલિશ કરી, તેમાં પેટનું માલિશ કરતાં અરધો કલાક બેસી રહેવાનું. અમારા માટે આ ટબ-બાથ જ કસરત અને દવા. સાથે સાથે sun-bath પણ થાય. ત્યાં એ જ વખતે સ્વામીજી આવી પહોંચે અને અમારી બધી ફરીઆદ સાંભળે. પોતે નહાય અને અમને સૂચના આપે.

અમે નહાઈને (ખરી રીતે પેટ પલાળીને જ) પાછા આવીએ ત્યાં છા વાગ્યે દૂધ પીવાનો ઘંટ વાગે. દૂધ સાથે ચણા પણ આપે છે.

આઠથી સાડા નવ 'શરીરવિજ્ઞાન' ઉપર નરદેવભાઈ મોટી વ્યાખ્યાન આપે. ત્યાર પછી ૧૧ વાગ્યા સુધી નહાવાધોવાનું ચાલે. ૧૧ વાગ્યે જમવાનો ઘંટ થાય. જમવામાં દાળ ભાત રોટલી શાક. રોટલી એક પડવાળી પણ ભૂખને લીધે પાંચ છ ખવાઈ જાય છે. દાળ અને શાકમાં મરચું જ ન મળે. શાકમાં વિટામીનવાળા (છાલવાળા) બટાટા તો દરરોજ હોય. કોઈ વખતે તેની મદદમાં બીજું શાક આવે. ઘી દરરોજનું પાંચ રૂપિયાભાર અને તેલ ૧॥. ૧૫ રૂપિયામાં આથી સારું તો ન જ મળે. જમીને dry and clean પદ્ધતિ મુજબ વાસણ ધોઈ નાખવાનાં.

જમ્યા પછી ૩ વાગ્યા સુધી આરામ. તે દરમિયાન કોઈ નહાવાધોવા જાય, કોઈ વાંચે, કોઈ ઊંઘે. હું ટપાલની કામગરી ઉપર છું એટલે મારે વચમાં એક કલાક કાર્ડ ને કવર વેચવાનાં. એ પ્રમાણે બીજા કોઈ સાબુ, નોટ વગેરે વેચે. આજથી ૨ ને ૩ વચ્ચે ગોપાળભાઈ કુશ્તીનો સિદ્ધાંત વર્ગ ચલાવવાના છે. ત્રણ વાગ્યે સામાન્ય વિષયો ઉપર વ્યાખ્યાન થાય. પહેલો વિષય ગોપાળભાઈએ અહિંસા

## દારુણ ઝંઝાવાતો ને કરાલ ઝાકળદંશ જ્યાં આદમીને ઊભો જ થીજાવી દે છે અને ધરતીની છાજલી સમા ધ્રુવપ્રદેશ પર જઈને વસાહત કરનાર યાન વેલઝલની ખતરનાક સફરની રોમાંચકથા

સાઈબીરિયાના ઠંડા વેરાનમાં એક પુલ પર સુથાર તરીકે રોજે જતા કોઈ તરુણના દિલમાં ધ્રુવપ્રદેશોની વાતો સાંભળી, ત્યાં પહોંચવાની તાલાવેલી જાગે, જગતનું જ બીજું બધું છોડી પારાવાર મુસીબતો ઓળંગી ત્યાં પહોંચે, અને એ કરાળ વેરાનનો રખાયા વસાહતી બને, એ વાત પહેલી નજરે તમારા માન્યામાં નહિ આવે. ઘણાંને નહોતી આવી. પણ ઈર્કુટ્સ્કના એ સુથાર યાન વેલઝલે તો એ રંગદર્શી ભૂમિની વાસ્તવિકતા આકંઠ પીધી છે. એના કુટુંબને વારસો જ જર્મનો જેને 'Wanderlust'–ભ્રમણારામ કહે છે તેનો મળ્યો હતો. એનો ભાઈ અંતરના એ અવાજને વશ થઈ છેક ઑસ્ટ્રેલિયા પહોંચેલો ને એના અંતરાળમાં તે ક્યાં ગુમ થયો તેનો આજ સુધી પત્તો નથી.

ને વેલઝલ પણ ૧૮૮૪ માં સુથારકામ શીખીને ઝગરેબથી પગપાળો ઊપડી જેનોઆ, ટ્રીએસ્ટે, બોસ્નિયા, સર્બિયા ને છેક રુમાનિયા સુધી રખડી આવ્યો હતો. આટ્લાંટિક પાર કરી ઉત્તર અમેરિકામાં ને ઘૂમ્યો હતો ને પશ્ચિમ આફ્રિકામાં ટેબલ પર્વત સુધી આથડ્યો હતો. ફિરી મહાસાગર પણ પાર કરી, વ્લાડિવૉસ્ટૉક, પોર્ટ આર્થર ને છેક બાઇકાલ સુધી ભટકી પછી જ તે ઈર્કુટ્સ્ક પહોંચ્યો હતો, એટલે એના ધ્યેયને પહોંચવા માટે જોઈતાં અનુભવ, સાવધાની ને ઝિંદાદિલી તો એ મુચાને જ બેઠો હતો.

એને થયા કરતું: 'જો રાજદ્વારી કેદીઓમાંનો કોઈ માથા ફરેલો જણ કોઝાકોના પહેરામાંથી છટકી જઈ, બંધનો સહિત જંગલો ને વેરાનો ઓળંગી જાય છે, તો હું મુક્ત મનુષ્ય શા માટે નહિ? ને હું તો તરુણ, મજબૂત ને તંદુરસ્ત છું, સાધનસંપન્ન પણ છું.' અને એના અંતસ્તલમાંથી જાણે તેનો જવાબ આવતો: 'તું ચાલી નીકળ, ચાલી નીકળ, તું ફતેહમંદ જ થવાનો.'

પૂલનું કામ પૂરું થયું કે એ ઊપડ્યો. બેવડા તળિયાની એક ઘોડાગાડીમાં એણે જોઈતાં સઘળાં ઓજારો ને સામાન ભરી લીધો. ઝાઝું ભણેલો પણ એ ન હતો, એટલે નકશાનાં ચીતરામણોનો તેને કશો અર્થ ન હતો. ઉત્તરમાં જવાનું છે—એ દિશાએ જ આગળ વધતા રહેવાનું છે, એટલો જ માત્ર ખ્યાલ તેને હતો. આંખ ઓળંગી પણ ન શકે એવાં સૂકાં ઘાસનાં બીડો વીંધી પચાસ દિવસે તે કીરેન્સ્ક પહોંચ્યો. એ બીડોમાં ભૂલથી પણ એક સળગતી કાંડી પડી ગઈ હોત તો શી વલે થાત?

ત્યાંથી આગળ વધતાં વિટિમ નદી આવી. દોઢસો-એક વાર પહોળી એ નદીને કાંઠે બે દિવસ રખડ્યો ત્યારે તેને ગાડાના ચીલા એક ઠેકાણે પાણીમાં પેસતા જણાયા. ત્યાં પાણી છીછરું હતું. એટલી નાની નદી પાર કરતાં પણ બે કલાક લાગ્યા, એટલી વેગભર ને ધસતી હતી. બીજે જ કાંઠે માથોડાપૂર ઘાસ આવેલું હતું. ને એ પાર કર્યું ત્યાં તો ઊંચાં ને ગીચ ઝાડોવાળું એવું જંગલ શરૂ થયું કે કૅનેડા ને આલાસ્કાનાં કપરાં ગણાતાં ગીચ જંગલો તેની પાસે કંઈ વિસાતમાં નહિ. કેટલેક ઠેકાણે તો અંધારું એટલું વધી જતું કે બપોરે દીવો સળગાવવો પડતો! પણ ત્રણ દિવસે એકલપંડે ને આખું પાર કરી ગયો ત્યારે તેનાં અનુભવ, હિંમત ને આત્મપ્રત્યય અનેકગણાં વધી ગયાં હતાં. એ એકાકિતામાં આગળ વધતાં પહેલાં એને વિચારો આવતા કે આવામાં હાથપગ ભાંગ્યો કે બીજી ગંભીર ઇજા થઈ યા માંદો પડ્યો તો શી વલે થશે? પણ પછી તો કેમ જાણે પોતે યે એ ભયંકરતાનો જ એક ભાગ હોય તેમ એ નિર્ભીક બની ગયો.

ત્યાંથી આગળ વધતાં ટુન્ડ્રાના ખરબચડા વિસ્તાર આવી લાગ્યા. ફૂટ દોઢ ફૂટની જ્યાં ત્યાં પથરાયેલી ટેકરીઓ પર ગાડી આમનેમ ઊછળતી રહેતી. ક્યારેક એ પાણીમાં સમાઈ જતી ને ઘણી વખત તો પાણી બગલ સુધી પહોંચતું. આમ ને આમ ટીચાતો તે લીનાને કાંઠે ઓલેકમિન્સ્ક પહોંચ્યો. એના સોનાના વિસ્તારો પર હજારો કામદારો કામ કરી રહ્યા હતા. નદી પણ ત્યાં ખૂબ મોટી હતી ને સ્ટીમરો આવી લાંગરતી. ત્યાંથી જોઈતો સામાન ભરી ને ઊપડ્યો.

પાછું અનંત જંગલ શરૂ થયું. બીવર, વરુ, શિયાળ ને જરખ હવે દેખાવાં શરૂ થયાં. મંગોલ ભરવાડો ક્યાંક ક્યાંક ભેટતા. એમના ઉટજઆમના મહેમાન થઈ,

નિમ્ન કોલીમ્સ્ક. એમની વચ્ચે નદીને કાટખૂણે જ, ઓળંગવી મુશ્કેલ એવી ડુંગરાની ધારો આવેલી હતી. એણે પણ એવી જર્હેમતમાં પડવા કરતાં કોલીમા આવી લાગતાં કુહાડી સજ્જ કરી ને પહેલાં કરતાં યે વધુ મજબૂત તરાપો બનાવી કાઢ્યો. સાંજ પડતાં કિનારાના કોઇ ઝાડ સાથે તરાપો બાંધી તે ગાડી પર ઉંઘી જતો ને સવારના પાંચ વાગ્યે ઊઠી, એ કલાકમાં રસોઇ પતાવી સાત વાગ્યે તો ઉપડી નીકળતો.

નિમ્ન કોલીમ્સ્ક પહોંચીને ત્રણ મહિનાના સાથીદાર તરાપાને તજવો પડ્યો; પણ એથી યે વધુ જૂના સાથીદાર તેના ઘોડાથી યે વિદાય લેવી પડી. કારણ કે આગળ આવતો પટ ઘોડાથી સહ્યો જાય એમ ન હતો. એ માટે તો રેનડીઅરો જ જોઇએ. આંસુભીની આંખે ઘોડાને એણે વિદાય આપી ને રેનડીઅરોની ગાડીમાં બધા જરૂરી સામાન સાથે તેણે મજલ આગળ લંબાવી. રેનડીઅરો વેચનારે તેને તાકીદ આપેલી કે દિવસમાં એક વખત તો તેમને ચરાવવાં જ. દોઢ દિવસ સુધી જો ચારો ન મળ્યો તો એ આગળ પગલું નહિ ઉપાડે ને લાંબાં થઇ સૂઇ જશે. એની ખોરાકની દરકાર ન રાખનારા કમભાગી ઇન્સાનો ભૂરી વસેથી મોતને ભેટેલા હોવાનાં બયાનો પણ એણે આપ્યાં.

આ ચેતવણીનો ભય મનમાં સંઘરી તે કોલ્યુચિન ટાપુ તરફ વધ્યો. રેનડીઅરો ઘોડા કરતાં પાંચગણી ઝડપે બરફની પડથાર પર જાણે વહેતાં જતાં હતાં. એટલી ઝડપે વરૂઓની ભુરી આંખોનો ત્રાસ પણ ભુરો બની જતો હતો.

એ કોલ્યુચિન પહોંચ્યો ત્યાં સુધીમાં દરિયો થીજી ગયો હતો એટલે વ્હેલોના શિકારી કોઇ વહાણ પર જગ્યા મેળવી આગળ વધવાની મુરાદ બર આવે એમ ન લાગ્યું. આથી સેન્ટ લૉરેન્સ ટાપુ તરફ તે આગળ વધ્યો. એનાં દાઢીમૂછ ને જટા વધીવધીને પવન તથા ટંડીથી એવાં તો બરછટ બની ગએલાં કે તેણે પોતે લખ્યું છે તેમ તે વાંદરાનો નહિ તો કોઇ જંગલીનો ભાતભાઇ તો જરૂર લાગે. જિંદગીમાં એણે કદી ન જોએલા એવા એસ્કીમો લોકો અહીં મળ્યા. એમાંના કેટલાક રશિયન ભાષા જાણતા હતા. તેમણે તેને ઉત્તરના પ્રદેશોની જોઇતી માહિતી આપી. ન્યૂ સાઇબીરિયા ટાપુઓની રુસાફરી આકરી હોઇ રેનડીઅરોથી એ શ્રમ સહન નહિ થાય એમ જણાવી એને તેમણે એર ટાપુઓ પર પહોંચવા કહ્યું.

ને એ મુજબ તે બેર ટાપુઓ પર પહોંચ્યો. પણ ત્યાં ન મળે એક ઝાડ કે ઝરણું કે ન મળે એના ખુશનુમા ડાળો પર કશી લીલોતરી. બરફ ને ખામોશી બધે વ્યાપી રહેલી. સૂકાં માછલાં ખાઇ ને બરફ ચૂસીને એણે વખત ગુજારવા માંડ્યો. ટંડીથી બચવા માટે શરીર શેકવા બળતણ ન મળે, એટલે તે નાચી, કૂદી, દોડીને તેને શરીરને ગરમી આપવી પડતી.

એ શાપિત ટાપુ પર એ ખૂબ રઝળ્યો. રઝળી રઝળીને પગની તાકાત પણ ઓસરવા આવી. 'શું આ જ અંજામથી મારો ફેંસલો થશે!' તે વિમાસતો હતો. ત્યાં તો માછલી રંધાવાની વાસ આવી. વળી ખૂબ રખડ્યો, પણ કશો જ પત્તો ન મળ્યો. વળી પાછો વિમાસણે ચડ્યો, 'હું ભ્રમમાં તો નથીને? કે ગાંડો તો નથી થઇ ગયોને?' પણ ત્યાં સેંટ લૉરેન્સના એસ્કીમોએ તેને કહેલી વાત યાદ આવી કે ધ્રુવવાસી એસ્કીમો બરફની સપાટી નીચે ઘર ખોદીને રહે છે. ભૂમો પાડતો એ આગળ વધતો ગયો ત્યારે એક બખોલમાંથી રૂંવાટીએ લપેટેલો એક નાનો આકાર બહાર નીકળતો દેખાયો. તેણે અણસારે એને સમજાવ્યો એટલે કોલસાનો ગંજાવર જથ્થો એને દેખાડ્યો. એ કોલસાના મદાર પર રહી બરફ ઓગળવાની ને કોઇ વ્હેલર આવવાની રાહ જોતો. સસલાંના શિકાર પર નભતો. એક ખડક પરની ગુફામાં નિવાસ રાખી વેલ્ઝલ સ્થિર થયો.

આખરે બરફ કડાકા કરતો તૂટવા લાગ્યો ત્યારે એક રશિયન વ્હેલર જહાજ આવી પહોંચ્યું. એનો કપ્તાન બહુ કડક હતો. ખૂબ સવાલજવાબ પછી, વેલ્ઝલ સુથારકામ જાણતો હતો તેથી તેને સાથે લેવા એણે હા પાડી ને બદલામાં ખોરાકપોશાક ને આવતા શિયાળા માટેનો બધો સરંજામ આપવા કહ્યું. વળતાં એને ન્યૂ સાઇબીરિયા ટાપુ પર ઉતારી દેવાનું કહેલું તે મુજબ, ૮૩ અક્ષાંશ પહેલી વ્હેલ પકડ્યા બાદ તેને ત્યાં ઉતારી દેવામાં આવ્યો. કપ્તાન પૂરો પ્રામાણિક હતો. એણે તેને ડબાબંધ ખોરાકનો જથ્થો, દારૂગોળો, ઓજારો, હર્ક્યુલિસ પાઉડર, ડાયનેમાઇટ, દરેક ત્રણુંમાંની એવી છ પેટી મીણબત્તીઓની, પારિયાં, બૂટ, ગરમ કપડાં—

ટુકડામાં. જોઈતી તમામ વસ્તુઓ પૂરી પાડી. ભરતીનાં પાણી ન પહોંચે એટલે દૂર એ ગધો સામાન મૂકાવી, જરા યે વખત ગુમાવ્યા વિના તાબડતોબ આશ્રયસ્થાન મેળવી લેવાની શિખામણ તેને આપી, છેલ્લી વારના હાથ મિલાવી તે વિદાય થયો.

અને વેલઝલની જિંદગીમાં નવો સફો શરૂ થયો.

તજાએલો ને એકલો. અતાગ સાગરને તાટનો વેલઝલ બેઠો. એનાં રેનડીઅર એની પાસે દોડી આવ્યાં. એ નાગી વેરાન ભૂમિ પર માનવી ને તેની વચ્ચે આ પશુઓ જ માત્ર આડ રૂપે હતાં. તેમને પસવારતાં તેની આંખમાં આંસુ આવી ગયાં.

હવે એ આશ્રયસ્થાનની શોધમાં પડ્યો. ત્રણસો ફૂટ ઊંચા ખડકો વચ્ચે આવેલી એક ખાઈ તેને તે માટે સુયોગ્ય જણાઈ. ધ્રુવના ઝંઝાવાતોના ઉઝરડા પડેલી એ ખાઈના ખડકમાં ગુફા કોરી તેને બમણાં મજબૂત બારણાં જડી દીધાં. હવા અજવાળા માટે દોરો દઈ શકાય તેવું એક બાકોરું તૈયાર કર્યું. વાર્નિશ તરીકે તેણે લીલના ઉપયોગ કર્યો. પછી સગડી માટે ગુફાની વચ્ચોવચ એક વાર ઊંડો ને એક વાર પહોળો ખાડો ખોદી કાઢ્યો ને તેમાં તળિયે લાકડાં, ઉપર કોલસા ને મથાળે સૂકું લિચન ગોઠવી દીધું. (ધ્રુવપ્રદેશના કોલસા ગેન્ઝીન જેમ તરત જ સળગી ઊઠનારા હોય છે.)

ઑક્ટોબરનો વચગાળો આવતાં સુધીમાં હવામાં ઠંડીનું પ્રમાણ વધી ગયું. ધ્રુવશિશિરની શરૂઆત થઈ ચૂકી હતી. સાગરનો ઘુઘવાટ હવે ગર્જના મટી જઈ માત્ર સિસકારારૂપે રહ્યો હતો. ભયંકર ધુમ્મસ પડવા માંડ્યું. એ ધુમ્મસમાં પારો નીચે ને નીચે ઊતરતો ગયો ને દરિયો વધુ ને વધુ શાંત થતો ગયો. બરફ તેના પર જામતો જતો હતો, પણ હજુ પૂરો બારઝલો નહોતો બન્યો. ભરતી વખતે એનું પડ હાલી ઊઠતું. ને ક્યારેક તો નીચેની હવા દબાઈને એવી ઓચિંતી ધસી નીકળતી કે આસપાસથી બરફના ટુકડા વામો ઊંચા ઊડી પડતા ને તેનો અવાજ તો એવો થતો કે તોપના ધડાકાને યે આંટી જાય! એ ઊડેલા ટુકડા નીચે પડતાં વેંત તો પાછા જામી જતા! એ ધડાકાભડાકા વચ્ચે ઊંઘ તો આવે જ શાની? એ




પરિસ્થિતિમાં ઘણા યે ધ્રુવસફરીઓ ગાંડા બની ગયાના પણ દાખલા બન્યા છે.

ને એ વખતે ધ્રુવક્ષિતિજના પલટાતા દશ્યનું બયાન તો ગમે તેટલું આબેહૂબ છતાં અનુભવ વગર કલ્પનામાં ઊતરવું મુશ્કેલ છે. આખો વિસ્તાર ધીમે ધીમે અંધારાની ચાદરમાં લપેટાવા લાગ્યો. નવેમ્બરમાં પહેલવહેલો ઔદીચ્યપ્રકાશ (Northern Lights) દેખાયો. થોડો થોડો વખત દેખાઈ ને અદૃશ્ય થતો. ચોથી વાર ડિસેમ્બરના પ્રારંભમાં એ પ્રકાશ દેખાયો ને પછી સદાનો અદૃશ્ય થયો. થોડા દિવસ રહી જુદાજુદા રંગો આકાશમાં ફૂટવા માંડ્યા. ક્ષિતિજ પરના એ રંગો જેમજેમ સ્પષ્ટ થતા ગયા તેમતેમ તેમાં જુદી જુદી આકૃતિઓ દેખાવા લાગી. ક્યારેક સામસામાં લશ્કરો નૃત્ય કરતાં લાગે, તો ક્યારેક ગજદળો દોડાદોડ કરતાં લાગે. ખરેખર, એ દશ્ય અવર્ણ્ય જ છે.

પછી ધીમે ધીમે આકાશ કાળું થતું ગયું ને તેમાં તારા ફરતા દેખાયા. દસેક દિવસ એ ચાલ્યું. નાતાલથી થોડા દિવસ અગાઉ આકાશમાં સાપ જેમ વળોટાતું ધુમ્મસ દેખાયું. ધ્રુવશિશિરની એ આગાહી હતી. પછી એ બધું જ અદૃશ્ય થઈ ગયું ને ખરેખરો શિયાળો બેઠો. પારો ૮૬ (અનુસંધાન પૃ. ૨૩૩મે)




જેમ દરેક ધંધાને હોય છે તેમ દાક્તરી ધંધાને:

ઢળતા ખભા, થાકેલું મ્લાન મુખ, દદાર આંખો ને વીંછીના આંકડા જેવી પણ જરા ભરાવદાર મૂછોવાળા પ્રોફેસર કરંદીઆ કંઈક લથડતે પગે ખંડમાં દાખલ થયા. અને દાખલ થતાં વેંત, 'આજે આપણે હરરોજ કરતાં જુદો જ ક્રમ હાથ ધરીશું' એમ બોલતા થોડીવાર વિચારમગ્ન ઊભા રહ્યા.

એ થોડી વારમાં વર્ગમાં ઘણો ગણગણાટ ફેલાઈ ગયો. યુદ્ધના છેલ્લા સમાચારોથી માંડી છેલ્લી આવેલી ફિલ્મ પરના અભિપ્રાય બોલાઈ ગયા. પણ પછી પ્રોફેસર સ્વસ્થ થતાં એ ગણગણાટ શમી ગયો. બધાની નોટબુકો ઉઘડી ને તે પર પેન્સિલો નોંધાઈ રહી.

'ગઈ કાલે આપણે 'વર્ટીબ્રલ કૉલમ' પર વિગતવાર વિવેચન કરી ગયા.' પ્રોફેસરે શરૂ કર્યું.

આ વ્યાખ્યાનવર્ગ મેડિકલ કૉલેજનો હતો. પ્રોફેસરે વિદ્યાર્થીઓ તરફ સહાનુભૂતિ દાખવતાં આગળ ચલાવ્યુ. 'હું માનું છું ત્યાં સુધી તમને બધાને એ અત્યંત ટેકનીકલ વિષય લાગેલો. એટલે આજે ફરી એ જ વિષય પર તમારી બુદ્ધિને કસરત કરાવવાનું મને ઠીક નથી લાગતું.'

'બેટમજી છટકવા માગે છે.' કોઈ ઝીણો અવાજ સંભળાયો, પણ પ્રોફેસરના કાન સુધી તે ન પહોંચ્યો: તેમણે તો ચાલુ જ રાખ્યું: 'આજે હું તમારી પાસે સમગ્ર હાડપિંજર ચર્ચવા માગું છું. એક વખત માંસ-ચામડે મંઢાએલા અને સુડોળ પરંતુ અત્યારે બેડોળ બનેલા એ કલેવર પરથી તમે ગતે સાર તારવો એમ હું ઈચ્છું છું. ટૂંકામાં કહું તો, આ હાડપિંજરને હજી યે હાડપિંજર નહિ પણ માણસ જ તમારે સમજી લેવાનો છે. તે કેમ, તે હું તમને કહું છું.'

વિદ્યાર્થીઓએ ચકિત નજરે પ્રોફેસરનાં ભવાં પર પરસેવો જામતો જોયો. એટલું જ નહિ, પણ ફરી બોલવું શરૂ કરતાં પોતાને પડખે ગોઠવેલા હાડપિંજર ઉપર એમણે એક અર્ધભયંકર દૃષ્ટિપાત પણ કરી લીધો.

'તમારામાં જે સાહિત્યના શોખીનો હશે તે તો જાણતા જ હશે કે યોરિકની ખોપરી પર હૅમલેટને કેટલી બધી ફિલસુફી સૂઝેલી. બાવીસ હાડકાંના બનેલા એ ટુકડાને એણે 'A fellow of infinite jest' કહેલો.' એટલું કહેતાં એમનું મૂંગું પૉઈન્ટર પેલા હાડપિંજર તરફ વળ્યું ને એ બોલ્યા. 'આ પણ એવો જ એક નમૂનો છે, પણ બેવકૂફ.'

આ ઓચિંતા વક્તવ્યે અનેક વિદ્યાર્થીઓને દિઙ્મૂઢ બનાવી દીધા. કેટલાકના હાથમાંની તો પેન્સિલો પણ પડી ગઈ. પ્રોફેસરના ચહેરા પર વિચિત્ર સ્મિત ફરકી રહ્યું. અને એવો જ વિચિત્ર એમણે સવાલ કર્યો, 'તમે કહી શકશો કે આ હાડપિંજર શું સૂચવે છે?'

'બહુ સરસ નમૂનો છે. સાહેબ! વૈદકીય સંશોધન માટે કોઈએ પંડનું ભેટ ધરેલું હાડપિંજર છે!' કોઈ વિશેષજ્ઞ વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો.

'એક રીતે કહી શકાય કે. હા!' જવાબ આપતાં હજુ યે એમની મૂછો નીચે પેલું સ્મિત રમી રહ્યું હતું. 'સાચું કહું તો, વૈદકીય સંશોધન માટે તેનું શરીર અર્પણ થવાની એક કલાક પહેલાં જ હાડપિંજરની રચના પર અમારે બંનેને વાદવિવાદ થએલો.'

વિદ્યાર્થીઓએ નોટબુકોની ઉપેક્ષા કરી હવે પ્રોફેસરની વાત પર જ સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું.

'બિચારો એ સર્જન હતો. પણ એની છરી કરતાં એની જીભ વધુ તીક્ષ્ણ હતી. પોતામાં ઉમદા રમૂજવૃત્તિ હોવાનું તે માનતો અને એટલો એ બેવકૂફ હતો. દર્દી પર વાઢકાપ કરતી વેળા પણ આંગળાંની કુશળતા કરતાં એની રમૂજવૃત્તિ વધુ ઉભરાઈ નીકળતી . . .'

ફરી એક દૃષ્ટિક્ષેપ હાડપિંજર તરફ એમણે કર્યો. એમનાં ભવાં પરની છાજલી પર પરસેવાનો વધુ જમાવ દેખાઈ આવતો હતો ને તે નીચેની આંખોમાં કંઈક તિરસ્કારનો ભાવ પણ આવિર્ભૂત થયો હતો.

'એની બેવકૂફ રમૂજ અને કસાઈ જેવાં એનાં આંગળાં વડે પણ એણે પ્રૅક્ટિસમાં થોડીઘણી સફળતા મેળવેલી. કમનસીબે મારા એક મિત્ર–જિગરજાન મિત્ર–ને તેના ઓપરેટિંગ ટેબલનો આશરો લેવો પડ્યો. ઓપરેશન બહુ જ નાજુક હતું એ સાચું. પણ શારીરશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતા કોઈ સર્જને બેશક તે સફળતાથી પાર પાડ્યું હોત. પણ એણે . . . મારો

**પણ એક બેવકૂફ બેજવાબદાર સર્જ્યનની છરી જ્યારે તેના પર પાણી ફેરવવા બેઠી ત્યારે પ્રો. ફરેજીઆએ આ પગલું લીધું;—કયું એ તો એમના વર્ગમાં મૂકેલું હાડપિંજર કહી ઉઠશે**



દોસ્તને . . . ખલાસ કર્યો. મને ખબર પડી ને હું ત્યાં પહોંચ્યો ત્યારે મારે માત્ર શબ જ જોવાનું રહ્યું હતું.

પ્રોફેસરનો અવાજ નરમ પડ્યો. એમની કઠોર આંખો પણ ભીંજાઈને નરમ બની. પરંતુ એક પળ વારમાં જ એ નરમાશ જતી રહી, અને પાછો પહેલાંનો તિરસ્કાર તેમાં ઝળકી ઊઠ્યો.

'તમે વિદ્યાર્થીઓ તો હજુ શારીરશાસ્ત્ર ને વાઢ-કાપનાં મૂળતત્ત્વો જ શીખી રહ્યા છો. તમે હાજર હોત તો તમને કદાચ એ ઓપરેશન મિથ્યા ગએલા કોઈ મહાપ્રયાસ જેવું લાગત. પણ મને, વર્ષોના અભ્યાસીને, એ ઓપરેશનમાં શું દેખાયું? ખૂન—છરી સાથેના એક બેવકૂફે પોતાની જડ ગલતીએ કરેલું, એક અક્ષમ્ય ખૂન!'

એકેએક વિદ્યાર્થી એની બેઠક સાથે જ જાણે હવે તો જડાઈ ગયો. અને શાંતિ યે એટલી છવાઈ ગઈ, કે ઘડીઆળનો ટકટકારો પણ તેમાં વિઘ્ન-કર્તા જણાવા લાગ્યો. પ્રોફેસરે બાકી રહેલા સમયનું માપ મેળવવા ઘડીઆળ પર એક નજર નાખી આગળ ચલાવ્યું.

'મારી પાસે હવે બે માર્ગ રહ્યા હતા. એક તો એ નાપાક સર્જ્યનને જનરલ મેડિકલ કાઉન્સિલ સમક્ષ ખડો કરી તેની જનતા પ્રત્યેની બેજવાબ-દારી ઉઘાડી પાડી રૉલમાંથી તેનું નામ કઢાવી નખાવું. પરંતુ એથી તો ખુદ મને પોતાને જે ધંધા પ્રત્યે અનહદ માન છે તેની બેઇજ્જતી કરવા જેવું થાય. મારી જિંદગીનો સુવર્ણકાળ મેં એ ધંધાને સમર્પેલો છે. અને એથી યે વધુ ભૂંડું તો એ બનત કે અંતિમ વિધિ પહેલાં તો મારા પ્યારા મિત્રની લાશ પર અનેક કાપો ગુજરવા પામત. એટલે ઇરાદા-પૂર્વક મેં બીજો માર્ગ સ્વીકાર્યો . . . . .

એકે શબ્દ બોલ્યા વિના મૂઢ મને હું મારે ઘેર પાછો ફર્યો. તમારામાંના ઘણાખરા નદી પારના મારા એ નિવાસ પર આવી ગએલા છો. મનુષ્યને લગતા અનંત જ્ઞાનભંડારનો જેટલો વારસો મેં મેળવ્યો છે તે છૂટે હાથે આપવા કરવામાં મેં સદા મારી જાતને ખુશનસીબ માની છે. ત્યાં મેં ઊભી કરેલી પ્રયોગ-શાળા પણ તમારામાંના ઘણાએ જોઈ છે. બસ ત્યાં જ જઈને હું બેઠો.

એક કલાકવારમાં મેં નિર્ણય કરી લીધો ને એ જ સાંજે મને મળી જવા એ સર્જ્યનને મેં ટેલીફોન

કરી દીધો. એણે ગલ્લાંતલ્લાં કરવા માંડ્યાં; પણ મેં મારો આગ્રહ પકડી રાખ્યો. એટલું જ નહિ પણ એણે કરેલા ઑપરેશનની થોડીક સમાલોચના પણ કરી. એણે આવવાનું કબૂલ્યું. મેં સંપૂર્ણ ગુપ્તતા જાળવવાનો પ્રયાસ કર્યો ને એને પણ પોતે ક્યાં જાય છે તે કોઈને ન કહેવાની તાકીદ કરી. મારી ધમકીને લઈ એણે બધું કબૂલ રાખ્યું.'

**પ્રો**ફેસર કરંડીઆએ અત્યાર સુધી સાચવી રાખેલા પાણીના ગ્લાસમાંથી ઘૂંટડો ભર્યો. એમની થાકેલી આંખોએ ઘડીઆળ તરફ જોઈ લેતાં તેમણે પાછું આગળ ચલાવ્યુંઃ

'એ મશહૂર સર્જ્યન મારે ઘેર આવી પહોંચ્યો. હું એને સામો લેવા ગયો. કોઈ અમને ઘરમાં પ્રવેશતા જોતું નથી તેની પાકી ખાતરી કરી લીધા પછી અમે એકઢાળિયામાં બેઠા. એણે સીધો સવાલ કર્યો કે હું શું કરવા માગતો હતો.

"કેમ વળી? શારીરશાસ્ત્ર—ખાસ કરીને અસ્થિપિંજર પર થોડીક ચર્ચા." મેં કહ્યું.

તમે બધા જાણો છો તેમ હું ઘણી વાર મારા વિષય પરથી આડા ઊતરી પડી લહિયાણી ચર્ચાએ ચઢી જાઉં છું. પણ તમારે જાણવું જોઈએ કે હિસ્ટ્રીબેર્ગે એક નાનો બોલ પણ ખૂબ અભ્યાસ માગી લે છે. મને એ વસ્તુ જ ખ્યાલમાં નથી આવતી કે જીવતા માણસોને હાડપિંજરો પ્રત્યે ત્રાસની લાગણી કેમ ઊપજે છે. કદાચ એની સાથે જ મૃત્યુની કલ્પના જોડાઈ ગઈ હોય. પણ તમે તો જાણો છો કે હાડપિંજરોને યે એમની પોતાની સહેતુક સંગતિ હોય છે. એમનામાં પોતપોતાનું ઉમદાપણું હોય છે. માણસ એનાથી ત્રાસે છે તેનું કારણ. આવા બેડોળ પાયા પર પોતાના જીવનનું નિર્માણ થએલું નિહાળી એને આંતરિક શરમ ઊપજે છે. એને ગૌરવ ઊપજે છે એના પર લપેટાએલાં માંસચરબી પર. પરંતુ મને તો હાડકાંના માળખામાં જ સદા સવિશેષ આકર્ષણ રહ્યું છે.'

અને ફરી પેલા ગ્લાસમાંથી એક ઘૂંટડો એમણે પેટમાં ઉતાર્યો. એમની અસ્થિર બનતી આંખોને ઘડીઆળ હવે ચેતવણી આપતું હતું કે એમને માટે પા કલાકથી વધુ વખત હાજર નથી.

'મારી વાતચીતથી એ નામીચો સર્જ્યન ખૂબ ઉશ્કેરાઈ ગયો. અહીં ફરી એક વાત તમને કહી દઉં કે લોચાદાર ચહેરો ગાઢે તે પ્રકારની ભાવભંગી પ્રદર્શિત કરે—આનંદ કે ઉદ્વેગ, પ્રેમ કે તિરસ્કાર,—પણ ખોપરીના મેં કહ્યું તે ખાલીસ હાડકાં પર તેની કશી જ અસર થવા નથી પામતી. એ જ રીતે મારા ગત મિત્ર પ્રત્યેની લાગણીના મેં બતાવવા માંડેલા ઉદ્રેકથી અમારી બંનેની ખોપરીઓ અલિપ્ત જ હતી. મેં એને મારા બગીચામાં જરાક લટાર મારવાનું કહ્યું. ને ગમગીનીનો ભાર ઓછો કરવા તે સંમત થયો.'

'ઉદ્યાનમાં મેં એને એક ખોપરી બતાવી. તામ્રયુગની એ ખોપરી મને એક ખોદકામમાંથી મળી આવી હતી. એટલી બધી પુરાતન ખોપરી પર પણ બે ઓપરેશનો થએલાં હતાં ને તે પણ આજનાં સાધનોની શોધ વિના; છતાં સફળ રીતે. મેં જરાક બારીકાઈથી એ તપાસી જવા તેને કહ્યું. તે નીચો નમ્યો. અને . . .

અને મેં સર્જ્યનનું જ એક હથિયાર—છરી બરાબર તેના હૃદયમાં ઘુસાડી દીધી.

એક મિનીટથી ઓછા વખતમાં અમારા ઈજ્જતદાર ધંધાને નામોશીરૂપ એ ઈન્સાન મુડદું થઈ મારા પગ નજીક ઢળી પડ્યો. આખી રાત મેં એના પર મારી કારીગરી ચલાવી ને સવાર સુધીમાં તો તમારા શારીરશાસ્ત્રના પાઠ માટે સંપૂર્ણ આદર્શ બને એવું હાડપિંજર તેમાંથી નીપજાવી કાઢ્યું.'

આખા વર્ગમાં સન્નાટો છવાઈ ગયો. કેટલીક વિદ્યાર્થિનીઓના મોંમાંથી ધીમી ચીસ પણ નીકળી ગઈ. પણ ઘડીઆળ તરફ આંખો મટમટાવતાં પ્રોફેસર આગળ વધ્યા.

'આજનો આપણો પાઠ આપણે સમાપ્તિએ તે પહેલાં એક હકીકત તરફ તમારું ધ્યાન હું ખેંચવા માગું છું. એ હકીકત તે પગને અંગેની. અગાઉ હું કહી ગયો છું તેમ આપણા પગ ટાર્સસ, મેટાટાર્સસ અને પાંચ આંગળાંનાં પાંચ છૂટાં અંગોના બનેલા છે. આખા શરીરનો ભાર એ ઉપાડે છે અને એને લઈને પોચી જમીન કે એવા પદાર્થો પર એ પોતાનાં ચિહ્ન આંકી દે છે.

હવે મને લાગે છે કે હું સર્જ્યનને સ્ટેશન પર ઉતારવા ગયો ત્યાં એ સત્તાના (અનુસંધાન પૃ. ૨૬૭મે)

માંગીને એમાંથી બે ત્રણ ઔંસના ટુકડાનો ભૂકો કર્યો, મારા દૂધ પીવાના ગ્લાસમાં એની સરસ જાંબુડી શાહી બનાવી. અને રાતે જાગતો બેઠો.

અગિયાર વાગ્યા હશે. બહાર નીકળેલા માણસના પગરવ સંભળાયા. નીરવ રાત્રીમાં જરા પણ અવાજ થાય તો તે સંભળાયા વિના રહેતો નથી. મેં અનુમાન કર્યું કે બહાર નીકળેલો માણસ બરાબર અમારી બારી તળે જ પેશાબ કરવા બેઠો છે. મેં મારો ગ્લાસ ઉપાડ્યો અને બારીમાંથી ગત્રૂ પર અસ્ત્ર આબાદ ફેંક્યું. બેઠેલો માણસ ફટ દઈને ઊભો થયો અને ઉતાવળે અંદર આવીને ક્યાંક અલોપ થયો. એ કોણ છે ને ક્યાં ગયો એ જોવા મારી ઓરડીમાંથી હું બહાર નીકળું અને નીચે જાઉં એ પહેલાં એ અંધારામાં અદૃશ્ય થયો.

બીજે દિવસે મેં પરચુરેને કહ્યું, 'તારું દુઃખ નિવારણ થયું સમજજે.'

'પણ કઈ રીતે?'

'હું રાત્રે પ્રિન્સિપાલ પાસે ફરિયાદ કરવા ગયો. પ્રિન્સિપાલે એ માણસને શોધી કાઢ્યો. અને એને સજા કરી. એણે કબૂલ કર્યું છે ફરી આવું નહિ કરે.'

'જાઓ જાઓ, મશ્કરી કરો મા. તમને નીચલી ઓરડી મળી હોત તો ખબર પડત.'

'ત્યારે, તે વગર કંઈ મેં ઇલાજ કર્યો હશે?'

મેં એને મારી યુક્તિ સંભળાવી. એની ટાઢકનો તો પાર નહોતો. તે દિવસે તેણે છાત્રાલયમાં બધે ફરીને કોના પહેરણ પર જાંબુડા રંગના ડાઘા છે એ જોવાનો પ્રયત્ન કર્યો. પણ ચોર પાછો નીવડ્યો. એણે પહેરણ સંતાડી રાખ્યું હોવું જોઈએ.

પરચુરે કહે, 'રાત્રે જ્યાં પેશાબ થએલો એની આસપાસ જાંબુડા રંગના છાંટા દેખાય છે, અને મુખ્ય ડાઘો જમીન પર પડ્યો નથી. એટલે અસ્ત્ર બરાબર વાગ્યું છે. પણ ચોર અલીબાબાની માર્જીયાનાનો શિષ્ય દેખાય છે. એ હાથ નહિ આવે.'

મેં કહ્યું, 'ચોર ભલે હાથ ન આવે, પણ ફરી એ ત્યાં નહિ બેસે એટલું ચોક્કસ. આપણને એથી વધુ શું જોઈએ? આપણે જાણીએ છીએ, અને એ પણ મનમાં જાણતો હોવો જોઈએ.'

પરચુરેને ફરી ત્રાસ થયો નહિ.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ધ્રુવપ્રદેશનો વસાહતી (અનુ. આગળના પૃ. ૨૭૫થી)

(અનુ. આગળના પૃ. ૨૭૫થી)

પરવાનો મેળવ્યો. અહીં એને એક પ્રોફેસરનો ભેટો થયો. ઉત્તરની ભાષાઓનો એક કોશ તે તૈયાર કરી રહ્યો હતો. વેલઝલે તેને ઘણી માહિતી પૂરી પાડી ને એ માહિતી પર પ્રોફેસર એટલો ખુશ થયો કે એને સારી જેવી રકમથી નવાજ્યો. વેલઝલને ત્યારે જ પોતાનો અનુભવ કેટલો કીમતી છે તેનું પહેલી વાર ભાન થયું.

એ જ અરસામાં આમુનસેનના ધ્રૌવ ઉડ્ડયનનાં અહેવાલોથી છાપાંની કટારો ભરાતી હતી. 'Lidove Noviny'માં એ અહેવાલ વાંચી તેને પોતાના અનુભવો બહાર પાડવાનું મન થયું. એ પત્રના તંત્રી રૂડોલ્ફ ટેસ્નોલિડેકને એણે પત્ર લખ્યો. એક ખબર પર મુસ્તાક એ તંત્રીએ તરત તેને મુલાકાતે બોલાવ્યો ને એ મુલાકાતનું પરિણામ તે વેલઝલનો પરિચય આપતું પુસ્તક 'Welzl, the Eskimo.' આથી પ્રોત્સાહન પામી વેલઝલે પોતાનો અનુભવ કાગળ પર ઉતારવા માંડ્યા. માત્ર પ્રાથમિક શિક્ષણ પામેલા વેલઝલનું એ લખાણ છાપી શકાય એવું ન બન્યું. પણ ટેસ્નોલિડેક જેવો તંત્રી એ અમૂલ્ય અનુભવો રઝળતા મૂકે એમ ન હતો. એ જાતે તેની રોજ મુલાકાત લેતો ગયો. બધા મિત્રો ભેગા થઈ ચા કે કૉફી ઉડાવતા જાય, સવાલજવાબ થતા જાય ને વેલઝલ પોતાના અનુભવ કહેતો જાય. એ રીતે એનાં 'સુવર્ણોત્તરમાં ત્રીસ વરસ' (Thirty Years in the Golden North), 'ધ્રુવસંપત્તિને શેરે શેરે' (In the Track of the Polar Treasures) વગેરે ગ્રંથો બહાર પડ્યા. હામ્બુર્ગથી ન્યૂ સાઇબીરિયા પહોંચતાં સુધીમાં પોતાના ગુજરાન માટે તથા ત્યાં પહોંચવા જેટલાં નાણાં એકઠાં કરવા માટે પણ એને અવનવાં સાહસો કરવાં પડેલાં છે.

ઝેકોસ્લોવાકિયાના મર્હુમ પ્રમુખ માસારિકને હાથે બહુમાન પામી ઇ. ૧૯૨૯માં વેલઝલ પાછો પોતાના મુકામે પહોંચી ગયો છે ને હજુ ત્યાં જ રહે છે. એના જીવન અને એના સંદેશે યુરોપમાં તો એક નવો જ ચીલો ચાલુ કર્યો છે. અને આપણા જુવાનો યે પોતાની સાહસવૃત્તિને થોડીવાર ગલીપચી અનુભવાવી બેસી નહિ રહે તો આ પાનાં પર પણ એ જીવન અને તેનો સંદેશ ઉતાર્યાં સાર્થક થશે.

અશોક હર્ષ

**મારી નજરે** (અનુ. પૃ. ૨૨૦થી) લાકડી લઈ બહાર કાઢયા, મીઠા પાણીએ નવડાવ્યા અને લાડુ જમાડયા. લાડુ કેળિયાક ગામ તરફથી હતા. મહિનામાં પહેલી જ વખત આવું સારું (!) ભોજન જોઈ બધાએ લાડુ ઉપર સારો હાથ માર્યો. બપોરે ગોપાળભાઈ કુલકર્ણીએ ગાંધીવાદ ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું. સાંજના અમે અમારું કામ પણ કિનારાની ભીની રેતી ઉપર કરી બતાવ્યું. રાતના camp-fireમાં તો ખૂબ મજા આવી. ફારસો અને નકલોએ બધાને ખૂબ હસાવ્યા. રાતના ફરી પાછા રેતીમાં સૂતા. માથામાં, કાનમાં, બધે રેતી જ રેતી. અમે ત્રણ જાતનાં સ્નાન કર્યાં: Sand-bath, Sun-bath અને Mud-bath!

સવારમાં વહેલા ચાર વાગ્યે ઊઠી બધા ગોઘા તરફ ચાલતા ઊપડયા અને છ વાગ્યે તો ત્યાં પહોંચી ગયા.

ગઈ કાલે અહીં એક ખૂબ જ મહત્ત્વનો દિન ઉજવ્યો. ગઈ કાલ–૧૯મી મે સ્વામીજીના મૃત્યુ તેમજ જન્મદિન હતો. આજથી બે વર્ષ પહેલાં ૧૯૩૮ના મેની ૧૯મીએ સ્વામીજીએ ગાંધીજીને પોતાની જાતનું સમર્પણ કર્યું. તે દિનની ઉજવણી કરવાનું અમે નક્કી કર્યું. કાલે સવારે ધ્વજવંદન થયું. આખો દિવસ બાર કલાક અખંડ રેંટિયાઓ ચાલુ રહ્યા અને સાંજે સ્વામીજીને સલામી આપી. આટલો ગંભીર દિવસ કોઈક જ હશે. સ્વામીજી પણ ખૂબ ગંભીર વિચારમગ્ન હતા. તેમના અંતરમાં શી વેદના તો આંખમાંનાં આંસુ બતાવી આપતાં. ફિક્કાઈની એક પણ રેખા તેમના મુખ ઉપર નહોતી. એ જોઈ અમને પણ થયું કે કોઈ પણ નજીવી વાત કે તેમને દુઃખ આપે તેવી બીના તેમની પાસે ન મૂકવી. બપોરના ત્રણ થી છ તેમનું જીવનચરિત્ર કહેવાનો કાર્યક્રમ હતો. બધાં છોકરાઓ તેમનાં સાહસો સાંભળવા તલપાપડ થઈ રહ્યા હતા. પહેલાં તો ગોપાળભાઈએ તેમને વિષે સામાન્ય કહ્યું. એક પ્રશ્નનો પણ ઉત્તર આપ્યો. એક ભાઈએ પૂછેલું કે આજનો દિન તો શોકદિન તરીકે ઉજવાવો જોઈએ કારણ કે આજે હિંદે એક મોટો ક્રાન્તિકારી ગુમાવ્યો છે. ગોપાળભાઈએ જવાબ આપ્યો કે સ્વામીજી હજી ક્રાન્તિકારી જરાય મટી ગયા નથી; ઊલટા વધુ શુદ્ધ રૂપે ક્રાન્તિકારી તરીકે ઝળક્યા છે. તેમનું પૂર્વજીવન તો ખંડનાત્મક ક્રાન્તિથી બનેલું હતું. હવે એ સર્જનાત્મક ક્રાન્તિ કરશે અને તેનું પહેલું પગથિયું આ 'કૅમ્પ' છે. તેમનાં ખરાં સાહસો હજી હવે થવાનાં છે. આપણા યુવકજીવનમાં એ જબ્બર ક્રાન્તિ લાવવા માગે છે. અને એ ક્રાન્તિ દુનિયાના એક મોટામાં મોટા સિદ્ધાંત—અહિંસા ઉપર રચાયેલી છે. એટલે એ જરૂર સફળ થશે.

સિંહ જેવી ત્રાડ પાડનારનો આજે ખૂબ જ ગળગળો અવાજ સાંભળી, ખરેખર, અમે બધા ગળગળા થઈ ગયા. સ્વામીજીનું એકેએક વાક્ય હૃદયમાંથી નીકળતું હતું.



ગોઘા વ્યાયામવર્ગમાં સવારની કવાયત (સ્કેચ: ર. મ. રા.)

સ્વામીજીએ અહિંસા દિલથી સ્વીકારી નથી એવી અમારી માન્યતાના તો ક્યારના ચૂરા થઈ ગયા હતા. પણ આજે તો અમે એમણે જે હૃદયથી એ સ્વીકારી તે હૃદય જોયું. તેમણે કહ્યું કે મોટામાં મોટું સાહસ તો મેં આજથી બે વર્ષ પહેલાં જુહુને કિનારે કર્યું. મારાં આટલાં શારીરિક સાહસો તો આની સરખામણીમાં મામૂલી છે. આ સાહસ કરતી વખતે મેં ખૂબ જ ગૌરવ અનુભવેલું. આ પગલું લેતી વખતે હું જાણતો હતો કે હું મૃત્યુને આમંત્રું છું. મને ખબર નહોતી કે ગાંધીજી મને છોડાવશે. આ વખતે મને ખાતરી હતી કે હવે જો જીવતો હોઈશ તો ૧૯૬૩માં છૂટીશ. પણ મેં અહિંસાનું ખરું બળ પારખેલું અને તે પણ હૃદયથી—બુદ્ધિથી નહિ; એટલે જ ઈશ્વરે મને આ સાહસ કરવાનું બળ આપ્યું. પણ એ સાહસ કરતાં મારું અંતર વલોવાઈ ગયું. એ વખતે હું દુનિયાભરના મારા ક્રાન્તિકારી મિત્રોનો સાથ છોડતો હતો. એ દુઃખ મારા માટે જેવુંતેવું નહોતું. પણ એ મારી કમનસીબી છે કે તમને બધાને એ સાહસની પડી નથી. તમે એને સાહસ ગણતા નથી, કારણ કે સમર્પણ કરવામાં કેટલું બળ જોઈએ તે તમે જાણતા નથી. એટલે કોઈ પિતા બાળક આગળ વશ થાય એવા તમારા હઠયોગને લીધે જ હું તમારી પાસે માથું નમાવું છું. એમ કહી તેમણે તેમના જીવનનો એક જ પ્રસંગ કહ્યો—ભાવનગર પહોંચ્યા પહેલાંનો–ટ્રેનમાંથી નાસી છૂટેલા તે. ત્યાર પછી તેમણે પોતાની ડાયરીમાંથી એક પાનું વાંચી સંભળાવ્યું: '૧૯–મે ૧૯૧૯ રાવળપીંડી જેલ' એ તેનું મથાળું રાખેલું. The first anniversary of my death એ વાચતાં તો એમની આંખમાં આંસુ આવી ગયાં. કોઈએ તેમને આટલા બધા લાગણીપ્રધાન ધારેલા નહિ. છેવટે તેમણે એટલું જ કહ્યું કે આજના દિનને જો ઊજવો કરવો હોય તો મારાં વખાણ કર્યે નહિ ચાલે. આ દિને મેં મારી મોટામાં મોટી નબળાઈ—કમજોરીને ત્યાગી દીક્ષા લીધી. તમે પણ આજે કોઈ ને કોઈ કમજોરી દૂર કરવા પ્રતિજ્ઞા લેજો.

જનાર્દન રાવળ

# સર્જનહારની સૃષ્ટિ

## બેડોળ ને બદગુમાની, અળખામણું ને ખુન્નસભર્યું જળચર પ્રાણી :

# મ ગ ર

દુનિયામાં જેટલી હિંસા ચાલે છે એટલી જમીન પર નહિ જ ચાલતી હોય. એનાં વસતી રાક્ષસી ને વિકરાળ જીવજંતુઓ જેવા-જીવો આપણાં બીચ જંગલોમાંથી યે ભાગ્યે મળે. એવો જ એક જીવ મગર છે ને તેની હિંસાખોર વૃત્તિ એટલી તો સર્વજ્ઞાત છે કે પાણી નજીક રહેતું એકેએક પ્રાણી તેનાથી ડરતું રહે છે.

મોટે ભાગે મગરો નદીઓ કે સરોવરોમાં જ વસે છે. પણ હિંદમાં એક જાત દરિયામાં પણ થાય છે. બંગાળની નદીઓમાં તો એમનાં જૂથનાં જૂથ વસે છે. ને તે એટલાં ઉપદ્રવકારી થઈ પડ્યાં છે કે નહાવા માટે, મગરો આવી ન શકે એવાં બંધો બાંધી, નદીના અમુક ભાગને સુરક્ષિત બનાવવા પડ્યા છે.

કાચબા, ગીલોડી ને સાપ જેવું જ મગર પણ સરી (પેટચારી) પ્રાણી છે, એટલે તેનાં જડબાં ને ખોપરી પણ કરતાં પક્ષીને વધુ મળતાં આવે છે. આજથી લાંબા વર્ષ પૂર્વે જે પ્રાણીઓએ જમીન પરથી પ્રતિકૂળ પરિસ્થિતિને લઈને પોતાનો નાશ થતો અટકાવવા દરિયાનું શરણું લીધેલું તેમાં મગરનો આદિ વડવો પણ હતો. બધા સરી જીવો પેઠે મગરના લોહીનું ઉષ્ણતામાન પણ હવામાન પર અવલંબે છે ને હવામાં થતાં ફેરફાર મુજબ તેના શરીરની ગરમીમાં યે ફેરફાર થયા કરે છે. એની ધોરી નસ શ્વાસનળીની ડાબી બાજુને બદલે બંને બાજુઓની આરપાર ધસી જાય છે. એ ઉપરાંત મોટો ભેદ તો એ છે કે મગરનાં અપત્યોનું પોષણ માતાઓની પયોગ્રન્થીઓમાંથી ઝરતા દૂધ વડે નથી થતું.

અળખામણો દેખાવ, બેડોળ કદ ને ઘૃણાસ્પદ સ્વભાવવાળું આ પ્રાણી આપણને પ્રાગૈતિહાસિક કાળના રાક્ષસોનો ખ્યાલ આપે છે. પીઠે જાણે નાનાં શીંગડાં હોય એવાં કઠણ ક્રમબદ્ધ ભીંગડાંનો રંગ તેને બળેલા લાકડા જેવો જ દેખાવ આપે છે. અને એને લીધે પોતાના શિકારને ફસાવવાની આબાદ સગવડ એને મળી રહે છે. પાણીમાં એ એટલી શાંતિથી તરતો આવે છે કે જાણે લાકડાનું ખોયું જ તણાતું ન હોય! કોઈ વાર, કાંઠે પણ એ એ જ રીતે નિશ્ચેષ્ટ થઈ પડ્યો રહે છે ને પાણી પીવા ઢૂકતા કોઈ દમનશીલ જીવનો ભોગ લઈ લે છે.

એના ચાર પગમાં આગલે પગે પાંચ પાંચ ને પાછલે પગે ચાર આંગળાં હોય છે. એ પગ એટલા ટૂંકા હોય છે કે જમીન પર ચાલતાં તેનું પેટ ઘસાય છે; અને છતાં એમાં એટલું તો જબરું સ્નાયુબળ ભર્યું હોય છે કે ગેંડા જેવું પ્રાણી પણ તેના પગની ચૂડ છોડાવી શકતું નથી. એવી જ સશક્ત ને લાંબી એની પૂંછડી છે, જે તરવામાં હલેસાંની ગરજ સારે છે. એની ગરદન પણ નાની છતાં પુષ્કળ સ્નાયુઓ-ભરી ને સશક્ત હોય છે.

મગર મોટે ભાગે સમશીતોષ્ણ પ્રદેશોમાં જ થાય છે. પ્રાણિશાસ્ત્રમાં એ આખા સમૂહને 'ક્રોકોડાઈલિયા' નામથી ઓળખવામાં આવે છે. એના છ વર્ગો છે, જેમાં કેમાન ને એલીગેટર મુખ્ય છે. ટૂંકી ને પહોળી થૂથડી (snout=ગરદનના સાંધાથી નાકના છેડા સુધીનો માથાનો આખો ભાગ) એ એની વિશેષતા છે. એના મજબૂત દાંતોમાં ઉપલા જડબાનો ચોથો ને નવમો તથા નીચલા જડબાનો અગિયારમો દાંત ખૂબ મોટા હોવાથી એમનાં હાડપિંજરો સહેલાઈથી ઓળખાઈ આવે છે. ઉપલા જડબામાં ૨૦ લગભગ ને નીચલામાં ૨૨ લગભગ દાંત તેને હોય છે. કેમાનને બ્રાઝીલના દેશીઓ જેકેર નામે ઓળખે છે. તેની પાંચ જાતો થાય છે, પણ માત્ર મધ્ય તથા દક્ષિણ અમેરિકા પૂરતો જ તેમનો વસવાટ છે. એલીગેટરની બે જાતો થાય છે. એક ઉત્તર અમેરિકામાં ને બીજી ચીનની યાંગ્સે નદીમાં. એમનું નાક કેમાન જેવું ઊંડું નથી હોતું પણ સહેજ ઢળેલું હોય છે. ચીનાઈ એલીગેટર



ક્રોધ વિષ્ટ મગર ખુન્નસે ચડ્યો છે. એનાં કચેડેલા જડબાંમાં આવી ભરાએલા શિકારનાં બે ફાડિયાં જ થઇ જાય.

તો કૈમાનને ખૂબ મળતો આવે છે. માત્ર કૈમાન કરતાં તેના પંજા વધુ મોકળા હોય છે.

ત્રીજો વર્ગ ઓસ્ટીઓલીમસ (osteolœmus). પશ્ચિમ આફ્રિકામાં શીએરા લીઓં નજીક ફ્રેન્ચ શોધક દુ શેલુને તેનો એક નમૂનો હાથ લાગેલો. એના આગલા પંજા નહિ જેવા જ જોડાએલા હોય છે, જ્યારે પાછલા લગભગ અરધા. સાવ ટૂંકી થુથડી એ એની વિશિષ્ટતા છે.

હવે જેને ખાસ 'ક્રૉકોડાઇલિયસ' નામથી ઓળખવામાં આવે છે એ વર્ગ આવે છે. આફ્રિકા, દક્ષિણ એશિયા, ઉત્તર ઑસ્ટ્રેલિયા ને સગર્ભાનોપણ અમેરિકા તેમના પ્રદેશો. આપણા હિંદમાં થતાં મગર (C. Palustris) તેનો સર્વોત્કૃષ્ટ નમૂનો છે. આ આખા વર્ગની થુથડીની લંબાઈ તેની પહોળાઈ કરતાં દોઢીથી વધુ નથી હોતી. હિંદી મગરની થુથડી ઉપર હાડકાંનો દેર (bony ridges) નથી હોતો. હિંદ, સીલોન, બ્રહ્મદેશ ને મલય સુધી આ જાત વિસ્તરી છે. એની લંબાઈ સાધારણ રીતે ૧૨ થી ૧૪ ફુટ હોય છે, પણ એક નમૂનો ૧૮ ફુટનો પણ નોંધાયો છે. મગરની બધી જાતોમાં આ હિંદી મગર ઓછો ક્રૂર હોય છે.

પણ હિંદના દરિયામાં થતી જાત તો ખૂબ ભયંકર છે. વહાણો પર પણ તે વખત આવ્યે હુમલો કરતાં ચૂકતી નથી. એની લંબાઈ પણ બધાને ટપી જાય એવડી—૩૩ ફૂટની હોય છે!

નાઇલ નદીમાં થતી તિમસા જાત તો સ્ટીમરો ને બંદૂકોના આક્રમણથી હવે નાબૂદ થવા આવી છે. એની આખી થુથડી બિલકુલ લીસી હોય છે. તેનો ફેલાવો માડાગાસ્કર ને કેપથી માંડી આ બાજુ સીરિયાની ઝર્કા નદી (જે Crocodile River—મગરોની નદી તરીકે ઓળખાય છે ત્યાં) સુધી થએલો છે. હિંદી જાતને એ ખૂબ મળતી આવે છે. સિંધમાં મંગા પીર નજીક આજે પણ મગરોની જેમ પૂજા ચાલે છે તેમ પ્રાચીન મિસરીઓ ને ગ્રીકો આ તિમસા મગરોને પૂજતા. એમને મન એ ઊગતા સૂર્યનું દેવપ્રતીક હતું ને એને લઇને એ મગરને થીબ્સના મંદિરમાં પગે સોનાનાં સાંકળાં પહેરાવી રાખવાનાં આવતાં ને તેને દેવભાગ ધરાવવામાં આવતો.

'ક્રૉકોડાઇલિયસ' વર્ગની બધી મળીને તો દસ જાતો થાય છે, પણ તેમાં થોડાઘણા બાહ્ય ફેરફારો સિવાય કશું જાતિવૈશિષ્ટ્ય નથી જણાતું.

મગરનો પાંચમો વર્ગ રિન્કોસુકસ (Rhyncosuchus Schlegeli) અથવા મલય ગહીઆલનો. બોર્નીઓ, સુમાત્રા ને મલય દ્વીપકલ્પમાં એ થાય છે. એનું નાક નસકોરાંથી આગળ પડતું નથી હોતું. બે નસકોરાં વચ્ચેનું અંતર પણ વધુ હોય છે ને બીજા મગરો કરતાં તેની થુથડી લાંબી ને પાતળી હોય છે. મલય લોકો એને 'બુઆયા જિલુ' નામે ઓળખે છે. પાણી કરતાં ભીનાશવાળી જમીન એને વધુ ગમે છે, જ્યારે હિંદી ગહીઆલને પાણી વધુ ગમે છે.

આ ગહીઆલ (Garialis) ને આ સમૂહનો છેલ્લો વર્ગ. આપણો હિંદી ગહીઆલ (Garialis gangeticus) પોતાની લાંબી ને પાતળી થુથડીથી સૌ કરતાં જુદો પડી જાય છે. એ થુથડીથી એનો દેખાવ બહુ વિચિત્ર બની જાય છે. સૌ વર્ગો કરતાં એનાં જડબાંમાં દાંતની સંખ્યા વિશેષ હોય છે: ઉપલા

# ગલતેશ્વર

## ગુજરાતનું એક સૌન્દર્યધામ





ગલતેશ્વર પાસેનું પ્રાચીન મંદિર

ભારતના નંદનવન સમા ગરવી ગુજરાત પાસે દખ્ખણનો ડુંગરાળો દેહ નથી; નથી એને ત્યાં ઉત્તરની મહાગંગાઓ. કે કાશ્મીરનાં સુવર્ણ-પ્રભાતો. તો ય ગુજરાત પાસે જે છે એ વિશિષ્ટ છે, અનોખા સૌન્દર્યવાળું છે. સૌરાષ્ટ્રનો સાગરકાંઠો અને શત્રુંજય ગિરિનારના ગિરિવરો, આબુ અને અંબાજી તરફનો આહ્લાદક પ્રદેશ, ખેડબ્રહ્મા તરફની રઢિયાળી કુદરત; મહી, નર્મદા, સાબર અને વાત્રકના કાંઠાની શોભા અને લીલાં હરીઆળાં ખેતરો; શાંત ધીરગંભીર વહેતી સરિતાઓ; આંખને સૌમ્યસૌન્દર્ય પાતા વિશાળ સપાટ ખેતીસમૃદ્ધ ભૂમિપ્રદેશ;–પ્રકૃતિસૌન્દર્યભર્યાં એનાં આવાં સ્થાનોમાં 'ગલતેશ્વર' ગુજરાતના પ્રકૃતિપૂજકે ચાૂક નિહાળવા જેવું છે.

હિન્દના મહા ધર્મતીર્થ ડાકોરથી ગોધરા લાઇન પર બારેક માઇલ દૂર આ સ્થળ આવેલું છે. ડાકોરથી અંગાડી સુધીની ૩ આનાની ટિકીટ છે. પછીથી એએક માઇલ ડુંગરાઉ રસ્તે ચાલવું પડે છે; અને આ ખાડાટેકરા ચઢવા ઊતરવામાં જ ગલતેશ્વરના પ્રવાસની ખરી મહત્તા રહેલી છે. અંગાડીથી જોઇતો ખોરાક લઈ લેવો પડે છે, કારણકે ગલતેશ્વર આગળ ખોરાકી કંઈ મળતી નથી. પરંતુ ત્યાં ધર્મશાળા છે, જ્યાંથી વાસણ પાગરણ વગેરે જોઇતાં સાધનો મળી રહે છે. ડાકોર સુધી આવનાર યાત્રાળુ આટલે પાસેના આ પ્રકૃતિદેવીના લીલા સ્થાનના દર્શનનો લાભ ન જ છોડી શકે.

'ગલતેશ્વર' નામ જ જેનું પુનિત સ્મરણ કરાવે છે એવા કલાપતિ શંકરનું આ સ્થાનક છે. ગલતી નદીની ભેખડો પર એક પુરાણું પણ ભવ્ય મંદિર ઊભું છે. એને કાંગરે કાંગરે અદ્ભુત કલા વેરાએલી માલૂમ પડશે. એક બાજુ નાના છોડ સાથે ખેલતી ગલતી કલરવ કરતી વહી જાય છે. બીજી બાજુ મહીસાગર ચોકાટ પડી છે. ગલતી મહીસાગરને ભેટવા જાય છે—ગભરાતી અચકાતી; પણ પછી થોડેક દૂર આગળ જઈ ભેટી પડે છે. ચોપાસ પથરાઇ પડેલા, શંકરની જટા જેવા શ્યામ અને ભસ્મ જેવા શ્વેત ખડકો આ જોઇ જાણે ધીમુંધીમું હસી રહ્યા છે. દૂર દૂર કિનારા પર તાડ સ્તબ્ધ બની ઊભાં રહ્યાં છે.

હવે જરા પાસેથી એ મંદિરના ઘુમ્મટના અંતર્ભાગ પર મીટ માંડો. પ્રાચીન ભારતની કલાનો એ અવશેષ આ મંદિર કેટલું જૂનું હશે એનો ખ્યાલ આપે છે. અંદર તેમજ બહારથી જરી ગએલા એના સળંગ પત્થરના અંગો કરુણ ઇતિહાસ કથના આજુબાજુ વેરાએલા છે. કહેવાય છે કે એ મંદિરની ઉપરના ભાગો પતાઈ રાજાને હરાવી પાછા ફરતા સુલતાને તોપના ગોળા વડે તોડી પાડ્યા હતા. તોપણ આજ એ મંદિરનો કોઇપણ વિભાગ ઇતિહાસ કે કલાના પ્રેમીને પોતાના સુર સંભળાવ્યા વિના રહેશે નહિ.

મંદિરનો ઘાટ, એનું આંતર તેમજ બાહ્ય સ્થાપત્ય, એની આસપાસ વેરાએલી મનોરમ કુદરત એક વાર નિહાળ્યા પછી, સ્મરણે સ્મરણે ચક્ષુપટ પર તરી આવશે. અને એ મંદિરનો શ્યામ રંગ તો દૂરથી ય શ્વેત એવા ખડકો, રેતી અને નભપ્રદેશ વચ્ચે, દૂરથી જ આકર્ષે છે. એ મંદિરની અટારીએથી જરા બહાર નજર નાખતાં, ખળખળ કરતી વહેતી ગલતી ઝાડનાં ઝુંડ વચ્ચે સંતાકૂકડી રમતી મહી મૈયાને મળવા દોડતી દેખાશે;

એની બીજી બાજુ માનીતી મહીસાગર શિવજીના પ્રલયનૃત્યનો ખ્યાલ આપતાં મોજાં ઉછાળતી આવેશથી ધસતી આવતી દેખાશે; અને ઘડી બે ઘડીમાં ગલતીને સમાવી દઈ એનાં કાળાં ધોળાં અસ્થિ સાથે હાસ્યની છોળો ઉરાડતી, તમારી દૃષ્ટિને દૂર દૂર ખેંચી જતી દેખાશે.

કહેવાય છે કે એમાં પહેલાં મગર હતા. પરંતુ હાલ એમને મારી નાખવામાં આવ્યા છે. આથી. ગમે તેવી ઉગ્ર તો યે મૈયા સમી મહીસાગરના કોઈ એકાદ કોમળ ખૂણામાં કુદરતનું ગાન સુણતા પાણીમાં પડયા રહેવાનું જરા યે ભયંકર નથી લાગતું. ધોધની માફક પડતી એની એકાદી રેખા નીચે બેઠાં બેઠાં અમારા પચીસ માઈલના પગપ્રવાસના થાકને સહજમાં અમે દૂર કરી શકયા; અને ભોજનની પણ પરવા કર્યા વિના લાગલગાટ પાંચ કલાક સુધી મહીમૈયાની ગોદ ખૂંદી અમે જ્યારે બહાર નીકળ્યા ત્યારે એમ પણ ભાન ન રહ્યું કે ચાંદામામા કયારના ડોકિયાં કરી રહ્યા હતા અને મંદિરનો પૂજારી અમને બૂમો મારી રહ્યો હતો કે રએને વાસ આવે !

જયંત જે. ચોકશી

# આપણી ઊગતી પ્રજાની શારીરિક સ્થિતિ

## તે સુધારવા પ્રતિ લક્ષ આપી કામ કરનારાઓને માટે પારિતોષિકોની એક યોજના

'ગુજરાતી પ્રજાનું શારીરિક બંધારણ વખણાતું નથી, અને ગુજરાતના 'પાપડિયા પહેલવાનો' શરીર સંપત્તિના વિષયમાં કાંઈ પણ કરી શક્યા નથી. હિંદી લશ્કરની ભરતીમાં ગુજરાતીઓનું નામ લેવામાં આવતું નથી. ગુજરાતી શેઠિયાઓને પોતાની માલમિલકતના રક્ષણ માટે ભૈયા, પઠાણો અને આરબો કે ગુરખાઓના આશ્રય લેવા પડે છે. પુરાણી ભાઈઓની અખાડા અને વ્યાયામ સંબંધી પ્રવૃત્તિ ઘણા વર્ષોથી ચાલુ છતાં હજુ જોઈએ તેટલાં સુધારાનાં ચિહ્નો દેખાતા નથી.

સાધારણ રીતે યુરોપ કે અમેરિકાના દેશોની પ્રજાનાં બાળકો અને વિદ્યાર્થીઓનું શારીરિક બંધારણ હિંદ અને ખાસ કરીને ગુજરાતના વિદ્યાર્થીઓના કરતા ચઢિયાતું હોય એ સમજી શકાય એમ છે. પરંતુ એક જ દેશમાં અને સાથે રહેતા ભણતા વિદ્યાર્થીઓના શરીરનાં માપની સરખામણીમાં જ્યારે ગુજરાતીઓ નીચા ઊતરે ત્યારે વિદ્યાર્થીઓને શરમાવા જેવું થાય છે. મુંબાઈ યુનિવર્સિટી તરફથી નીમવામાં આવેલા આ વિષયના નિષ્ણાત વિદ્વાનોએ વિદ્યાર્થીઓના ત્રણ વિભાગ પાડયા છે. રોગિષ્ઠ વિદ્યાર્થીઓને ત્રીજા વિભાગમાં, નબળા વિદ્યાર્થીઓને બીજા વિભાગમાં અને સશક્ત અને સાધારણ વિદ્યાર્થીઓને પહેલા વિભાગમાં મૂકવામાં આવે છે. ગુજરાતની કૉલેજોમાંથી ફક્ત ૩૦ કે ૪૦ ટકા જેટલા જ વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમાં મૂકવા લાયક હોય છે પણ બીજી કૉલેજોમાં આ વિદ્યાર્થીઓની સંખ્યા વધારે હોય છે. આ વિષેના આંકડાઓ સચોટ રીતે હકીકત રજૂ કરે છે. તેમાં ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત તો એ છે કે, ગુજરાતની કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીની શારીરિક સ્થિતિ છેલ્લા એક વર્ષમાં વધુ ખરાબ થઈ છે.

જેવી સ્થિતિ કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓની છે તેવી જ શાળાઓમાં ભણતા બાળકોની સ્થિતિ છે, એ મુંબાઈ મ્યુનિસિપાલિટીના દાક્તરી અમલદારના રિપોર્ટ ઉપરથી જાણી શકાય છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી ડૉ ટરોએ કરેલી તપાસના પરિણામે જણાયું છે કે ફક્ત ૨૫ ટકા જેટલાં જ બાળકો સ્વચ્છ અને તંદુરસ્ત ગણી શકાય અને બાકીનાં ૭૫ ટકા રોગિષ્ઠ કે અશક્ત હોય છે. તેમની ઊંચાઈ, વજન અને બીજાં શારીરિક માપ, ધોરણ કરતાં ઘણાં ઓછાં છે.'

'શિક્ષણ અને સાહિત્ય'ના એપ્રિલ અંકમાં આ મુજબ ધ્યાન દોરીને શ્રી પોપટલાલ ગો. શાહ તેને સારુ શાળાઓમાં બાળકોની શારીરિક તપાસ માટે આગ્રહ ધરાવીને એક ચોક્કસ પદ્ધતિ સૂચવે છે અને એ યોજનામાં સહકાર આપવાને તમામ શાળાઓ, સંસ્થાઓ અને અન્ય વ્યક્તિઓને પોતાની સાથે પત્રવ્યવહાર કરવા વિનંતિ કરીને જણાવે છે કે 'સમગ્ર ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના જિલ્લાવાર, અને હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યહૂદી વગેરેના કોમવાર આંકડાઓ ભેગા કરીને તે ઉપરથી દેશની પ્રજામાત્રની તંદુરસ્તીનાં ધોરણો નક્કી કરવાનું કામ મેં માથે લીધું છે. આ વિષયમાં ખરા દિલથી કામ કરનારને અને વિશ્વાસપાત્ર આંકડા મેળવી આપનારને તેમ જ શરીર સુધારનાર બાળકોને પણ પારિતોષિક આપવાને માટે નાણાં આપવાની ગોઠવણ પણ થવાથી ઘણા લાભ થઈ શકે એમ છે. આ પ્રમાણે પારિતોષિક આપવાની યોજનાથી એક જ વર્ષમાં સ્પષ્ટ લાભ થાય છે, એ દિલ્હી ગુજરાતી સમાજના અનુભવથી કહી શકાય. આપણી શાળાઓમાં આ વિષે ઘણી માહિતી છૂટીછવાઈ પડેલી છે, પરંતુ તેનો સામુદાયિક ઉપયોગ કરવાને અને તેમાંથી આખી પ્રજાની શારીરિક ઉન્નતિનું ધોરણ નક્કી કરવાને માટે સતત પ્રયાસની જરૂર છે.

પોપટલાલ ગોવિંદલાલ શાહ

(લલિતકુંજ - ખાર)

નજીવા રોગીને રીબાઈને મર્યે જ છૂટકો. એવો જ ઉપદ્રવ ન્યુમોનિયાનો છે. વાતો કરતો કે નાચતાકૂદતો કોઈએ ત્યાં તો ઓચિંતો કોઈ એસ્કિમો ચીસાચીસ કરી મૂકે ને થોડી વારમાં તો તરફડીને મરી જાય. એથી ઊલટું, ક્ષયનું આ પ્રદેશમાં નામનિશાન નથી.

જ્યારે અહીંના કરાલદંષ્ટ્રા ઝાકળદંશ(frost-bite)ની દારુણતા તો રોમાંચ ખડાં કરનારી હોય છે. પગે એનો દંશ લાગે છે તો નળા સુધીનો ને ક્યારેક ઘૂંટણ સુધીનો ભાગ અક્કડ થઈ જુદો પડી જાય છે. એસ્કિમો વૈદો હાડકાંની કે લોઢાની કરવતથી એ જુદો ભાગ વહેરી કાઢી, ઉપર બાળકની ચામડી મઢી દે છે. એવાં કોઈ એસ્કિમો માબાપ નથી જે આવાં કામમાં પોતાના બાળકનો ભાગ ધરતાં અચકાય. પણ દંશ પામેલાનો મોટો ભાગ તો આખી જિંદગી રીબાવા કરતાં મોત જ પસંદ કરે છે ને આપઘાત કરી મરી જાય છે.

મને એક દાખલો યાદ છે. એક કોઈ કમભાગી ઇન્સાન તોફાનમાં સપડાયો ને મુકામે પહોંચતાં સુધીમાં તો દંશ કમર સુધી પહોંચી ગયો. મગજ ઠેકાણે રાખી કામળો ઓઢી એ સ્લેજમાં સૂઈ રહ્યો. એના કૂતરા એને પાદતા અહીં આવ્યા, ત્યાં અંદર કંઈ સળવળાનું ભાળી અમે ત્યાં પહોંચ્યા. દંશ છાતી સુધી પહોંચી ગયો હતો ને કામળા નીચે જુદા પડેલા પગ ખરી જઈને છૂટા થઈ પડ્યા હતા! એના બચવાનો કશો સંભવ જ ન હતો.

એક વખત અમે બેઠા હતા ત્યાં એક સ્વીડ આવીને મને કહે, મારાં આંગળાં વળતાં નથી ને અંદર દરદ થયા કરે છે. મેં શિખામણ આપી કે ટેબલ પર હાથ પછાડ. એણે એ પછાડ્યો ને તે સાથે બધાં આંગળાં તૂટીને ખંડમાં વેરાઈ પડ્યાં! ઝાકળદંશનું એ પહેલું દશ્ય હું કદી નહિ ભૂલું. એક જણનું તો એ દંશથી નાક ખરી પડ્યું ને પછી નકટું જીવન એને એવું તો ઝેર જેવું લાગ્યું કે ગોળી ખાઈ મારી સામે જ એણે આપઘાત કર્યો.

અકુદરતી મોતની અહીં નવાઈ નથી. કાચા બરફમાં ગરક થઈને કે જંગલી જનાવરોથી ચીરાઈને આ વિસ્તારમાં અનેક જિંદગીઓ ખતમ થઈ છે. અશક્ત માણસ દુનિયાના બીજા ભાગોમાં મોડીવહેલી પણ મદદ મેળવી શકે, પણ અહીં તો એને રીબાઈને તરફડી મરવાનું જ રહે. કૅનેડા સુદ્ધાંમાં અનેક શિકારીઓ જાતે શિકાર બની ગયા છે.

આ મુલકમાં કોઈ વ્યક્તિ મરણને કાંઠે આવતાં જ સાવરીના કદનું એક કાળું પંખી દેખા દે છે, જેને અહીંના લોકો કાળપક્ષી (Death-bird) તરીકે ઓળખે છે. મરણાસન્ન વ્યક્તિના મુકામ પર તે બેસે છે, ત્રણ તીણી ચીસો પાડે છે ને પછી ઊડી જાય છે. અને એના ઊડવા પછી થોડી જ વારે પેલી વ્યક્તિના પ્રાણ પણ ઊડી જાય છે!

આ સુવર્ણાવર્તનું સ્વાતંત્ર્ય, જગતમાં સાચામાં સાચું સ્વાતંત્ર્ય છે. ગમે ત્યાં જાઓ. ગમે ત્યાં ઘૂમો, ગમે તે કરો, કોઈ પૂછનાર કે રોકનાર નહિ. સોવિયેટ સરકારે હવે આ પ્રદેશમાં રસ લેવા માંડ્યો છે, પણ એના રંગદર્શનને એ કશો નવો ઓપ આપી શકે તેમ નથી.'

પરંતુ માણસના સ્વાર્થે આ પ્રદેશમાં પણ પગપેસારો કર્યો છે. ભોળા એસ્કિમોના લોહીના પિપાસુ ઘણા ગોરા નીવડ્યા છે જે અહીં 'આંધળા વાઘ' તરીકે ઓળખાય છે. એસ્કિમો લોકો પાસેથી થોકબંધ ફરો તેઓ ખરીદી લે છે અને પછી ભાવ ચુકવવાની વેળા સલ્ફ્યુરિક ઍસિડ અને મેથીલેટેડ સ્પિરિટ મેળવેલી બ્રાન્ડી તેને પીવડાવે છે. એ પીતાં વેંત બિચારા એસ્કિમોનું પેટ ફૂલી જાય છે, મોંમાંથી ફીણ નીકળવા માંડે છે, તેને ચિત્તભ્રમ થઈ ને દોડાદોડ કરી મૂકે છે. ભોગજોગે એના હાથમાં કુહાડી રહી હોય તો સામે મળતા હરેકનો તે ફેંસલો કરતો આવે છે. આમ ગાંડા બનેલા એક જણે તો એક વખતે ત્રીસ જેટલાં ખૂનો કરી નાખેલાં. આ 'આંધળા વાઘ' ક્યારેક મુવસાહતીઓની પણ આવી જ વલે કરે છે.'

વેલ્ઝલની વસાહતનું આ પ્રસંગોચિત બયાન પૂરું થયું. આજકાલ કરતાં ચાળીસ વર્ષ થયાં, કોઈ રાજર્ષિ પેઠે આ સુવર્ણાવર્તનો તે વસાહતી બની રહ્યો છે. એ બધાં વર્ષોનો જે રંગદર્શી અનુભવ એણે લખ્યો છે તેવો દિલમાં તનમનાટ પેદા કરતો અનુભવ બીજા કોઈએ નથી લખ્યો. અને તેનું કારણ, શહેરી તથા વસાહતી જીવન વચ્ચેનો સ્પષ્ટ તફાવત છે. પ્રખ્યાત ચેક લેખક કારેલ ચાપેકે એનાં સંસ્મરણો વિષે લખ્યું છે, "Welzl's memoirs are a genuine revelation: this is no mere description of eternal ice, but of eternal humanity, however harsh its surroundings have made it."

ઈ.૧૯૨૪માં સાન્ફ્રાન્સિકોથી માલ ભરીને 'Seven Sisters' જહાજમાં વેલઝલ સફર કરતો હતો ત્યાં યુનાઈટેડ સ્ટેટ્સને પાસિફિક કાંઠે એ જહાજ ભાંગ્યું. ત્યાંનાં સત્તાધિકારીઓને કશા દસ્તાવેજ કે વીઝા ન મળતાં તેને તેના દેશ ચેકોસ્લોવાકિયા ધકેલી દીધો, જેના સ્વતંત્ર અસ્તિત્વની વેલઝલને જાણ પણ ન હતી.

અમેરિકાથી ઊપડીને પહેલવહેલી મુસાફરી એણે હામ્બુર્ગ મુકામે ખંડિત કરી અને ત્યાંના ચેક કૉન્સ્યુલેટ પાસેથી પોતાની રાષ્ટ્રીયતાનાં પ્રમાણપત્રો, વીઝા ને ન્યૂ. સાઈબીરિયા જવાનો (અનુસંધાન પાછળ પૃ. ૨૨૨મે)

# મેઘોભાઈ

ઉનહાળાનો દિવસ હતો; ઘામનો પાર નહોતો. માણસ જાણે બફાઈ જતાં હતાં. તે દિવસે મેઘોભાઈ નામે વાદળાનું નાનકડું બચ્ચું સમુદ્રમાંથી નિકળ્યું. અને નીલા આકાશમાં તરવા મંડ્યું. સુખ-સુખની લહરીમાં તરતાં તરતાં એણે નીચે જોયું તો પાણીને અભાવે જમીન સૂકી વેગન પડી છે, તથા ગરીબ માણસો ધખધખતાં ખેતરમાં પરિશ્રમ કરે છે ને પરસેવો ઉતારે છે. મેઘાને થયું, કે 'આ બાપડાને કાંઈક સહાયતા હું કરી શકું તો કેવું સારું! મારે હાથે એનું કામ સહેલું થાય, ને ભૂખ્યાને અન્ન તથા તરસ્યાને જળ મળે તો મારે ધન્ય ઘડી ધન્ય ભાગ્ય થાય.'

દિવસ નમ્યો તેમ મેઘાનું કલેવર વધ્યું, અને પૃથ્વીના લોકોનું કાંઈક હિત કરવાની ઇચ્છા પણ એના અન્તરમાં વધી.

પૃથ્વી ઉપર તો ગર્મી વધ્યે જ જતી હતી; તડકા એવા આકરા પડતા હતા કે માણસને તેથી મૂર્છા આવી જાય. લૂ કહે મારું જ કામ, તો પણ ગરીબે તો કામ કરવું જ રહ્યું. કોઈ વાર એ લોકો માથું ઊંચું કરીને મેઘા સામું જોતા; જાણે મેઘાને પ્રાર્થના ન કરતા હોય કે 'તું અમારી વારે ધા.'

મેઘો બોલ્યો, 'હું અવશ્ય તમારી ભીડ ભાંગીશ.' એમ કરીને એ ગગનસાગરમાં બૂડતો બૂડતો પૃથ્વીની કોર આવવા મંડ્યો. બૂડતાં બૂડતાં એને નાનપણમાં સાંભળેલી એક વાત સાંભરી આવી કે મેઘકુમાર પૃથ્વી-ની બહુ નિકટ જાય તો મરી જાય. આ સંભારીને મેઘો ઘડીક થંભી ગયો. ને વિચારમાં પડ્યો. પણ અંતે એણે છાતી કાઢીને કહ્યું,

'પૃથ્વીના લોકો. થવાનું હોય તે થાય, પણ હું તમને મદદ કરીશ જ.'

આ સંકલ્પ કરતાં વેંત જ મેઘાના શરીરમાં અદ્‌ભુત પુષ્ટિ તથા શક્તિનો સંચાર થયો. પોતાનું શરીર આટલું ખીલી ઊઠી શકે એની એને સ્વપ્ને પણ કલ્પના નહોતી. ભગવાનના વિરાટ્‌સ્વરૂપને જોઈને અર્જુનને થયું હતું એવું જ મનુષ્યોને ને પશુઓને મેઘાને જોઈને થયું; ઝાડ તથા ઘાસ એની આગળ નમી પડ્યાં: પણ સૌ જાણતા હતા કે મેઘાનું હૃદય દયાર્દ્ર છે.

મેઘો એક વાર ફરીને ગર્જી ઊઠ્યો: 'હા, હું તમને સહાય થઈશ, મારું જીવન તમને સમર્પીશ.'

એ આમ બોલ્યો ત્યાં તો એના દિલમાં દીવો પ્રકટ્યો, આકાશમાં ગડગડાટ થયો, અને વચનાતીત પ્રેમથી મેઘો રેલી ઊઠ્યો. એ બૂડતો બૂડતો પૃથ્વી પાસે આવ્યો, અને કલ્યાણકારી વૃષ્ટિના રૂપમાં એણે પોતાનો જીવ આપ્યો.

આ વરસાદ મેઘાના પરમપરાક્રમરૂપ હતો અને એના મૃત્યુરૂપ પણ હતો. જ્યાં જ્યાં વરસાદ પડ્યો ત્યાં ત્યાં આખા પ્રદેશ ઉપર સુંદર મેઘધનુષે તોરણ બાંધ્યું. પોતે પોતાનું નિવેદ ધરે એ પ્રેમની અવધિ કહેવાય; એવા પરમપ્રેમના આ છેલ્લાપહેલા રામરામ હતા.

એ તોરણનો પણ ઘડીબઘડીમાં લોપ થયો, પણ મેઘાના દેહસમર્પણથી બચી ગયેલા મનુષ્યો ને પશુઓ પોતાની આંતરડી ઠારી ગયેલા મેઘાને નિરંતર આશિષ દેતાં હતાં.* દે. વા.

* રૉબર્ટ રેઇનિકના જર્મનના સારા કોન ભાષાંતર કરેલા ઇંગ્લિશ ઉપરથી.

# આ મહિનો (જૂન) ઇતિહાસમાં

**તા. ૧** ઇંગ્લંડના રાજકવિ જૉન મેસ્ફીલ્ડનો જન્મ-ઇ. ૧૮૭૮

**તા. ૨** ઇટાલીના સ્વાતંત્ર્યવીર જ્યુસેપ ગેરીબાલ્ડીનું અવસાન-ઈ. ૧૮૮૨

**તા. ૫** બ્રિટનનો સેનાપતિ લૉર્ડ કિચનર રશિયા જતાં રસ્તામાં આગબોટ ડૂબી જતાં, ડૂબી મૂઓ-ઈ. ૧૯૧૬

**તા. ૯** દિલ્હીને ભસ્મીભૂત કરી કત્લેઆમ ચલાવનાર તથા શાહજહાંનું મયૂરાસન ઉઠાવી જનાર અફઘાન સમ્રાટ્ નાદિરશાહનું ખૂન અને અહમદશાહ અબદાલીનો ઉદય-ઇ.૧૭૪૭

**તા. ૧૨** દક્ષિણ અમેરિકાના પારાગ્વે અને બોલીવિયા એ બે રાજ્યો વચ્ચે ચાલેલા ગ્રાન ચાકો યુદ્ધની સંધિ-ઇ. ૧૯૩૫. આર્જેન્ટિના, પારાગ્વે અને બોલિવિયા વચ્ચે આવેલા બે લાખ ચોરસ માઈલના એ સપાટ પ્રદેશ અંગે બંને વચ્ચે ૧૯૩૩ના મેની ૧૦મીએ યુદ્ધ શરૂ થએલું. યુદ્ધને પરિણામે કોઇ પક્ષને કશો લાભ ન થયો.

**તા. ૧૪** હિટલર અને મુસોલિનીની વચ્ચે પહેલવહેલી મુલાકાત-ઇ. ૧૯૩૪

**તા. ૧૫** ઇંગ્લંડનો જુલમી રાજા જૉન મગજવટથી ન માનતાં તેને લડાઇમાં હરાવીને તેની પ્રજાએ તેની પાસેથી 'મૅગ્ના કાર્ટા' (મહાન સનદ) પર સહી કરાવી લઇ તેની સ્વચ્છંદતા અંકુશમાં આણી-ઈ. ૧૨૧૫

**તા. ૨૩** ફ્રાન્સે ગયા મહાયુદ્ધ પછી તુર્કીનો પોતાના મૅન્ડેટમાં કબજે લીધેલો એલેક્ઝાન્ડ્રેટા બંદરનો પ્રદેશ તુર્કીને પાછો સોંપ્યો-ઈ. ૧૯૩૪

**તા. ૨૪** લૉર્ડ કિચનરનો જન્મ-ઈ. ૧૮૫૦

**તા. ૨૮** ઑસ્ટ્રિયાના રાજપુત્ર ફર્ડિનાન્ડનું બોસ્નિયા પ્રાંતમાં એક સર્વિયને ખૂન કર્યું, જે ગયા મહાયુદ્ધનું મૂળ કારણ નીવડ્યું-ઇ. ૧૯૧૪ ● ● વેર્સાઇની ગોઝારી સંધિ-ઇ. ૧૯૧૯

**તા. ૨૯** સિકંદરનું ૩૩ વર્ષની વયે અવસાન-ઇ પૂ. ૩૨૩



આ માસની વિભૂતિ
શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર

ઈ. ૧૮૭૧ના જૂનની ૨૧મી તારીખે નાગપુર મુકામે જન્મ. છઠ્ઠા વર્ષે માતાનું મરણ થયું ત્યાર બાદ બે ત્રણ વર્ષ રહી વાતવિકારથી એમનો ચહેરો અકડ થઈ ગયો ને જીભ ઝલાઇ ગઈ. પછી ઔષધોપચારે જીભ તો સુધરી પણ ચહેરાનો વ્યંગ કાયમ રહ્યો; જેથી તેઓ એકાંતપ્રિય બની ગયા. પરંતુ એ એકાંતમાં જ્ઞાનનો અદ્ભુત સહવાસ એમણે સાધ્યો. વિશેષ અભ્યાસે એમને લેખનપ્રવૃત્તિ તરફ આકર્ષ્યા અને અંગ્રેજી ચોથા ધોરણમાં આવતાં તો બે નાટકો લખી નાખ્યાં. કુટુંબના સંગીતશોખથી અને કિર્લોસ્કર નાટકકંપનીના નટોના પરિચયથી એમની નાટ્યલાલસા ખૂબ વધી ગઇ.

ઈ.૧૮૮૮માં તેમણે મૅટ્રિક પસાર કરી. શાળામાંથી જ બહુશ્રુત વિદ્યાર્થી તરીકે તેમની ખ્યાતિ ફેલાઈ હતી. શાળામાં અંગ્રેજીના વિષયમાં તથા મરાઠીમાં વ્યાકરણ, પદ્યરચના તથા નિબંધનાં બધાં ઇનામો એમણે જ મેળવેલાં.

ત્યાર બાદ ઉચ્ચ શિક્ષણ માટે તેઓ પૂનાની ડેક્કન કૉલેજમાં દાખલ થયા. ઇતિહાસસંશોધક રાજવાડે, શિવરામપંત પરાંજપે, ન. ચિં. કેળકર, વ્યાકરણકાર મોરોપંત વગેરે તેમની સાથે હતા. ઈ. ૧૮૯૧માં બી. એ. થઇ બીજે વર્ષે કાયદાના અભ્યાસ અર્થે તેઓ મુંબાઈ જઈ રહ્યા. એ જ સાલે એમણે પહેલો લેખ 'વિવિધજ્ઞાનવિસ્તાર'માં લખ્યો, અને તે 'વિક્રમશશિકલા' નાટકની સમાલોચના. ત્યાર પછી ત્રણ ચાર વર્ષમાં એમણે 'વીરતનય' નાટક લખી કાઢ્યું જે નાટક કિર્લોસ્કર કંપનીએ આગ્રહપૂર્વક માગી લીધું. ત્યારથી મરાઠી નાટ્યસૃષ્ટિમાં કોલ્હટકર યુગ જ શરૂ થઈ ગયો. 'વીરતનય' પછી 'મૂકનાયક', 'ગુપ્તમંજૂષા', 'મતિવિકાર', 'પ્રેમશોધન' વગેરે પ્રસિદ્ધ થયાં અને તે નાટ્યસમ્રાટ ગણાઈ ગયા.

મરાઠી સાહિત્યમાં વિનોદનો પ્રવેશ કરાવનાર પણ કોલ્હટકર. ઇ.૧૯૦૨માં 'વિવિધજ્ઞાનવિસ્તાર'માં એમણે લખેલો 'સાક્ષીદાર' એ મરાઠી વાઙ્મયનો પહેલો વિનોદી લેખ. એ લેખ પર ખૂબ ઉહાપોહ થએલો પરંતુ પોતાના ગુણના જોરે એને વિજય મળ્યો. એમના એકમેકથી ચઢિયાતા બત્રીશ લેખોનો સવાત્રણસો પાનાંનો સ્મોલ ટાઈપમાં છાપેલો સંગ્રહ 'સુદામ્યાચે પોહે' નામે બહાર પડ્યો છે.

પરંતુ એ કેવળ નાટકકાર કે વિનોદી લેખક જ નહોતા. એમની પ્રતિભા સર્વતોગામી હતી. 'ભારતીય જ્યોતિર્ગણિત' એનો પુરાવો છે. બીજા વિવિધ લેખોનો એમનો 'સંકલિત સંગ્રહ' એમના અવસાનના એક વર્ષ અગાઉ બહાર પડેલો છે, જે થી ચિપળૂણકરના 'નિબંધમાળા' જેટલો જ વજનદાર છે. ઈ.૧૯૨૭માં પૂનામાં ભરાએલા મરાઠી સાહિત્ય સંમેલનના એ અધ્યક્ષ ચૂંટાએલા. બસ એ એમનું છેલ્લું જાહેર દર્શન. ત્યાર બાદ અર્ધાંગવાયુનો હુમલો તેમના પર થયો અને ૫-૭ વર્ષ પરાધીન સ્થિતિમાં કાઢ્યા પછી ઇ.૧૯૩૪ નાં જૂન મહિનાની ૧લી તારીખે તેઓ આ લોક છોડી ગયા. પહેલેથી જ પ્રકૃતિએ દગો દેવા છતાં પુરુષાર્થબળે મરાઠી વાઙ્મયને એમણે જે પોષણ આપ્યું તેનું ઋણ અમર જ રહેવાનું. અને મરાઠી સાહિત્યકારો ખાંડેકર, માડખોલકર વગેરેની નવી પેઢી તો એમને ગુરુસ્થાને માને જ છે.



# પંચતંત્રની  વાર્તાઓ



વળી કરટક બોલ્યો, 'હે દમનક, તારા જેવાનો સંગ કરવો એ જ ખોટું છે. કદાચ તારા સંગથી અમારો પણ અનર્થ થાય.

**અસત્સંગતણે દોષે વિક્રિયા થાય સાધુની ।**
**દુર્યોધનપ્રસંગેથી ભીષ્મ ગોહરણે ગયો ॥૨૭૭॥**

અને આ ઠીક કહ્યું છે:

**માતા એક પિતા એક મારા ને એ વિહંગના ।**
**મને મુનિજને લીધો એને લીધો ગવાશને ॥પૂ. સુ. ૪૧૬॥**

એણે કહ્યું 'એ કેમ?' કરટક કહે છે:

## કથા ૨૮

એક પર્વત ઉપર એક પોપટના માળામાં બે બચ્ચાં અવતર્યાં. એની મા ચરવા બહાર ગઈ હતી ત્યાં વાઘરી એને ઉપાડી ગયો. તેમાંથી એક દૈવવશાત્ ભાગી છૂટ્યો, અને બીજાને પાંજરામાં રાખીને વાઘરી પઢાવવા મંડ્યો. ભાગેલો પોપટ કોઈ ઋષિને હાથ આવ્યો, તેણે એને પોતાના આશ્રમમાં લઈ જઈને પોષ્યો. એમ કરતાં કોઈ રાજા ઘોડા ઉપર પોતાની સેનાથી આઘો નિકળી ગયો હતો તે જ્યાં વાઘરી રહેતા હતા તે વનમાં આવી ચડ્યો. એને જોઈને પંજરસ્થ પોપટ કલકલ કરવા મંડ્યો: 'સ્વામી, આ કોઈ ઘોડે ચડીને આવે છે. એને બાંધો, મારો'. શુકવચન સાંભળીને રાજા ઘોડાને દોડાવીને બીજા પ્રદેશમાં નિકળી ગયો. તો ત્યાં મુનિઓનો આશ્રમ હતો. ત્યાં પણ પંજરસ્થ પોપટ બોલ્યો, 'આવ, આવ, રાજા. વીસામો ખા. શીતળ જળ પી, મીઠાં ફળ ખા. હે ઋષિઓ, આને અર્ઘ્ય આપો ને આના પગ ધુઓ.' આ સાંભળીને રાજાને વિસ્મય થયો ને એ વિચારમાં પડી ગયો. એણે પોપટને પૂછ્યું, 'મેં વનના બીજા ભાગમાં તારા જેવો પોપટ દીઠો. પણ એ તો ક્રૂર હતો, ને બાંધો મારો એવું બોલતો હતો, એ કેમ?'

પંજરસ્થ પોપટ બોલ્યો, 'આવ, આવ, રાજા. વિસામો ખા. શીતળ જળ પી, મીઠાં ફળ ખા.'

એટલે ગોપટે પોતાનો વૃત્તાન્ત એને સંભળાવ્યો.

એટલે હું કહું છું: 'માતા એક પિતા એક'.ઇતિ. તથા કહ્યું છે :

**દુષ્ટ લોકો કરે ભૂંડું, ને સાધુ ફળ ભોગવે।**
**દશાનન હરે સીતા બંધાય જ મહોદધિ ॥લિ.૩-૨૧॥**

વળી

**તારે દુર્જનની હારે ઊભવું ન ન ચાલવું।**
**કાગસંગે મુએ હંસ ઊભો જાતો જ વર્તક ॥૨૨॥**

દમનક કહે: 'એ કેમ?' કરટક કહે :

## કથા ૨૯*

ઉજ્જયિનીની વાટની ધારે પ્લક્ષનું ઝાડ હતું, એના ઉપર હંસ ને કાગડો વસતા હતા. એક વાર ગ્રીષ્મઋતુમાં એક થાકેલો પથિક તરુતળે ધનુષ મૂકીને સૂતો. થોડી વારે એના મુખ ઉપરથી ઝાડની છાયા ખસી ગઈ, અને મોઢા ઉપર તડકો આવ્યો તે જોઈને ઝાડ ઉપર રહેલા હંસે કૃપાથી પાંખ પસારીને પાછી એના મુખ ઉપર છાયા કરી. પછી નિદ્રાસુખિયાં વટેમાર્ગુનું મોંમાં મોઢું ઉઘડી ગયું, તેમાં પરસુખ-અસહિષ્ણુ સ્વભાવદુર્જન કાગડો ચરકીને પલાયન કરી ગયો. પાન્થ ઊઠીને નિરખે છે તો તેણે હંસને જોયો તથા બાણથી વીંધીને મારી નાખ્યો.

## કથા ૩૦*

એક વાર ભગવાન્ ગરુડની યાત્રાના પ્રસંગમાં સર્વ પક્ષીઓ સમુદ્રતીરે ગયા. તેમાં કાગડા ભેળો વર્તક ચાલી નિકળ્યો. હવે તે કાગડો માર્ગે જતા ગોવાળના દહિભાંડમાંથી વારે વારે દહિ ખાવા મંડ્યો. ગોવાળે દોણું હેઠું મૂક્યું ને ઊંચે અવલોકન કર્યું તો તેણે કાગડા તથા વર્તકને જોયા. પણ કાગડો તો ચેતીને ભાગી ગયો. અને સ્વભાવે નિરપરાધ વર્તકની ગતિ મન્દ હતી, એટલે એ ગોવાળને હાથે આવી ગયો ને માર્યો ગયો.

એટલે હું કહું છું: 'તારે દુર્જનની હારે' ઇત્યાદિ.

**દેસાઇ વાલજી ગોવિન્દજી**

* હિતોપદેશ




(એક લોકકથા)

વરસાદ પડી રહ્યો. નદીઓ અને દરીઆ વરસાદના તાપથી સુકાઇ ગયાં. સરોવરોનાં પણ તળિયાં દેખાઇ ગયાં. આથી એક દેડકો દોડતો દોડતો ચાલીને નાસતો હતો. નાસતાં નાસતાં રસ્તા વચ્ચે આબુ પર્વત આવ્યો.

દેડકો કહે: 'એઇ કાંકરા! આઘો ખસી જા.'

દેડકે આમ દમ માર્યો એથી આબુ પર્વત તો રડવા જેવો થઇ ગયો. રસ્તે એક ઇયળ ચાલી જતી હતી. તેણે તેને કહ્યું.

'કેમ અલ્યા, આબુ! તું રડે છે શાને?'

આબુ કહે 'આ દેડકો મને મારશે તો પછી હું શું કરીશ?'

આથી પેલી ઇયળે આબુને પોતાની બે પાંખો આપી. તે ઓઢીને આબુ ઊડીને પાસેના એક ઝાડ ઉપર બેસી ગયો અને દેડકો તે રસ્તેથી ચાલ્યો ગયો. હવે આબુને થયું: 'ચાલ નીચે ઊતરીને પાછો મારી જગ્યાએ બેસી જાઉં.'

પણ હવે એ પેલી પાંખોથી ઊડતાં ભૂલી ગયો. ઘણું કરે, બુમો પાડે, ઇયળને બોલાવે, પણ કોઇ આવે નહિ; અને ઊડતાં આવડે નહિ. આથી આબુએ ઝાડ ઉપરથી એક નાનો કેકડો માર્યો. પણ કેકડો મારીને જેવો નીચે પડ્યા તેવા જ તેના પગ ભાંગી ગયા. ને દિવસથી આજ સુધી આબુ પર્વત પડ્યો છે ત્યાંથી રજ પણ ચાલી શકતો નથી.

આ વાત મને કોણે કહી, કહું? રસ્તે રેઢાબાઇ આવતાં મને એક પત્થરની ઠેસ વાગી, ને હું જમીન પર થોડો આરામ લેવા લાંબો થઇને પડ્યો રહ્યો; ત્યારે મને એ પત્થરે આ વાત કહી હતી.

**ગુલાબસિંહ બારહટ**

## દુર્જન

દુર્જન બહુ અહંકાર કરે,
સજ્જન ધરે ન લાજ;
શ્વાન ભસે સો સામટા,
ગણે નહિ ગજરાજ.

દુર્જન દિલ ખુશખુશ થતાં,
કરશે હલકી વાત;
ખર ગોખતથી મારશે
પાછા પગની લાત.

**કેશવલાલ જટાશંકર મહેતા**



# Our Friends Abroad



## જગતના વિવિધ દેશોનાં તરુણ મિત્રો જોડે પત્રવ્યવહાર સાધવાની માહિતી આપતો વિભાગ

Clarence Hankel

Box 233 COLBY, Wis. (U.S.A.)

રશિયન અને જર્મન માતપિતાથી જન્મે અમેરિકન; વર્ષ ૧૫. પરદેશી ભાષાઓ શીખવા ઈંતેજાર છે. તરવું, સિક્કા સંઘરવા અને કસરત માણવી એ શોખ છે. સ્કાઉટિંગ પણ કરે છે. મોટા થઈને પુરાતત્ત્વવેત્તા બનવા ચાહે છે. કોઈ સમવયસ્ક સાથે પત્રવ્યવહાર ચાહે છે.

શ્રી વિક્રમદાસ જીવણદાસ (ઘાટકોપર) તરફથી નીચેનો તા. ૯-૧૧-૩૯નો પત્ર (પહોંચ્યા તા. ૧૯-૧-૪૦)નો પ્રકટ થવા મળ્યો છે.

પ્રિય વિક્રમદાસ,

તમારો આનંદપ્રદ પત્ર અને સ્ટાંપ મળ્યાં. તમારો ફોટો પણ સેન્સર અટકાવે નહિ તો મોકલશો. હું આ સાથે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખમંડળની નવી સ્ટાંપો મોકલું છું.

સપ્ટેમ્બરની પાંચમીથી અમારી શાળા શરૂ થઇ ગઈ છે. અઠવાડિયામાં પાંચ દિવસ અમારે શાળામાં હાજરી આપવાની હોય છે. મારો સમય સવારના ૮-૩૦ થી ૧૨ અને બપોરે ૧-૩૦ થી ૩-૩૦ સુધીનો છે મારા વિષયો ફ્રેંચ, અંગ્રેજી, બૅન્ડ, અમેરિકન ઇતિહાસ અને ટાઇપિંગ છે. અમારી શાળાનું નામ તો છે Walla Walla High School; પણ સાધારણ રીતે તે Wa-Hiના ટૂંકા નામે જાણીતી છે. તેમાં છોકરા છોકરીઓ મળી ૧૯૦૦,ની વિદ્યાર્થી સંખ્યા છે. અમારે ત્યાં ચાર ગ્રેડ છે તેમાં હું ત્રીજામાં છું. જો કે શાળાનું તે ૧૧ મું વર્ષ ગણાય. અમારે ઘણા વિષયો લેવા પડે છે; જેમાં કેટલાક મરજિયાત પણ હોય છે. આ નીચે તેની યાદી આપું છું:

**ફરજિયાત:** અંગ્રેજી ૩ વર્ષ, ઇતિહાસ ૨ વર્ષ, લેબોરેટરી સાયન્સ ૧ વર્ષ, મિલિટરી—સશક્ત છોકરાને ૨ વર્ષ (ધર્મબાધવાળાને કે માંદાને માફી), શારીરિક તાલીમ—છોકરાને ૧ વર્ષ જ્યારે છોકરીઓને ૨ વર્ષ (અઠવાડિયે ૩ દિવસ), ઘરવ્યવહાર (Home relations) છોકરાને ૧ વર્ષ.

**મરજિયાત:** ચિત્ર(કળા), લૅટિન, ફ્રેન્ચ, જર્મન બે વર્ષ શીખવું જ જોઇએ; નહિં તો તેની ગણત્રી લેવાય નહિ. ભૌતિકવિજ્ઞાન વ્યાખ્યાન, ઍલજિબ્રા, જ્યૉમેટ્રી, ગ્રીક, ટાઇપિંગ, શૉર્ટહૅન્ડ, બુકકીપિંગ, નાટ્ય, સંગીત, વાદન, લાકડકામ, યંત્રચિત્રણા, જીવવિજ્ઞાન, ફિઝિક્સ, રસાયણવિદ્યા.

આ ઉપરથી તમને સમજાશે કે અમારી શાળામાં ઘણા વિષયો શીખવાય છે. આ વર્ષે શાળાના 'Royal Blue'નું વેચાણ મારા હાથમાં છે. આ પુસ્તક દર વર્ષે વિદ્યાર્થીઓ જ બહાર પાડે છે. તેમાં વિદ્યાર્થીઓની છબીઓ સાથે શાળાના આખા વર્ષનો (સપ્ટેમ્બરથી જૂન સુધીના નવ માસનો) અહેવાલ, રમતગમતોના સમાચાર વગેરે હોય છે. આ વર્ષે ફુટબૉલ ટીમની સાથે બૅન્ડ પણ એ ટ્રિપ કરશે.

ગે જ અઠવાડિયાં પહેલાં ૩૦ માઈલ ઉપર અમે ટેઠન ગયા હતા. નવેમ્બરની ૨૩મીએ અમે અહીંથી ૧૪૦ માઈલ ઉપર આવેલા યાકીમા મુકામે જઇશું. આવતા શનિવારે 'આર્મિસ્ટીસ'-ગયા યુદ્ધની શસ્ત્રમુક્તિનો દિન છે. તે વખતે બધા સ્ટોર બંધ રહેશે અને કવાયત તો થશે. અમારૂં 'વા-હી-બૅન્ડ' અને લશ્કરીવર્ગો તેમાં ભાગ લેશે. ૧૧ વાગ્યે સીટીઓ થતાં જ મૃત્યુ પામેલાની યાદગીરીમાં એક મિનીટ મૌન પડશે. પછી તુરત કવાયત થશે. બપોરે ફુટબૉલની મૅચ થશે અને અમારૂં બૅન્ડ ત્યાં વાગશે. વાલાવાલા શહેરની બધી રમતોમાં અમે જ બૅન્ડ બજાવીએ છીએ.

નવેમ્બર માસનો છેલ્લો ગુરુવાર ઘણાં વર્ષોથી આભાર દિન તરીકે ઉજવાય છે. અમેરિકામાં આવી પહેલી ઉજવણી ઈ. ૧૬૨૫માં થઇ હતી. તે વખતે બધા વસાહતીઓએ ખૂબ પાક નીપજવા માટે મોટી મિજબાની કરી. તેમાં અમેરિકાના અસલી વસાહતી ઇન્ડિયનો પણ આવ્યા હતા. ખોરાક માટે હરણ અને ટર્કી લાવ્યા હતા. હવે તો ગરીબો સિવાયના પણ ટર્કી જ લાવે છે.

પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટને લાગ્યું કે આ તહેવાર નાતાલની બહુ પાસે આવે છે એટલે તેણે તેની ઉજવણી એક અઠવાડિયું વહેલી કરવાનું ઠરાવ્યું છે અને કેટલાંક શહેરોમાં તે પ્રમાણે થાય છે; છતાં કેટલાક ઠેકાણે જૂની તિથિ પળાય છે: તેનો તો મૂળ આશય એવો હતો કે સામટા તહેવારોની વચમાં કામકાજનું અઠવાડિયું હોય તો સારૂં. એની વાત તો ખરી છે; પણ લોકો કંઇ જલ્દી માને?

ડિસેમ્બરની ૨૫મીએ (નાતાલને દિવસે) અમે ઘરમાં નાતાલવૃક્ષ બનાવીએ છીએ. તેના પર કાચના શણગારો અને વીજળિક રોશની લગાવીએ છીએ. તે દિવસે મિત્રો અને કુટુંબીઓ સામસામી ભેટસોગાદ કરે છે. તે દિવસે જ ટર્કીનું ભોજન હોય છે.

કેટલાક ૨૪મીની રાત્રે ભેટોનો વિધિ કરે છે. પણ અમે તો ૨૫મીની સવારે જ ઉત્સાહભેર નાતાલની સવાર નિરખીએ છીએ. કાલે ભેટો મળશે એની આશામાં છોકરાં

ખાટલા આગળ પોતાનાં પગનાં મોજાં લટકતાં રાખે છે. તેમાં ખાવાની ચીજો, રમકડાં, મેવા વગેરે બીજા મૂકી જાય છે. પણ છોકરાંઓમાં એ માટે એક કાલ્પનિક માન્યતા હોય છે, કે 'સાન્ટા ક્લૉઝ' બાબા આઠ રેનડીઅરની લપસણી ગાડીમાં નીકળે છે તે જ એ આપી ગયા છે. એ ડોસા છાપરાની ચીમનીમાંથી ઊતરી આવે છે. તેનું એક ચિત્ર મોકલું છું.

યુનાઇટેડસ્ટેટસનાં જંગલોમાં શિકારની મોસમ ઊઘડી ગઈ છે. હું પણ ઊપડું છું. શિકારનો પરવાનો લેવાનો દોઢ ડૉલર પડે છે. એથી તમે રહેતા હો તે મહાલમાં ગમે ત્યાં શિકાર થઇ શકે. સ્ટેટસના ભાગો તે મહાલો—County. સ્ટેટ આખા માટે શિકારની ફી ત્રણ ડૉલર છે. ચાર અઠવાડિયાં મોસમ ચાલે છે. શિકાર કરવાની પણ હદ બાંધી છે. અમુક પ્રાણી કે પક્ષીનો ત્રણ, બે કે પાંચની સંખ્યામા જ શિકાર થઈ શકે. તેમાં શૉટગન જ વપરાય છે; રાઈફલ ગેરકાયદે ગણાય છે. હરણ એકથી વધુ કોઇ મારી શકે નહિ. પ્રવાસી (યાયાવર) પંખી માટે શિકારનો સમય ૭ અને ૪ વાગ્યાની વચ્ચેનો છે. શિકારના આ પરવાનાની આવક પક્ષીઓનો વધારો કરવામા, ચોકીદારોનાં ખર્ચમા અને જનાવરોમાં કોઈ રોગ ફાટી નીકળે તો તેના બચાવમા વપરાય છે

અમેરિકામાં કેટલાક શાકાહારીઓ છે; બાકી લગભગ દરેક જણ દિવસમા એકવાર તો માંસભોજન મેળવે છે; રવિવારે અને તહેવારે બે વાર.

હિંદી ચિત્રોમાં દેખાય છે તેવી પાઘડી તમે પહેરો છો ખરા કે? તમને વાચવું સહેલું પડે તે માટે મેં પત્ર ટાઇપ કર્યો છે. મારી ભૂલો દરગુજર કરશો. તમારે ત્યાં જ્ઞાતિવ્યવસ્થા છે એ વિષે હું બહુ વાંચું છું; પણ એ છે શું?

તમે મારા દેશ વિષે જોઇએ તેટલા પ્રશ્નો પૂછજો.

તમારો અમેરિકન મિત્ર ટેડ

તા.ક. હું લખવું ભૂલી ગયો કે એકલા વૉશિંગ્ટન પ્રાંતમાં જ શિકારના ૨,૫૦,૦૦૦ પરવાના અપાયા હતા!




### હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'ભિસ્તી'—હીરાલાલ ભટ્ટ (અમદાવાદ); બીજું ઇનામ: 'ગજરાજ'—જયંત ચોકશી (નડિયાદ); ત્રીજું ઇનામ: 'સહેલગાહે' ભેદાભાઈ મિસ્ત્રી (નડિયાદ). નોંધપાત્ર: ઘનશ્યામ દલાલ (અમદાવાદ); શાંતિ ઝવેરી (માટુંગા); હીરાલાલ ભટ્ટ (અમદાવાદ); એન. છ. શાહ (મદ્રાસ).

શરૂઆત કરનારાઓના પ્રિન્ટમાં ઘણી વસ્તુઓ એકસામટી દેખાય છે. રસ્તાનું દૃશ્ય લેતાં મકાનો, ગાડીઘોડા, મોટરો, રસ્તે ચાલનારાઓ એમ અનેક પાત્રોનું ચિત્ર બને છે. એનું કારણ કે પાડનારને કઈ વસ્તુમાંથી ચિત્ર નીપજશે તેનો ખાસ ખ્યાલ હોતો નથી. એનું માનસ આ પાડવું કે તે પાડવું એ જાતના અનિશ્ચિતપણામાં ગૂંચવાએલું રહે છે. છેવટ તે ચાંપ દાબી ગમે તેવો પ્રિન્ટ ઉપજાવે છે. બને ત્યાં સુધી એક્સ્પોઝર કરતાં પહેલાં ચિત્રનું મુખ્ય વસ્તુ ઓળખીને પછી જ આગળ વધવું. તેમ છતાં યે પ્રિન્ટમાં ઘણી આડીઅવળી વસ્તુઓ આવી જાય તો તેમાંથી નિરર્થક ચીજોને કાપી કાઢીને જરૂરી ભાગનું એન્લાર્જમેન્ટ કરવું.

ઘણીવાર અચાનક ચિત્ર વસ્તુ સાંપડતાં, તે પાડવા જઇએ તો પાછળની બૅકગ્રાઉન્ડ હરકત રૂપ આવવાનો સંભવ જણાય છે. એવે સમયે, મુખ્ય વસ્તુને ફોકસમાં રાખી, બીજું બધું આઉટ ઑફ ફોકસ રહેવા દેવું. મતલબ કે બહુ જ થોડો ડાયાફ્રામ રાખવો. આમ કરવાથી બૅકગ્રાઉન્ડની વસ્તુઓ આછી અને ઝાંખા સ્વરૂપમાં આવશે અને ચિત્રના મુખ્ય લક્ષ્યને મદદરૂપ બનશે. પહેલું ઇનામ જીતનાર ભાઈ હીરાલાલના 'ભિસ્તી'માં બૅકગ્રાઉન્ડ આઉટ ઑફ ફોકસ હોવાથી ચિત્ર દીપી ઊઠે છે. પખાલ ભર્યા બાદ પોતાની તૃષા છીપાવતા ભિસ્તીના ચિત્રમાં નૈસર્ગિક ભાવ ઝડપાયા છે. વળી એક્સ્પોઝરની ગતિ, નળમાંથી વહેતા પાણીને અનુરૂપ હોવાથી પાણીની ધારાઓ સ્પષ્ટ અને આકર્ષક સ્વરૂપમાં દેખાય છે. પખાલીની આખી પોઝ સરસ છે. છતાં જરા દૂરથી ચિત્ર લેવાની જરૂર હતી. તો ચિત્રવિસ્તારમાં ભિસ્તી અકડાઇ જતા જણાય છે તે ન જણાત.

'ગજરાજ' એ ટેબલટૉપ ફોટોગ્રાફીનો સારો નમૂનો છે. ગોમાસું લગભગ આવી પહોંચ્યું છે. વરસતા દિવસોમાં ઘરમાં રહી, ટેબલ ઉપર જુદાંજુદાં રમકડાંની મદદ વડે ચિત્રો ઉપજાવવામાં ફુરસદનો વખત ગાળવામાં ઓર આનંદ આવશે. ભવ્ય કલ્પનાઓ નહિ કરતાં, મામૂલી વસ્તુને સારી બૅકગ્રાઉન્ડમાં ગોઠવી કલ્પના-ચિત્ર કરવામાં ઘણું શીખવા-જાણવાનું મળે છે. જોએલું, જાણેલું અને વાંચેલું અખતરા કરવામાં ખૂબ જ કામ લાગશે અને તમારું ફોટોગ્રાફીનું જ્ઞાન પાકું થશે.

'સહેલગાહે'માં વરઘોડાને છાયાચિત્ર રૂપે ઉતારવાનો પ્રયાસ કર્યો જણાય છે. આવાં ચિત્રો ઊભાં કરતાં આડાં વધુ શોભે. ઉપરનો ⅔ ભાગ જેટલી જગ્યા તદ્દન નકામી છે. તેટલું ટ્રિમ કરવું જોઇએ. ફોકસિંગ બરાબર નથી.

બલવન્ત ભટ્ટ



# માધુકરી

## કુટુંબ

(છપ્પા)

અમૃત અખંડ ઝરંત માતની અનુપમ માયા,
ચિંતાતાપ હરંત પિતાની પાવન છાયા,
દયા ભાવભીની ભગિનીની નિત્ય નિગરાની,
કરે હાર્ય દેનાર સહોદર સંગે મગની:
આખી આલમ ઢૂંઢતાં પણ નહીં જ શોધ્યાં જડે,
ચમત્કાર સાથે જ જો સુભાગ્યવશ લવ સાંપડે. —પુનલાલ

## હૉંગકૉંગના હિંદી પત્રકાર
## શ્રી કેશવ બાળકૃષ્ણ વૈદ્ય

અહીંથી હજારો માઈલ દૂર આવેલા ચીનમાં લડાઈની આ કટોકટીમાં એક હિંદી પત્રકાર પોતાનું પત્ર ચલાવે અને તે પણ દૈનિક, એ ઓછી આશ્ચર્યજનક વસ્તુ છે? 'કૅન્ટન ડેઈલી સન' ઉપર 'એડિટર-ઇન-ચીફ: કે. બી. વૈદ્ય' એ અક્ષરો વાંચ્યા છતાં મને પણ એ વસ્તુ એકદમ માન્યામાં નહોતી આવી. પરંતુ પછી જે હૉટેલમાં હું ઊતર્યો હતો એના મૅનેજર મારફતે મેં શ્રી વૈદ્યની પ્રત્યક્ષ ઓળખાણ સાધી અને મને એ આશ્ચર્યકર વસ્તુમાં વિશ્વાસ બેઠો. એમનું જીવન મને ખૂબ ઉદ્બોધક જણાયું.

શ્રી વૈદ્યનો જન્મ રત્નાગિરિ જિલ્લાના ચિપળૂણ તાલુકાના ચિપળી ગામના એક જમીનદાર કુટુંબમાં ઈ. ૧૮૯૩માં થએલો. રમવાનો છંદ એમને નાનપણથી જ હતો. દાપોલી અને ચિપળૂણની હાઈસ્કૂલમાં શિક્ષણ મેળવી ઇ. ૧૯૧૧માં તેમણે મૅટ્રિક પસાર કરી. સાવરકર બંધુઓની કર્તવ્યદીક્ષા તથા લોકમાન્યની પ્રવૃત્તિ એ વખતે મહારાષ્ટ્રમાં ખૂબ ફાલી હોઈ, ૧૯૦૫ થી જ શ્રી વૈદ્યે પ્રતિજ્ઞા લઈ લીધેલી કે ગમે તેમ થાય પરંતુ સરકારી નોકરી તો ન જ સ્વીકારવી.

ઇ. સ. ૧૯૧૪ની સાલમાં વિલ્સન કૉલેજમાંથી ઇન્ટર આર્ટ્સની પરીક્ષા પસાર કરી. નવી જ સ્થપાએલી સિડનહૅમ કૉમર્સ કૉલેજમાં પ્રવેશ કર્યો અને ૧૯૧૮માં બી. કૉમ. ની ઉપાધિ મેળવી. ઇંગ્લિશ, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમના ખૂબ પ્રિય વિષયો હતા. અભ્યાસક્રમના પુસ્તકો કરતાં બહારના વાચન તરફ તેમની રુચિ વિશેષ હોએલી હતી અને એને લઈને જ બી. કૉમ. ના પેપરોમાં અર્થશાસ્ત્રના વિષયમાં એમણે 'ડિસ્ટિંક્શન' પ્રાપ્ત કરેલું.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ વિવિધ પ્રવૃત્તિઓમાં એ ભાગ લેતા થયા હતા. વિદ્યાર્થી સંઘના સેક્રેટરી, કૉલેજ માસિકના ઉપસંપાદક, સ્પૉર્ટ્સ કૅપ્ટન ઇત્યાદિ અનેક રૂપે એમણે વિદ્યાર્થી દશામાં બજાવી હતી. કૉમર્સ કૉલેજમાં સર લલ્લુભાઈ શામળદાસના પ્રમુખપણા નીચે ચાલતા 'સ્ટુડંટ્સ યૂનિયન'ના એ સેક્રેટરી હતા. સર લલ્લુભાઈ ત્યારથી જ એમના તરફ આકર્ષાયા હતા, અને એમના મધ્યસ્થપણાથી જ શ્રી વૈદ્યને ઔદ્યોગિક ક્ષેત્રની સર્વ મુખ્ય વ્યક્તિઓના પરિચયનો લાભ થયો હતો.

ઇ.સ. ૧૯૧૮માં બી. કૉમ. થઈને શ્રી વૈદ્ય જબલપુરના



દાચના કારખાનામાં ઍસિસ્ટંટ મૅનેજર તરીકે રહ્યા. ઈ. ૧૯૨૦માં એ કારખાનાના જનરલ મૅનેજર થયા પરંતુ ૧૯૨૨માં એ જગ્યાનું રાજીનામું આપી દઇ આયાતનિકાસનો વેપાર શરૂ કર્યો તથા બિલ્ડિંગ અને રેક્લેમેશન કૉન્ટ્રેક્ટર તરીકે પણ કામ કરવા માંડ્યું. વચ્ચે ૧૯૨૦માં સર લલ્લુભાઇના આગ્રહથી થોડો વખત સર ચુનીલાલ મહેતાના વેપારી સેક્રેટરી તરીકે પણ કામ કર્યું. એમની હોશિયારી જોઇ શેઠ નરોત્તમ મોરારજી તથા શેઠ વાલચંદ હીરાચંદે ૧૯૨૫માં એમને સિંધીઆ સ્ટીમ નેવિગેશન કંપનીની કલકત્તા ઑફિસના આસિ. મૅનેજર નીમ્યા. ૧૯૨૯થી ૧૯૩૧ સુધીમાં અક્યાબ, રંગૂન વગેરે શાખાઓમાં કામ કરી કલકત્તા ઑફિસના મૅનેજરના પદ સુધી તે પહોંચ્યા.

પરંતુ ગમે તેવી મોભાદાર નોકરી પણ એ છેવટે નોકરી જ હતી. એટલે તેને વળગી રહેવાનો 'આદર્શ' શ્રી વૈદ્યનો આવકાર ન જ પામી શકે. અને ઇ. ૧૯૩૧માં એમણે એ નોકરી છોડી અને 'અમૃતલાલ ઓઝા ઍન્ડ કંપની'માં ભાગીદાર તરીકે જોડાયા. કંપનીનો કોલસાનો જબરો વેપાર હતો અને ચીનમાં એ વિસ્તારવાનો તેનો વિચાર હતો. પરંતુ ભારેખમ ખર્ચ અને જબરા પગાર સિવાય ચીન જેવા અજાણ્યા દેશમાં પગ મૂકવા કોઈ તૈયાર થતું ન હતું. શ્રી વૈદ્યને એ વાતની ખબર પડતા કશી બાબતની જિદ ન રાખતાં તે ત્યાં જવા તૈયાર થયા ને ૧૯૩૧ના નવેમ્બરમાં હૉંગકૉંગ તરફ રવાના થયા.

હૉંગકૉંગ અને કૅન્ટન એ બંને શહેરોમાં ૧૯૩૨ માં કંપનીની બે શાખા ખોલવામાં આવી. શ્રી વૈદ્ય એ બંને શાખાના મૅનેજર તરીકે કામ કરવા લાગ્યા. ૧૯૩૨ થી ૧૯૩૪ સુધી કંપનીનું કામ ધમધોકાર ચાલ્યું, કારણ ચીને જાપાનીઝ કોલસાનો બહિષ્કાર કરેલો. પરંતુ ૧૯૩૪માં એ બહિષ્કાર પાછો ખેંચી લેતા જ જાપાનીઝ કોલસાનો મારો શરૂ થયો અને કંપનીએ પોતાની ચીનની શાખા બંધ કરી દઈ શ્રી વૈદ્યને પાછા કલકત્તા આવી જવા જણાવ્યું.

શ્રી વૈદ્ય માટે આયુષ્યની સૌથી કસોટીભરી આ પળ હતી. ત્યાંના ઔદ્યોગિક અને વેપારી જગતમાં એમણે સારી શાખ જમાવી હતી. વળી એ દરમિયાન જ ૧૯૩૩ના અંતભાગથી 'કૅન્ટન ડેઈલી સન' અને 'કૅન્ટન ટ્રુથ' એ વર્તમાનપત્રો પણ શરૂ કરી દીધાં હતાં. એટલે કંપનીને ના લખી દઈ પોતે 'કે. બી. વૈદ્ય ઍન્ડ સન્સ' નામની પોતાની જ વેપારી પેઢી હૉંગકૉંગમાં સ્થાપી નવો વ્યવસાય આદર્યો.

આ વ્યવસાય સાહસ સિવાય બીજું કંઇ ન હતું. એમની પાસે ખરખમ મૂડીની જોગવાઈ નહોતી. કંપની તરફથી એમને અર્ધો પૂરતો જ પગાર, ભથ્થું અને નેગાંબી એ ઘેર મોકલાવતા. એટલે મર્યાદિત મૂડી છતાં ચીનની વેપારી મંડળમાંની પોતાની શાખ પર મુસ્તાક રહીને જ આ નવા સાહસનો એમણે આરંભ કર્યો હતો.

ઓઝા કંપનીના કોલસાના વેપાર સાથે એમણે કેટલીક એજન્સીઓ લઇ આયાતનિકાસનું કામ શરૂ કર્યું હતું. એ ચાલુ રાખી એમણે જહાજો પર માલ ચઢાવવા ઉતારવાનું પણ શરૂ કર્યું તથા ત્યાંની બૅંકોની જામીનગીરીથી પરદેશી પેટંટ બનાવટો પણ એમણે ઉધાર મેળવવા માંડી. છતાં જે નેથી રહે તે વર્તમાનપત્રોમાં લેખો લખી પૂરી કરવા માંડી.

એ અઢી વર્ષ આમ મથામણો કરીકરીને ઈ. ૧૯૩૭ના આરંભ સુધીમાં શ્રી વૈદ્યે કંઇક સ્થૈર્ય મેળવી, પોતાની પેઢીનું 'કે. બી. વૈદ્ય ઍન્ડ કો.' તરીકે રૂપાંતર કર્યું, અને ૧૯૩૮ની સાલમાં તે 'લિમિટેડ' કરી. કંપનીનો ઉત્કર્ષ થતો જતાં તેમણે કેટલીક આગબોટોની એજન્સી પણ મેળવી.

વર્તમાનપત્રો પણ ત્યાં સુધીમાં ઠીક જામી ગયાં. ચીનમાં હિંદીઓની સ્થિતિ પહેલાં 'કથી વાડીના મૂળા?' જેવી હતી તે શ્રી વૈદ્યે ભાષણો, ચર્ચાઓ ને લેખો વગેરે વિવિધ પ્રકારો વડે પલટાવી અને ચીન તથા હિંદને એકબીજાને ઓળખતા કરવાનો યશસ્વી પ્રયાસ કર્યો.

હવે એમનાં પત્રો વિષે થોડુંક. શાંઘાઇમાં મિ. એલ કે. કૅટવેલ નામક સુપ્રસિદ્ધ બૅરિસ્ટર છે. પરંતુ એનો બાપ સ્કૉચ અને મા ચીની હોવાને કારણે ત્યાંના ગોરાઓએ એમને હીન લેખી, કારસ્તાનો રચી એમની બૅરિસ્ટરીની સનદ રદ કરાવી. કૅટવેલને પહેલેથી જ હિંદુસ્તાન તરફ આદર હતો અને આ પ્રસંગથી બ્રિટિશ મનોદ્વેષનો કડવો અનુભવ થતાં ૧૯૨૯માં એમણે કૅન્ટન આવી 'ડેઈલી સન' તથા 'કૅન્ટન ટ્રુથ' એ સાપ્તાહિક પત્રો શરૂ કરેલાં. એમની સાથે જોડાઈને શ્રી વૈદ્યે 'નૅશનલ પબ્લિશર્સ લિ.' નામે કંપની ઊભી કરી. પરંતુ ૧૯૩૪ના આરંભમાં જ કૅટવેલને પાછું શાંઘાઇ જવાનું થતાં સંપાદનની સઘળી જવાબદારી શ્રી વૈદ્ય ઉપર આવી પડી, અને એમણે એકનિષ્ઠ રહી એ જવાબદારી ઉત્કૃષ્ટપણે અદા કરી, તથા દક્ષિણ ચીનમાં હિંદુસ્તાનને અનુકૂળ વાતાવરણ ફેલાવ્યું.

જેટલા કર્તવ્યનિષ્ઠ એટલા જ વિનયશીલ શ્રી વૈદ્ય શ્રીકૃષ્ણના પરમ ભક્ત છે. આટલો યશ સંપાદન કર્યો છતાં એમની નમ્રતા તો જેવી ને તેવી જ છે. યશ મળે કે ન મળે પરંતુ ફલની અપેક્ષા રાખ્યા સિવાય સતત કાર્ય કરતા રહેવું એને જ એ કૃષ્ણભક્તિ સમજે છે, અને એ ધ્યેય સહિત તેઓ અરીષ્ટશાંતિ અર્થે કાર્ય કરી રહ્યા છે. એમની એ કૃષ્ણભક્તિ આપણને પણ આદર્શરૂપ નીવડો.
('વિશાલભારત' માસિકમાં આવેલા શ્રી 'પ્રવાસી'ના લેખ પરથી)

### મહાકાય બ્રાઝિલ

મહાન દક્ષિણ અમેરિકા ખંડની ૪૭ ટકા જેટલી (૪,૪૦,૦૨,૦૯૫) વસતિ ધરાવતો, ૩૨,૮૬,૧૭૦ ચોરસ માઈલ વિસ્તારનો બ્રાઝિલ આખો પોર્ટુગીઝ ભાષા બોલનારો




દક્ષિણ અમેરિકામાં બ્રાઝિલ કેટલી જગ્યા રોકે છે તે દર્શાવતો નકશો

હોવા છતાં એટલું તો વૈવિધ્ય ધરાવે છે કે ઈંગ્લંડના નયાં સામ્રાજ્યવાદી કવિ રૂડિયાર્ડ કિપ્લિંગે એને 'સ્વયંપર્યાપ્ત દુનિયા'નું નામ આપેલું. જગતભરમાં માત્ર નાઈલથી જ ઊતરતી લગભગ ૪૦૦૦ માઈલની આમાઝોન નદી, તેનાં ગીચ જંગલો, જંગલી ઈંડિયનો, પાણી પતંગિયાં, અનેકરંગી છોડઝાડો ને એવી જ વિવિધ રાની પશુઓની વસતિ એને અનોખો જ ઓપ આપે છે. અરધુ દક્ષિણ અમેરિકા આવરી પથરાએલા એ મહાકાય દેશને ચીલી ને એક્વાડૉર સિવાયનાં દક્ષિણ અમેરિકાના તમામ દેશોની સરહદ અડે છે. ઈ. ૧૯૦૩માં બોલિવિયા પાસેથી ૧ કરોડ ડૉલરની કિંમતે ખરીદાએલા એકરપ્રદેશ (Territory of Acre) તથા એક સંઘસત્તાક પ્રાંત (Federal District) ઉપરાંત જુદાંજુદાં વીસ સંસ્થાનોમાં એ વહેંચાએલો છે.

બ્રાઝિલની લગભગ ૯૦ ટકા વસતિ મધ્ય ને દક્ષિણના સહ્ય હવામાનવાળા ઉચ્ચ પ્રદેશોમાં વસે છે. અહીં જ એનાં મુખ્ય નગરો આવેલાં છે: પાટનગર રીઓ દ જાનેરો; દુનિયામાં વધુમાં વધુ કૉફીની નિકાસ કરતુ બંદર સાન્તોસ; પ્રગતિશીલ અને કલાપ્રેમી સાઓ પાઉલો; ખનીજ અને ખેતીવાડીનું કેન્દ્ર બેલો હૉરિઝૉન્ટે વગેરે. ઉત્તરે વિષુવવૃત્તની નજીક આમાઝોનના મુખ પર બેલમ શહેર આવેલું છે બ્રાઝિલમાંના પારા સંસ્થાનની એ રાજધાની છે અને ત્યાંથી જ રબર, કોકો, ઇમારતી લાકડાં ને બ્રાઝિલનટ્સ વગેરે આમાઝોનની પીઠ પર નિકાસ માટે રવાના થાય છે.

રીઓ દ જાનેરો અને સાન પાઉલો પછી રેસિફે એ બ્રાઝિલનું ત્રીજા નંબરનું મોટું શહેર છે. દક્ષિણ અમેરિકાના ખભા પર બેઠેલું એ શહેર ખાંડ, કપાસ ને કૉફીની નિકાસ કરે છે. એની પ્રાકૃતિક રચના એવી મનોહર છે કે તેને બ્રાઝિલના વેનિસનું નામ અપાયું છે. અને ચોથા નંબરનું શહેર સાલ્વાડૉર તો એક વખત બ્રાઝિલનું પાટનગર હતું અને હજુ ઘણી પ્રાચીન ઇમારતો ધરાવે છે. એના બારાની દક્ષિણ અમેરિકાનાં ઉત્તમ બારાંમાં ગણના થાય છે; પણ પછી, રશિયાને બાદ કરતાં આખા યુરોપના ક્ષેત્રફળને આંટી જાય એવા એ મહાકાય દેશની રાજધાનીનું પદ સુયોગ્ય રીતે જ રીઓ દ જાનેરોને અર્પણ કરવામાં આવ્યું. બીજા નંબરના શહેર સાન પાઉલોને બારું નથી, કારણ તે દરિયાથી ચાળીસ માઈલ દૂર આવેલું છે; પરંતુ દરિયાની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઊંચું આવેલું હોઈ એને મગરૂબીનું કારણ મળી રહે છે. વળી જગપ્રસિદ્ધ બુટાન્ટાન ઈન્સ્ટીટ્યૂટ પણ તે ધરાવે છે, જેના 'સ્નેક-ફાર્મ'મા સર્પવિષ એકઠું કરવામાં આવે છે.

બ્રાઝિલનો ઇતિહાસ આપણને પંદરમી સદીના સામ્રાજ્યવાદી પોર્ટુગાલ સુધી લઈ જાય છે. રાજા મૅન્યુએલે મોકલેલા પેડ્રો અલ્વારેઝ કેબ્રાલ નામના ખલાસીએ ઈ. ૧૫૦૦ના એપ્રિલની ૨૨મી તારીખે એ શોધી કાઢ્યા પછી પોર્ટુગાલે ઘણો વખત તે તરફ ધ્યાન ન આપ્યું, પણ પછી પ્લાટા નદીના આસપાસના વિસ્તારમાં ડચું વાળી આવતા ૧૫૪૯માં બાહિયા સાલ્વાડૉર શહેરનું નિર્માણ થયું, જે રાજધાનીનું શહેર પણ રહ્યું. સોળમી અને સત્તરમી સદીના ચાંચીઆગીરીના દિવસોમાં બ્રિટિશ, ફ્રેન્ચ ને ડચ ચાંચીઆઓએ પણ એ ભૂમિ પર હલ્લા કરેલા, મગર પછી તો સોના ને હીરાની ખાણો પણ એ નવી ભૂમિમાં મળી આવી હતી.

લોકસત્તાશાહીનું મોજું યુરોપ પર ફર્યું તેમ તેની અસર દૂરદૂરના બ્રાઝિલ પર પણ પહોંચી. ફ્રાન્સમાં શિક્ષણ લેવા ગએલા જુવાનોએ એ આદર્શો ત્યાં ઉતાર્યા ને ૧૮૨૨ના ડિસેમ્બરની ૧લીએ ડૉમ પેડ્રોએ પોર્ટુગાલથી છૂટા-છેડા કરી પોતાને બ્રાઝિલનો બંધારણીય શહેનશાહ જાહેર



કર્યો. એના પછી એનો પુત્ર ડૉમ પેદ્રો બીજો ગાદીએ આવ્યો, પરંતુ ૧૮૮૯ના નવેમ્બરની ૧૫મીએ લશ્કરી મદદથી, લોહીનું ટીપું યે રેડ્યા વિના બ્રાઝિલે સંઘસત્તાક પ્રજાતંત્રની જાહેરાત કરી ને શહેનશાહ તેના કુટુંબ સાથે દેશ છોડી ગયો. આજે પાર્લામેન્ટનો ચૂંટેલો પ્રમુખ બ્રાઝિલનું સુકાન સંભાળે છે.

### કૉફી વિષે વધુ

કૉફીના આદિસ્થાન વિષે હજુ કશું ચોક્કસ નથી થયું, પણ પંદરમી સદીમાં આબીસીનિયામાં તેનો ઉપયોગ થતો હતો એ ચોક્કસ બીના છે. એક આરબ યાત્રીએ ઈ. ૧૪૦૦માં તે અરબસ્તાનમાં દાખલ કરેલી. એની કબર હજુ યેમેનમાં છે. શરૂઆતમાં તો મુસ્લિમ ધર્મગુરુઓએ તેના સામે વિરોધ ઉઠાવેલો ને એ પીનારને કડક શિક્ષા સહન કરવી પડતી, છતાં તેના ઉપયોગ એટલો વધી ગયો કે ચીનનું ચા તેમ કૉફી અરબસ્તાનનું રાષ્ટ્રીય પીણું ગણાવા માંડ્યું.

એવી રીતે યુરોપમાં પણ શરૂઆતમાં ખૂબ વિરોધ થયેલો. જર્મનીમાં બુંદદાણા શેકવા માટે ખાસ રાજહુકમ મેળવવો પડતો. ઇંગ્લંડના ચાર્લ્સ બીજાએ પણ કાફીઘરોને દબાવી દીધેલાં. લંડનમાં પહેલવહેલું કાફીઘર ઈ. ૧૬૫૨માં ઉઘડેલું. આવા કાફીઘરો કાફી ઉપરાંત નાસ્તો પણ પૂરો પાડતાં. રાજદ્વારીઓ, સાહિત્યકારો, વિજ્ઞાનીઓ બધાના એ કાફીઘરો મોટાં ધામ થઈ પડ્યાં હતાં ને વર્તમાનપત્રોની ક્લબના એ જમાનામાં ને વર્તમાનપત્રોની ગરજ સારતાં.

સત્તરમી સદીના અંત સુધી માત્ર દક્ષિણ અરબસ્તાનમાં આવેલો યેમેન પ્રાન્ત જ જગતને બધી કૉફી પૂરી પાડતો, પરંતુ એ પછી જાવા અને સીલોનમાં એનું વાવેતર શરૂ થયું. ત્યાર પછી દક્ષિણ અમેરિકામાં એ અપનાવાયું ને ત્યાં તે એટલું તો સફળ થયું કે આજનો દુનિયાનો જથ્થો ત્યાંથી જ આવે છે. સામાન્યતઃ ૬૫થી ૯૦ અંશ ફારનહાઈટના ઉષ્ણતામાનના, દરિયાની સપાટીથી ૧૦૦૦ થી ૪૦૦૦ ફુટ ઊંચા આવેલા પર્વતોના ઢાળ પર તે સહેલાઈથી ઊગે છે. આપણા હિંદમાં તેનું ૮૬ ટકા જેટલું ઉત્પન્ન માઇસોર ને તેની નજીકનાં કુર્ગ, મલબાર તથા નીલગિરિ આપે છે. એ ઉત્પાદક પ્રદેશનો અરધા જેટલો પ્રદેશ એકલા માઇસોરમાં જ આવેલો છે. હવે આફ્રિકામાં કેન્યાના મુલકમાં તેનું વાવેતર શરૂ થયું છે.

જંગલી અવસ્થામાં કૉફીનાં ઝાડ છ થી તે ત્રીસ ફુટ ઊંચાં વધે છે, પણ સામાન્યતઃ તેમની કલમી સ્થિતિમાં એક માથોડું ઊંચાઈ રાખવામાં આવે છે. છએક ઇંચ લાંબાં ને અઢીએક ઇંચ પહોળાં લીસાં ને ચળકતાં પાંદડાં ધરાવતો એનો છોડ સદા લીલો રહે છે. એનાં ફૂલ સફેદ ને સુગંધીદાર હોય છે, પણ જલદી કરમાઇ જાય છે. ફૂલ ખીલ્યા પછી આશરે સાત મહિને ફળ બેસે છે. ફળ આપણાં



કૉફીનાં પાંદડાં, ફૂલ તથા ફળ.

ચણીબોર જેવડાં જ ને એના જેવાં જ ઘેરા લાલ રંગનાં હોય છે. એના પીળા ગર્ભમાં એક જાતના રેસાના પટ (parchment)થી આવરેલાં બે બીયાં રહેલાં હોય છે. એ પટ અને બી વચ્ચે પાછું બીજું નાજુક પટ રહેલું હોય છે જે રૂપેરી પટ (silver skin) કહેવાય છે. લીલાશ-પડતા ભૂરા રંગનાં આ કણ બી તે જ બુંદદાણા.

કૉફી મગજ પર દબાણ (depression) આણ્યા વિના તેને બહુ હળવી રીતે ઉત્તેજે છે ને એથી થાક કે કંટાળાની લાગણી દૂર થાય છે. એ અસર એનામાં રહેલા 'કૅફીન' નામના તત્ત્વને આભારી છે. પરંતુ એનો સતત ઉપયોગ હાનિકર છે, અને બાળકોને તો ખાસઃ કારણ એને લઈને દૂધ જેવા સંપૂર્ણ ખોરાક પરથી તેમની રુચિ ઊઠી જાય છે.

### ડુંગળી વિષે વધુ

બધા સુધરેલા દેશોમાં ડુંગળી આજે પ્રથમ પંક્તિના ખોરાક તરીકે સ્થાન પામેલી છે. તેમાં વિટામિન સી પુષ્કળ પ્રમાણમાં રહેલું છે તથા વિટામીન બી અને ઈનું ઓછુંવત્તું પ્રમાણ ધરાવવા ઉપરાંત એનામાં કેટલાંક ખનીજ દ્રવ્યો રહેલાં છે જે એને સુયોગ્ય ખોરાકનું પદ આપે છે.

ઠેઠ પ્રાગૈતિહાસિક કાળથી માનવજાત ડુંગળી વાપરતી આવી છે. દુનિયાનો કોઇ પણ ખૂણો એના વિનાનો નથી. ઇસ્રાએલી લોકોને મિસરમાંથી હાંકી કાઢવામાં આવ્યા પછી તેમના પેગંબર મુસાને તેઓ મિસરનાં ડુંગળી અને લસણથી સમૃદ્ધ ભોજનોની વાત કરે છે. પાશ્ચાત્ય વૈદકના પિતા ગણાતા હિપોક્રેટીસે તથા ઇ. સ. ૧૯૩માં અવસાન પામેલા રોમન વૈદકશાસ્ત્રી ગેલને પણ ડુંગળીને બહુ મહત્ત્વ આપેલું છે.

ડુંગળીમાંથી આવતી તીવ્ર ગંધ તેમાં રહેલા 'વૉલેટાઇલ ઑઇલ'ને આભારી છે, જે ગંધકના સંયુક્ત દ્રવ્યોનું બનેલું

મોટું પ્રમાણ ધરાવે છે. ટુંઅઝીને બાફવાથી આ તેલ ઊડી જઇ, એથ નાબૂદ થાય છે.

### માથું કેમ દુખે છે?

માથું દુખવાની ફરિયાદ કરનારાઓને ભાગ્યે જ ખબર હશે કે ઘણીવાર એ દુખાવાનું કારણ માથામાં નહિ, પણ માથાની બહાર હોય છે. આપણા શરીરનાં ઘણાં અંગો એવાં હોય છે કે દુઃખની લાગણીનો સંવેગ જાતે જાહેર ન કરી શકતાં હોઈ, મજ્જાતંત્રને એ કામ કરવું પડે છે. એવા દાખલાઓમાં મગજ એ માત્ર ગ્રામોફોનના 'સાઉન્ડ બૉક્સ'નું કામ કરે છે. ક્યારેક દુખતા માથા તરફ દુર્લક્ષ કરી શકાય, પણ તેવા સતત દુખાવાને તો શારીરિક વ્યાધિની લાક્ષણિકતા જ ગણી લેવી જોઇએ. પણ એથી દવાના રગડા ગળે ઉતારવા જોઇએ એવું નથી. વૈદકનાં પુસ્તકો તો માથાના દુખાવાનાં ૨૦૦ કારણો આપે છે. એ કારણો કદાચ સાચાં હોય તો યે તેનો એ પુસ્તકોએ બતાવેલો ઉપચાર તો સાચો નથી જ, કારણ એ માટેની દવાઓમાંનું 'ઍસીટૅનિલિડ' હૃદય પર ભયંકર દબાણ આણે છે, જ્યારે 'પીરૅમિડૉન' જેવાં દ્રવ્યો ક્ષણિક ફાયદો બતાવ્યા છતાં લોહી અને હાડકાંના ગર્ભમાં વિકાર આણે છે.

મિ. વૅંક નામના એક વિજ્ઞાનીએ માથાના દુખાવાના ત્રણ વર્ગો પાડ્યા છેઃ યાંત્રિક (Mechanical), વિષજન્ય (Toxic) અને પ્રક્રિયમાણ (Functional). આમાંનો પહેલો પ્રકાર મગજને લાગેલા શ્રમ, રોગ કે નુકસાનથી જન્મે છે, બીજો પ્રકાર બહારથી શરીરમાં દાખલ કરેલાં વિષો (કેફી પદાર્થો વગેરે)થી અથવા તો ખુદ શરીરમાં જ મળ જામવાથી પેદા થએલાં વિષોથી જન્મે છે, જ્યારે ત્રીજા પ્રકારનું ચોક્કસ કારણ હજુ મળ્યું નથી.

### અમેરિકાનો સાચો શોધક

આપણે માનીએ છીએ તેમ અમેરિકાનો સાચો શોધક ક્રિસ્ટોફર કોલંબસ નહિ પણ આઇસલૅન્ડ ટાપુનો એક વતની હતો. આ આઇસલૅન્ડ ટાપુ દુનિયાનું સૌથી પુરાણું પ્રજાસત્તાક છે. એને નથી લશ્કર, નથી નૌકાદળ, નથી કેદખાનાં.

આ ટાપુનો લેફ ઍરિકસન ફંનીલો જુવાન હતો. એ પોતે ખ્રિસ્તી હોઇ ગ્રીનલૅન્ડમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાની હોંશથી ઈ. સ. ૧૦૦૦માં નૉર્વેથી ઉપડ્યો, પરંતુ રસ્તામાં તોફાનથી તેનું વહાણ ઉત્તર અમેરિકાને કાંઠે ધસડાઇ ગયું. આ નવા કિનારા પર ઍરિકસને એક સંસ્થાન સ્થાપી તેને 'Vinland' નામ આપેલું. એ સંસ્થાન ક્યું તે વિષે અવનવાં અનુમાનો દોરાતાં જાય છે. મનાય છે કે ન્યૂ ફાઉન્ડલૅન્ડથી માંડી વર્જિનિયા સુધીમાં ક્યાંક તે આવેલું હશે.

### મોટા માણસોની નાની વાતો

ઘોડા મહિના પર હિંદુસ્તાન આવી ગએલા સર સ્ટેફર્ડ ક્રિપ્સ પોતે સુશિક્ષિત આદમી છે, છતાં ઘોડા વખત પર કેટલાક રાજદ્વારીઓની મંડળીમાં એ બોલેલા કે, "મને 'factitious' ને 'fictitious' વચ્ચે શો તફાવત છે તેની ખબર નથી પડતી." એવી જ રીતે વિન્સ્ટન ચર્ચિલ જ્યારે ચૅન્સેલર ઑવ ધી એક્સચેકર નીમાએલા ત્યારે દશાંશ ચિહ્નોથી ભરેલા આંકડાના ખત જોઇ એણે પોતાના હાથ નીચેના અધિકારીને પૂછી જોએલું, 'આ બધાં બેહૂદાં ટપકાં (confounded dots)નો શો અર્થ થાય છે?' વળી નેપોલિયન ત્રીજો બહુ ચકોર આદમી લેખાતો હતો છતાં એક આવું અર્થ વગરનું વાક્ય લખી ગયો છે કે, 'કોઇ પણ પ્રજાની સમૃદ્ધિ (Wealth) એની સામાન્ય આબાદી (General Prosperity) પર આધાર રાખે છે'!

### નિશાનબાજ માછલી

હિંદી મહાસાગરના ટાપુઓ પાસે થતી એક માછલીની ભક્ષ્ય મેળવવાની રીત ખૂબ વિલક્ષણ છે. એના મોં પાસે એક નાની નળી હોય છે, જેમાં પાણી ભરી ને વડે અચૂક નેમ તે મારે છે. કિનારે એકાદ ફૂદું જોયું કે ત્યાં પહોંચી, પાંચ છ ફૂટના અંતરે રહી પેલી નળીમાંથી પાણીની એવી જોરથી ઝાપટ મારે છે કે ફૂદાંને શાબાશ! તરત શુદ્ધ જાય છે. પછી માછલીબાઈ નિરાંતે એ ફૂદાને ઝડપી લઈ ચપાવી જાય છે!

### 'કૉંગ્રેસ'નો જન્મ

કૉંગ્રેસ માટે લાટિન ભાષામાં 'કૉંગ્રેસસ' શબ્દ છે અને તે 'કૉંગ્રેડી' શબ્દ પરથી અવતરેલો છે, જેનો અર્થ થાયઃ 'એકી સાથે કદમ મૂકવા'. એ ઉપરથી આંતરરાષ્ટ્રીય વિધાનમાં પ્રથમ શ્રેણીની મહાસભા અથવા બેઠકને જ કૉંગ્રેસ કહેવામાં આવે છે, ને થી ઊતરતા સંમેલનને કૉન્ફરન્સ. પહેલવહેલો ઇ. ૧૬૩૬માં 'કૉંગ્રેસ' શબ્દનો ઉપયોગ થયો.

### કેટલીક રશિયન કહેવતો

ગાયને જીભ બહુ લાંબી હોય છે, છતાં બોલતાં નથી આવડતું.

વાઘને જખમી કરીને જતો કરવા કરતાં ગોળી ન જ મારવી બહેતર છે.

મસલત સાંભળનારા અનેક હોય છે, સહાય આપનારા ઓછા.

એક વર્ષમાં બે ઉનાળા નથી આવતા.

મધ અમૃત જેવું મીઠું હોય તો યે એકદમ અર્ધો શેર ન પીવાય.

હથોડો પડે છે ને ખીલો લાકડામાં પેસે છે; એમાં ખીલાનો દોષ નથી.

દેવળનો ઘંટ જાતે વાગીને આપણને પ્રાર્થના માટે બોલાવે છે; આપણે પોતાની મેળે કદી પ્રાર્થના માટે દેવળમાં નથી જતા.

## ભારતીય સંવતો . . . [૮] શક સંવત

શક સંવતના પ્રારંભના વિષયમાં એવી પ્રસિદ્ધિ છે કે દક્ષિણના પ્રતિષ્ઠાનપુર (પૈઠણ)ના રાજા શાલિવાહને (સાતવાહને) એ સંવત ચલાવ્યો. જિનપ્રભસૂરિ પોતાના 'કલ્પપ્રદીપ' નામક (ઈ. ૧૩૦૦ આસપાસના) પુસ્તકમાં લખે છે કે 'પ્રતિષ્ઠાનપુરમાં રહેતા એક વિદેશી બ્રાહ્મણની વિધવા બહેનથી સાતવાહન નામનો પુત્ર ઉત્પન્ન થયો. એણે ઉજ્જૈનના રાજા વિક્રમને હરાવ્યો ને પછી એણે પ્રતિષ્ઠાનપુરના રાજા બની તાપી નદી સુધીનો દેશ પોતાને આધીન કરી પોતાનો સંવત પ્રચલિત કર્યો.' જ્યારે અલબેરૂની લખે છે કે 'વિક્રમાદિત્યે શક રાજાને પરાસ્ત કરી આ સંવત ચલાવ્યો.' આમ એના પ્રચલિત થવા સંબંધે જુદા જુદા મત છે.

પહેલવહેલો આ સંવત કચ્છ તથા કાઠિયાવાડમાંથી મળેલા પશ્ચિમી ક્ષત્રપોના (શક) સંવત ૫૨ થી ૧૪૩ સુધીના શિલાલેખોમાં તથા (શક) સંવત ૧૦૦ની આસપાસથી તે ૩૧૦થી કંઈક પછી સુધીના સિક્કાઓમાં મળી આવે છે. ઉક્ત શિલાલેખોમાં કેવલ 'વર્ષે' (=સંવત્સરે) લખેલું મળે છે, 'શક' આદિ કોઈ નામ 'વર્ષે' સાથે જોડાએલું નથી; ને સિક્કાઓમાં તો માત્ર અંક જ મળે છે ('વર્ષે' પણ નહિ).

સંસ્કૃત સાહિત્યમાં આ સંવત સાથે 'શક' નામનું જોડાણ (=શકકાલ) પહેલવહેલું વરાહમિહિરની 'પંચસિદ્ધાંતિકા'માં શક સંવત ૪૨૭ (ઈ. ૫૦૫) સંબંધમાં તથા શક સંવત ૫૦૦થી માંડી ૧૨૬૨ સુધીના શિલાલેખોમાં મળે છે. એ સંવત સાથેના એમાંના સંલગ્ન પ્રયોગો પરથી માલુમ પડે છે કે ઈ. ૫૦૦ આસપાસથી માંડી ઈ. ૧૩૪૦ સુધી તો આ સંવત કોઈ શક રાજાએ અથવા શકોએ ચલાવ્યો હોય અથવા તો કોઈ શક રાજાના રાજ્યાભિષેકથી ચાલુ થયો હોય. એ સમય સુધી શાલિવાહનનું નામ એની સાથે જોડાએલું ન હતુ.

આ સંવત સાથે જોડાએલું શાલિવાહન (સાતવાહન)નું નામ સંસ્કૃત સાહિત્યમાં ઈસવીસનની ૧૪મી સદીની આસપાસમાં તથા શિલાલેખોમાં પહેલવહેલું હરિહર બીજાના મળેલા વિજયનગરના યાદવ રાજા 'બુક્કરાય (પ્રથમ)ના શક સંવત ૧૨૭૬ (ઈ. સ. ૧૩૫૪)ના દાનપત્રમાં મળે છે. એની પછી શાલિવાહન નામ લખવાનો પ્રચાર વધતો ગયો. વિદ્વાન રાજા સાતવાહન (શાલિવાહન)નું નામ 'ગાથાસપ્તશતી' અને 'બૃહત્કથા'થી સાક્ષરવર્ગમાં પ્રચલિત હતું, એથી સંભવ છે કે ઈ. સ.ની ૧૪મી શતાબ્દીની આસપાસ દક્ષિણના વિદ્વાનોએ ઉત્તરી હિંદુસ્તાનમાં ચાલતા સંવતની સાથે જોડાએલા રાજા વિક્રમના નામનું અનુકરણ કરી પોતાને ત્યાં ચાલતા સંવત સાથે દક્ષિણના રાજા શાલિવાહન (સાતવાહન)નું નામ જોડી 'નૃપશાલિવાહનશક', 'શાલિવાહનશક', 'શાલિવાહનશકવર્ષે' 'શાલિવાહનશકાબ્દ', આદિથી તેનો પરિચય આપવાનો આરંભ કર્યો હોય.

શાલિવાહન, સાતવાહન નામનું રૂપાંતર માત્ર છે (હેમ અનેકાર્થકોશ) અને સાતવાહન (પુરાણોના 'આંધ્રભૃત્ય') વંશના રાજાઓનું રાજ્ય દક્ષિણ પર ઈ.પૂ. બીજી શતાબ્દીથી ઈ. સ. ૨૨૫ની આસપાસ સુધી રહ્યું હતું. એમની રાજધાનીઓમાં એક પ્રતિષ્ઠાનનગર (પૈઠણ, ગોદાવરી પર) પણ હતું અને એમાં સાતવાહન (શાતકર્ણિ) રાજા ખૂબ પ્રસિદ્ધ પણ હતો, એટલે દક્ષિણના વિદ્વાનોએ એનું નામ સંવત સાથે જોડી દીધું હોવાનો સંભવ છે. પરંતુ એ નિશ્ચિત છે કે સાતવાહનવંશીઓમાંથી કોઈએ એ સંવત ચલાવેલો નથી, કારણ એમના શિલાલેખોમાંથી એ નથી મળતો. સાતવાહન વંશના રાજ્યનો અસ્ત થયા પછી લગભગ ૧૧૦૦ વર્ષ સુધી શાલિવાહનનું નામ આ સંવત સાથે જોડાયું ન હતું.

આ પરથી એમ માનવું પડે છે કે કોઈ વિદેશી રાજાએ આ સંવત ચલાવ્યો હોય. એ વિષયે જુદા-જુદા વિદ્વાનોના જુદાજુદા મત છે. કોઈ કુશાનવંશના કનિષ્કને, કોઈ ક્ષત્રપ નહપાનને, કોઈ શક રાજા વેનનસને તો કોઈ શક રાજા અય (અઝ=Azes)ને તેના પ્રવર્તક માને છે, પણ તે પર કશું નિશ્ચિતરૂપે ન કહી શકાય.

શક સંવતમાં ૩૧૭૯ જોડતાં કલિયુગ સંવત, ૧૩૫ જોડતાં ચૈત્રાદિ વિક્રમ સંવત અને ૭૮ (છેલ્લા ત્રણ મહિનામાં ૭૯) જોડતાં ઈ. સ. આવે છે. તિન્નેવેલિ અને મલબાર સિવાય લગભગ આખા દક્ષિણમાં આ સંવત પ્રચલિત છે. ઉત્તર હિંદુસ્તાનનાં પંચાંગ, જન્મપત્ર, વર્ષફલ આદિમાં વિક્રમ સંવતની સાથોસાથ આ સંવત પણ લખવામાં આવે છે.

(પ્રાચીન ભારતીય લિપિમાલા ઉપરથી)

## તમે જાણો છો?

૧ બનાવટી દાંત શાના બને છે?

* * ફેલ્સ્પાર, રેતી અને કેઓલિન એ ત્રણેને ખાંડી, ભઠ્ઠીમાં પીગાળવામાં આવે છે. દાંતને રંગ આપવા માટે પછી કોબાલ્ટ કે યુરેનિયમના ક્ષારો ઉમેરવામાં આવે છે.

૨ દુનિયાનું મોટામાં મોટું જંગલ કયું છે?

* * દક્ષિણ અમેરિકાનું આમાઝોનનું જંગલ.

૩ અંગ્રેજી ભાષામાં સૌથી વધુ કયા મૂળાક્ષરો વપરાય છે?

* * વપરાશમાં સૌથી પહેલું સ્થાન eનું આવે છે ને ત્યાર પછી અનુક્રમે t, o, a, i અને r.

૪ માણસે દુનિયામાં પહેલવહેલું કયું પ્રાણી પાળ્યું?

* * કૂતરો. માણસના જૂનામાં જૂના અવશેષો સાથે તેની નિશાનીઓ મળે છે.

૫ સબમરીન પહેલી કોણે બનાવી?

* * સબમરીન બનાવવાના અખતરા તો સોળમી સદીથી ચાલતા હતા ને રોબર્ટ ફુલ્ટને નેપોલિયનના વખતમાં તેના અખતરા ખૂબ આગળ વધાર્યા હતા, પરંતુ તેને સંપૂર્ણતાએ તો સ્ટૉકહોમના નૉર્ડનફેલ્ટે ઈ. ૧૮૮૩માં પહોંચાડી.

# નવા નુસખા



શાળા–કૉલેજોમાં જ્યાં આખી ભીંતને રોકી લે એવડાં મોટાં કાળાં પાટિયાં હોય છે ત્યાં પાટિયા પરનું ચાકનું લખાણ ભૂંસવાનો સમય અને તકલિફ બચાવવાનું આ વીજળિક ભૂંસણિયું ગોર્ડન સી. ફાર્ગર નામના માણસે બનાવ્યું છે. તે પાટિયા ઉપર ઊભી જાળીની પટ્ટી નીચે દબાએલું છે, અને એક છેડાથી બીજા છેડા સુધી ઉપરના પાટા ઉપર ફરતી મોટરને લીધે સાફ કરતું જાઆવ કરે છે. પાટિયાને એક છેડે વીજળિક ચાંપ હોય છે. તેમાં તેને ગમે તે બાજુ ગતિમાન કરી શકાય અથવા ગમે તે ઠેકાણે અટકાવી શકાય એવી કરામત રાખેલી છે.

## વિકસતું વિજ્ઞાન

બ્રિટનની Forest Products Research Laboratory–જંગલની પેદાશોને લગતા સંશોધનની પ્રયોગશાળાના મુખ્ય રસાયણશાસ્ત્રીના મત પ્રમાણે ઇંગ્લંડના જંગલોના બર્ચ, ઍશ, એલ્મ, સાઇકામોર ઇત્યાદિ વૃક્ષોમાંથી ખાંડ તૈયાર કરી શકાશે. (રા. ન. દેસાઈ)

ખાટાં ફળોમાંથી ‘ઍસીટોન’ મેળવવાની એક નવી પદ્ધતિ યોજવામાં આવી છે, જે ચાલુ યુદ્ધમાં મિત્રરાજ્યોને ઘણી મદદગાર થઇ પડશે; કારણ, નાનાંમોટાં શસ્ત્રોમાં ખૂબ ઉપયોગી ગણાતા દાહક પદાર્થ કૉર્ડાઇટની બનાવટમાં તે મુખ્ય ભાગ ભજવે છે. પાલેસ્ટાઇનમાંથી એવાં ફળોની ૩૦ લાખ પેટીઓની આયાત કરી તેમાંથી એ સારવવાની શરૂઆત બ્રિટને કરી દીધી છે. આ ઍસિટોન યુદ્ધસામગ્રી ઉપરાંત રંગો અને એનામેલમાં પણ કામ આવે છે.

શીતયંત્ર (Refrigerator) માં મૂકેલા ફળ, પીણાં વગેરે ઠંડાં થઇ જાય છે, પણ એમાં પ્રથમની રહેલી ગરમીનું શું? એ ગરમીનો અત્યારે તો વ્યય જ થાય છે, પરંતુ ભવિષ્યમાં એ વ્યય અટકાવી તેને પણ ઉપયોગમાં લેવાની આશા થઈ રહી છે. એ માટે શીતયંત્ર જોડે એક સગડી જોડવામાં આવશે અને એ બંનેને ‘ઇન્સ્યુલેટેડ’ કરવામાં આવશે જેથી સહેજ પણ ગરમી વહી ન જાય. એ સાથે બંને વચ્ચે એવી પરિશોષયોજના (pumping device) યોજવામાં આવશે કે જરૂર પડે ત્યારે શીતયંત્રમાંની ગરમી સગડીમાં શોષી તેને રાંધવાના કે બીજા ઉપયોગમાં લઇ શકાય. જોકે એ માટેનું સંપૂર્ણ પરિશોષક (pump) હજુ શોધાયું નથી, પણ તજ્જ્ઞો માને છે કે એ વખત બહુ દૂર નથી.

વિમાનો માનવજાતને અપાયકારક નીવડવાને બદલે હિતકારક નીવડે એવી એક યોજના હમણાંએ તાજેતરમાં વિચારી છે. અને તે એ કે વિસુવિયસની ફરી જાગૃતિ શરૂ થાય કે તેના લાવારસનો પ્રવાહ અટકાવવા તેના જ્વાળામુખમાં ઉપરથી બૉંબ ફેંકવા. અમેરિકામાં હવાઇ મુકામે પહેલાં અજમાવાએલો આવો અખતરો સંપૂર્ણ સફળ થયો હતો. ત્યાંનો મોના લોઆ જ્વાળામુખી જાગ્રત થતાં તેના મુખમાં પાંચ વિમાનોમાંથી ૬૦૦ પૌંડ વજનના બૉંબ ફેંકવામાં આવેલા, જેમણે તેની સોંસરવા ઊતરી જઈ અંદરનું દબાણ ઘટાડી નાખી હિલો નામના આખા શહેરનો નાશ થતો બચાવી લીધો હતો.

ઑક્સિજન અથવા પ્રાણવાયુ આપણે માટે પ્રાણદ છે, પણ આપણા ઉદ્યોગો માટે તો એ ક્ષયકર નીવડે છે. ઉદ્યોગોમાં વપરાતા અનેક પદાર્થો એ પ્રાણવાયુની અસરથી ખવાતા જઈ પરિણામે હજારો રતલોનો ઘસારો વેઠવો પડે છે. આ ઘસારાથી ઉદ્યોગોને બચાવવા માટે વિજ્ઞાનીઓ હવે ‘anti-oxidants’ પદાર્થોની શોધ પાછળ પડ્યા છે, જે સફળ થતાં સઘળા ઉદ્યોગો નવી રાહત અનુભવશે.

આ પ્રાસ પ્રસંગે એટલી યાદ આપવી ઠીક થઈ પડશે કે પાશ્ચાત્ય વિજ્ઞાને પ્રાણવાયુને આપેલું આ ‘ઑક્સિજન’ નામ ખોટું છે. ઇ. ૧૭૭૪માં ફ્રેન્ચ રસાયણશાસ્ત્રી લવાઝીએએ તે શોધી કાઢ્યો ત્યારે એને મન એમ કે એ સઘળાં આમ્લો (ઍસિડો)નું સંયુક્ત દ્રવ્ય હશે, એટલે તેને એ નામ આપી દીધું (ઑક્સીસ=આમ્લ, જેન=જનક એ ગ્રીક પરથી). પાછળથી એ ભૂલ માલૂમ પડી, પણ હજુ નામ એનું એ રહ્યું છે!

## આપણે પોતે · આપણો દેશ · આપણી પૃથ્વી

આપણા શરીરનો લાંબામાં લાંબો સ્નાયુ ‘સારટોરીયસ’ મસલ છે જે કેડના સાંધાથી ગોઠણના ઢાળલા સુધી લાંબો છે.

પૃથ્વીનું કુલ ક્ષેત્રફળ ૧૯,૬૯,૫૦,૦૦૦ ચોરસ માઇલ છે તેમાં એશિયાનું ૧,૭૦,૦૦,૦૦૦ અને આપણા દેશનું ૧૮,૦૯,૦૦૦ ચોરસ માઇલ છે.

રેડિયો–ઍક્ટીવિટીના આધારે આપણી પૃથ્વીનું વય દોઢ અબજ વર્ષનું ગણવામાં આવે છે. એના પર જીવસૃષ્ટિ પેદા થયાને ૩૦ કરોડ વર્ષ થયાં; મનુષ્યને પેદા થયે ૧૦ લાખ વર્ષ.

કેટલાક આંધળાઓને દૃષ્ટિ હોય છે જ્યારે કેટલાક દેખતા આંધળા હોય છે.

લાલા લજપતરાયને પંકડી રંગૂનની જેલમાં ધકેલવા સામે દિલ્હીની સેન્ટ સ્ટીવન્સ કૉલેજના વિદ્યાર્થીઓએ પોતાના અંગ્રેજ પ્રિન્સિપાલની રજા માગી. તેમણે તે આપી અને સાથે કૉલેજમાં સભા પણ ભરવા દીધી. સરકારે ખુલાસો માગતાં, "લાલાજીને પકડવામાં સરકારે કરેલા અન્યાય સામે વિરોધ પ્રગટ કરવાનો વિદ્યાર્થીઓને પૂરો અધિકાર છે એમ મારા આત્માને લાગ્યું માટે મેં પરવાનગી આપી. મારા જેવો શિક્ષક સરકારને ન રુચતો હોય તો આ સાથે મારું રાજીનામું છે." આવા જવાબ સાથે રાજીનામું મોકલી તરત એ 'હોદ્દાનો અંચળો ઉતારી દિલના દીન જનોની સેવાનો અંચળો ઓઢનાર એ અંગ્રેજ તે હમણાં જ અવસાન પામેલા દીનબંધુ ઍન્ડ્રુઝ.

અનેકાર્થી શબ્દ: **ઘૂઘરો**=કાકરા જેવી વસ્તુ ભરીને કરેલો, ખણ ખણ થતો ધાતુ વગેરેનો એક ગોળો; તેવું એક રમકડું; એક મિઠાઈ; ઘૂઘરીઓનો ઝુમખો; પહોળીને ગુંચળું વાળ પાડવાનું કરોળ; ચૂનો બનાવવા માટે પકવેલા ગરડિયા.

ગણિત જમ્મત

$૧^2+૨^2=૫\times૧$

$૨^2+૪^2=૧૦\times૨$

$૩^2+૬^2=૧૫\times૩$

$૪^2+૮^2=૨૦\times૪$

$૫^2+૧૦^2=૨૫\times૫$

$૬^2+૧૨^2=૩૦\times૬$

$૭^2+૧૪^2=૩૫\times૭$

$૮^2+૧૬^2=૪૦\times૮$

$૯^2+૧૮^2=૪૫\times૯$

$૧૦^2+૨૦^2=૫૦\times૧૦$

અને એમ આગળ. (શા. ગ. જોશી)

ઈંગ્લંડને છત્રીનો ઉપયોગ શીખવનાર જોનાસ હૅન્વેને છત્રીને ઉદ્ધૃત કર્યા પછી એના મૃત્યુ બાદ ઇ. ૧૭૮૬માં વેસ્ટમિન્સ્ટર ઍબી મુકામે તેનું પૂતળું ઊભું કરવામાં આવ્યું છે.




જર્મનીએ હમણાં આક્રમણ કરેલા લક્ઝેમબર્ગ પ્રાંતની ટિકિટ

કહેવતોના અર્થ: 'ખાટલે મોટી ખોડ' જેવી કહેવતો 'ક્યારા લેવા જવું ને ઢોળી સંતાડવી'—હલકું કામ કરવું હોય ને પાછા મોભો પણ જાળવવો હોય એ કેમ બને? એટલે એ જાતનો પ્રયાસ કરનારને માટે આ કહેવત ઊભી થઈ છે. એને મળતી કહેવતો: 'નાચવા જવું ને ઘુંઘટો તાણવો', 'ભીખ માગવી ને ભરમ રાખવો' 'શોખ કરવો ને શરમ રાખવી', વગેરે.

ઇંગ્લંડમાં રાજકવિ (પોએટ લૉરીએટ)ની નિમણૂક થવાની પદ્ધતિ ઇ. સ. ૧૬૧૦થી શરૂ છે અને તેમાં નીચેના ક્રમમાં કવિઓ થઈ ગયા છે: બેન જૉન્સન, સધે, વર્ડ્ઝવર્થ, ટેનિસન, રૉબર્ટ બ્રિજિસ, જૉન મેઇઝફીલ્ડ.

શિક્ષક: મગન, પાંચ દૂધાળા પશુઓનાં નામ આપ જોઈએ.

મગન: બે ગાય ને ત્રણ ભેંસ!

અંગ્રેજી ભાષાનો સર્વોત્કૃષ્ટ કોશ તાજેતરમાં જ બહાર પડ્યો છે. તેનું નામ 'The New English Dictionary.' એમાં કુલ ચાર લાખ, ચૌદ હજાર, આઠસો ને પચીસ શબ્દોનો સમાવેશ થયેલો છે. એ કોશના તારવણી અનુસાર દસ્તરે અઢારમો શબ્દ શુદ્ધ અંગ્રેજી છે, બાકીના લેટિન ભાષામાંથી, પાંચ ગ્રીક ભાષામાંથી અને બાકીના ઇટાલિયન, પોર્ટુગીઝ, ડચ વગેરે અનેક ભાષાઓમાંથી આવેલા છે.

ઉત્તર-દક્ષિણ જતી ગાડીઓનો, પૂર્વના કરતાં પશ્ચિમ તરફનો પાટો વધુ ઘસાય છે. તે પૃથ્વીના પશ્ચિમથી પૂર્વ તરફની ગતિને આભારી છે.

વર્ષમાં ૧૦૦ ઈંડાં મૂકનારી મરઘીને જેટલો ખોરાક જોઈએ તેથી માત્ર દસ ટકા વધારે ૨૦૦ ઈંડાં મૂકનારી મરઘીને જોઈએ છે.

સોનું એ સૌથી કીમતી ધાતુ નથી. રેડિયમ, પેલાડિયમ, ઑસ્મિયમ, પ્લૅટિનમ, ઇરીડિયમ અને રોડિયમ એ ધાતુઓ સોનાથી પણ મોંઘી છે.




વચ્ચે મધ પડ્યું છે અને બહારબાજુના ચાર માર્ગો નાકે ચાર મધમાખીઓ બેઠી છે. એમાંની કઈ મધ પર પહોંચી શકશે તે શોધી કાઢો. લીટી ઓળંગવાની નહિ; માત્ર નાળાઓમાં જ ચાલવાનું. પેન્સિલ વડે પ્રયત્ન કરવાથી ગમ્મત પડશે.

# ગુજરાતી શૉર્ટહૅન્ડ

## એક જ લેખક શ્રી હરિકૃષ્ણ વ્યાસની રચેલી બે જુદીજુદી પદ્ધતિઓનો પરિચય

**જેનાથી વધુ સંપૂર્ણ કોઇ પદ્ધતિ શકય નથી એવી**



### ગુજરાતી લઘુલિપિ

ક્રાઉન આઠ પેજી · પૃ. ૯૬+૧૦

કીમત ત્રણ રૂપીઆ.

રજી. પોસ્ટેજ છ આના

ચાર વર્ષ પહેલાં ગુજરાત પાસે કોઇ શૉર્ટહૅન્ડ પદ્ધતિ ન હતી; અને તેથી પ્રેસ રીપૉર્ટરો, વકીલો, કૉન્સ્ટેબલો, મંત્રીઓ, ગુમાસ્તાઓ, વિદ્યાર્થીઓ એ બધાને ભાષણો, જુબાનીઓ, અહેવાલો, કાગળો, નોંધો વગેરે ભાંગીતૂટી ભાષામાં લેવાની ફરજ પડતી. આખરે, આ લેખકે એક દસકાનો પરિશ્રમ ઠાલવીને આ લઘુલિપિ યોજી. એને યોજવામાં, સિદ્ધાંતની રજુઆતમાં, આલેખનમાં, છપાઈમાં અને સફળ શિક્ષણ માટેનાં બધાં ઉપાંગોમાં એવી સંપૂર્ણ બનાવી, કે જ્યારે અમદાવાદમાં સાહિત્ય સભાના ઉપક્રમે આવી ચાળીશેક યુવક યુવતીઓ માટે પંદર દિવસનો એક તાલીમવર્ગ ગોઠવાયો, ત્યારે શીખનારાઓના એકેએક પ્રશ્નના ઉત્તર એ પુસ્તકમાંથી જ કાઢી બતાવી લેખકે બધાને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા.

પણ એવી સંપૂર્ણતાની કદર કરવાનું ભેજું જેમની પાસે ન હતું એવા ઘણાને એ પુસ્તકની યોજનાબદ્ધ રચના અને સુસંગત છપાઈમાં અઘરાપણાનો ભાસ થયો. લેખકને થયું કે સંપૂર્ણતા માટેના પોતાના આગ્રહમાં ઓવર બાઉન્ડરી લાગી ગઇ છે, કેમકે બેદરકારીથી લખાએલાં અને કઢંગાં છપાએલાં પાઠ્યપુસ્તકોથી ટેવાએલા ગુજરાતના નાકને આ સંપૂર્ણતાની વાસ બહુ ઉગ્ર પડતી હતી. એટલે લેખકે લઘુલિપિનું ઉપરનું બધું ચણતર એકસપાટે ઉડાવી દઈ, ઝડપી લેખનકળાનાં પાયાનાં તત્ત્વો જ માત્ર એકઠાં કરી, એક નવી 'શીઘ્રલિપિ'નું આયોજન કર્યું. અને પરિણામે આ નવી પદ્ધતિ એટલી સરળ બની કે પહેલી અંગ્રેજી ભણતા બાળકને પણ તે શીખવી શકાય, અને છતાં તે સચોટ એવી રહી કે એ જ લિપિથી લેખકે ચાળીશ જેટલાં ભાષણો ઉતારી એની કાર્યસાધકતા પુરવાર કરી આપી. (એ ભાષણોનું એક પુસ્તક પણ લાડી સાહિત્યસભા તરફથી બહાર પડી ચૂક્યું છે.) ને જોવાથી વધું પ્રતીતિ થશે.

**જેનાથી વધુ સરળ કોઈ પદ્ધતિ શકય નથી એવી**

### ગુજરાતી શીઘ્રલિપિ

ગુ જ-રા શી×લિ

ક્રાઉન આઠપેજી · પૃ. ૧૨

ટ.ખ. સાથે/કીમત નવ આના.

**આમ** એક પદ્ધતિ સર્વાંગસંપૂર્ણ છે, બીજી સ્વયંસંપૂર્ણ છતાં અત્યંત સરળ છે. એક જ લેખકને હાથે તૈયાર થઇ હોવાથી બન્ને પદ્ધતિઓ એકબીજીને સમજવામાં તો અવશ્ય ઉપયોગી થવાની જ. પણ એ સિવાય બન્નેને એકબીજીથી સ્વતંત્ર પદ્ધતિઓ તરીકે પણ ઉપયોગમાં લઈ શકાશે, અને એ જ રીતે તેનો અભ્યાસ પણ થઇ શકશે.

**પ્રકાશક · કુમાર કાર્યાલય**  **૧૪૫૪ રાયપુર · અમદાવાદ**

KUMAR Reg. No. 1808




## રસથી
## વંચાતાં બે પુસ્તકો

એમાંનું એક 'અજંતાના કલામંડપો' તો ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં અજંતાની કલા પર થએલું પહેલું જ પ્રકાશન છે; અને વિગતમાં, વિવેચનમાં, વિવિધતામાં તેમજ વિપુલતામાં, એટલી કીમતમાં એની તોલે આવે એવું એક પણ પ્રકાશન બહાર પડ્યું નથી. શ્રી રવિશંકર રાવળ જેવાને હાથે લખાએલા પરિચય લેખવાળું આ પુસ્તક, ૯ ત્રિરંગી ચિત્રો, ૧૬ પાનાં ભરીને અસંખ્ય આલેખનો તથા ફોટોગ્રાફો અને લખાણને પણ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોથી ભરપૂર છે. દોઢ રૂપિયા (પોસ્ટેજ જુદું)ની કીમતમાં આટલી પ્રચૂર સામગ્રી આજ લગી હિંદ ભરમાં આ વિષય પરના કોઈ પણ પ્રકાશને આપી નથી.

બીજું પુસ્તક 'અજવાળી રાત' તો ઘરેઘરનું માનીતું થઈ પડે એવું પુસ્તક છે. માનવ હૈયામાં રસ, કલ્પના અને સૌંદર્યનું સામ્રાજ્ય જમાવતી ઊજળી મધુરી અજવાળી રાતની પંદર તિથિઓ સમી પંદર સુંદર વાર્તાઓ એમાં છે. માત્ર કુમાર-કિશોરો જ નહિ પણ ઘરનાં નાનાં-મોટાં, સ્વજન-પ્રામજન સૌને રસ, વિનોદ અને વિચાર આપે એવી મનોરંજક ખેંચાણકારક અને સરળસુબોધ વાર્તાઓનો એ સંગ્રહ એવાજ વિવિધરંગી ચિત્રો અને મનોરંજક રૂપરંગની સજાવટવાળો છે. કીમત બે રૂપિયા પોસ્ટેજ જુદું.

**કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ**

# તમારા ઘરની ભીંતો તપાસો

એના પર શું છે? કાં તો મફતિયાં કૅલૅન્ડરો! કોઈ બ્રાન્ડી કે સીગારેટની જાહેરાત કરતાં અસંસ્કારી કુરૂપ ચિત્રો! પરદેશનાં સૃષ્ટિસૌન્દર્ય અને મહેલાતોનાં અથવા રાજાઓ ને રમણીઓનાં ચિત્રો! અથવા આપણી પુરાણકથાઓ અને દેવદેવીઓનાં ભદ્દાં ચિત્રો! પણ આપણા દેશજ સંસ્કારોને પોષતી ને રસવૃત્તિને વિકસાવતી ઊંચી અને સાત્ત્વિક કલા કેટલાંના ઘરમાં છે?... એવી કાવ્યમય વાતાવરણ જગવતી, નયનાભિરામ કલાનાં ૭ સુંદર સુનંદાં રંગચિત્રોનો એક સરસો પોર્ટફોલિયો (સંપુટ) 'ગુજરાત કલાકલાપ' નામથી કુમાર કાર્યાલયે બહાર પાડ્યો છે. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને છગનલાલ જાદવની ઉત્તમ કલાકૃતિઓ ચૂંટીને એમાં સંઘરેલી છે. પ્રત્યેક ચિત્ર ૧૪×૧૧ ઈંચના માપના જાડા કાર્ડ ઉપર, મઢી શકાય તેવી સફાઈબંધ રીતે, રંગીન છપાઈમાં છાપેલું છે. સાથે એ ચિત્રોનો અને એના આલેખક કલાકારોનો ટૂંક પરિચય પણ આપેલો છે. કીમત માત્ર એક રૂપિયો. પો. જુદું.




અને છેલ્લું—તાજું પ્રકાશન

## ' રંગલહરી

**આઠ નવાં આકર્ષક રંગચિત્રોનો સંપુટ**

પહેલી આવૃત્તિ ખલાસ થઇ
અને બીજી બહાર પડી

# અવશેષ 'કુમાર'

**પાછળનાં વર્ષની રહીસહી ફાઇલો**
**અને છુટક અંકો—સસ્તી કીમતે**



## થોડા નવા ઉમેરા સાથે



**ફાઇલો**

વર્ષ ૬ તથા ૧૧ની • દરેકના રૂા. ૨-૦
વર્ષ ૧૦ અને ૧૨ની • દરેકના રૂા. ૩-૦
પોસ્ટેજ જુદું.

**નીચેના છુટક અંકો • દરેક બે આને**

તમારી ફાઇલમાં ખૂટતો કોઈ અંક એમાં છે? તો શોધીને મેળવી લો. અથવા તમને મનગમતા કોઈ પણ અંકો મંગાવી તેની ફાઇલો બંધાવી લેશો તો યે રસમય અને સંગીન સાહિત્યનો અમોલો સંગ્રહ તમને સસ્તામાં મળી રહેશેઃ

૩૭, ૪૪ ૪૫, ૪૬, ૪૭. ૪૮, ૬૦, ૬૬, ૬૭, ૬૮, ૭૧, ૮૪, ૧૧૬, ૧૧૭, ૧૨૦, ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮, ૧૬૯, ૧૭૦, ૧૭૧. ૧૭૨, ૧૭૩, ૧૭૪. ૧૭૫, ૧૭૬, ૧૭૮, ૧૭૯, ૧૮૦.

**જેની નીચે લીટી દોરી છે તે સળંગ અંકો છે. એટલે, એ ખરીદનારને નજીવી કીમતે ચાર, છ કે વધુ માસનું સળંગ વાચન મળી શકે છે. જેઓ આખી ફાઈલો ન વસાવી શકે તેમ હોય તેમણે આ લાભ જતો કરવા જેવો નથી.'**

ફાઇલો બધી બાંધ્યા વિનાની સમજવાની છે.
કીમત તદ્દન સાદી (પોસ્ટેજ વગરની) છે. ટપાલ ખર્ચ અંક દીઠ એક પૈસા પ્રમાણે વધુ ગણીને સાથે જ નાણાં મોકલવાં. બ્રહ્મદેશના ગ્રાહકોએ અંક દીઠ અરધો આનો અને પરદેશના ગ્રાહકોએ અંક દીઠ દોઢ આના લેખે મોકલવું.
વી.પી. કરવામાં આવશે નહિ; પોસ્ટની ટિકિટો અગર મનીઑર્ડર કે પોસ્ટલ ઑર્ડર દ્વારા નાણાં અગાઉથી જ મોકલવાં.

# સંદેશ

● 'કુમાર'નો આ અંક તમને એક વિશિષ્ટ સંદેશ આપી રહે છે, અને તે માનવભાવી દૃષ્ટિકોણનો. માનવતા બધા મતમતાંતરોથી ઉચ્ચસ્થ છે, શાશ્વતી છે. માણસની સમુત્ક્રાન્તિમાં આજ સુધી પણ આડાં આવતાં કોઈ પરિબળો હોય તો તે માનવદ્રોહ, અધિલોભ અને સત્તાકાંક્ષા છે. એવી વિભ્રાન્તિઓ સામે મિસરના સમ્રાટ 'અખનાતન'નું ચરિત્ર જે ક્રાન્તિ પ્રબોધે છે, તે ચિરસ્મરણીય છે. યુદ્ધ પોતાનો નાશ કરવા મથનારને પણ દેહાંતદંડ ન ફરમાવનારો, પોતાનું મહારાજ્ય છિન્નભિન્ન થવા છતાં હથિયાર ન ઉપાડનારો, અને છતાં માનવહિતની આડે આવતી કોઈ પણ વસ્તુ અળગી કરતાં ન અચકાનારો, મિસરી મહારાજ્યનો એ માનવભાવી સમ્રાટ સંસ્કૃતિના સૌ પહેલા પુણ્યશ્લોક પુરુષોમાંનો એક હતો. જગતનો એ પહેલો જ એકેશ્વરવાદી ને અહિંસાવ્રતી સમ્રાટ્ જે માનવપરાયણતા પ્રેરે છે એની જ પૂર્તિરૂપે 'આ માસની વિભુતિ' શ્રી વાડીલાલ મો. શાહનો જીવનસંક્ષેપ જણાશે, જ્યારે એ જ કથિતવ્ય રજૂ કરતા મહર્ષિ રોરિકના ચિત્ર 'સંસ્કૃતિ વિનાશ'નો કરુણાપ્રેરક માનવભાવી સંદેશ તો સ્વયંપ્રતીત છે. કાકાસાહેબની 'તત્તાની શોધ' પણ જીવનનો તલસ્પર્શી નિરૂપે છે અને એ જ નિર્ણય પર આવે છે કે, 'આપણે જીવીએ છીએ એટલો જ જીવનનો ભાગ નથી, અને એ મુખ્ય ભાગ છે એમ પણ નથી; એ તો કેવળ ક્ષણિક પૃષ્ઠ ભાગ છે. વિશાળ જીવન ઘણું ઊંડું છે.' અને એ ઉપરાંત સમુન્નત ગુજરાતના રાષ્ટ્રપ્રતીક કૂકડાની પિછાન, 'કાળિયાર'ની જીવનકથા, સાહસવીર બાયર્ડનું 'દક્ષિણ ધ્રુવ' પરનું નવું આક્રમણ કે ભક્ત કવયિત્રી 'દીવાળીબાઇ' વગેરે બીજું જે કંઈ છે એમાંથી તમે જાતે જ કશું જનું કરવાના નથી તો પછી છેલ્લે એની ભલામણ શા માટે?●









કુમાર પ્રત્યેક મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે

મુદ્રક • બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક • રવિશંકર રાવળ; કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂા. ૬, બ્રહ્મદેશના રૂા. ૬ાા, પરદેશના ૧૨ શિ. છુટક દશ આના; મુંબાઇના ખાસ કૅન્વાસિંગ એજન્ટ અને જાહેરખબરના સોલ એજન્ટ શિશુસાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ; બીજા એજન્ટો: આર. આર શેઠની કં. અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું ચાપલ્ય મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.




**કીંમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૩૨

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**
અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ ગાંધીરોડ

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.

# ખંઢેરની હવેલી

• મન્દાક્રાન્તા •

જે જે સ્વપ્નો વિફળ બનતાં ક્રન્દનો મેં કીધેલાં,
દુઃખે દર્દે શિર પટકતાં ઝેર જાણે પીધેલાં,
એ સૌ સાચાં સુહૃદ બની આજે મને ખૂબ પ્રેરે,
સંસ્કારોનાં શુચિતર સ્મિતોથી બધે હર્ષ વેરે.

જે આશાઓ અફળ બની તેનાં હતાં ધ્યેય ખોટાં,
વિભ્રાન્તિના વમળમહીં માન્યાં હતાં સર્વ મોટાં,
નાણી જોતાં નિકષ પર મિથ્યાત્વ એનું નિહાળ્યું,
સાચાં ધ્યેયો પ્રતિ જિગર ને ચિત્તનું પ્રેમ વાળ્યું.

જૂઠા ખ્યાલો, હૃદયમનના છોભીલા સર્વ ભાવો
છોડ્યા. છૂટ્યો દિલ ધડકતે સ્નેહનો અંધ લ્હાવો;
કિન્તુ સાચી ઉપકૃતિ લહું નષ્ટ સૌ સ્વપ્ન કેરી
એ ખંડેરો ઉપર દિલની છે હવેલી ચણાઈ;
આદર્શોમાં અજબ લસતી ભગ્ન આશા સુનેરી,
સો ભૂલોનાં શબ ઉપર છે સંસ્કૃતિ શુભ્ર છાઈ.

રામપ્રસાદ શુક્લ



જુલાઇ ૧૯૪૦

સેવેલી આકાંક્ષાઓ અને રચેલાં સ્વપ્નો જ્યારે વિફળ બને છે ત્યારે માણસ તે પર દુઃખી થઈ આક્રન્દ કરે છે. પણ માનવીની બધી જ આશાઓ અને બધાં જ સ્વપ્નાં કાંઈ વાસ્તવિક ધ્યેય-વાળાં નથી હોતાં. ઘણી વાર તો મિથ્યા વિભ્રાન્તિઓના વમળમાં અથડાતો માણસ હવાઈ ખ્યાલો પણ રચે છે. એ જો એળે જાય તો એની પાછળ રોદણાં શાં? વસ્તુસ્થિતિનું આવું ભાન થતાં માણસને જે સાચી દૃષ્ટિ લાધે છે તેનું સુરેખ વિશ્લેષણ આ કાવ્યમાં આલેખાયું છે, અને વિફળ બનેલાં સ્વપ્નો પાછળ હતાશ થતા વૈચ-મના યુવાનોને માટે એ માર્ગદર્શક છે. કવિ કહે છે કે એક કાળે એ આશાંભાળ સ્વપ્નોના એળે જવા પાછળ મને જે શોક થયેલો તેને સ્થાને આજે તે મને હર્ષ પ્રેરે છે; કેમકે એમનું મિથ્યાત્વ સમજતાં હું સન્માર્ગે પ્રેરાયો છું અને મારાં હૃદય તથા ચિત્તનું પ્રેમ સાચાં ધ્યેયો તરફ વાળી શક્યો છું એ નષ્ટ થએલાં સ્વપ્નોનો મારા પર ઉપકાર છે કે એમનાં ખંડેર પર આજે મારા દિલની દૃઢ હવેલી મંડાઈ છે




'ચાર હજાર યાંત્રિકો જોઇએ છે.'

● હિંદી સરકારે કરેલી આ જાહેર ખબર કોઇકે જ નહિ વાંચી હોય. નથી જોઈતા વિદ્વાનો, નથી જોઇતા ગ્રૅજ્યુએટો, નથી જોઇતા શિક્ષકો. દેશની ભીડ વેળા જરૂર પડી બચાવનાં સાધનો તૈયાર કરનારા યાન્ત્રિકોની. મુત્સદ્દીઓ, અમલદારો અને લાગવગિયાઓ એમની બાહોશી અને કુશળતા પર દેશનો બચાવ ઊભો કરવાની યોજનાઓ જાહેર કરી રહ્યા છે. આ જાહેરાત આપણી યુનિવર્સિટીઓ, કૉલેજો અને હાઈસ્કૂલોની તળિયા સુધીની નબળાઇઓ, અશક્તિઓ, સ્ખલનો અને ગેરજવાબદાર શિક્ષણપ્રણાલી પર સચોટ વેધ નથી કરતી? દેશની આખરી જરૂરિયાતો વખતે કંઈ પણ ફાળો આપવાને અશક્ત એવા માનવ બુદ્બુદો ઉત્પન્ન કરનાર શિક્ષણપ્રવાહનો ક્ષય અને વિકૃતિ સમજવાને હજુ પણ સમાજ શિથિલ રહેશે? અનેક નકામા વિષયો ને પાઠો પાછળ પોતાનાં જીવન ખુવાર કરી ચૂકેલાઓ આજે સાક્ષી તો આપે છે કે અમને મળેલા શિક્ષણમાં અમારી બરબાદીનો જ સામાન છે. કૉલેજોની ટર્મો ખુલી ગઇ છે. હાઇસ્કૂલોમાં મૅટ્રિકનાં આંધણ મૂકાઇ ચૂક્યાં છે. આ યુદ્ધો અને આ યંત્રપ્રકરણ સાથે સ્નાનસૂતક ન હોય તેમ દેશનું યૌવન અને ધન કારકુનો, શિક્ષકો અને સ્પર્ધા કરતા બેકારો તૈયાર કરવામાં વેડફાઈ રહ્યું છે. યુદ્ધમાં શત્રુનો પરાજય થશે અથવા કોઇ પણ પ્રકારની સમાધાની થશે તોપણ જે પરિસ્થિતિનાં વાદળાં હિંદ પર ઢળવાનાં તેમાં પણ આ અભ્યાસક્રમોના દીક્ષિતો શું કરી શકશે?

વીજળીક વાહનો, સાઇકલો, મોટરો, રેલ્વે, એરોપ્લેન, રેડીઓ, ટેલીફોન, ટેલીવીઝન અને હજારો વૈજ્ઞાનિક વ્યવહારમાં યાંત્રિક જ સમાજની સંચાલક વ્યક્તિ બનવાનો છે. એકાદ ચાવી બગડે, એકાદ ખીલી ઢીલી થાય, એકાદ પાટિયું ખસે, રેડીઓ બગડે કે ટેલીફોન ખરાબ થાય એટલે થોડીવાર પણ વ્યવહાર કે ઘરમાં અંધાધૂંધી ને લાચારીનો જ દેખાવ થાય. એ વખતે નામસ્મરણ યાંત્રિકનું જ થવાનું.

આટલી બધી જીવનની ઉઘાડી જરૂરિયાતનો તાલીમી ભાગ અભ્યાસક્રમમાં કોઇ સ્થળે દેખાય છે? કેટલી શાળાઓએ હસ્તકાર્ય અને ઉદ્યોગના વર્ગો ઊભા કર્યા? કેટલે ઠેકાણે વિદ્યાર્થીઓની કૃતિઓનાં પ્રદર્શન થયાં? કેટલા વિદ્યાર્થીઓએ પ્રયોગશાળા કે રસાયનશાળા ઊભી કરી અથવા કલબો કરી, ને રેડીઓ, ફોટોગ્રાફી કે ઢોળીનાં ચૂકો રચ્યાં? આપણા નિબંધો અને કાવ્યોનાં શાબ્દિક વાતાવરણમાં મહાલતી વિદ્યાર્થી આલમને ખબર છે કે કોઇ પણ પળે ઇસ્પીતાલોની સેવામાં જવું પડશે, કોઈ પણ પળે પટાં ધરીને ડેરા દેવા પડશે, ખાડા અને બચાવની રચનાઓ કરવી પડશે? સારા યાંત્રિકોનું શિક્ષણ સરકારી કારખાનાંમાં થશે તો હજારો યાંત્રિક રચનાઓ જાતે સંભાળતાં શીખવું પડશે? હથોડી, કાતર, ચપ્પુ, સ્ક્રૂ ડ્રાઇવર કે રસાયણોના પ્રયોગો તો સૌને હાથવેંત હોય છે. એટલું શીખી લેશો એથી શો ગજબ બદલો એ વાળી આપશે.

## સ્વ. ચમનભાઈ વૈષ્ણવ



● વઢવાણ રાષ્ટ્રીય શાળાના પ્રાણ રૂપ એ વ્યક્તિની મૂક જીવનસાધના અને સેવા સમજવાની પણ આપણા ઘણામાં યોગ્યતા નહિ હોય. રાષ્ટ્રમાં ચારિત્ર્ય, સ્વાશ્રય ને સ્વાર્પણના ઠાંઠાં અદૃશ્ય મૂળ સમા આવા તરુણોને આપણે કદી ન ભૂલીએ તો જ આપણી સ્વદેશપ્રીતિ અને સ્વદેશાભિમાન શોભશે. સંપૂર્ણ માન અને શોકની લાગણી સાથે એમના આત્માને અમારી આ સ્મરણાંજલિ છે. ર. મ. રા.

## कलामंदिरांतील एकेचालीस वर्षे

એ નામથી પ્રસિદ્ધ કલાકાર રાવબહાદુર મહાદેવ વિશ્વનાથ ધુરંધરે પોતાના જીવન તેમજ પરિચિત વ્યક્તિઓનો વિગતવાર અને તારીખવાર અહેવાલ સચિત્ર પ્રકટ કર્યો છે. એમનું નામ ગુજરાત તેમજ મહારાષ્ટ્રમાં એકસરખું જાણીતું છે. અનેક ડ્રૉઇંગ માસ્તરો તથા કલાકારો તેમજ વિદ્વાનોએ તેમની કલા અને તાલીમનો લાભ લીધો છે. એ બધાને આ વૃત્તાંતમાં જરૂર રસ પડશે. પુસ્તક મરાઠી ભાષામાં લખાયું છે એટલી જ ગુજરાતી વાંચનારને નિરાશા રહેશે; છતાં એક સળંગ તવારીખ તરીકે રસ ધરાવનારા માટે એ પુસ્તક સંગ્રહ યોગ્ય ગણાશે. લેખક પાસેથી (અંબાસદન, ખાર, મુંબઈ એ સરનામેથી) તે મળી શકશે.

# માનવ ઈતિહાસનો એક જુગજૂનો જ્યોતિર્ધર અને

એ કાળના તો આજે પડછાયા યે વિલીન થવા આવ્યા છે. ઇસુ, મુસા, જરથોસ્ત કે મહંમદનો હજુ જન્મ પણ નહોતો થયો ત્યારે આજથી સાડાત્રણ હજાર વર્ષ પર મિસરનો પ્રભાવ કંઈ ઓર જ હતો. સુદાનથી તે સાઇપ્રસ સુધી ફેલાએલા તેના મહારાજ્યની દોસ્તી સાધવા બાબિલોનિયા જેવું પણ ઇંતેજાર રહેતું. આસીરિયનો હજુ ઊગતા હતા, ને રોમનોનો તો પ્રજા તરીકે ગર્ભ પણ નહોતો બંધાયો.

દેશદેશથી આવતી ખંડણીથી મિસરનું મહારાજ્ય ત્યારે સમૃદ્ધિને ઝૂલે ઝૂલતું. એ સમૃદ્ધિ કેટલી વિપુલ હતી એ તો એના શાસક ફારાહોની હાથ લાગેલી કબ્રો ખોદતાં આજ પણ નજરે ચડે છે. મિસરમાં ત્યારે સમૃદ્ધિ હતી, સંસ્કારિતા હતી, ઐયાશી પણ હતી. પરંતુ એ સાથે એ દેશવાસીઓના માનસમાં એક અતિ ભયાનક માન્યતા રૂઢ થએલી હતી, કે દુનિયાની એકે એક વસ્તુ પાછળ કોઈ અદીઠ એક એક શક્તિ કામ કરી રહી હોય છે. ઝાડ ઊગે છે તો તેની નીચે તેને ઉગાડનાર એક શક્તિ હોય છે; પરોઢે ફૂટતા પ્રકાશ પાછળ વળી બીજી શક્તિ હોય છે; અને એ પ્રમાણે કુદરતના એકેક ક્રમ પાછળ એકેક શક્તિ હોવાનો તેમનો ભ્રમ હતો. એ શક્તિઓને તેમણે, દેવોનાં નામ આપેલાં. એ દેવોને નામે પત્થરનાં પ્રતીકો ને લાકડાની પ્રતિમાઓ બનાવી તેઓ પૂજતા. રાજધાની થીબ્ઝનો મુખ્ય દેવ રા હતો, હેલીઓપોલીસ નગરનો દેવ આમેન, ઇલીથિયાસપોલીસનો નેખબ, ઓમ્બોસનો સેબેક, મેમ્ફિસનો ટાહ એમ જુદાંજુદાં નગરોના જુદાજુદા અનેક દેવો હતા.

આ મુખ્ય દેવો ઉપરાંત ઓસાઇરિસ, આઇસિસ, હોરસ, હાથોર, ખોન્સુ, થોટ, બાસ્ત, એપિસ, ત્રુમ, ઇ. વગેરે પરચુરણ દેવોની તો આખી નોખી જ જમાત ઊભી થએલી. ને એટલેથી યે સંતોષ ન હતો. જૂના વીરો. પિતૃઓ વગેરે પણ દેવોને ઠેકાણે ગણાતા. તે ઉપરાંત ભૂતો ને પ્રેતોની યે માણસની રોજિંદી જિંદગીમાં અચૂક લાગવગ ગણાતી. એ બધાનાં વાહન તરીકે વાંદરાં, બિલાડાં, સાપ, શિયાળ, મગર વગેરે પ્રાણીઓ સુદ્ધાંને મિસરવાસીઓ પૂજતા. આનું પરિણામ એ આવ્યું હતું કે દેશમાં ધર્મગુરુઓ અને તાંત્રિકોની એક જબરી ફોજ ઊભી થઇ હતી, જેમનો ધંધો ગૂમડાં પેઠે સમાજશરીર પર ઊઠી તેમાં જ સડો પેસાડવાનો હતો. અંધશ્રદ્ધા એ તેમનું હથિયાર હતું. પૈસો ને લાગવગ તેમનું ધ્યેય હતું.




જગતનો પહેલો

એકેશ્વરવાદી ને અહિંસાવતી સમ્રાટ

## અખનાતન

★

ખુદ પોતાનો નાશ કરવા મથનારને પણ દેહાંતદંડ ન ફરમાવનારો, પોતાનું મહારાજ્ય છિન્નભિન્ન થવા છતાં હથિયાર ન ઉપાડનારો, ને છતાં માનવહિતની આડે આવતી કોઈપણ વસ્તુ અળગી કરતાં ન અચકાનારો મિસરી મહારાજ્યનો એ માનવભાવી સમ્રાટ સંસ્કૃતિના સૌ પહેલા પુણ્યશ્લોક પુરુષોમાંનો એક હતો

★



સૌંદર્યરાણી નીફરતિતી

અખેનાતનની રાણી જે એ કાળની ઇજિપ્તની રૂપસુંદરી ગણાતી તેનું આ રંગીન શિલ્પ બેનમુન કલાકૃતિ ગણાય છે



અખનાતનની માતા તાઇનું આલાબાસ્ટરમાં કોતરેલું શિલ્પ

**એવા** કાળે મિસરની ગાદી પર એ આવ્યો. એનું નામ અખનાતન. શરીરના પ્રમાણમાં મોટા માથાવાળો એ આમ તો માંદલા જેવો હતો, પણ એના સ્વપ્નદર્શી માનસે જગતમાં અજોડ એવી ધર્મની નવી જ કલ્પના ઊભી કરી, ને મિસરે જો તે ચાલુ રાખી હોત તો કદાચ તેનું એટલું વહેલું પતન પણ ન થાત.

એના પિતા આમેનોફિસ ત્રીજાના મૃત્યુ પછી ઈ. પૂ. ૧૩૭૫માં એ ગાદીએ આવ્યો ત્યારે ભાગ્યે જ અગિયાર કે બાર વર્ષની તેની વય હશે. એના માંદલા શરીરે એ કેટલું જીવશે એની પણ શંકા હતી, એટલે નવમે વર્ષે તેને મિતન્નીની રાજકન્યા નીફરતિતી સાથે પરણાવી દેવામાં આવ્યો. પણ એટલી વયમાં યે સામાન્ય માણસોની હરોળથી તે નોખો પડી આવતો. એ આદર્શવાદી હતો. જુદાજુદા દેવો ને ધર્મગુરુઓના વળગાડનો જો નાશ કરવામાં આવે તો સુદાનથી યુફ્રેટિસ ને ટેઠ ક્રેત સુધીના પોતાના મહારાજ્યને એકતાથી સાંકળી શકાય એવી એને પાકી ખાતરી હતી.

રંગીન માછલીઓ ભરેલા હોજને સામે એકીટશે જોઇ રહેતાં ને વાડીનાં વૃક્ષોને અઢેલી બેસતાં એ ખૂબ ચિંતનમાં ઊતરતો. એ ચિંતનથી એને પ્રતીત થયું કે માત્ર આ પૃથ્વી નહિ પણ આખું વિશ્વ એક અમુક શક્તિથી ચાલે છે; ને તે શક્તિ એક જ છે, જુદીજુદી નહિ. એ શક્તિ મનુષ્યની કલ્પનાથી પણ અતીત છે. પરંતુ પથરા તથા લાકડાં પૂજીને ટેવાઇ ગએલી પ્રજાને 'કંઇક' પૂજવા માટે તો જોઇએને ? સૂર્યની પૂજા એ વખતે ઘણાખરા સંસ્કૃત દેશોમાં ચાલુ હતી. અખનાતનને એ 'કંઇક' ઠીક લાગ્યું, ને પોતે કલ્પેલી શક્તિના પ્રતીક તરીકે સમગ્ર ચૈતન્યના આદિસ્રોત સૂર્યનાં તેજઃકિરણો તેણે દર્શાવ્યાં. આમ દુનિયામાં પહેલી જ વાર તેણે એકેશ્વરવાદ જન્માવ્યો. બેથ્લેહેમમાં ઇસુ તો ત્યાર પછી પંદરસો વર્ષે જન્મ્યો, ને મહંમદનો જન્મ તો માનવેતિહાસમાં ગઇ કાલનો જ ગણાય. એ નજરે જોતાં એ ક્રાન્તિ કંઇ જેવીતેવી ન હતી.

જગતની નિયામક એક જ શક્તિ હોવાની જેમ તેને વધુ ને વધુ પ્રતીતિ થતી ગઈ તેમતેમ તેને દેશના મંદિરે મંદિરના ગભારામાં, દિવાલોમાં, થાંભલાઓમાં ને

દેવદેવલાંની જમાત જ્યારે મિસરના માનવ સમાજમાં સડો પેસાડી તેનો પ્રજાપ્રાણ નાબૂદ



થીબ્ઝમાંના અખનાતનના મહેલની છતનો એક ભાગ



કાઈરોના સંગ્રહસ્થાનમાંની અખનાતનની ખોપરી

જાળીઓમાં કોરાએલા નિકૃષ્ટ દેવો તરફ વધુ ને વધુ ઘૃણા ઊપજતી ગઈ. દેવના નામ પરથી રખાએલું પોતાનું જન્મનું નામ 'આમેનોફિસ' બદલાવી તેણે 'અખનાતન' નામ રાખ્યું, જે નામથી જ એ પ્રખ્યાત છે. મિસરની પ્રજામાં તેને પોતાના એ આદર્શની સંપ્રાપ્તિ સેવવી હતી; પણ તેની મા તાઈ તેને તેમ કરવા દે તેમ ન હતું. થીબ્ઝની પ્રજા આ જાણતી હતી, ને એટલે જ તેનો ક્રાન્તિનો જુસ્સો વેગવાન બને તે પહેલાં જ તેને દબાવી દેવા ઈંતેજાર રહેતી હતી.

અખનાતને આ જાણ્યું. ધર્મગુરુઓની પૂરી શેહ નીચે દબાએલી રાજધાનીમાં પોતાનો આદર્શ નહિ પોષાય એમ તેને લાગ્યું. તેણે થીબ્ઝ છોડ્યું. પોતાના આદર્શ ખાતર માતાનો યે ત્યાગ કર્યો અને કર્ણાક તથા લક્સર વચ્ચે સૂર્ય (આતન)ના નામે એક નવું જ નગર તેણે વસાવ્યું, જેને એણે 'ખેમાતન' નામ આપ્યું.

સૂર્યને તો માત્ર તેણે એ શક્તિના પ્રતીક તરીકે સ્વીકાર્યો હતો, જે શક્તિએ તેને પેદા કર્યો હતો ને જેની મારફત આ સઘળો સર્જનક્રમ ચાલે છે. કોઈ વિજ્ઞાનીના યે જન્મ પહેલાં તેણે જગતની નિયામક શક્તિની જન્માવેલી માન્યતા આજ પણ અજોડ છે. એણે રચાવેલા સૂર્યકિરણોના પ્રતીક કુંડો પાસે પ્રાર્થના કરવા બેસનારાઓ પણ સૂર્યને નહિ પરંતુ 'પિતા જે અંતરીક્ષમાં વસે છે' એને જ પ્રાર્થતા. એણે એ શક્તિની કોઈ મૂર્તિ કોતરાવી ન હતી. મનુષ્યની ઇન્દ્રિયોથી પર એવી એ નિયામક શક્તિની કે ઇશ્વરની એના જેવી કલ્પના વેદાંત સિવાય આજના પણ કોઈ ધર્મમાં નથી પ્રગટી. ખ્રિસ્તીઓ પ્રભુને ઇસુ સાથે વાતો કરતો જણાવે છે; યહૂદીઓ યહોવાહને સાંજે પેગંબરો સાથે બગીચામાં ફરતો જણાવે છે; ઇસ્લામીઓ શબે મેરાજના રોજ ચંદ્રના પરદા પાછળથી ખુદા મહમદને દર્શન આપતો જણાવે છે, ને ખુદ હિંદુઓ કરતાં યે વધી પડેલી હિંદુઓના દેવોની સંખ્યા અનેકવાર અવતરતી, મરતી અને શાપો તથા વરદાનોની વિપુલતા પર જીવતી બતાવવામાં આવે છે; ત્યારે અખનાતન તો તેને 'આતનથી યે પર' ઇન્દ્રિયાગોચર શક્તિ ગણાવતો. છતાં જૂઠા ક્રિયાકાંડોમાં પડી ન જવાય એટલા ખાતર ઊગતા ને આથમતા સૂર્યને જ પૂજવાની તેણે છૂટ આપેલી.

પ્રેમથી જ વિશ્વનું સંચલન થાય છે એવી એની જબરી શ્રદ્ધા હતી ને પોતાના જીવનમાં એણે એ પૂરેપૂરી વણી દીધેલી. હજારો વર્ષ પહેલાંના એ કાળમાં જ્યારે શેરીએ શેરીએ યુદ્ધનાં ગીતો ગવાતાં, ચૌટે ચૌટે શસ્ત્રોના ખણખણાટ સંભળાતા ને લોકો યુદ્ધના નશામાં ચકચૂર રહેતા, તેવા કાળમાં પણ આદર્શનિષ્ઠ રહી, એશિયામાંની એની પ્રજાએ ઉઠાવેલાં બળવા સામે

**કરી રહી હતી ત્યારે વિશ્વની નિયામક શક્તિનો એણે સૌ પહેલો વાસ્તવિક ખ્યાલ આપ્યો**

# આ મહિનો (જુલાઇ) ઈતિહાસમાં

**તા. ૭** કૉંગ્રેસની કારોબારી સમિતિએ હોદ્દા સ્વીકારવાનો નિર્ણય કર્યો.–ઇ. ૧૯૩૭

**તા. ૮** જસવંતરાવ હોળકરે અંગ્રેજ સેનાને હરાવી લેફ્ટેનન્ટ લ્યૂકનને કેદ કર્યો–ઇ. ૧૮૦૪. આ વિશ્વાસઘાતી લ્યૂકને સિંધીઆ જોડે વિશ્વાસઘાત કરી અલીગઢનો મજબૂત કિલ્લો અંગ્રેજોને સોંપી દીધેલો. હોળકરની કેદમાં જ પેટના દર્દથી એ મરણ પામ્યો.

**તા. ૧૧** જાણીતા અંગ્રેજ નવલકથાકાર વિલિયમ મેઇકપીસ થૅકરેનો હિંદુસ્તાનમાં કલકત્તા મુકામે જન્મ–ઈ. ૧૮૧૦

**તા. ૧૪** ફ્રાન્સના કારાગાર બાસ્તીલનું વિફરેલી પ્રજાને હાથે પતન–ઇ. ૧૭૮૯. ત્યારથી એ દિવસ પ્રજાસત્તાક ફ્રાન્સમાં રાષ્ટ્રીય તહેવાર (Fete Nationale) તરીકે ઉજવાય છે.

**તા. ૧૭** અંગ્રેજો તથા ડચો વચ્ચે મસાલાના વેપાર અંગે સંધિ થઇ–ઇ. ૧૬૧૯

**તા. ૧૮** જનરલ ફ્રાન્સિસ્કો ફ્રાન્કોનું સ્પેનની સામ્યવાદી સરકાર સામે બંડ–ઈ. ૧૯૩૬. ત્રણ વરસના ભયંકર આંતરવિગ્રહ પછી ઇ. ૧૯૩૯ના એપ્રિલની ૪થીએ માડ્રિડ સરકાર તાબે થઇ અને ફ્રાન્કો સ્પેનનો સરમુખત્યાર બન્યો.

**તા. ૨૧** પાર્લામેન્ટના ધારાથી ઇસ્ટ ઇંડીઆ કંપનીના હક બીજાં ૨૦ વર્ષ લંબાયા અને તે સાથે હિંદ સાથે વેપાર કરવાની બધી બ્રિટિશ પ્રજાને છૂટ મળી–ઇ. ૧૮૧૩

**તા. ૨૫** ઑસ્ટ્રિયાના ચાન્સેલર અને જર્મની તથા ઑસ્ટ્રિયાના સ્વાભાવિક જોડાણના વિરોધી ઍંગેલબર્ટ ડૉલફસનું ખૂન–ઇ. ૧૯૩૪

**તા. ૨૯** ઇટલીના સરમુખત્યાર બેનિટો મુસોલિનીનો જન્મ–ઇ. ૧૮૮૩

**તા. ૩૧** જગતના બધા ધર્મોના સમન્વય સંભી થીઑસૉફિકલ સોસાએટીની જનેતા હેલીના પેટ્રોવના બ્લાવાટ્સ્કીનો રશિયામાં જન્મ–ઇ. ૧૮૩૧ (ઈ. ૧૮૯૧માં એનું અવસાન થયું.)



આ માસની વિભૂતિ
વાડીલાલ મોતીલાલ શાહ

ઈ. ૧૮૭૮ના જુલાઈની ૧૧મીએ વીરમગામ મુકામે તેમના મોસાળમાં જન્મ. પાંચ ધોરણ જેટલું અંગ્રેજી વીરમગામમાં શીખ્યા પછી માત્ર ૧૪ વર્ષની વયે એકલા અમદાવાદ આવ્યા અને ખાનગી ટ્યુશનોની સગવડ કરી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં જોડાયા. ભણતરમાં તે એટલા હોશિયાર હતા કે અનેક વિદ્યાર્થીઓ તેમની પાસે શીખવા આવતા. એ રીતે હાથ છૂટો થતાં કુટુંબને પણ અમદાવાદ બોલાવી લીધું.

કૉલેજ જીવનની શરૂઆતમાં મુનિશ્રી છગનમલજી સ્વામીના સંપર્કમાં તેઓ આવ્યા. મુનિશ્રીએ સમાજમાં ચાલતા અંધેર તથા જૈનોની સંકુચિતવૃત્તિ સામે એમના દિલમાં બંડનો પ્રાણ રેડવા માંડ્યો. પરિણામે અભ્યાસ દરમ્યાન જ, પોતાના પિતાશ્રીના સંપાદકત્વ હેઠળ, 'જૈનહિતેચ્છુ' માસિક શરૂ કર્યું.

'જૈનહિતેચ્છુ' એ એકલા જૈન સમાજનું જ પત્ર ન હતું. પણ જીવનસંગ્રામમાં વિજય મેળવવા મથનાર એકેએક વ્યક્તિનું સાર્વદેશી પત્ર હતું. જર્મન પ્રાણના કડૂમાતા નીત્શે જેમ એમણે હિંદવી પ્રાણને ઢંઢોળવાની કપરી જહેમત ઉઠાવી હતી. સ્ફટિક જેવી શુદ્ધ અને અસંદિગ્ધ એમની દિલસૂઝી વિજિગિષાના થનગનાટ ભરી છે. ગુજરાતને અખા પછી કોઇ સાચો દિલસૂફ સાંપડ્યો હોય તો એ વાડીલાલ શાહ જ હતા, પરંતુ ગુજરાત એમને પૂરેપૂરા પુરસ્કારી શક્યું નહિ.

છતાં એમને ખરા પુરસ્કાર્યા એમના જેવા જ સિંહ લોકમાન્ય બાળગંગાધર ટિળકે. પૂનાના જૈનો તરફથી જંગી સભામાં એમણે માનપત્ર અને 'પર્સ' એનાયત કરી વાડીલાલ શાહની કલમની બારોબાર પ્રશસ્તિ કરી હતી.

ત્યાર બાદ મોરબી મુકામે ભરાએલી સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સના પ્રથમ અધિવેશનને રોજ એમણે 'જૈન સમાચાર'નો આરંભ કર્યો. સામાજિક બદીઓ સામે તથા સમાજશરીર પર ગૂમડાં જેવી વિકસેલી સાધુઓની જમાત સામેની એમની જેહાદ એકલા જૈન સમાજને જ નહિ, પણ એ બદીથી પરાભૂત બનતા જતા આપણા સમાજના એકેએક અંગને ઉપકારક છે. એ લેખો માટે શ્રીમંત જૈન પક્ષે એમના સામે માનહાનિનો દ.વો માંડેલો. પોતા માટે કોઈ કાયદાબાજ વકીલ કે બૅરિસ્ટર રોકવા એમના સાથીદારોએ એમને 'પર્સ' આપવાનું કહ્યું, જેનો અસ્વીકાર કરી એમણે પોતે જ પોતાનો કેસ ચલાવ્યો, અને કાયદાઓની આંટીઘૂંટીમાં હારતાં બે માસની થએલી સાદી કેદની શિક્ષાનો હસતે મોંએ સ્વીકાર કર્યો.

એમની યોજનાશક્તિ, એમની લેખનશક્તિ, એમની તત્ત્વદૃષ્ટિ વગેરે પર અત્રે ઊહાપોહ થઇ શકે તેમ નથી. પરંતુ એમના 'મહાવીર કહેતા હુઆ', 'અમૃતલાલનું ગાડવાડિયું' 'એક' 'શૂન્ય', 'મસ્તવિલાસ' વગેરે પુસ્તકો તથા લેખો એમની તત્ત્વદૃષ્ટિનો પૂરતો પ્રકાશ પાથરે છે. અને સંદિગ્ધ પ્રશંસાને વરેલા અધકચરા દિલસૂફો સામે નીત્શેના વિચારોથી પોષાઇને ધર્મ અને વિજ્ઞાનનો સુંદર સમન્વય સાધતી, પુરુષોત્તમ (Superman) વિષેની એમની દિલસૂફી ઊગતી પ્રજાને સર્વોત્તમ જીવનભાથું અર્પી શકે એમ છે.



સંસ્કૃતિવિનાશ

કલાકાર · પ્રો. નિકૉલસ રેરીક

# मनोमंथन

## ५ तत्त्वानी शोध

'स्मरणयात्रा' पछीना काळनां काकासाहेबना कॉलेजजीवननां केटलांक स्मरणो

કૉલેજમાં હું ભણતો ત્યારથી જ ધ્યાનમાં બેસવાની મેં ટેવ પાડેલી. એ જો આજ સુધી અખંડ ચલાવી હોત તો કેટલો યે લાભ થાત; પણ अहो जनानाम् व्यसनाभिमोक्षे ।

ધ્યાન વખતના અનુભવો કહેવાય નહિ. એ અનુભવો કહેવા એ અશક્ય પણ છે અને અયોગ્ય પણ છે. છતાં એક પ્રસંગ અહીં કહેવાનો પ્રયત્ન કરું છું. કોઈ સમાનધર્મા હશે તો તેને એમાં રસ પડશે.

હૉસ્ટેલમાં ૨૩ નંબરની ઓરડીમાં હું રહેતો હતો. એ અરસામાં હું સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ પરમહંસ વિષે ખૂબ વાંચતો અને કૉલેજમાં કૅન્ટ અને માર્ટીનો ભણતો. એક દિવસે ધ્યાનમાં બેસી હું વસ્તુનું શુદ્ધ સ્વરૂપ કેવું હોય એ અજમાવતો હતો. દિક્કાલાદિને બાદ કરી, ગુણોનો છેદ ઉડાડી, કાર્યકારણતાને વિસરી જઈ, કેવળ વસ્તુનો અનુભવ કરવા જઈએ તો વસ્તુની શુદ્ધ તત્તા કેવી હોતી હશે એ સમજી એને હું સ્પર્શવા માગતો હતો. એટલી કલ્પનાથી મને સંતોષ ન હતો. ઘણી વખત સુધી તો મગજમાં શાસ્ત્રીય દલીલ જ ચાલી. પછી વસ્તુને કંઈક ખોલતાં આવડ્યું. જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ એની શરીર પર પણ અસર થવા લાગી. પ્રથમ બહારના પ્રકાશનું ભાન નષ્ટ થયું. પછી જે ટેબલ પર હું બેઠો હતો તે ટેબલ પણ 'બેભાન' થઈ ગયું. હું ક્યાં છું, મારી આસપાસ શું છે, વખત કયો છે, અત્યાર સુધી શું કરતો હતો, હવે પછી શું કરવાનું છે એ બધું જ લુપ્ત થયું. 'હું છું' એટલી જ જાગૃતિ રહી. ઊંડા કૂવામાં તળિયું શોધવા માટે જ્યારે આપણે ડૂબકી મારીએ છીએ અને આંખ ઉઘાડી રાખી હાથ ઉપર મારી વધુ ને વધુ પાણીમાં નીચે ઊતરતા જઈએ છીએ ત્યારે ઉપરનો સૂર્યપ્રકાશ ઓછો થયા પછી જે એક જાતની ગભરામણ થાય છે,—(ગભરામણ તો નહિ, કેમકે શ્વાસ રોકવાની શક્તિ પર આપણો વિશ્વાસ હોય. કૂવાનો ઉપરથી નીચે સુધીનો પરિચય હોય અને જોરથી હાથ અને પગ એક જ વાર નીચે મારવાથી હું ઉપર સુધી પહોંચી શકું છું એવી ખાતરી હોય ત્યારે બીક કે ગભરામણ શાની? છતાં એ વખતે છાતી પર અમુક પ્રકારનું દબાણ પડે જ છે. કોઈ ગંભીર પરિસ્થિતિમાં છીએ એવું ભાન થાય છે અને અસાધારણ જવાબદારીનો વિચિત્ર પ્રત્યય આવે છે.)—એવો કંઈક ગંભીર અનુભવ મારા ધ્યાનમાં મને થયો. કોઈ અપૂર્વ દૈવીપુરુષના સાન્નિધ્યમાં એકાએક આપણે રજૂ થયા હોઈએ અને પછી જે એક જાતનો સંભ્રમ સહેજે આવી જાય છે તેવી સ્થિતિ થઈ. આ સ્થિતિમાં રહેવું કે ન રહેવું એ નક્કી ન થાય એ દશામાં થોડો વખત રહ્યો. પછી થઈ આવ્યું કે આ અનુભવના મધ્યબિંદુ તરફ જવું જ જોઈએ. થોડાક અનિશ્ચય પછી, સોયમાં દોરો પરોવે છે તે રીતે, હું અંદર જવા લાગ્યો. એક વાર તો થયું કે હવે એક ક્ષણની જ વાર, અને આપણે મધ્યસ્થ કેંદ્ર સુધી પહોંચી જવાના. એ ક્ષણની શરૂઆત પણ થઈ; હૃદયમાં અસાધારણ આનંદની ઊર્મિ ઊઠી; પણ એટલામાં કોણ જાણે શું થયું, ફણસની ગોટલી જેમ હાથમાં પકડી રાખવા જતાં લપસીને છટકી જાય છે તેમ બધું છટકી ગયું! શું થયું એની જરા યે ખબર ન પડે. થોડી વાર પછી હું મારી ઓરડીમાં એકલો, ટેબલ પર બેઠો છું એનું ભાન થતાં એનું જ મોટું આશ્ચર્ય થયું.

આપણે જીવીએ છીએ એટલો જ જીવનનો ભાગ નથી, અને એ મુખ્ય ભાગ છે એમ પણ નથી, એ તો કેવળ ક્ષણિક પૃષ્ઠ ભાગ છે. વિશાળ જીવન ઘણું ઊંડું છે, એમ તે દિવસે સ્પષ્ટ થયું. તે દિવસથી મારી ધાર્મિક વૃત્તિમાં એક કાયમનો ફેર પડ્યો. તે દિવસ પહેલાં હું પરમાર્થી ન હતો. તે દિવસ પછી અનેક માનસિક ક્રાંતિઓ હોવા છતાં અને અનેક પ્રમાદો આડે આવ્યા છતાં તે પારમાર્થિકતા છૂટી જ નથી.

दत्तात्रेय बालकृष्ण कालेलकर



# કાળિયાર

જેઠ મહિનો, આગરા જિલ્લો અને ચોરને કાંધ મારવાનો સમય. લૂની આગ ફાલવતી જીભ સાંય–સાંય કરતી ચારે તરફ વળી હતી ને ધરતી ગરમ તવા જેવી તપી ઊઠી હતી. ઉપરથી સૂરજ ને આસ-પાસથી ગ્રીષ્મની સાહેલી આ લૂના પ્રકોપથી હરિયાળી માત્ર નષ્ટ થઈ ચૂકી હતી. દૂરદૂર ખડાં ઝાંડવાં પણ ત્રાહિ ત્રાહિ કરી રહ્યાં હતાં. એમની હાલત એવા દેશભક્ત વિદ્રોહીઓ સમી હતી, જેઓ શત્રુઓના અપાર બળથી છિન્ન ભિન્ન થવા છતાં ભૂખ્યા તરસ્યા પોતાની આન પર જાન પાથરવા સદા તૈયાર રહે છે—કેવળ આદર્શ ખાતર.

આવી રણચંડી ગ્રીષ્મના શાસન તળે, ગામની દક્ષિણે રેલવે લાઇનને પેલે પાર બાવળિયાંની છાયા નીચે હરણાંનું એક ઝુંડ આરામ લઇ રહ્યું હતું. એમાંના કેટલાક સંતરી તરીકેની સચેત ફરજ બજાવી રહ્યા હતા. કેટલીક હરણીઓ બેઠી બેઠી વાગોળી રહી હતી. બેત્રણ પક્કા હરણો બાવળનાં થડો જોડે પોતાનું શરીર ઘસી રહ્યા હતા. ઝુંડનો નાયક સુષુપ્તાવસ્થામાં પડ્યો પડ્યો પોતાના કારનામાનાં સ્વપ્નાં નિહાળતો, કોઇ માખી આવી બેસતાં કાન ફફડાવી તેને ઉડાડી રહ્યો હતો. ક્યારેક બાવળની શીંગ હેઠે ટપકી પડતી તો કોઇ હરણ હરણી બેઠે બેઠે જ ડોક લાંબી કરી તે ઉઠાવી ચાવવા લાગતાં.

આવી છત્રછાયામાં બધાં આરામ કરી રહ્યાં હતાં ત્યારે એક હરણી બિલકુલ બેચેન દેખાઇ આવતી હતી. ક્યારની એ ઊઠબેસ કર્યા જ કરતી હતી. થોડી વાર પછી તો ટોળાને છોડી એ ધીરે ધીરે આગળ વધી. ટોળાનાં બધાં સભ્યો એને જોઇ રહ્યાં પણ કોઈ વિસ્મિત ન થયું. એકાદ ખેતરવા દૂર જઈ એ બેચેન હરણી કરુણ ચિન્તિત નેત્રે આમતેમ જોવા લાગી. એની એ આકુલ નિગાહથી વિરહાકુલ ભૂમિએ સહાનુભૂતિ પ્રગટ કરી અને શિવનેત્ર સૂર્યે પણ હિંસ્ર જીવો પર પહેરો રાખ્યો. પ્રકૃતિએ એની પ્રસૂતિક્રિયામાં સહાય કરી અને થોડીવારમાં જ એ હરણીએ એક બચ્ચાને જન્મ આપી પાંચ મિનિટમાં તો એને ચાટીચૂટી સ્વચ્છ કરી દીધું.



ચિત્રકાર • શ્રી રવિશંકર પંડિત

**સાહસ-શિકારી અને પ્રકૃતિ-પ્રેમી શ્રીરામ શર્માની આલેખેલી**

મૃગશાવકે પોતાની ભોળી આંખો વડે માતા તરફ નજર ફેરવી કે માતાએ પણ તરત પોતાની કાતર આંખો વડે એની આંખોમાં સ્નેહ રેડવા માંડ્યો. એ સ્નેહાકર્ષણે શાવકના શરીરમાં જાણે વીજળીનો પ્રવાહ પ્રવેશાવ્યો ને અડબડાતાં ખડાં થઈ ક્ષીણ શબ્દે તેણે પોતાની સજીવતા પ્રકટ કરી. ત્રુર્ત લના પ્રકંપે રાગિણી છેડી અને સૂર્યે પણ તેમાં મૂંગો તાલ પૂર્યો.

બચ્ચું હવે માથાના ગડદા લગાવી લગાવી નિરાંતથી માતાના આંચળમાંથી શ્વેત જીવનરસ પીવા માંડ્યું. પરંતુ હરણીને નિરાંત નહોતી. એ તો ચારે તરફ જોઈ રહી હતી કે કોઈ શત્રુ તો નિકટ નથીને? પ્રકૃતિના પ્રાંગણમાં જીવનમોતનો જે સોદો સદૈવ ખેલાય છે તેથી હરણી પૂરી વાકેફ હતી. પરંતુ આ વખતે તો પ્રકૃતિએ હરેક રીતે સહાયતા કરી હતી, અને બચ્ચું પણ હોનહાર નીવડવાની આશા આપતું હતું. એનું બદન, કાંડું ને ચપળ પગ એને નેતૃત્વ તરફ લઈ જવાની પ્રતીતિ આપતાં હતાં. એ હોનહાર મૃગશાવકને હવે આપણે ચૌધરીના નામે જ ઓળખીશું.

ટાંટિયા સ્થિર થતાં જ એક કલાકની અંદર દૂધ પીતો ચૌધરી પોતાની મા સાથે ચાલવા લાગ્યો. પ્રેમવિભોર અને શંકિતા હરણી ચૌધરીને શીઘ્ર જીવનશિક્ષા આપવા લાગી. ક્યારેક આતુર થઈ એ આમતેમ દોડવાની કોશિશ કરતો. ત્યારે મીઠી ભર્ત્સનાથી 'આંઉઉ'ની ચેતવણી દેતી જાણે તે કહી ઊઠતી, 'બેટા, હજી તને અનુભવ નથી. તારી ટાંગોમાં એટલું બળ નથી કે નાસીને તું તારી જાતને શત્રુઓથી છોડાવી શકે, તેમ નથી તારામાં એટલી શક્તિ કે શિયાળ–કૂતરાંનો તું સફળ સામનો કરી શકે.' આ ભર્ત્સના અને ચેતવણીસૂચક દૃષ્ટિથી ચૌધરી ચોંકીને માની બગલમાં આવી એવી રીતે ભરાઈ જતો, જેમ બેત્રણ વરસનું બાળક દોડીને પોતાની માનો પાલવ પકડી લે. દિવસનું અવસાન થતાં સૂરજની ગરમી ઓછી થઈને ભૂખની ગરમી વિશેષ જોર પકડે છે, એ વખતે જ બધાં હિંસ્ર પ્રાણીઓ પેટની આગ બુઝાવવા શિકારની ખોજમાં નીકળી પડતાં હોય, ચૌધરીની ખાસ ખબરગીરી એ સમયે જ કરવાની રહેતી.

હરણી ચૌધરીને ટોળામાં લાવી. ત્યારે પહેલાં તો ચૌધરી કંઈક ચકરાયો, પરંતુ જેને માની ગોદનું શરણું હોય, પોતાની માનો સહારો હોય તેને વળી ડર કોનો? થોડી જ વારમાં એની સઘળી ઝંઝટ નાસી ગઈ. અને ટોળીમાં જ્યારે પોતાનાં સમવયસ્ક શાવકો એણે જોયાં ત્યારે તો એ ખૂબ ગેલમાં આવી ગયો. ટોળીનાં બીજાં હરણહરણીઓએ પણ ચૌધરીના આગમન પ્રત્યે મૂક પ્રસન્નતા પ્રકટ કરી.

ચૌધરી તો હવે દિવસે બમણો ને રાતે ચાર ગણો મોટો થવા લાગ્યો. ટોળી સાથે રહીને એણે શત્રુઓથી છટકવાની કલા સાધ્ય કરી. દરરોજ એકાદ માઈલની દોડ તો એને કોઈ ને કોઈ બહાને કરવી પડતી–ક્યારેક કૂતરાં સામે તો ક્યારેક શિયાળવરૂઓના આતંક સામે.

એક દિવસ બધાં હરણાં આમતેમ ફેલાઈ રહ્યાં હતાં. ચૌધરી પણ પોતાની માને પડખે ચરી રહ્યો હતો. ત્યાંથી સો દોઢસો ગજ પર એક બળદગાડી જઈ રહી હતી. કેટલાંક હરણહરણીઓ મોંમાં ઘાસ દબાવી રાખી કુતૂહલવશ એ તરફ જોતાં, પૂછડી હલાવતાં ને પાછાં ચરવા લાગતાં. ચૌધરી એ જોઈ આશંકિત બન્યો, પણ એની માએ સંકેતથી સમજાવવા માંડ્યું કે મનુષ્યોથી દૂર રહેવું સારું છે, પણ ગામડિયા લોકો વિશેષ આપત્તિજનક નથી હોતા. છતાં ડગલે ડગલે જાગ્રત રહેવાનો હરણજાતિનો સ્વભાવ હોવો જોઈએ, કારણ એની દોડ જ એનું એકમાત્ર હથિયાર છે.

થોડી વારમાં બળદગાડી અટકી અને એમાંથી એકાદ નળી જેવું કંઈક તેમના તરફ ચીંધાયું. 'ધાંય' કરતો એક અવાજ થયો અને તે સાથે જ ચૌધરીની નજીક ચરતું એક હરણું જમીન પર પટકાઈ પગ પછાડવા લાગ્યું. આખી ટોળીમાં સનસનાટી ફેલાઈ ગઈ. ગભરાઈને સૌ આમતેમ નાસવા લાગ્યાં. ફરી એક અવાજ થયો. એક બીજો હરણ લંગડો થઈ ગયો છતાં તે નાસવા લાગ્યો. ગાડીમાંથી ઊતરી બે આદમી એ લંગડા હરણની પાછળ પડ્યા.

ચૌધરીના જીવનમાં આ નવો જ અનુભવ હતો. એ ચોંકીને પોતાની માને અડીને ઊભો રહ્યો હતો. ટોળું ત્રણ ચાર માઈલ દૂર ચાલ્યું આવ્યું હતું. એ આખો દિવસ ચૌધરીને ગભરામણ રહી. એની માએ સમજાવ્યું કે ગામડિયાથી જુદાં કપડાં પહેરેલો ને ખભા પર દંડા જેવી કાળી ચીજ પકડેલો માણસ નજરે પડે તો સમજી લેવું કે એ હરણોના જીવનો ઘરાક છે. એનો વિશ્વાસ [illegible] રહ્યો.

મહિનાઓના તાપ બાદ એક દિવસે વિરહિણી ધરતીનો તલસાટ શમ્યો. સૂરજે શરમથી મોં છુપાવ્યું અને લૂએ પણ શ્વાસ ખેંચ્યો. ભૂતલના કલેશથી દ્રવિત પ્રકૃતિ અસંખ્ય આંસુઓ વહાવવા લાગી. પરિણામે દુનિયા બદલી ગઇ. નદીતળાવો છલાછલ ઓગની ગયાં. ખેડૂતોએ હળ સંભાળ્યાં અને ખરીફની વાવણી શરૂ થઈ. અઠવાડિયાની અંદર તો પાવસકુમારીએ લીલી સાડી પહેરી લીધી.

આમ તો વરસાદ વરસનો આત્મા છે; પરંતુ ઊંટ, બકરાં ને હરણાંને વધુ વરસાદ નડે છે. તેમાં યે હરણાં પર તો જાણે ખાસ આફત ઊતરે છે. કૂતરાંઓને સાથે લઇ માંસાહારી લોકો એ અરસામાં એમનો પીછો પકડે છે અને એમાંના એકાદને ઘેરી લે છે. હરણ જેટલી ઊંચી છલાંગ મારે છે એટલો જ ભીની જમીનમાં પોતાનાં પગ ફસાવી દે છે. એ ચાર ખેતરવામાં જ એ થાકી જઇ પકડાઇ જાય છે. ચૌધરીની ટોળીનાં કેટલાંયે હરણહરણીઓએ આ રીતે પોતાનો જીવ ખોયો હતો.

વરસાદના દિવસોમાં એક ઝાડી નજીક ચૌધરી લીલું ઘાસ ચરી રહ્યો હતો તેવામાં એકદમ એના હોઠમાં એક તીણી સોય ભોંકાઇ. ઉછળીને એ એકદમ દૂર હટી ગયો અને હોઠને જમીન સાથે ઘસવા લાગ્યો. પરંતુ એની પરેશાની વધતી જ ગઇ. એને એક વીંછીએ ડંખ્યો હતો. એ દિવસે કંઇ ન ખાતાં એ આમતેમ ઘૂમતો, ઉછળતો, જમીન પર મોં ઘસતો જ રહ્યો.

ભાદરવા ને આસો મહિનામાં તો હરણાંને લહેર થઈ પડી. દિવસે તે ખેતરોમાં ચરતાં ને રાત્રે ખુલ્લા મેદાનમાં આવી જતાં. પરંતુ એ સાથે ક્યારેક ક્યારેક પાકની આડમાંથી શિકારીઓને એમને મારવાની પણ સુવિધા થઈ પડી હતી.

દિવાળી નજીક ખરીફ પાક ઊતર્યો ને રવિપાકની વાવણી શરૂ થઈ; પરંતુ હરણાંની ટોળી નો તુવેરનાં ખેતરોમાં મોજ માણતી જ રહી હતી. હા, એક દિવસે ચૌધરીએ મગના એક ભારા પર જેવું મોં લગાવ્યું કે એમાંથી એક ભયંકર ફૂંફાડો થએલો. તાપથી બચવા એક કાળો સાપ તેમાં આવી લપાયો હતો, પરંતુ બધાં સારાં વાનાં થઇ ગયાં. સાપે ફેણ તો ઉછાળેલી. પણ મગની ડાંડીઓએ તેનો વેગ રોકી લીધો ને અરધા ઈંચથી ચૌધરીના હોઠ બચી જવા પામ્યા. જો એ કાળા સાપનો દાવ સફળ થયો હોત તો થોડી જ વારમાં ચૌધરીના તો રામ રમી ગયા હોત.

ઠંડીના કોપે થરથરતા દિવસે વિદાય લીધી ને રાતનો રૂપેરી હિંડોળો ચાલુ થયો. ચૌધરી પરથી માની મમતા ઓછી થતી જતી હતી ને તે પોતાની સાથી હરણીઓથી વધુ ને વધુ હળતીભળતી જતી હતી. ચૌધરીએ એકએક વખત ટોળીનાં મોટાં હરણોની વધુ નિકટ જવા પ્રયાસ કરેલો, પરંતુ એમની એક ટક્કરથી એને એની મૂર્ખાઇનું ભાન થઈ ગએલું, અને ત્યારથી એ એમનાથી બચતો રહેવા લાગ્યો હતો. ક્યારેક ટોળીના કાળિયાર નેતાની મસ્ત ચાલ તે જોતો ત્યારે મંત્રમુગ્ધ બની જતો. આજની ગને તો એના ઝુંડના એક નવા પઠ્ઠા ઉમેદવારે ટોળીના નાયક સાથે જબરું યુદ્ધ જમાવેલું. ચૌધરી એ યુદ્ધ કલાકો સુધી જોતો રહ્યો અને એના અંતે નેતાને પરાસ્ત થઈ બહિષ્કૃત થતો પણ એ જોઈ રહ્યો.

માહ મહિનો આવતાં સુધીમાં તો એની માનો મોહ એને છોડવો પડ્યો. એક તો એને પોતાને હવે માના નેતૃત્વની જરૂર નડોતી રહી; અને બીજું એ પોતે પણ હવે ચૌધરીની ઉપેક્ષા કરવા લાગી હતી. બીજો જેઠ આવતાં સુધીમાં ચૌધરીએ જવાનીમાં પગલાં માંડી દીધાં. એના શરીરમાં જુવાનીના લોહીનો ધમધમાટ શરૂ થઈ ગયો. બે નાનાં નાનાં શીંગડાં એને માથે નીકળી આવ્યાં હતાં, જે વડે ટોળીનાં સમવયસ્કોથી એ ક્યારેક ટક્કર લગાવતો. દોડમાં તો એનો કોઈ



એક ટક્કરમાં તો એને લાલપીળાં દેખાઇ ગયાં



નેતાગીરી માટેનો મુકાબલો

સમોવડીઓ એવો ન હતો જે એને ટપી જાય.

પરંતુ હજુ મોટેરાંઓ સામે ચૌધરીની ઍંટ ન ચાલતી. એક વખત પોતાના જોમમાં મસ્ત થઇ એણે એક મોટા હરણથી ઝગડો માંડ્યો પરંતુ એક ટક્કરમાં તો એને લીલાંપીળાં દેખાઇ ગયાં. થોડી મૂર્ચ્છા બાદ એણે મા તરફ જોયું. પરંતુ ત્યાંથી તો શું, ક્યાંઇથી એને સહાનુભૂતિ ન મળી. અને એની માની નિગરાની નીચે તો એક નવું બચ્ચું આવી ચૂક્યું હતું.

એમ તો દોઢ–બે વર્ષમાં જ ચૌધરીનું પુરુષત્વ જાગી ઊઠ્યું હતું ને હરણીઓ તરફ એને સ્વાભાવિક આકર્ષણ પેદા થઈ ચૂક્યું હતું. ત્રણ ચાર વરસની ઉમર થતાં એણે ટોળીના નાયકનો સામનો કરવો શરૂ કરી દીધો હતો, પણ તેના સામે હજુ એ ટકી નહોતો શકતો. પરંતુ પાંચમા વર્ષમાં તો ચૌધરીનો આખો વાન બદલાઈ ગયો. એનો રંગ કાળો થઈ ગયો અને શીંગડાં પણ પુખ્ત થઈ ગયાં. ગર્દન હિંચોળી, પૂછ ઊંચી રાખી, મસ્ત ચાલે એ જ્યારે ચાલવા લાગતો ત્યારે નાયકની આંખ પણ એના પર કરડી થતી. આને લઇને ક્યારેક બંને વચ્ચે ટક્કર પણ જામતી પરંતુ ચૌધરી જાણી જોઇને યુદ્ધ વધુ ન લંબાવતો.

પરંતુ એક દિવસ ચૌધરી બગડી ઊઠ્યો. એક હરણી પ્રત્યે અધિક સ્નેહ બતાવતાં નાયકે વચ્ચે દખલગીરી કરી અને ચૌધરીથી એ સહન ન થતાં એણે સામો મોરચો જમાવ્યો. હરણીઓ દૂર ઊભી આ દ્વન્દ્વ જોવા લાગી. બંને પહેલવાનોની ઇજ્જત અને નેતૃત્વનો આ મામલો હતો. ટોળીમાં એક જ નેતા રહી શકે એ અફર નિયમ હતો. અને એ નેતાગીરીની એકજ કસોટી હતી-શક્તિનું પ્રદર્શન.

ટોળીના નાયકે અનુભવથી કામ લેવા માંડ્યું. શીંગડાંની સહેજ ઠીક લગાવી તે એક પડખે થઈ ગયો. ચૌધરી જોરથી તેના સામે ધસ્યો પરંતુ નાયકે મોકો જોઇ એની પીઠ પર એવું તો નિશાન સાધ્યું કે ચૌધરી પડતો પડતો બચ્યો. નાયકનો અનુભવ જબરો હતો, તો ચૌધરીની જુવાની પણ દીવાની હતી. કલાકેક બાદ વધતી ઉમરે ચડતી ઉમર સામે પોતાની કમજોરી પ્રદર્શિત કરવા માંડી. નાયકે છેલ્લું જોર કરી જોયું પણ ચૌધરી તો હવે મત્ત જ બન્યો હતો. નાયકનો થાક એના શ્વાસોચ્છ્વાસમાં જણાઈ આવતો હતો. છેવટે ચૌધરી વિજયી નીવડ્યો. ટોળીએ એનું નેતૃત્વ સ્વીકારી જૂના નાયકની ઉપેક્ષા કરી.

ચૌધરીએ ટોળીનું નેતૃત્વ ખૂબ ગૌરવપૂર્વક કર્યું. પોતાના નેતૃત્વના બીજા જ વર્ષમાં બીજી એક ટોળીના હરણે એનો મુકાબલો કર્યો, પરંતુ ચૌધરીએ દસ મિનિટમાં એને એવો પાંસરો કરી નાખ્યો, ને પછી એક એવી ટક્કર લગાવી, કે પાછા હટતાં પેલો હરણ એક કૂવામાં જઇ પડ્યો. કૂતરાં ને શિયાળવાંથી બચવા એ હમેશાં એવો તો માર્ગ પકડતો કે ટોળીમાંના સઘળાં તેની પ્રશંસા કરતાં.

ચૌધરીનું પુષ્ટ બદન, લાંબાં શીંગડાં ને સુંદર ચોકણી ખાલને કારણે ઘણાંનાં મોંમાં પાણી આવી જતું. કેટલીય વાર કેટલાય શિકારીઓએ બળદગાડીમા બેસીને ઝાડીની આડ લઇને એના પર નિશાન તાકવાનો પ્રયાસ કરેલો, પણ ચૌધરીએ એ બધાના હાથ હેઠા પાડ્યા હતા. જ્યારે પણ કોઈ બળદગાડી અથવા તો ઝંઝકાતા આવતા આદમીને જુએ કે તે અગિયારા માપી જતો ને એની સાથે એની ટોળી પણ ભાગી નીકળતી.

શિયાળાના દિવસોમાં પારધી લોકો એને પકડવાની

માડી ખાતી વર્ણવી છે. આજે પણ ગામડાઓમાં આ જાતની ઘણી વિચિત્રતાઓ જાણીતી છે. પ્રજાના આહારમાં કેલ્શીઅમની ઊણપનો એ પુરાણો પુરાવો હશે? સમાજના કહેવાતા ગામડીઆ અને અભણ કે અર્ધશિક્ષિત વર્ગમાં 'ગજરામારૂ' 'ગુલબકાવલી' અને 'સદેવંત સાવળીંગા'ની વાતો 'નૂપુરઝંકાર' કે 'પૃથિવિવલ્લભ' કરતાં વધારે પ્રચલિત હોય કે સન્માનિત હોય તો તેનું કારણ સીધા માનવ હૃદયના પ્રાથમિક ભાવનો વિષય, સમજાય એવી એ જ વર્ગની ભાષા અને જીવનમાં અનુભવાય એવી રસિકતાને લીધે છે. વિદ્વાનોને માન્ય એવું સાહિત્ય એ વર્ગમાં પરભાષા અને પરલોકી સાહિત્ય જેવું છે. જીવનની કેટલી ય સત્ય હકીકતો દીવાળીબાઇએ જણાવી છે. સામાજિક રીતરિવાજનાં એમાં વર્ણન રસિક છે. રાજભરેલની રહેણીકરણી પ્રજાના જીવનને અનુરૂપ છે. ભલી બાઇએ છ યે શાસ્ત્રથી ઊંચું વૈદક શાસ્ત્ર એમાં સમાવ્યું છે.

દીવાળીબાઇની કવિતામાં શિખાઉ ચિત્રકાર જેવી વાંકીચૂંકી રેખા છે; રંગ નથી, ભાત કે ભરત નથી. પરંતુ તેનામાં નિરીક્ષણશક્તિ છે. બાળલીલામાં બાળક્રીડાનું વર્ણન આજે પણ ઘેરઘેર અને ઘોડીએ પારણે એનું એ જ છે. જ્યાં સુધી જગતમાં બાળક અવતરશે ત્યાં સુધી એ જ રહેશે. જિદ કરવી, બચકાં ભરવાં, ખડીઆ ઢોળવા, કાગળ ફાડવા એમાં કયાં છોકરાં કોને ઘેર નિપુણ નથી હોતાં?

'ઘડીમાં હસતા રમતા રામ, કીકિયારીઓ કરે છે રે:
ઘડીમાં રડતા ઠોઠેકોળ, હઉથી ઝાઝા ડરે છે રે.
ઘડીમાં પકડવા દોડે ધામ, હઉને ભાગતા છે રે.'

આવા જ નિરીક્ષણથી દોરેલા કેટલાક પ્રસંગો હૃદયસ્પર્શી છે. કાળા બાગમાં ધોળું પળિયું જોઇ ચોંકી જતો દશરથ અને આવતી વૃદ્ધાવસ્થાનાં તેમાં થતાં દર્શન આજે પણ ઘણાને મૂંઝવે છે. આવાં થોડાંક ચિરંજીવ તત્ત્વ આ બાઇની કવિતામાં છે ને છે જ. કવિતા જો માનવના માનસનો અને હૃદયનો ઇતિહાસ હોય તો તે અહીં થોડે અંશે છે. ખરૂં છે કે ધારધારા નથી પણ થોડાં ફોરાં જ છે.

'આટલામાં મુખ નિહાળે રાયજી,
એવે અવનવું એક તો થાય છે રે; તમે સુણો સહુ.
એક પળિયું તો દીઠું રાયજી,
તેથી અવનવું એક તો થાય છે રે; તમે સુણો સહુ.
જોઈ પળિયું ને ભડક્યા રાયજી,
તેથી રાણી તો ઘણું કચવાય છે રે; તમે સુણો સહુ.'

દીવાળીબાઇની કવિતામાં એક ઉચ્ચ કલ્પના રામ નિદ્રામાંથી વહેલા ન જાગે માટે ચંદ્રને કરાતી વિનતિમાં છે:

'હું તો ચાંદાને કહું ધીમો ચાલે,
એ છે દેવ કયમ સામું ભાળે રે; બાઇ દિન ન ઊગે.
તોય ચાંદાને દેઉં દવાઈ,
તારા ગુણલા નહિ ગાઉં બાઇ રે; બાઇ દિન ન ઊગે.
ચાંદા દેવ તારા સુખ માટે,
અમને દુઃખી કરે શે સાટે રે; બાઇ દિન ન ઊગે.
મૂઓ ચાંદો મારૂં ના માને,
દીવાળી દુઃખી કર્યો ભગવાને રે; બાઇ દિન ન ઊગે.'

વીસમી સદી પહેલાં હિંદુ સમાજમાં બ્રાહ્મણ અને અસ્પૃશ્ય શૂદ્ર વચ્ચે આભ-જમીનનો ફેર હતો. નર અને નારીમાં પણ ઊંચનીચનો તફાવત હતો. 'બાયડી બુદ્ધિ વગરનો બનાવ' એને 'નહિ ભજનનો અધિકાર.' રૂઢીએ બાળવિધવા માટે અનીતિનાં અને અધોગતિનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં હતાં. જે કાળમાં વૈધવ્ય એટલે છેડા વગરનું દુઃખ હતું અને જીવતાં મરી રહેવાનુ હતું તે સમયે ઈશ્વરભક્તિ એ જ દુઃખીનો આરો હતો. તેમાં ય ગરીબી અને લાચારીમાં રામશરણ વિના છુટકો જ ન હતો. રામનામે દીવાળીબાઇને વૈધવ્યે નિર્મળ કરી છે, વિધવાનો અવતાર ધન્ય કર્યો છે.

'ઊંચ નીચ વિધવા સધવા ય, રામજીને એક છે રે:
એને નથી ધનનું કામ, રામજીને એક છે રે.
એ તો જુએ છે સારી નીત, રામજીને એક છે રે;
વળી બીજી જુએ છે સારી રીત, રામજીને એક છે રે.'

નીતિમય જીવન ગુજારી આ બાઇ સાધ્વીજીવન જીવી ગઈ છે. સમાજના બંદીખાનેથી છૂટી પડી તે શૌર્યમય જીવન વટાવી ચાલી છે. અંધકારમાં નીકળેલા તણખા જેવી તેની ગરબીઓ અને ભજન છે. પરલક્ષી અને વર્ણનાત્મક પદ્ય તેની છટાએ વસ્યું છે. સાહિત્યને દફતરે પરીક્ષક તેનું સ્થાન ગમે તે નક્કી કરે. પરંતુ માનવતા અને નીતિને ચોપડે તે ઊંચે છે. અંધાધુંધીના સમયે ત્યજાએલી, કચડાએલી વિધવા એ મૂગી સ્ત્રીઓની વાચા છે, તેમનું પ્રતીક છે.



# સંસારનાં શહેરો

## ૧૨–પારીસ

ફ્રાન્સની રાષ્ટ્રપ્રવૃત્તિની સઘળી રેખાઓ જે કેન્દ્રમાંથી ફૂટે છે એ એની રાજધાનીના શહેર પારીસને ફ્રાન્સવાસીઓ ફ્રાન્સના મગજ તરીકે જ ઓળખાવે છે. પરંતુ એને એકલા ફ્રાન્સનું કહેવા કરતાં જગતનું નગર કહેવું એ વધારે યોગ્ય છે. એકેએક ખંડ જાતિરાષ્ટ્રનું પ્રતિનિધિત્વ એ ધરાવે છે. એની શાળા મહાશાળાઓ દુનિયાભરના વિદ્યાર્થીઓનું પ્રધાન આકર્ષણ રહી છે. કહેવાય છે કે એક વખત જોયા પછી પણ આ નગર સાથે જેને મહોબત ન બંધાય એવો માણસ નિઃશંક સંગદિલ જ હોવો જોઈએ.

આવું ચુંબકસમું સંકર્ષણ પારીસમાં ક્યાંથી આવ્યું? એ સવાલનો એક જ જવાબ આપી શકાય કે એના વૈવિધ્યથી. એકમેકથી ચઢિયાતાં અનેકાનેક સૌન્દર્યસ્થાનો તે ધરાવે છે. જબરા દુષ્કમ કિલ્લા સાથે રાજધાનીનું શહેર રહ્યું હોવા છતાં દુનિયાનું એ સૌથી મોકળું શહેર રહ્યું છે. જેટલી કામની ધમાલ એટલો જ ફુરસદનો રંગોલ્લાસ ત્યાં અનુભવાય છે.

'The history of Paris is the history of France' એ ઉક્તિમાં જરા યે અતિશયોક્તિ નથી. ફ્રાન્સનો ઇતિહાસ ઘડવામાં સૌથી અગત્યનો ભાગ પારીસે ભજવ્યો છે. ઠેઠ રોમનોના ગૌરવકાળમાં પણ એ (ત્યારે એ લુટેશિયા કહેવાતું) જાહોજલાલ શહેર હતું. ફ્રાન્સનું પાટનગર એને બનાવ્યું ફ્રેન્ચ રાજસત્તાના સ્થાપક ક્લોવિસ ધ ફ્રાન્કે ઇ. ૫૦૮માં. પંદરમી સદીમાં થોડો વખત અંગ્રેજોના કબજે રહ્યા સિવાય ત્યારથી એ પાટનગરનો જ દરજ્જો ભોગવતું આવ્યું છે.

આ પારીસમાં જ વતન માટે વલવલતા જોન હાવર્ડ પેને એનું 'Home, Sweet Home' લખેલું અને ફ્રાન્સનું રાષ્ટ્રગીત 'લા માર્સેયા' પણ એ શહેરમાં જ કારાવાસ ન હાલાકીના ભોગ બનેલા રુજે દ લીલે લખેલું. બેઠે બેઠે લખતાં થાકે ના ઊભે ઊભે લખનારો અથાક લેખક વિક્ટર હ્યુગોએ અહીંના નોત્રદામના ઘુમટ પરથી જ પારીસનું નિરીક્ષણ કરેલું અને કલ્પાનો જગતાં 'Place de Vosges'માં 'લ મિઝરાબ્લ'ની હસ્તપ્રતો મૂકીને નાઠેલો.

પારીસનો ઇફેલ ટાવર અમેરિકામાં ક્રિસલર અને એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ઊભાં થયાં પહેલાં દુનિયાનું સર્વોચ્ચ નિર્માણ ગણાતું. સવા દોઢ કરોડ ડૉલરે એના બનાવેલા જમીનની નીચેના રસ્તાઓ પર બીજા કોઈ પણ દેશના એવા રસ્તાઓ કરતાં વધુ લોકો અવરજવર કરે છે. આમોદ પ્રમોદનાં સાધનોનું પણ એટલું જ વૈપુલ્ય એ ધરાવે છે. સૉર્બોનની એની વિખ્યાત વિદ્યાપીઠ તો ઑક્સફર્ડ અને કૅમ્બ્રીજનાં વિદ્યાધામોથી યે પુરાણી છે. સીન નદીને ડાબે પડખે આવેલું એનું વિદ્યાધામ 'સ્ટુડન્ટ્સ ક્વાર્ટર' કે 'લાટિન ક્વાર્ટર' તરીકે ઓળખાય છે. એની સાંકડી શેરીઓમાં આવેલી પુસ્તકોની ગીચોગીચ દુકાનો એને એક કિતાબખાનું જ બનાવી દે છે.

એ લાટિન ક્વાર્ટરની સામે જ આવેલું લુવ્ર પારીસનું મહાન કલાધામ છે. વીનસ દ મિલો ને મોનાલિઝાથી માંડી



આસીરિયા ને મિસરના અવશેષોમાંની જગજાણીતી કલાકૃતિઓ એમાં સંઘરાએલી છે. આમ પણ પારીસમાં બીજા કોઈ પણ શહેર કરતાં વધારે કલાકારો વસે છે. એકલા જીવંત કલાકારો જ નહિ, તમામ કલાઓનાં ઉત્કૃષ્ટ સંગ્રહસ્થાનો પણ તે ધરાવે છે.

એ શ્રમના બાંધકામની હરીફાઈ કરી શકે એવું પારીસનું બીજું સૌન્દર્યસ્થાન તે નોત્રદામનું દેવળ. સીન નદીમાં એક નાના ટાપુ પર ઊભેલી એ ઈમારતની ભવ્યતા ને કલામયતા પર આફરીન વરસાવ્યા સિવાય ભાગ્યે જ અન્ય ઉદ્ગાર નીકળે. એથી આગળ જતાં 'Invalides'નું સોનેરી શિખર સૂર્યપ્રકાશમાં ઝગઝગતું જણાશે. એની જ ગોદમાં પ્રજાસત્તાક યુરોપના સ્વપ્નસેવી નેપોલિયનની કબ્ર આવેલી છે.

આ નેપોલિયન પહેલાએ પારીસને સુંદર બનાવવા પાછળ પુષ્કળ શ્રમ લીધેલો. ફ્રાન્સની વિજયગાથાના પ્રતીક તરીકે એણે 'Arc de Triomphe' ઊભી કરેલ, જે મહાન કમાન નીચે ફ્રાન્સના અજ્ઞાત સૈનિકની આરામગાહ આવેલી છે. નેપોલિયનના વૉટર્લૂના પરાજય પછી બ્રિટિશો અને પ્રુશિયનોએ પારીસનો કંઈ ઓછો વિધ્વંસ નહોતો આદર્યો. નેપોલિયન ત્રીજાના વખતમાં તે ફરી આબાદ બન્યું હતું, જો કે એ પછી સામ્યવાદીઓ (Communards) તથા ગયા મહાયુદ્ધમાં જર્મનોએ એને થોડું નુકસાન નહોતું કર્યું. આજે પાછું એ જર્મનોના હાથમાં ગયું હોઈ, રાજધાની બીજે ખસેડવામાં આવી છે.

# દખ્ખણ ધ્રુવ પર વસાહત

## દખ્ખણ ધ્રુવના અભ્યાસી સાહસવીર બાયર્ડનું નવું પ્રસ્થાન

કશાથી ડરવા ન સરજાએલો, પાતળિયો ને તરવરિયો જુવાન ડિક બાયર્ડ, જમીન દરિયા ને આસમાન ત્રણેનો અજોડ વિહારી છે. સાહસમાં જ સુખ માણનાર એ ખમીરવંતા સાહસબાજનું બયાન 'કુમાર'ના ૧૪૮ને ૧૪૯મા અંકમાં વાંચી જજો. ધરતીના બંને છેડા સમા ધ્રુવોના ઝંઝાપ્રદેશો ઘૂમી વળનાર એ અમેરિકન જુવાન આજે ફરીવાર કટિબદ્ધ થયો છે, અને તે પણ એની સાહસિકતાની પૂરેપૂરી ચકાસણી કરનાર તથા અનેક સાહસિકોનું કબ્રસ્તાન બનનાર દખ્ખણ ધ્રુવને સર કરવા માટે.

ત્રણત્રણ વાર દખ્ખણ ધ્રુવની વિજયી સફર સાધી આવનાર બાયર્ડની એ પ્રદેશની આ ચોથી સફર છે, અને અનેક રીતે એ સ્મરણીય છે.

અમેરિકાની સરકારની મદદથી દખ્ખણ ધ્રુવ પર પહેલવહેલું આક્રમણ આજથી એક સૈકા પર મોકલાએલું. આ સો વર્ષના વચગાળામાં એ ઠંડા કબ્રા વેરાન પર અનેક નાટકો ભજવાઈ ગયાં. અને જુદાંજુદાં આક્રમણો સાથે સૌથી વેગળા એ વિસ્તારની ભૂસ્તરીય તથા બીજી વૈજ્ઞાનિક બાતમી એટલી બહાર આવી કે આજે આગળપડતાં બધાં રાષ્ટ્રોનું ધ્યાન તેણે ખેંચ્યું છે. બાયર્ડનો આ સફરનો હેતુ આ રાજકીય હોંસાતોંસીમાં અમેરિકાનું સ્થાન નક્કી કરવાનો છે. અમેરિકાની સરકારે એ માટે એ સફરમાં સાઠ હજાર પૌંડ આપ્યા છે. દખ્ખણ ધ્રુવના બહુ મોટા ભાગ પર અમેરિકાએ પોતાનો હક જાહેર કરી દીધેલો હોઈ હવે ત્યાં એ વસાહતો સ્થાપવા માગે છે.

અમેરિકન સરકાર અને અમેરિકન ઉદ્યોગપતિઓના પુરસ્કારથી પ્રોત્સાહિત થઈને બાયર્ડે પોતાની આ સફર ખૂબ બારીકીથી યોજી છે. અગાઉની કોઈ પણ સફરમાં નહિ હોય એટલાં સાધન–સરંજામો એણે સાથે લીધેલાં છે ને ભૂતકાળની એકેએક ક્ષતિનો એણે અભ્યાસપૂર્વક નિકાલ આણ્યો છે.

એના સરંજામમાં સૌથી પહેલું ધ્યાન તો ૩૭ ટનની એની 'સ્નો ક્રૂઝર' ખેંચે છે. સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એ જામેલા બરફ પર વચ્ચે આવતી તિરાડોની પરવા વિના નિઃશંક ચાલી શકે છે. સલામતીની સઘળી સગવડો અને એક વરસ ચાલે એટલી ખોરાકી સાથે એ ક્રૂઝર પર એક વિમાન પણ રાખવામાં આવ્યું છે. આ તોતીંગ જહાજ બાયર્ડની અગાઉની એક સફરના જોડીદાર ડૉ. ટૉમસ સી. પોલ્ટરે જ બનાવેલું છે. એની લંબાઈ ૫૫ ફૂટ અને બરફ પરની ઝડપ કલાકે ૨૫ માઈલ હોઈ, એન્જિનરૂમ, ડાર્કરૂમ, રસોડું, સ્ટોરરૂમ તથા સ્પેર પાર્ટ્સના જુદાજુદા ખંડમાં વહેંચાએલી છે. ઉપરનું વિમાન જરૂર પડતાં દસ જ મિનીટમાં ઊડવા માટે તૈયાર થઈ જાય એમ છે. રેડિયો તો સાથે હોય જ ને! અને એટલું પણ બસ નથી. એ ઉપરાંત ત્રણ લશ્કરી ટૅન્કો અને બીજાં બે જબરાં વિમાનો પણ સાથે જવાનાં છે, કારણ દુર્વાસા સમા એ દખ્ખણ

ધ્રુવની શોધખોળ સાથે વિમાનો જ કારગત નીવડે છે.

અને એ આખાયે સફરટોળી ચુનંદા શોધસફરીઓ, મોજણીદારો, ખગોળશાસ્ત્રીઓ, ભૂસ્તરશાસ્ત્રીઓ અને એવા અનેક શાસ્ત્રીઓની બનેલી છે. બસોની સંખ્યાની એ ટોળીમાં એ શાસ્ત્રીઓ સિવાય જેટલા છે એ બધા ત્યાં વસાહત માટે જવાના છે. એ વસાહત દ્વારા જ અમેરિકા એ વિસ્તારમાં પોતાનો હક્ક ન્યાય્ય ગણાવી શકે એમ છે. શૂન્યથી યે વીસ અંશ નીચે જ્યાં સરેરાશ ઉષ્મામાન રહે છે અને પાંચ પાંચ મહિનાની લાંબી રાતો રહે છે ત્યાં વસાહત કરવા કેડ બાંધનાર એ માનવો કેવા મર્દદિલ હશે!

આ વસાહતીઓની ખોરાકી પોશાકીની-સગવડ ઉપરાંત એમને અઠવાડિયે બે બોલની ફિલ્મો બતાવવામાં આવશે અને એક હજાર પુસ્તકો ઉપરાંત પાંચસો સામયિકો પૂરાં પાડવામાં આવશે. રહેવા માટે વાયરલેસની સગવડવાળાં રહેઠાણો કરી આપવામાં આવશે.

બાકીના જગતની પહેલાં અમેરિકા પોતાનો દાવો ત્યાં સાબૂત કરવા માગે છે તેનું કારણ ત્યાંની ભૂસ્તર-સમૃદ્ધિની મળેલી ભાળ છે. રશિયાએ ઉત્તર ધ્રુવ પર પોતાની છાવણી નાખી ત્યાં સોનું, રૂપું, કોયલા વગેરેની ખનિજ સમૃદ્ધિ હાથ કરવા માંડી છે. એ જ રીતે



બાયર્ડે જહાજ પર લીધેલી ૩૭ ટનની 'સ્નો ક્રૂઝર' પંદર ફૂટની ઘાંચ કેવી સહેલાઇથી ઓળંગે છે તે બતાવ્યું છે.

અમેરિકા દખ્ખણધ્રુવનો ૬,૭૫,૦૦૦ ચોરસ માઇલનો પ્રદેશ હાથ કરવા માગે છે.

પરંતુ બાયર્ડનો હેતુ કંઈ અમેરિકન સરકાર માટે ત્યાં વસાહતો સ્થાપવાનો નથી. એ તો ગૌણ વસ્તુ છે. પોતે ત્યાંનો પૂર્ણ માહિતગાર હોવાથી એ પ્રવૃત્તિની નિગેહબાની માત્ર કરનાર છે એટલું જ; બાકી એનો મુખ્ય હેતુ તો એ આખા વેરાનની મોજણી કરી એનો અદ્યતન નકશો બનાવવાનો છે. એ પોતે તો ત્યાં ચાર વર્ષ થોભવાનો છે અને જગત પાસે હાલ છે એ કરતાં દખ્ખણ ધ્રુવને લગની અનેકગણી વિપુલ જ્ઞાનસમૃદ્ધિ સંચીને જ પાછો ફરવાનો છે.



બાયર્ડની ધ્રુવસફર માટે અમેરિકાનું સરકારી જહાજ—જેના પર સહુ કેળ વસાહતીઓ, તેમનો સરંજામ, વિમાન સહિતની સ્નો ક્રૂઝર, શોધખોળનાં સાધનો અને છેલ્લી ઢબની બધી તૈયારીઓના સરંજામ સાથે બાયર્ડ બોસ્ટનથી ઊપડ્યાં છે.

★ પહેલું સુખ તે જાતે નર્યા ★

# કસરત ક્યારે ન કરવી?

નિરામય શરીર માટે રોજની થોડીઘણી કસરત આશીર્વાદ સમી નીવડે છે એ વાત આજે કોઈને સમજાવવા બેસવાની ભાગ્યે જ જરૂર છે. વ્યાયામ કેમ કરવો અને ક્યારે કરવો એ વિષે તો ઘણું બધું લખાઈ ગયું છે. આજે આપણે વ્યાયામ ક્યારે ન કરવો એની જ ચર્ચા અહીં કરીશું.

સંપૂર્ણ ભોજન લીધા પછીના બે કલાક દરમિયાન કદી કસરત ન કરવી જોઈએ એ વાત ખાસ યાદ રાખવી; કારણ, પાચનક્રિયાની જેમ સફળ કસરત પણ લોહીનો વધારો માગે છે અને એથી સફળતાને ધોખો પહોંચે છે. ખાધા પછી તરત કરેલી કસરત પાચન અને વ્યાયામ બંનેને બગાડે છે. જોકે પચનક્રિયાનું કાર્ય તો બે બે કલાક પછી પણ ચાલે છે, પરંતુ એ પહેલાં કરતાં મંદ હોય છે. જ્યારે જમ્યા પછીના તરતના બે કલાકમાં વ્યાયામને લઈ મચનારાઓમાં અસ્વસ્થતા, નબળાઈ અને ક્યારેક તો મૂર્છા આવી ગયાના દાખલા પણ બન્યા છે.

ઝડપી વ્યાયામ કરતાં ધીમો અને લાંબા સમયનો વ્યાયામ વધારે ઈચ્છનીય છે; જેવું કે ફરવું, તરવું, ટેકરાઓ ચડવા વગેરે. અને એવા હળવા વ્યાયામમાં વચ્ચે થોડો ઉપાહાર લીધો હોય તો એ શરીરને હાનિ કરવાને બદલે ઊલટો સ્ફૂર્તિ આપે છે.

કેટલાક વરસ પર વળી પથારીમાંથી ઊઠીને તરત વ્યાયામ કરવાનો પવન ફેલાવવામાં આવ્યો હતો, પણ એ માત્ર ધતીંગ જ છે. કારણ, એ વખતે શરીરમાં લોહીનું દબાણ તથા ઉષ્મામાન નીચામાં નીચાં હોઈ વ્યાયામ વડે તેમાં થતો ઝડપી વધારો સારીને બદલે વિપરીત જ અસર કરે છે. એવી જ રીતે સૂતાં પહેલાંના થોડા વખતનો વ્યાયામ પણ નાપાયાદાર છે. એથી મગજમાં લોહીનો તાજો ભરાવો થઈ વિચારશક્તિ ઉત્તેજાય છે, જે ઊંઘના દુશ્મનની જ ગરજ સારે છે.

ખૂબ જ થાક લાગ્યો હોય ત્યારે અથવા કોઈ શારીરિક ઈજા કે માંદગી વખતે પણ વ્યાયામપ્રવૃત્તિ બહુ ન વિકસાવવી; કારણકે એવી સ્થિતિમાં મન વ્યાયામનો જોઈતો આનંદ લઈ શકતું નથી; એટલે શારીરિક અને માનસિક બંને રીતે તે હાનિકર્તા નીવડે છે.

ધંધાદારી લોકોને માટે કસરતનો સારામાં સારો વખત નમતા પહોરમાં વાળુના પહેલાંના એક કલાકનો છે. એ વ્યાયામ અને પછીનું ભોજન શરીરને પૂરતી આસાએશ આપી મનને એવું તાજું બનાવી દે છે કે ત્યાર પછી બીજું કંઈ પણ કાર્ય કરવા માટે તે પૂરતું તૈયાર થઈ રહે છે. દિવસના અંતે ઘણા માણસો એવા વિવશ બની જાય છે કે તેમને કશા કાર્યમાં પરોવાવાનું મન નથી થતું અને તેથી જ્યાંત્યાં પોતાના શરીરનો ખડકલો કરી દઈ, રાત પડવાની રાહ જોતા પડ્યા રહે છે. એ વિવશતા શારીરિક શ્રમને લીધે હોય તો રમતગમત વગેરે મનને બહેલાવવાનાં હળવાં સાધનો અજમાવવાં; પણ જો માનસિક શ્રમને કારણે હોય તો તો થોડી કસરત તેને પાછો બહારનાં આણી દે છે.

વ્યાયામ કેટલા પ્રમાણમાં કરવો તેનો ચોક્કસ જવાબ તો કોઈ આપી શકતું નથી—ડૉક્ટરો સુદ્ધાં નહિ. પોતાની ગુંજાશનું માપ દરેકે પોતાની જાતે જ મેળવી લેવું રહ્યું.

જીવનનો ઉદ્દેશ આનંદ લેવાનો જ હોય તો સ્વસ્થ શરીરમાંથી મળતો આનંદ જતો કરવા જેવો નથી જ. અને વ્યાયામ એ આનંદનો સૌથી યોગ્ય પ્રદાતા છે. એનાથી શ્વાસોચ્છ્વાસનો વેગ જેમ વધે છે તેમ તેનું ઊંડાણ પણ વધે છે. શરીર આરામમાં પડ્યું હોય ત્યારે એ ક્રિયા એટલી તો ધીમી ચાલે છે કે ફેફસાંનો ⅔ ભાગ પણ ભાગ્યે જ એની પાછળ રોકાય છે; જ્યારે વ્યાયામ પછી એની કામગરી ફેલાદને લોહીનું ચાર કે પાંચગણું ઝડપી શુદ્ધીકરણ થાય છે.

ઊંઘને હમેશાં શારીરિક શ્રમ આમંત્રે છે, માનસિક શ્રમ નહિ. અને શારીરિક થાક મોટા સ્નાયુઓના ખેંચાણથી નીપજે છે, જ્યારે માનસિક (neuro-muscular)થાક નાજુક સ્નાયુઓના ખેંચાણથી જન્મે છે. પરંતુ એ બંને પ્રકારના થાકનો બોજો શરીરના બીજા કોઈ પણ ભાગો કરતાં હૃદય અને રક્તશિરાઓ પર ઊતરે છે, એટલે પોતાની સહનશીલતાની સીમાએ પહોંચ્યા કે એથી વિશેષ આગળ શારીરિક કે માનસિક કશો શ્રમ કદી ન વધારવો.

(અમેરિકન મેડિકલ એસોસીએશનના માસિક 'હાઇજીઆ' પરથી)

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

## પ્રકરણ - અગિયારમું

## આભ ફાટ્યું

ડંડી શહેરની અદાલતમાં પોતાનો ગુનો કબૂલ કર્યાનો બાપુજીનો કાગળ આવ્યા બાદ થોડા કલાકે સમાચાર આવ્યા કે બાપુજીને નવ મહિનાની કેદ મળી છે. અઠવાડિયું–બે અઠવાડિયાં, મહિનો કે ત્રણ મહિના સુધીની કેદ સાંભળવાને અમે ટેવાઈ ગયા હતા. છ મહિનાની કેદ સત્યાગ્રહીને આપી શકાય છે એ પણ અમે જાણતા હતા. પરંતુ નવ મહિનાની કેદના ખબર અમારે સારુ નવાઈની હતી. બાપુજીનો આદર કરીને ગોરા અમલદારો એમને પકડતા ન હતા. તે જ ગોરાઓએ બાપુજીને નવ મહિનાની સજા આપી એ એમની ચીડ કેટલી બધી વધી ગઈ હતી તેનો પુરાવો હતો.

બાપુજી પકડાયા પછી સત્યાગ્રહ કૂચની આગેવાની કરતા મિ. પોલાક બે હજાર માણસો સાથે ટોલસ્ટૉય ફાર્મ તરફ ધસે જાય છે એવા ખબર આવ્યા. પછી તો ખબરોના ઝુમખેઝુમખા આવવા માંડ્યા. એ બધાંનો એવો ખીચડો થઈ ગયો કે એ દિવસોમાં પણ જો પૂછ્યું હોત કે શું પહેલાં બન્યું ને શું પછી બન્યું તો ત્યારે પણ તે ન કહી શકાત. એટલે આજે તો એ ક્યાંથી યાદ આવે? અમુક સ્ટેશનેથી એક ટ્રેન ચિકાર ભરીને ૬૦૦ માણસોને વૉલક્રસ્ટ લઈ આવવામાં આવ્યા છે; આટલાં સો માણસોને જેલ મળી છે; મિ. કેલનબેકને પણ જેલ ભેગા કરવામાં આવ્યા છે; ટ્રેનોની ટ્રેનો ભરીને બધા હડતાલિયાઓને પાછા ખાણ ઉપર લાવવામાં આવ્યા છે; ખાણોને જ જેલના રૂપમાં ફેરવી નાખવામાં આવી છે; અમુક અમુક ખાણોની આસપાસ પોલીસ ફરી વળી છે; હવે તો જેલોમાં લોકોને એમનાં પોતાનાં કપડાંભેર રાખવામાં આવે છે. કેદીને પહેરવા પાથરવા સારુ જેલમાં હવે કપડાં જ નથી રહ્યાં; જેલોના ચર્ચમાં પણ કેદીઓને ભરી દેવામાં આવ્યા છે;—આમ ઊંઘતાં ને જાગતાં, સૂતાં ને બેસતાં, ખાતાં ને પીતાં, ચોવીસે કલાક ખબર આવ્યા કરતા. એક સાંભળીને હજુ એ સદી ન ગયા હોય ત્યાં બીજા, ત્યાં ત્રીજા. જાણે રણક્ષેત્રમાં ઊભા રહી બધું પ્રત્યક્ષ જ જોતા ન હોઈએ!

ડંડીમાં સજા થઈ ગયા પછી બેત્રણ દિવસે વૉલક્રસ્ટમાં બાપુજી, મિ. પોલાક અને મિ. કેલનબેક ત્રણેને એક સાથે સજા કરવામાં આવી. બાપુજીની નવ મહિનાની જ સજા સાંભળીને અમે ચમકી ગયા હતા ત્યાં વળી બીજી ત્રણ મહિનાની સાંભળી. અનારી બાલ નજરે એ ગાળો બહુ લાંબો થઈ પડ્યો. નવ ને ત્રણ બાર મહિના તે ક્યારે પૂરા થાય? એક વરસ! એક વરસ તે કોને કહેવાય? જાણે અમારા પર આભ ફાટ્યું. મારા મનમાં એ વિચારો ઘોળાવા લાગ્યા: શું બાપુજી હવે એક વરસ સુધી નહિ મળે? હું અગિયાર વરસનો મટી છેક બારનો થઈશ ત્યારે માંડ બાપુજી છૂટવાના. મને બાર વરસના થતાં કેટલી બધી વાર લાગશે! બાપુજીને તો ડંડીના નવ મહિના ઉપરાંત વળી વૉલક્રસ્ટના પણ નવ મહિનાની સજા થઈ હોત તોપણ તેઓ ડોકું ધુણાવત અને હસતા હસતા જાત; જેલમાં નિરાંતે બેસત પણ ત્યાં ઊભું વરસ એમ ને એમ પૂરાઈ રહેવું કેમ ગમે? ઠીક છે; એમને આરામ મળશે. ત્યાં બીજું કંઈ નહિ તો ઊંઘ તો બરાબર મળશે જ. પણ એમને વરસદહાડા સુધી આરામની ક્યાં જરૂર છે? બે ત્રણ મહિનાની કેદ મળી હોત તો કેવું સારું! આપણી ફીનિક્સવાળી ટુકડી કોણ જાણે કેટલી યે વાર પકડાશે અને છૂટશે ત્યારે બાપુજીને એ મળશે! બાપુજી નહિ હોય તો તો તેઓ અહીં આવવાનું પણ માંડી વાળે ને છૂટ્યા ભેગા પાછા ટ્રાંસવાલની હદ ઓળંગશે. આવા અનેક વિપત્તિઓ અને કાલની કલ્પનાના ખ્યાલોમાં અમે સૌ ડૂબી ગયા. બાપુજીને જેલ મળે એમ ઇચ્છનારા અમે, અને પછી એનો શોક કરનારા પણ અમે જ!

વૉલક્રસ્ટમાં શિક્ષા થઇ ગયા પછી તુરત બાપુજી, મિ. પોલાક અને મિ. કેલનબેક ક્યાં ગુમ થઈ ગયા એનો પત્તો ન લાગ્યો. સરકાર ત્રણેને સાથે તો ન જ રાખે એવી અમને ખાતરી હતી. તેઓને જુદી જુદી જેલમાં લઈ જવામાં આવ્યા છે તેવા, નથા ડર્બન, મારિત્સબર્ગ, વૉલક્રસ્ટ કે નાતાલ તરફની કોઈ જેલમાં તેઓ ન હોવાના, સમાચાર મળ્યા. જ્યાં જ્યાં તેઓ હોવાનો સંભવ હતો ત્યાંના વેપારીઓને તાર કરીને મગનકાકાએ પૂછાવ્યું. પણ કેટલી યે વાર સુધી કોઇનો જવાબ એવો ન આવ્યો કે તેઓ અહીંની જેલમાં છે. રહી રહીને ચારપાંચ દિવસે ખબર મળ્યા કે બાપુજીને ઑરેંજ ફ્રી સ્ટેટની રાજધાની બ્લુમફોન્ટીનની જેલમાં, મિ. કૅલનબેકને પ્રિટોરિયાની જેલમાં અને મિ. પોલાકને ડીપ્લુકની જેલમાં રાખવામાં આવ્યા છે. બાપુજીને ફળાહારમાં ડઝનેક કેળાં, ચાર ટમેટાં, બે ચમચા ઑલિવ ઑઇલ અને મગફળી આપવામાં આવે છે. બાપુજીનું શરીર અત્યંત કૃશ થઇ ગયું છે તેથી દાક્તરે દૂધ કે માખણ લેવાનુ કહ્યું, પણ તે તેઓએ ન લીધું એટલે છેવટે દાક્તરની સલાહથી એમને બદામ ને અખરોટ પણ આપવામાં આવે છે. જેલમાં બીજી રીતે બાપુજીને સાવ આરામ છે. વાંચવાને એમણે પુસ્તકો મગાવવા માંડ્યાં છે. એમની સજા સાદી કેદની હોવાથી આખો દિવસ બેસી રહેવું પડતું હોવાથી એમણે કંઇક કામ કરવાની પણ માગણી કરી છે.

માંડ અઠવાડિયું વીત્યું હશે એટલામાં બાપુજીની કૂચ એમને સુણાવાએલી સજા અને એમનો જેલનિવાસ બધું જૂનું પુરાણું થઇ ગયું; એટલે કે દિવસો એટલા બધા લાંબા થઇ ગયા કે પાંચ દિવસ પંદર દિવસ જેવા લાગ્યા.

ફીનિક્સમાં પણ હડતાલિયાઓ ભરાવા લાગ્યા. આસપાસનાં શેરડીનાં કારખાનાંના અસંખ્ય ગિરમિટિયાઓએ હડતાલ પાડી અને જેમ નદીનો ખાલી કોરો પટ પૂર આવતાં બંને બાજુથી ભરાવા માંડે એમ ખાલીખમ થએલું પાંચ દસ માણસની વસ્તીવાળું ફીનિક્સ સેંકડો ને હજારો લોકોથી ઉભરાવા લાગ્યું. આવનારાઓને અમે પૂછીએ કે 'કહાંસે આતે હો ?'

'ઉસ મકૈકોજકોંગકી કોઠીમે આતે હૈ!'

'ક્યોં કામ છોડ દિયા ?'

"હમારે રાજાકો સરકારને કૈદ કિયા હૈ, સરકાર ઉસકો બંદ કરે તો હમ ક્યોં કામ કરેં ?" એ બોળા લોકો નેતા કે અગ્રણી કે એવા કોઇ શબ્દ જાણતા જ ન હતા. તેઓએ તો બાપુજીને રાજા જ બનાવી મૂક્યા!

હિંદુસ્તાનના ઇતિહાસમાં ડગલે ને પગલે વાંચવા મળે છે કે અમુક લડાઇમાં રાજા ઘાયલ થયો, રાજાનો તોપે ઝૂક્યો, સેનાપતિ માર્યો ગયો અથવા રાજા કેદ પકડાયો કે આખી સેનામાં નાસભાગ શરૂ થઇ. જીતને કાંઠે આવેલી લડાઈ રાજા વિનાના બાવરા સૈનિકોએ હારમાં ફેરવી નાખી. પણ હિંદીઓની આ સદીઓજૂની પરંપરાએ દક્ષિણ આફ્રિકામાં સમૂળો પલટો આણ્યો. પાણીપત, પ્લાસી, હલદીઘાટ કે એવાં બીજાં યુદ્ધોમાં વિજેતાઓએ લડાઇના નાયકને પછાડીને ક્ષણભરમાં પોતાનો ડંકો વગાડી દીધો. એક વીર બાખ્યો કે હજારો મરણિયા કાયર! અને આવી રીતે કચરાતાં કચરાતાં ભારતીય આઝાદી સાતમે પાતાળ જઇ પહોંચી. નાતાલ પ્રાંતમાં ગુલામીને યે શરમાવે એવી કફોડી હાલતમાં સડતા ગિરમિટિયાઓએ હિંદુસ્તાનને કપાળે વળગેલી કાયરતાની આ કાળી ટીલી ધોઇ નાખી. દરબારગઢમાં રોજ પરોઢીએ તલવાર ઘસીને તથા હાલતલવારના પેંતરાઓ રચીને તૈયાર થએલા રણવીરોની એ ફોજ ન હતી. દાદા કે પરદાદાના જમાનાથી નસેનસમાં વહી રહેલા ક્ષત્રિયોના લોહીનો ત્યાં અભાવ હતો.' એ ગિરમિટિયાઓ મોટે ભાગે શૂદ્ર હતા. આપણા દેશમાં શૂદ્રોને યે ધર્મ, આચારવિચાર, સામાજિક વ્યવસ્થા તથા સંસ્કારપરંપરા ઓછી નથી હોતી. પરંતુ પાંચ હજાર માઇલ દૂર મહાસાગરને પેલે પાર જઈ પડેલા આ હિંદી ભાઇઓની હાલત શૂદ્ર અને અતિશૂદ્રથી યે બૂરી હતી. તાલીમ, સંસ્કાર જેવું સ્વપ્ને યે એમનામાં ન હતું. અમારી ટીનકાઓની નજરમાં પણ ફીનિક્સની આસપાસ વસતા ગિરમિટિયાઓ તણખલાની તોલના ન હતા. સ્વતંત્ર હરતા ફરતા હબસી ભાઇઓ વિષે અમને મનમાં આદર ઉપજતો; એમની દોસ્તી કરવામાં અમને મજા પડતી. એમના ઇશારા ને હાવભાવ સમજવામાં અમને આનંદ આવતો; પણ રાત દિવસ માથું નીચું નાખી ગોરાઓની માલિકીનાં વિશાળ ખેતરોમાં આકરી મજૂરી કરનારા આ હિંદી ભાઇઓ પ્રત્યે હળમાં જોડાનાર બળદ કરતાં વધુ લાગણી અમારા મનમાં ન હતી. બીજાઓની વાત હું ન કહું, પણ

ફીનિક્સ આશ્રમમાં બાપુજીના હાથ નીચે તાલીમ લેવા છતાં મારી લાગણીઓ એમને વિષે શૂન્યવત્ હતી.

વીજળીના બળથી યે વધુ આકરું અહિંસાનું એ બળ હતું જેણે નમાલા–કંગાળ ગિરમિટિયાઓને શૂર ચડાવ્યું. ભલભલા કેળવાએલા તથા ઊંચા ગણાતા નબીરાઓને ભુલાવે એવા મહાન ગુણ અને પરાક્રમ એ ગિરમિટિયાઓમાં એણે પ્રગટાવ્યાં. લગભગ પોણો લાખ હિંદી મજૂરો નાતાલના ગોરા માલિકોની ગુલામીમાં હતા. અમેરિકાના હબસી ગુલામોમાં અને આ હિંદી ગુલામોમાં અંતર નામનું હતું. હાલત કોઈની કોઈથી ઊતરે એવી ન હતી. ન્યૂકૅસલની આસપાસની કોયલાની ખાણોના મજૂરોમાં સૌ પહેલાં શ્રીમતી થંબી નાયડુની ટોળીએ આગ ચેતવી ને હડતાલ પડી, પછી બાપુજી એમની વચ્ચે જઈને બેઠા અને હડતાલિયાઓને સુશીલ પ્રાણવાન બનાવવામાં એમણે પોતાની જાત ઓગાળી નાખી.

કોયલાની ખાણના આ મજૂરો બહોળા વિસ્તારમાં વસતારા ન હતા. બહુ પાસે પાસે રહેનારા હોવાથી તેમને હડતાલનો ચેપ જલદી લાગે એ સ્વાભાવિક હતું. એથી ઉલટું શેરડીનાં ખેતરોમાં કામ કરનારા ગિરમિટિયાઓ બહુ દૂર સુધી પથરાએલા હતા. ડરબનથી નીકળતી રેલગાડી હિંદી મહાસાગરને કાંઠે કાંઠે ઉત્તર તરફ ચાલી આવે છે તેની બંને બાજુ જેટલે દૂર નજર પહોંચી શકે એ બધા વિસ્તારમાં શેરડીનાં વાવેતરો છે. ડરબનથી વહેલી સવારે ઉપડેલી ટ્રેન દીવાટાણા સુધી દોડી જાય છે. એમાં સફર કરનારને સાંજ સુધી ભાગ્યે જ શેરડી શિવાય બીજું કંઈ નજરે પડે છે. કારખાનાં અને ખાણોમાંના મજૂરોને જેમ ટોળે વળીને કામ કરવાનું હોય છે તેમ ખેતીના મજૂરોને નથી હોતું. સાધારણ માન્યતા એવી છે કે હડતાલ કારખાનાંના મજૂરોમાં સંગઠિત કરવી સહેલી છે. એ અસરકારક હોય છે. પણ ખેતીના મજૂરોના સ્વભાવમાં હડતાલ નથી હોતી. તેઓ સહેજે સંગઠિત નથી થઈ શકતા. વેરૂલમ, ટોંગાટ, સ્ટૅંગર વગેરે સ્ટેશનો જે અમારા ફીનિક્સ આશ્રમથી પચ્ચીસ પચાસ માઈલ જેટલે દૂર હતાં ત્યાંના ગિરમિટિયાઓને ફીનિક્સ કે બાપુજી સાથે શી લેવા દેવા હોય? એમાંના હજારોએ તો બાપુજીને જોયા સાંભળ્યા યે નહિ હોય. એ દિવસોના બાપુજી મહાત્મા નહોતા બન્યા અને ગાંધી શબ્દમાં કોઈ જાદુ ન હોતો ભરાયો એ યાદ રાખવાનું છે. બાપુની એ તપસ્યા હતી, હિંદુસ્તાની બહેનોનું અહિંસક આક્રમણ હતું અને મરવું પણ ચૂકવું નહિ એ સત્યાગ્રહીનું બિરદ હતું, જે બાપુજીના સંપર્કમાં આવી ચાર હજાર ગિરમિટિયાઓએ પાળ્યું હતું. તેના વેગમાં કાયરો તો શું પણ દુશ્મનો યે તણાયા વિના રહી શકે એમ ન હતું. એક તરફ ગાંડાતૂર હાથી જેવી સરકાર અને તુમાખી તથા ગર્વીલા ગોરા માલિકો હિંદીઓના ભુક્કા ઉડાડી દેવા, હિંદીને ફરી પાછું કદી માથું ન ઊંચકવા દેવા દાંત કચકચાવી રહ્યાં હતાં બીજી તરફ બાપુજીની શિખામણ માથે ચડાવી હિંદી કોમે પોતે મરીમટીને ભારત માતાનું નાક અને પોતાના માની લીધેલા રાજાની આણ સાચવવાનો પાકો મનસૂબો કર્યો હતો.

નાતાલ પ્રાંતમાં એકેય ખૂણો એવો ન રહ્યો જ્યાં ગિરમિટિયા હોય ને હડતાલની આગ ન પહોંચી હોય. બાપુજી, મિ. પોલાક, મિ. કેલનબેક અને સત્યાગ્રહના કસાએલા અનુભવી માણસો ઊંડા કેદખાનામાં ધકેલી દેવાયા હતા. કોઈ પ્રચારક, કોઈ બાપણકર્તા કે દૈનિક પત્રિકાઓ ન હતી જે આવી અણઘડ પ્રજાને દોરે. અને છતાં ટોળે ટોળાં લડાઈમાં 'ધા હોમ' કરતાં આગળ આવ્યાં. દરેક ઘડી ને દરેક પળ વીતતી હતી અને સત્યાગ્રહીનું અહિંસક આક્રમણ બમણું ને ચોગણું થવા માંડતું હતું. આકાશવાણી દ્વારા જાણે હજારો ગિરમિટિયાઓનું સંચાલન, સંગઠન અને બલિદાન થવા લાગ્યું. આ જ વસ્તુને બાપુજીએ હજારો વાર આપણા અમોઘ સૂત્ર દ્વારા દર્શાવી છે. 'યથા પિંડે તથા બ્રહ્માંડે' બાપુજીએ પોતાના હૃદયને ઢંઢોળ્યું હતું, જગાડ્યું હતું, સુવાસિત કર્યું હતું. બાપુજીના દિલમાં શાંત-તેજસ્વી દીવો ઝળહળી રહ્યો હતો. પરિણામે એમના દેશબાંધવોના હૃદયમાં એ જ ચેતનાનો પડઘો અને પ્રતિબિંબ પડ્યાં હતાં. અને સૌના દિલમાં દીવા પ્રગટ્યા હતા. જેવો એક દીવો તેવા અનેક દીવા. ગોરી સરકારને મન જાણે આભ ફાટ્યું. એમણે ધારેલું બધું નિષ્કંટક કરવા, પણ એમને સારુ આકાશમાં યે કાંટાનાં વન ઊભાં થયાં.

આ તો થઈ નાતાલના ઇતિહાસની વાત. હવે પાછો ફીનિક્સના ઇતિહાસમાં કેંદ્રિત થાઉં. કારણ મારે તો મારી બાળ નજરે બની જ વાત મૂકવાની છે.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# જીવી જાણનારા

જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

[૬]

## જીવિતદાન દેનારો હબસી

૧૮૮૨ના જાન્યુઆરીને છેલ્લે દિવસે સવારે દસ વાગ્યાને આશરે ન્યૂયૉર્ક શહેરમાં પાર્ક રો તથા બીકમન સ્ટ્રીટને ખૂણે આવેલી એક હવેલીમાં લાય-લાગી.

હવેલીને ભોંયતળિયે દુકાનો હતી ને ઉપલી ભોંયે અનેક ઑફિસો હતી.

આ મકાન ઘણું મોટું હતું પણ એમાં એક જ સીડી હતી અને તે પણ લાકડાની હતી. કેવળ સીડી જ નહિ પણ આ પુરાણા મકાનનો મોટો ભાગ લાકડાનો તથા એટલો બધો સૂકો હતો, કે જ્યારે જાન્યુઆરીના આ કારમા તથા તોફાની મંગળવારે એમ એકાએક આગ લાગી ત્યારે એમાં રહેલા અનેક માણસોને નાસભાગી રહી નહિ અને તે અગ્નિના કાળમુખમાં પડીને ભસ્મસાત્ થઈ ગયા.

તે દારુણ દિવસે અનેક લોકોનો જીવ ગયો, પણ એક હબસી છોકરાની તરતબુદ્ધિ તથા શરાતનને પ્રતાપે ત્રણ જણ બચી ગયા.

બંબાવાળા ઘણું મથ્યા, તો પણ મકાન ઉપર જ્વાળા તથા ધુંવાડી ફરી વળી, અને કોઈ માણસ હવે એમાં રહ્યું નથી એમ લાગ્યું ત્યારે ઉપલે માળે એક ખૂણાની બારીએ ઊંચે ઊંચે ત્રણ માણસ પોતાના હાથ લંબાવતા જોવામાં આવ્યા.

એ ઉપરથી કૂદી પડે તો તત્કાળ મરી જાય એમ હતું. પાછા પણ એ જઈ શકે એમ નહોતું. ધુંવાડો, તાપ તથા અગ્નિ એની વાંસે લાગ્યા હતા. એના મુખ ઉપર નિરાશા છવાયેલી હતી. એને બચાવવા કેમ કરીને?

બંબાવાળા નીસરણી લઈ આવ્યા પણ તે ટૂંકી પડી. લાંબામાં લાંબી નીસરણી અર્ધે પણ ન પહોંચી. એને લાગ્યું કે કોઈ નહિ બની શકે અને આ બાપડા અચૂક મરી રહેશે.

પણ ભયભીત તથા દયાર્દ્ર ભાવે જે મેદિની આ દેખાવ જોયા કરતી હતી એની વચ્ચે ચાર્લી (Charley) રાઈટ નામે બુટપૉલિશ કરનારો એક હબસી છોકરો હતો, તેને એક તેજસ્વી વિચાર આવ્યો, વિચાર પ્રમાણે તેણે આચરણ કર્યું અને ત્રણ માણસને ભયાનક મૃત્યુથી બચાવ્યા.

જેમ બીજા બધા તેમ ચાર્લી રાઈટ પણ ટગર ટગર ઊંચે જોતો હતો ત્યાં તેણે કાંઈક જોયું જેથી તે વિચારે ચડ્યો. એણે જોયું તો જ્યાં આ માણસ હતા તે બારીની બરાબર ઉપર મકાનના છાપરા હારે બાંધેલું ગંઠેલા તારનું દોરડું હતું, અને એ દોરડું શેરી ઉપર થઈને સામી બાજુએ એક તારના થાંભલાની ટોચ લગી ગયેલું હતું. થાંભલાની ટોચથી જો આ દોરડું કાપી નાખ્યું હોય તો તે એ ત્રણ માણસોના હાથમાં આવે એવી રીતે બરાબર બારી આગળ પડે એમ પણ ચાર્લીએ જોઈ લીધું.

એક ક્ષણ પણ ખોવાને સારુ અવકાશ નહોતો. પાસે પત્થર ઉપર બંબાવાળાનું સ્ક્રૂ ફેરવવાનું હથિયાર પડ્યું હતું તે ચાર્લીએ તરત ઊપાડ્યું, શેરીની સામી બાજુએ ગયો તથા ઊંચા લીસા તારના થાંભલા ઉપર ચડવા મંડ્યો.

પવનના ઝપાટા લાગતા હતા તથા બરફ પડતો હતો એટલે થાંભલે ચડવું સોયલું નહોતું, પણ મરણિયો બનેલો ચાર્લી આકરો પરિશ્રમ કરીને વેગ સહિત ચડ્યે ગયો તથા તરત જ થાંભલાની ટોચે આડા ખોડા હતા ત્યાં પહોંચ્યો. ત્યાં પહોંચીને એ ઝપાટાબંધ કામે લાગ્યો.

એક પળમાં એણે તારનું દોરડું છૂટું પાડ્યું એવું જ તે બરાબર બારી આગળ પડ્યું. સાંપટમાં આવી ગયેલા ત્રણ માણસ જેવા આ દોરડું ઉતરીને નીચે આવ્યા ત્યારે ટોળે વળેલા લોકોએ આનંદથી કોલાહલ કરી મૂક્યો.

એક ક્ષણ તો જે બહાદુર છોકરાએ એને બચાવ્યા હતા તે ભૂલાઈ ગયો. પણ આ વિસ્મરણ ક્ષણવાર જ નભ્યું. થોડી વારમાં તો વિષમ અવસ્થામાં ચાર્લી રાઈટની તરતબુદ્ધિ તથા તરતઆચારની વાત એકેએક જણને કાને પહોંચી ગઈ.

અમેરિકન હ્યુમેઈન(દયાળુ) સોસાયટીએ આ શૂરા છોકરાને ચાંદ આપ્યો. સમુદ્રને સામે કાંઠે આવેલા ઇંગ્લંડથી પણ લંડન દયાળુ સભાએ મોકલેલો સોનાનો ચાંદ આવ્યો તેના ઉપર આ શબ્દ કોતરેલા હતાઃ

'ત્રણ જીવ બચાવવા સારુ ચાર્લ્સ રાઈટને ભેટ, ૩૧ જાન્યુ., ૧૮૮૨.'

(ચેમ્બર્સની પાઠાવલી ઉપરથી) દે. વા.

—વનવગડાનાં વાસી—

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી અભ્યાસસિદ્ધ લેખમાળા

# કૂકડાં
## જંગલી અને પાળેલાં

પરોઢનો સમય હતો છતાં રાતનો અંધકાર હજુ બાલારામનાં ઉત્તુંગ વૃક્ષની શિખરશ્રેણિને ગાઢ આલિંગન આપી રહ્યો હતો. ગઈ કાલના શ્રમિત મારા સાથીઓ હજુ ઊંઘતા હતા, પણ કાંઈક નવું જોવાની હોંશે હું પથારી તજી મંદિર પાછળની ખીણમાં મંદવાહિની નિર્ઝરિણી તટે ઊભો હતો. ચોપાસ વેરાએલી કાલિમામાં હું નિત્યની પરિચિત સામાન્ય વસ્તુઓથી દૂર પડી જાઉં એટલો તો એકલોઅટૂલો બની ગયો હતો કે પાસેના ઝાડની ખરબચડી કઠણ છાલના સ્પર્શ માત્રથી પણ મને હૂંફ અને આશ્વાસન મળતાં હતાં. શીઆળાના અંતિમ દિવસો એટલે ટાઢનો ચમકારો પણ ઠીકઠીક હતો.

થોડી વારમાં આછીપાતળી શ્વેત પ્રભાનો સંચાર થયો. અંધારપટથી વિખૂટાં પડેલાં વૃક્ષ મૂર્તિમત્તા ધારણ કરવા લાગ્યાં. સાથેસાથે શિલાઓની કાલિમા પણ ઓજસ્વતી થતી દેખાઈ.

એ જ વખતે પાસેની ઝાડીમાંથી આછો કંઠરવ સંભળાયો. એ શું હશે એનો વિચાર કરું ત્યાં તો સ્પષ્ટ ઊંચા સ્વરે 'કયુક!' થયું. આ તો વન્ય કુક્કુટ! જેની પડખે હું ઊભો હતો એ ઝાડ તો હતું જંગલી કૂકડાનું રાતનું આધારસ્થાન. એ આશ્રયસ્થાનનો ત્યાગ કરી પ્રભાતમાં હેઠળ ઊતરતા કૂકડાનું આ પ્રાતઃસ્તવન હતું.

એ જ ક્ષણે ચોદશથી ઉપરાઉપરી અવાજ આવવા લાગ્યા. અંધારામાં આંખો ખેંચીને જોવાનું પ્રયોજન હવે ન હતું. કહીંક કોશીઓ, પણે 'બાઇજી થઉં હણું કે કાં . . . ક . . . રા' ભણતો કાળો તેતર, આગે સરિતાતટે સાગની ઘટામાંથી ગાતો શૌભાગી— એમ ક્રમેક્રમે પક્ષિવૃન્દ જાગવા લાગ્યાં: એ બધાંની વચ્ચે જંગલી કૂકડાનો કંઠરવ પણ વાતાવરણ ગજવતો હતો.

ત્યાં તો આસ્તે આસ્તે જાળાંની ઓથ તજી બહાર નીકળતાં કેટલાંક પંખી દેખાયાં. ગભરાટથી ચોપાસ નિહાળતાં, ડરતાં, દબાતે પગલે એ આવતાં હતાં. વચ્ચે વચ્ચે જાળાની આડમાંથી એમનો નાયક બોલતો સંભળાતો હતો. બીજી ક્ષણે તો એ જાતે આવી ઊભો રહ્યો. પ્રભાતની સોનેરી પ્રભામાં એની વિશાળ કાયા લાલાશભરી ભભકથી ઝળકી ચમકી ઊઠી.

આ બધું જોતો ચિત્રવત્ હું ઊભો હતો. ક્યાં, શા માટે આવ્યો છું, એનું મને ભાન ન હતું. કેવળ આ અદષ્ટપૂર્વ પંખીના ગૌરવને, એની દેહપ્રભાને, એના યૂથસંચારને જોતો જેમ હું બેભાન ઊભો હતો એમ મારી આડે આવેલા ઝાડના ઠૂંઠાને લીધે મારા અસ્તિત્વની એને પણ ખબર ન હતી. આવું ઘડીક બે ઘડી ટક્યું હશે, ત્યાં મારી પાછળની પગદંડીએ કોઈક ઊતરવા લાગ્યું. એ પદસંચાર સાંભળતાં જ 'કયુક' કરીને એ નાઠો. એના ભેગું એનું મંડળ પણ નાઠું. નાસીને બધાં જાળાં ઓથે ભરાઈ ગયાં અને મારી સમાધિ છૂટી ગઈ.

અત્યંત રમણીય ચિત્ર. જંગલી કૂકડાનો આ મારો પ્રથમ પરિચય. ત્યાર પછી તો એ જ સ્થળે તેમ તારંગામાં મેં એમને અનેક વખત જોયા છે, પણ પેલી પ્રથમ ક્ષણની મઝા તો ફરી નથી જ આવી. આપણે ત્યાં એ હેરફેર નથી થતા, એટલે એનો એકાદ વખતનો પરિચય પણ પંખીઓના અભ્યાસીને મન તો ધન્ય પળ જ ગણાય.

ભક્ષ્ય પંખીઓમાં શ્રેષ્ઠ ગણાએલાં હોવાથી, મનુષ્યને અત્યંત પરિચિત અને જરઠ ચંચુચરણવાળાં, મુખ્યત્વે જમીન પર જ વસનારાં પંખીઓનો એક વર્ગ છે. Rasores–Game Birds. એમાં કપિંજલ, બટેર, લાવરી, ચકોર, તેતર વગેરે આવે. કૂકડાનો અને મોરનો પણ એ જ વર્ગ. એમાં કૂકડાને કોણ નથી ઓળખતું! ગામડાં કે શહેરમાં, પાદરના પરોણા સમા વાઘરી અને બજાણિયાના કૂબામાં તેમજ વનવન વહેતી વણઝાર કે ઓડીઆની પોઠમાં પણ પળાતા આ પંખીનું વર્ણન બીનજરૂરી છે, છતાં એના વગડાઉ પીતરાઈઓને ઓળખનાર આપણે ત્યાં કોઈક જ નીકળશે. સમગ્ર ભારતવર્ષમાં તો એમની છ જાતો છે, પરંતુ ગુજરાતમાં માત્ર બે જ જાત નજરે પડે છે: ભૂરા કૂકડા અને લાલ કૂકડા. બંને ઊંચું વરસ રહેનારી.

### ૧ ભૂરા કૂકડા
### The Grey Jungle Fowl*

એના નરનો દેહ અઢી ફૂટ લાંબો. પાંખોનો વિસ્તાર

*Gallus sonnerati

પણ એટલો જ. પૂંછડી દોઢેક ફૂટની. કાંટો દોઢ બે આંગળનો.* માદા એનાથી નાની અને નાજુક.

રંગમાં ચાંચ પીળાશપડતી કાળી. આંખો નારંગી રંગે. પગ કાળાશ પડતા. નરનું આખું માથું અને ગરદન કાળાશ પડતાં ભૂખરાં પીંછાંથી ઢંકાએલાં. દરેક પીંછાની દાંડી શ્વેત, વાળ કાળા અને એમાં બે બે ટપકાં, લાખ જેવાં પીળાં. એને લીધે આખું અંગ ચિતરામણવાળું દેખાય. પાંખો ચળકતાં કાળાં અને આછાં ભૂખરાં પીછાંવાળી. અંદર નારંગી પરો. કલગી, ગળાની બંને તરફની માંસગ્રન્થિઓ અને મોં ચળકતા લાલ રંગે. સંવનન પળે એ વધુ લાલ બને. બાકીના દેહનો વર્ણ ઘેરો ભૂખરો. ધોળી દાંડી અને ભૂરી કિનારીવાળાં પીછાંથી ઢંકાએલો. પૂછડીના ઉપરના આવરણ રૂપ લાંબાં પીછાં ચળકતા બ્લ્યૂ બ્લૅક કે લીલા રંગની છાયાવાળાં.

માદાના શિરે કલગી ન મળે. એને માંસગ્રન્થિ પણ નથી હોતી. માત્ર આંખ ફરતી લાલ રંગની વાળ વિનાની ઉઘાડી ચામડી જ હોય છે. અન્ય રીતે નરને મળતી, પણ ટૂંકી પૂંછડીવાળી. માત્ર ઉદરના ભાગે ફીકા પીળા રંગની છાયાવાળી.

નરઃ જેવો એ સ્નિગ્ધમૂર્તિ છે એવો જ એ મૃદુ ચારુભાષી પણ છે. એની વાણી હલકબરી, આરંભે 'કુક્.. કાયા . . . કાયા . . . કક્' એમ ઊંચા સ્વરે અને અંતે 'ક્યુકું . . ક્યુકું' એવી દ્વિપદી. છેલ્લાં પદ એ એટલાં તો હળવે, એટલા તો ઓગળી જતા સ્વરે અને માર્દવભર્યા હાંજે લલકારે છે, કે એની મજા તો અત્યંત નિકટ જઇ સાંભળીએ તો જ સમજાય. એની શાબ્દિક મીમાંસા કરવી નિરર્થક છે. ગ્રામ્ય કુકકુટની કઠોરતા એના સ્વરમાં જરી યે નથી જણાતી.

એ ગાન પણ હોય છે માત્ર નરપંખીનું. એ ય કેવળ ઉદય અને અસ્તતના બે સંધિકાળે: મેઘ જામ્યો હોય તો ક્વચિત મધ્યાહ્ને પણ. આટલું ગાન પણ ઊભું વરસ નથી ચાલતું. એનો રટણકાળ તો વર્ષાના અન્તથી તે ગ્રીષ્મના મધ્ય ભાગ સુધી જ. બાકીનો વખત એ નિતાન્ત-મૌન સેવતો દેખાય છે.

આ પંખી આખા આરાવળ—બાલારામ, તારંગા, ખેડબ્રહ્મા (ખેડમાં છે એટલે વીરેશ્વરમાં પણ હશે જ), આબુ—માં ખૂબ વ્યાપક છે; એટલું જ નહિ પણ પંચમહાલ અને વડોદરા પાસે પણ જોવામાં આવે છે. ઉત્તર ગુજરાતમાં અન્ય સ્થળે એ નજરે નથી ચડયું. ગીરમાં આબુ જેટલી ઝાડી છે કે નહિ એની મને ગમ નથી, એટલે ત્યાં આ પંખીનો વસવાટ નથી જાણતો, પણ ગિરનારમાં તો એને મેં નથી જ જોયો.

આ જાતનાં પંખી તામ્રનખ કૂકડા પેઠે જૂથ બાંધી રહેતાં નથી. ક્વચિત એકાદ બે પાકટ વયના નર અને થોડાં કાચી ઉમરનાં બચ્ચાંનું નાનું સરખું ટોળું નજરે પડશે, પણ ઘણુંખરું તો એ એકલ દૂકલ કે જોડે જ ફરતાં હોય છે.

ગાઢ જંગલનાં વસનારાં છતાં આ પંખી સવાર-સાંજ ખુલ્લી વનસ્થલી પર ભમતાં નજરે પડે છે. વળી વર્ષામાં તો એ પૂરેપૂરાં દિવાસંચર બની જાય છે. વાંસનાં આછાંપાતળાં વન એમનું પ્રિય નિવાસ સ્થાન. એમાં એ છૂટાંછવાયાં ભમતાં રહે છે. પણ જો ક્યાંક સારીપેઠે ખોરાક મળતો દેખાય. તો ત્યાં ટોળે મળીને એ ઊભરાય છે.

પાળેલા કૂકડાનો જનાનો કોને અપરિચિત છે? છતાં એનો આ વગડાઉ પીતરાઈ હમેશાં એક જ માદાનો અનુરાગી રહે છે. ઈંડાં સેવવાની ખટપટમાં એ નથી પડતો, પણ પીલાંના પાલનપોષણનો વ્યવસાય તો માદા જેટલા જ ખંત અને ઉમંગથી કરે છે.

એના પગના કાંટા અત્યંત તીક્ષ્ણ અને વિદારક હોય છે, છતાં પેલા બહરીવરણા ચરણાયુધ જેટલો એ યુદ્ધપરાયણ નથી. એક જ પાંજરામાં અનેક પંખી—નરમાદા ભેગાં પૂરો છતાં યે એ કદી પણ બાખડતાં નથી. આવાં નિરુપદ્રવી છે એટલે સ્વભાવથી જ એ બારે બીકણ હોય છે.

વગડામાં ભરપૂર વિવિધ આહારસામગ્રી હોવા છતાં, એમના ગ્રામ્ય સ્વજન પેઠે એ પણ છે સર્વભુક્. અનાજના કણ, ઘાસનાં બી, જીવાત, કીડા, ઝીણાં ફળ, બોર અને વિવિધ જંતુઓ: બધું ય એમને ખપે; ક્વચિત ઘાસની કૂણી કૂંપળો પણ.

ગ્રીષ્મ ઋતુ એમનો ગર્ભાધાનકાળ. એવે વખતે જાળાંનાં મૂળમાં કે ઝાડવાં હેઠળ, ખુલ્લી જમીન ઉપર જ બેચાર પાંદડાં ભેગાં કરી, એની વચ્ચે દૂધિયા રંગનાં લાલ ટપકાંવાળાં પાંચ છ ઇંડાં મૂકી દે છે.

*આનાથી પણ બારે કાયાવાળાં પંખી મળી આવે છે. વસ્તુસ્થિતિ આવી છે છતાં પ્રાચીનોએ તો લખી નાખ્યું છે કે 'वृहगः कुक्कुटः वन्यः, तद्ग्राम्यः, गुरुस्तु सः!'

## ૨ તામ્રનખ કૂકડા
The Red Spur Jungle Fowl *

આપણા પળાતા કૂકડાનો પૂર્વજ આ જ હશે, એટલું બધું બંને વચ્ચે સામ્ય જોવામાં આવે છે. આપણે ત્યાં એમની વસતિ આબુ તરફ ખૂબ છે. બાળારામ કે તારંગામાં એ મારી નજરે નથી ચડ્યો.

રૂપે રંગે પહેલા કરતાં ચડી જાય, છતાં એની કાયા તો માત્ર સવા ફૂટની જ. એની ચાંચ મેલી લાલ, છેડેથી કાળી અણીવાળી. આંખો મેલી પીતવરણી. પગ લાલ. નરનો સમગ્ર વર્ણ ઘોડાના જેવો લાલ–પાકાં ચણીબોર જેવો. આંખ ફરતું શ્વેત કુંડાળું. પાંખો બદામી, અંદર ટપકાંવાળી. એને શિરે કલગી નથી હોતી. માદા કદમાં નાની. એનો અશેષ વર્ણ આછા બદામી અને કાળાની ભેળસેળવાળો. બંનેના પગે કાંટા. નરના દરેક પગે બે બે; ક્વચિત એક પગે ત્રણ, ક્વચિત એક પગે એક અને બીજા ઉપર બે. અણીદાર, લાંબા, કઠોર. માદાના દરેક પગે એક, ક્વચિત્ બે.

આબુ ઉપર વાંસનાં ઝુંડ વચ્ચે જ જમીન ઉપર ૬ થી ૮ ઈંડાં મૂકે છે. ઊનાળો એમના સંતનનો કાળ ગણાય. આહાર ભૂરા કૂકડા જેવો.

ગાઢ જંગલનાં વાસી આ પંખી જળાશય સમીપ છૂટાંછવાયાં ફરતાં સહેજે જોઈ શકાય છે. ઊડે ત્યારે ખૂબ ઝડપથી, છતાં દિવસના ભાગે સદા એ જમીન ઉપર જ ફરતાં ચરતાં હોય છે. માત્ર રાતે સુવા પૂરતાં જ એ ઝાડની શાખાનો આશ્રય લે છે. એમનો કંઠરવ કઠોર અને તીખો હોવાથી કાનને અપ્રિય લાગે છે. એ બોલે ત્યારે પાળેલાં કૂકડાં જેવા ઢાળથી.

જે એકાદ બે વખત નજરે ચડ્યાં છે એ વિના આ જાતનાં પંખીનો મને વિશેષ પરિચય નથી, એટલે એમનો આનુવંશિક ગુણ 'લડાયક વૃત્તિ' એમનામાં કેટલે અંશે પ્રદીપ્ત હોય છે એ તો ન કહી શકું. પણ એમના અન્ય એક ભારતવર્ષીય સગોત્રીનો યુદ્ધ વિષયક રાગ જાણવા જેવો છે. એક નર અનેક માદાનો અધિકારી હોવાથી. અન્ય નરની સાથે સહેજે તો બનતો નથી; પરંતુ ગંવનન પ્રસંગે એની વિખવાદ કરવાની ટેવ ઉખળી ઊઠે છે. એવે પ્રસંગે એના હાથમાં અન્ય કૂકડો આવ્યો તો એના બાર જ વાગ્યા સમજવા. આવાં યુદ્ધ કંઈ વારે ને ઘારે થતાં નથી. એને માટે તો ગાઢ જંગલની વચ્ચે વિશિષ્ટ રંગભૂમિ પણ હોય છે. એની સપાટ ભોંય પર બંને પ્રતિસ્પર્ધીઓ ભેગા થાય છે અને પગના કાંટાથી એક બીજાનું વક્ષઃસ્થળ છેદતાં લડે છે. ક્વચિત બંને યુદ્ધમાં ખલાસ થાય, ક્વચિત્ એક જ મરેઃ પણ એમનાં આવાં યુદ્ધ અંતે મૃત્યુમાં જ પરિણમે એ તો ચોક્કસ.

વન્ય કુક્કુટ જેવી જ 'લડાયકવૃત્તિ' ગ્રામ્ય કુક્કુટમાં હોય છે એટલે શોખીનોએ પ્રાચીનતમ કાળથી જ હાથી અને ઘેટાની સાઠમારી કે લાવરી અને તેતરની લડાઈ પેઠે કુક્કુટયુદ્ધનો પણ રિવાજ પાડી દીધો છે. *

પશ્ચિમની દુનિયામાં સ્પેનના વતનીઓ એના વધુ પ્રશંસક અને અનુરાગી છે. ભારતવર્ષમાં કૂકડાંની લડાઈ તેતર, લાવરી કે બુલબુલ જેટલી વ્યાપક નથી એટલે જ એ સ્થળે સ્થળે જોવામાં નથી આવતી. અમદાવાદમાં આવી લડાઈ થતી મારા જાણવામાં નથી એટલે એનો મને પ્રત્યક્ષ પરિચય નથી, પણ આ વિષયના દીર્ઘ પરિચયવાળા ભાઈ ઈ. ત. આ માહિતી આપે છે:

'તમે જાણો છો કે હું તો સામાન્ય પળાતાં કૂકડાંની વચ્ચે ઊછર્યો છું. મારા પિતાને Fighting Cocks નો શૉખ હતો અને એમણે લગભગ ૧૫–૨૦ વર્ષ સુધી તે પાળ્યાં હતાં. પાળેલાં કૂકડાંમાં બે જાત થાય છે. શુક્રવારમાં આહાર માટે વેચાતાં તથા બબરચીખાનાંઓમાં પળાતાં ઊંચી ડુમવાળાં અને લાંબે રાગડે કુકડુ..ઊ....કૂ ઊ...ઊ...ઊ....ક કરીને બાંગ મૂકતાં કૂકડાંને ફેટિયાં કહે છે. એ માત્ર ખોરાકમાં જ વપરાય છે. લડાયકવૃત્તિ એમનામાં હોય છે ખરી: પણ નિધનપર્યવસાયી નહિ. પ્રતિપક્ષીની એકાદ સહજ ચોટ વાગી જાય તો બેમાંથી એક ડુમ દબાવીને ભાગી જાય. સામાન્યરીતે નરમ જાત. પણ જે લડાયક જાત છે અને જે શૉખીનો, રજવાડાંઓ તથા એવા સાઠમારીપ્રેમીઓ પાળે છે તે ઉપલી જાત કરતાં જુદી તરી આવે છે. કયાડા રંગ–dark brown–કાળાશ પડતા તપખીરિયા, ખુલતા તપખીરિયા વગેરે એના સામાન્ય રંગ હોય છે. પીળાશ પડતા કે સફેદ નહિ. એની આંખ

*Galloperdix spadiceus

*વાત્સ્યાયન ગૃહસ્થાશ્રમના અલંકારમાં પોપટ, કોયલ, મેના, મોર, હંસ જેવાં ગાયક ભેગાં લાવરી, તેતર અને કૂકડા જેવાં લડાયક પંખી પણ ગણાવે છે.







# ચતુર પ્રધાન

એક રાજા હતો. તે બહુ જ મિજાજી. વળી તેને પૂરો ન્યાય કરતાં યે ન આવડે. કોઈ બે જણ લડતા હોય અને તેની પાસે ન્યાય માગવા આવે તો તે બંનેને એ કેદમાં પૂરી દેતો! કોઈના ખીલેથી કોઈ ગાય, બળદ કે ભેંસ છોડી જતું ને તેની ફરિયાદ કરવા આવતું તો તેને પણ તે કેદમાં પૂરી દેતો. રસ્તે જતાં જો કોઈ એને ભૂલથી સલામ ન ભરે તો તેણે પણ કેદમાં જ જવાનું. અને તે બધા એક કે બે મહિના નહિ, પાંચ દસ વરસ પણ નહિ, પણ આખી જિંદગી સુધી કેદમાં જ રહેતા!

એક વખત કોઈ કારણસર રાજાને એના પ્રધાન સાથે મતભેદ થયો. રાજા જે કહેતો હતો એથી ઉલટું જ પ્રધાને કહ્યું. આથી રાજા ગુસ્સે થઇ ગયો. પ્રધાનને કેદમાં પૂરવા માટે નોકરોને હુકમ કર્યો. રાજાની સત્તા આગળ પ્રધાનનું શાણપણ નકામું ગયું. પ્રધાન કેદમાં પુરાયો. એક, બે, અને ત્રણ દીવાળીઓ પ્રધાને કેદમાં જ ઉજવી. પોતાની સ્ત્રી, છોકરાં, આબરૂ વગેરે તેને વારંવાર યાદ આવવા લાગ્યાં. રાજા સાથે જીદ કરવા માટે તેને પસ્તાવો થવા લાગ્યો.

એક વખત રાજા જેલમાં કેદીઓ જોવા માટે આવ્યો. પ્રધાને પોતાને છોડી દેવા માટે રાજાને ખૂબ વીનવ્યો, પણ રાજા એકનો બે ન થયો. એને પ્રધાનની મશ્કરી કરવાનું સૂઝી આવ્યું. તેણે કહ્યું, "હું તને એક શરતે છોડું. મને એક એવો ઘોડો આણી આપ કે જેનો રંગ રાખોડિયો ન હોય, કાળો ન હોય, તપખીરીઓ ન હોય તેમજ સફેદ પણ ન હોય."

રાજાના મનથી કે એવો ઘોડો કદિ મળશે નહિ, એટલે થોડા દિવસ પછી પ્રધાનને પાછો કેદમાં પૂરશું. પ્રધાન પણ રાજાનું કહેવું સાંભળી પહેલાં ગૂંચવાયો. પણ તેણે વિચાર્યું. 'કાંઈ નહિ; ઘોડો નહિ મળે તો પાછા જેલમાં આવીશું. થોડા દિવસ છૂટથી કુટુંબ સાથે રહેવાશે તો ખરું!' એટલે તેણે કહ્યું, 'તમે મને છૂટો કરો તો જરૂર એવો ઘોડો લાવી આપું.'

રાજાએ પૂછ્યું: કેટલા દિવસ લાગશે?

પ્રધાને વિચારીને કહ્યું: એકવીસ દિવસમાં ન લાવી આપું તો પાછો જેલમાં પૂરજો.

રાજાએ પ્રધાનને છોડયો. પ્રધાન તો ઘેર ગયો. પોતાની હેતાળ પત્ની અને બાળકોને આનંદથી મળ્યો. દિવસો એક પછી એક વીતવા માંડ્યા. પતિને ઘોડાની શોધ માટે કાંઈ પણ કરતો ન જોઇને તેની સ્ત્રીએ યાદ દેવડાવ્યું. પણ પ્રધાને યુક્તિ શોધી જ રાખી હતી. તેણે તેને કાંઈ ફિકર નહિ કરવા કહ્યું.

વીસમા દિવસ પાછળ એકવીસમા દિવસનું સવાર થયું. પ્રધાનના ઘરનાં સૌ આજે પિતાને પાછું કેદમાં જવું જ પડશે એ વિચારે ઉદાસ દેખાતાં હતાં. પ્રધાન કપડાં પહેરી દરબારમાં ગયો. દરબારી અદાથી રાજાને સલામ કરી અને કહ્યું: 'રાજા સાહેબ, આપે કહ્યો હતો એવો ઘોડો મેં શોધી કાઢ્યો છે. આપ તે લેવા માટે માણસ મોકલો એટલી જ વાર છે. પણ એક વાત ધ્યાનમાં રાખજો કે તે માણસને સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ કે રવિવારે મોકલશો નહિ. બીજા ગમે તે વારે માણસ મોકલી ઘોડો મંગાવી લેજો.'

રાજા તો આ સાંભળી દિંગ જ થઇ ગયો! પ્રધાનની ચાતુરી પર તે ખુશખુશ થઇ ગયો. તેણે કહ્યું: 'આજે હું તારા પર ખુશ થઈ ગયો છું. તું જે માગે તે આપીશ.' પ્રધાને કહ્યું: 'મારે બીજું કાંઈ નહિ જોઈએ. પણ આ નજીવા ગુના માટે લોકોને કેદમાં નાખવાની તમારી પદ્ધતિથી લોકોને બહુ સહન કરવું પડે છે. માટે હવેથી એવી રીતે કોઇને પણ કેદમાં નહિ પૂરવો એવી પ્રતિજ્ઞા લો અને આજ સુધીમાં જેટલા લોકો કેદમાં ગયા છે તે સૌને છોડી દો.'

એક તો રાજા પ્રધાન પર ખૂબ ખુશ થયો હતો. તેમાં આ બોલથી વળી તેને પોતાની ભૂલ પણ સમજાઈ. એટલે, તે ને તે જ વખતે તેણે પ્રધાનના કહેવા મુજબ પ્રતિજ્ઞા લીધી અને સૌ કેદીઓને છોડી મૂક્યા.

(સૂચિત) સા. છો. પં.

# પંચતંત્રની વાર્તાઓ



સ્વભાવચપલ વાંદરો ધમ્યો અને તીક્ષ્ણ ખડ્ગ આણીને માખી ઉપર પ્રહાર કર્યો

કરટકે એનું વ્યાખ્યાન આગળ ચલાવ્યું: 'હે દમનક, તું કરવા ગયો હિત પણ કરી બેઠો અહિત. અને કહ્યું છે:

**પંડિત શત્રુ છે સારો**
**ન મૂર્ખ હિતકારક।**
**વાંદરાએ હણ્યો રાજા**
**વણિક ચોરે બચાવિયા ॥૪૫૦॥**

દમનક કહે, 'એ કેમ?'
તે બોલ્યો:

## કથા ૩૧

એક રાજા આગળ એક વાંદરો ભક્તિપરાયણ વિશ્વાસુ અંગસેવક હતો. એક વાર રાજાને નિદ્રા આવી ગઈ હતી અને વાનરં વીંઝણો લઈને પવન નાખતો હતો, ત્યાં એક માખી રાજાની છાતી ઉપર બેઠી. વાંદરાએ એને વીંઝણાથી વારંવાર વારી, તો પણ માખી ફરી-ફરીને ત્યાં જ બેસે. એટલે સ્વભાવચપલ વાંદરો ધમ્યો અને તીક્ષ્ણ ખડ્ગ આણીને માખી ઉપર પ્રહાર કર્યો. પણ માખી તો ઊડી ગઈ, અને રાજાની છાતી કપાઈ ગઈ ને એ મરી ગયો. તેથી ચિરાયુ ઇચ્છનાર રાજાએ મૂર્ખ અનુચર ન રાખવો.

## કથા ૩૨

બીજું. એક નગરમાં મહાવિદ્વાન વિપ્ર હતો તે પૂર્વજન્મને યોગે ચોરી કરતો. પરદેશથી આવેલા ચાર વાણિયા ચૌટામાં અમૂલ્ય રત્ન આદિ બહુ વસ્તુ વેચાતી લેતા હતા તે જોઈને એને થયું કે કાંઈક ઉપાય કરીને આનું ધન પડાવી લેવું. એટલે એની આગળ જઈને ચાર કંઈક શાસ્ત્રસુભાષિત તથા મધુરવચન બોલ્યો તથા એના મનમાં વિશ્વાસ ઉપજાવીને એની સેવા કરવા મંડ્યો. અથવા ઠીક કહ્યું છે:

**અસતી હોય સલજ્જા ખારું પાણીય શીતળું હોયે।**
**દંભી હોય વિવેકી પ્રિયવક્તા હોય ધૂતારો ॥૪૫૧॥**

બધું લેવાઈ રહ્યું એટલે વાણિયા સ્વદેશ જવા ઉપડ્યા તે જોઈને ધૂતારો બ્રાહ્મણ ચિન્તાથી વ્યાકુળ થઈ ગયો, અને વાણિયા ભેગા જઈ માર્ગમાં એમને વિષ ખવરાવી મારી નાખવા તથા રત્ન હાથ કરવાં એવો વિચાર કર્યો. એટલે ગળગળો થઈને એણે કહ્યું, 'મિત્રો, તમે મને એકલો મૂકીને ચાલવાનો ઉદ્યમ કરો છો, એટલે તમારી સાથે સ્નેહપાશથી બંધાયેલું મારું મન તમારા વિરહનું નામ પડતાં જ વ્યાકુળ થઈ ગયું છે તે કેમેય ઠરતું નથી. માટે મારા ઉપર અનુગ્રહ કરો ને મને પણ ભેગો લ્યો.' આથી વાણિયાએ એને સંઘાતે લીધો ને ચાલી નીકળ્યા.

માર્ગમાં એ ચાલ્યા જાય છે ત્યાં એક ગામડા આગળ કાગડા બોલવા મંડ્યા: 'રે રે કિરાતો, ધાઓ, ધાઓ. સવાલાખના ધણી આ જાય; એને મારીને ધન લઈ લ્યો.' આ સાંભળીને કિરાત તરત આવ્યા અને વાણિયાને લાકડીએ લાકડીએ જર્જર કરી વસ્ત્ર ઉતરાવી ઝડતી લીધી, પણ કાંઈ ધન ન નીકળ્યું. એટલે કિરાત કહે, 'અરે વટેમાર્ગુઓ, પ્રથમ કદાપિ કાગવાણી ખોટી નહોતી પડી, એટલે તમારી આગળ

અનેક વખત રામે તેમને આપેલાં દર્શન, એ બધાં એમની પારમાર્થિક દશા દર્શાવે છે. વળી પુદુકોટાના રાજાના દરબારમાં પોતાના ગુરુ વેંકટરમણદાસના કહેવાથી એમણે નારદનું ધ્યાન ધરીને 'જ્યોતીશ્વર પીની' ગાઈને દીવો પેટાવી આપ્યો હતો.

આવા અનેક ચમત્કારો તો વગર નોંધ્યા જ રહી ગયા છે, જેથી એ પછીની ભાવિક જનતાને જબરી ખોટ ગઈ છે. પોન્નુસ્વામી આયંગર નામના એક માણસને તો ગુરુની સમાધિ પર થોડાક દિવસ સૂતા રહેવાથી જ સારું જ્ઞાન થઈ ગયું હતું, જ્યારે બીજો એક મૂગો માણસ પણ ગાતો થઈ ગયો હતો!

ત્યાગરાજના મહિમા માટે તિરુવાડી નજીકની જમીન તેમના ભક્તોએ ખરીદી લીધી છે. એ જમીન પર સમાધિને રાજમાર્ગ સાથે જોડતો એક વિશાળ રસ્તો બાંધવામાં આવશે, એટલું જ નહિ પણ ત્યાં મકાનો પણ ઊભાં કરવામાં આવશે, જેના શાંત વાતાવરણમાં રહીને ભક્તજનો નજીકની સમાધિમાંથી પ્રેરણા ને દિલાસો મેળવી શકશે.

## સ્પિટ્સબર્ગનના સાત વીરો

આમુનસેનની ધ્રુવસફરનું એક મથક બનનાર ટાપુ સ્પિટ્સબર્ગન (અથવા તેનું નવું અપાએલું નામ વાપરીએ તો સ્વાલબાર્ડ) હાલ તો મોટું ઉદ્યોગધામ થઈ પડ્યું છે, પણ આજથી આશીરેક વરસ પર સર માર્ટિન કૉન્વેએ તેની પરિશોધ (geodesic survey) આદરી તે પહેલાં બરફના એક ઉજ્જડ વેરાન જેવો તે હતો. ચાર મહિનાની અખંડ રાત ધરાવતા એ ટાપુની ભૂમિમાંથી આજે લાખો ટન કોલસો મેળવી શકાય છે, પણ એનો ખ્યાલ સરખો કોઈને ન આવેલો ત્યારે, આજથી ત્રણસો વર્ષ પહેલાં ઇ. ૧૬૩૩માં, એક ડચ ધ્રુવસાહસિકના હુકમથી સાત ચુનંદા ખલાસીઓ એના અંતરાળથી વાકેફ થવા અને વ્હેલો તથા રેનડીઅરોનાં ચામડાં મેળવવા કપરા શીઆળામાં ત્યાં ઊતરી પડેલા.

બિચારા એ ખલાસીઓ! એમને એ દેશની પ્રકૃતિનો, જીવનનિર્વાહનાં સાધનોનો કશો ખ્યાલ નહોતો. ઑક્ટોબરની ૨૧મીએ સૂરજ એમને છેહ આપી ગયો ને તેને પરિણામે આવેલા ગાઢા લાંબા અંધકારમાં આહાર શોધવો એમને માટે દુષ્કર થઈ પડ્યો. એક મહિનામાં તો હાડગળત (Scurvy)ના રોગે દેખા દીધી અને મોતને હંફાવવાની તૈયારી કરવાની તક મળે તે પહેલાં તો તેમની સામે આવી તે ખડું થયું.

એમનાં ચરણો તળે અનર્ગળ કોલસો પાથર્યો હતો, છતાં એમને અસહાય થીજવાનું હતું. એમની આંખ આવરતા તિમિરના પરદા પાછળ વિપુલ પશુસૃષ્ટિ વિલસી રહી હતી, છતાં એમને ભૂખે જ મરવાનું હતું. એ વખતની એમની ડાયરીમાં એ પરિસ્થિતિના સામના માટે આ શબ્દો લખાએલા મળી આવેલા કે, 'અમારું જીવન અમે દૈવાધીન કરી દીધું છે.' અંદરથી જઠરની આગ એમને સળગાવી રહી હતી, ઉપરથી મોતનો પંજો ગળચી દબાવી રહ્યો હતો.

એ શિશિરઋતુના ત્રણેક મહિના હજુ વીત્યા ન વીત્યા ત્યાં એક જિંદગી ઓછી થઈ. ઍડ્રિયન જેનસન ગયો. બીજે દિવસે ફેડ્રિક ઑક્ટર ગયો, ને પછી બહાદર કોર્નેલિયસ થીસે પણ એ જ પંથે પળ્યો, એમના બીજા કમનસીબે હાથવેંત જ છેટા રહેલા બાકીના ચારેએ તેમને કપાળે દિલે બંદાર્યા ને પોતાના કરુણ કેજની ઘડીઓ ગણવા માંડી. એમની મનોવ્યથા જાણવી હોય તો આ રહી:

'અમારામાંથી જે ચાર જણ હજુ જીવતા રહ્યા છીએ તે જમીન પર ચત્તા પડ્યા રહ્યા છીએ. અહીંથી ઊઠીને ઝૂંપડામાંથી કોઈ થોડું બળતણ લાવે તો હજુ અમે વિશેષ જીવી શકીએ, પણ અમારા કોઈનામાં એ હોશ નથી. હાડવાનું તો દૂર રહ્યું પણ પડખું પણ ફેરવી ન શકાય એવી કળતર અંગે અંગમાં થઇ રહી છે.

અમારો વખત અમે સતત પ્રાર્થનામાં ગાળીએ છીએ. પ્રભુની રહેમને અમે વિનવીએ છીએ કે આ રૌરવમાંથી અમારો જલદી છુટકારો કરે. અમે વધુ જીવી શકીએ એમ ન હોઇ, અમારું નસીબ અમારે બેદાદ ભોગવવાનું રહ્યું છે.'

અને જૂન મહિનામાં જ્યારે રાહત જહાજો ત્યાં પહોંચ્યાં ત્યારે તો સાતે જિંદગીઓની લાશ બની ગઇ હતી. ત્રણ કફનમાં વીંટેલી હતી ને ચાર ઉઘાડી પડી રહી હતી. અને એમની લોટે એમના જેવું જ વીર મૃત્યુ પામેલાં બે કૂતરાંની પણ લોથ પડી હતી.

## રબર

સ્પૅનિશ ઇતિહાસકારોના કહેવા પ્રમાણે કોલંબસ અમેરિકા પહોંચતાં પહેલવહેલો આફ્રિકાના કોઈક કિનારે ઊતરેલો. ત્યાં કેટલાક ઈંડીઅન છોકરાઓને તેણે દડા વડે રમતા જોયા. જમીન પર પડતાં એ દડા આપમેળે ઉછળતા હતા. એ લૉર્ડ કોલંબસ એટલો મુગ્ધ થયો કે કેટલાક દડા એણે સ્પેન લઈ જવા માટે લઈ લીધા. વધુ પૂછપરછ કરતાં ત્યાંના ઈંડીઅનોએ જે ઝાડના રસમાંથી એ દડા બનતા હતા એ 'રડતાં ઝાડ' એને દેખાડ્યાં. એ ઝાડના થડમાં કમરપૂર કે એથી ઊંચે કાપ મૂકતાં તેમાંથી દૂધિયા રંગનાં 'આંસુ'–રસ નીકળતો. ઈ. ૧૭૪૦માં શાર્લ મારી દ લા કોંદામાં નામનો એક ફ્રેન્ચ વિજ્ઞાની આ હકીકતો વાંચીને દક્ષિણ અમેરિકા ગયો અને ત્યાંથી આવા 'કૂદતા ગૂંદર' (bouncing gum)ના નમૂના એકઠા કરી તેણે ફ્રાન્સ મોકલાવ્યા એ પદાર્થને એણે નામ આપ્યું કાઊચૂ (Caoutchouc), જે ફ્રેન્ચ ડિક્શનેરીમાં હજુ મોજૂદ છે.

આ વિચિત્ર પદાર્થ પાછળથી અઢારમી સદીની આખરમાં



રબરનાં ત્રિદળ પાંદડાં, ફૂલ તથા બી.

ને ઓગણીસમી સદીના આરંભમાં વિજ્ઞાનીઓની પ્રયોગ-શાળામાં ઘૂસ્યો. ઈ. ૧૭૭૦માં અંગ્રેજ રસાયણશાસ્ત્રી જોસેફ પ્રીસ્ટલીએ એ પદાર્થથી કાગળ પરના કાળી પેન્સિલના ડાઘ ભૂંસાતા હોવાના ગુણની જાહેરાત કરી. આ ભૂંસવાના ગુણને લઈ એને 'રબર' નામ આપવામાં આવ્યું.

રબરના ટર્પેન્ટાઈનમાં કરેલા દ્રાવણ વડે કેળવાએલા તાંતણા પાણીથી અભેદ્ય બનતા હોવાની તેની બીજી વિશેષતા ઈ. ૧૭૯૧માં બહાર પડી. આ જાહેરાતથી જ એના ઔદ્યોગિક વિકાસનો આરંભ થયો ગણી શકાય. તે પછી ઈ. ૧૮૨૦માં લંડન મુકામે ટૉમસ હૅન્કોકે પહેલવહેલું રબરનું કારખાનું ખોલ્યું ને એના પછી ત્રણ વર્ષ રહીને ગ્લાસગોમાં ચાર્લ્સ મૅકિન્ટોશે.

પરંતુ રબરને કેળવતાં મોટી મુશ્કેલી એ પડતી કે ઉનાળામાં એ ઓગળીને ચિકટ બની જતું તો શિયાળામાં સુકાઈને બરડ. ઇ. ૧૮૪૪માં કાચા રબર પર ગંધક અને ગરમી વડે થતી પ્રક્રિયા જેને આજે 'vulcanization'નું નામ આપવામાં આવ્યું છે તે શોધી કાઢીને ચાર્લ્સ ગુડયર નામના અમેરિકને એ મુશ્કેલી દૂર કરી. પછી તો શું પૂછવું? રબરનાં ઉત્પાદક ક્ષેત્રો હાથ કરવા એવી તો હરીફાઈ ચાલી કે જેનો આખો જુદો જ ઇતિહાસ લખી શકાય.

બ્રાઝિલમાં આમાઝોનને કિનારે ભિનાશભર્યા ગરમ હવામાનમાં રબરનાં અનેકવિધ ઝાડો ઊગે છે જેમાં સૌથી મોખરે Hevea brasiliensis આવે. એકાદ ચપ્પુનો છેદ માર્યો કે તરત રસ ઝમવા માંડે. અણીદાર ટોચ, ઘેરા લીલા રંગનાં ઇંડાકાર પાંદડાં ને પોચું લીસું લાકડું ધરાવતી આ જાતમાંથી જ મોટા ભાગનું રબરનું ઉત્પાદન મેળવવામાં આવે છે. ક્યારેક તો એ ઝાડ ૧૮ ફૂટના ઘેરાવા સાથે ૧૨૫ ફૂટ ઊંચાં વધતાં માલૂમ પડ્યાં છે. પરંતુ એનાં ખાસ યોજેલાં વાવેતરો પર તે ૫૦ ફૂટથી ઊંચાં નથી થતાં.

ઔદ્યોગિક ક્ષેત્રમાં રબરનું મહત્ત્વ વધતાં અમેરિકામાં બોસ્ટનની આસપાસ કેટલીક કંપનીઓ ઊભી થઈ અને આમ આયાતની મુશ્કેલી થતાં જેમ એવી ઘણી વનસ્પતિઓનું બનેલું તેમ હેન્રી એ. વિકહામ નામનો અંગ્રેજ ઇ. ૧૮૭૬માં આમાઝોનથી એનાં લગભગ સિત્તેર હજાર બી તફડાવી લાવ્યો. એમાંના બે હજાર લંડનના ક્યુ ગાર્ડન્સમાં વાવવામાં આવ્યા ને એમને રોપા ફૂટતાં તે સીલોન ને મલાયામાં વાવેતર માટે મોકલી દેવાયાં ત્યાંથી તે પૂર્વમાં ફેલાયાં.

ઈ. ૧૯૦૦ સુધી તો રબરનો મોટો ભાગ એકલું બ્રાઝિલ જ પૂરો પાડતું, પણ હવે સ્થાપિત વાવેતરો એમાં વધુ ને વધુ હિસ્સો પડાવતા જાય છે. ઘણાને કદાચ ખબર પણ નહિ હોય કે આ 'ફૂદતા ગેંદર'માંથી તો આજે જુદી જુદી ૩૨૦૦૦ બનાવટો તૈયાર થાય છે.

## જળો

જળોનો લોહી ચૂસવાનો ગુણ પ્રાચીનકાળથી જાણીતો છે. હિંદ અને અરબસ્તાનમાં થઈ ઑગસ્ટસ સીઝરના સમયમાં રોમમાં તેમનો ઉપયોગ દાખલ થયો ને ત્યાંથી આખા યુરોપમાં ફેલાયો. સખત શરદીથી માથું દુખવા માંડે તો રોમનો દરેક લમણે છ છ જળો વળગાડતા. અને તાવના પ્રતિકાર માટે એક ફ્રેન્ચ દાક્તર તો દર્દીના આખા માથા પર જળોનું 'કૉર્ડન' રચવાની સલાહ આપતો હતો! ઇ. ૧૮૨૪માં જુદા જુદા દાક્તરો, વૈદો વગેરેની જરૂરિયાત માટે ફ્રાન્સ ૩૦ લાખ જળોની આયાત કરતું.

જળોની મોટા ભાગની આયાત રશિયા, બેસારેબિયા, અસ્ત્રાખાન અને ટ્રાન્સકૉકેશિયામાંથી થતી. ઝારની નાપસંદગી પામી દેશનિકાલ ગએલાઓએ આ નાજુક જીવોના ઉછેરનો પ્રશ્ન હાથ ધર્યો હતો. પરંતુ ૧૮૪૮માં રશિયાની સરકારે શિકાર કાયદો પસાર કરી મે, જૂન ને જુલાઈમાં જળો એકઠી ન કરવાનું ફરમાન બહાર પાડેલું.

લગભગ બધા જ ઉષ્ણ અને સમશીતોષ્ણ પ્રદેશોમાં જળો મળી આવે છે. પશ્ચિમ એશિયા, ઉત્તર આફ્રિકા ને દક્ષિણ યુરોપમાં મીઠા પાણીમાં રહેતી જળો ક્યારેક ગળી જતાં મોંમાંના નાકના પ્રવેશદ્વારો પર તથા અંદરના અન્ય ભાગોમાં ચોંટી રહે છે. ત્યાંની ભિનાશભરી ગરમી એમને માફક આવતી તે પુષ્ટ બની ખૂબ દર્દ કરવા માંડે છે. પરિણામે સખત ઉધરસ તથા નાક અને મોંમાંથી લોહી પડવું શરૂ થાય છે. મીઠા કે ઍસિડવાળા નાના ચાપિયાથી તેમને ખેંચી કાઢી શકાય છે. નેપાલિયનની સિરુર પરની

ચડાઇ વખતે અને ૧૯૧૪-૧૮માં પૅલેસ્ટાઇનના આક્રમણ વખતે સૈનિકોને આ ત્રાસ ખૂબ જ વેઠવો પડેલો.

જળોનું શરીર એકબીજામાં પરોવાએલા જુદા જુદા ૩૩ ભાગોનું બનેલું હોય છે. એનું મોં નાના સરખા ત્રિકોણ જેવું હોય છે ને તેને ત્રણ જડબાં હોય છે. મચ્છરની માદાની પેઠે જ જળો જ્યારે ઇંડાં મૂકવાની થાય ત્યારે લોહી ચૂસે છે. પરંતુ જળોમાં નર ને માદા એવા ભેદ નથી. એ નર અને માદા બંને હોય છે. જેમ બધા કોઠાની કોથળીમાં એક સરખું પાણી નથી સમાતું તેમ બધી જળો પણ એક સરખું લોહી નથી ચૂસતી. બગડેલા લોહી પર, ગૂમડાં પર, ઘા પર, સોજા પર એમ અનેક રીતે જળોને ઉપયોગમાં લેવામાં આવે છે ને લોહી સાથે રોગના જંતુ પણ તે શોષી લે છે.

## યુદ્ધ અને નાણું

લડાઈનાં સાધનોમાં નિકલ ધાતુના વધતા ઉપયોગને લીધે જર્મનીએ પોતાના બધા નિકલના સિક્કા એકઠા કરી લઇને તેને બદલે એલ્યુમિનિયમના સિક્કાઓ આપવા માંડ્યા છે, એવા સમાચારો બહાર આવ્યા છે. ખરી રીતે જોતાં, યુદ્ધમાં સંડોવાએલા એકેએક દેશમાં નાણાવિષયક ક્રાન્તિ અનિવાર્ય છે, અને ગયું મહાયુદ્ધ તેનો પુરાવો છે. ગયા મહાયુદ્ધમાં બ્રિટને 'સોવરીન' પાડવા છોડી દઈ કાગળનાણું પ્રચારમાં આણ્યું હતું એટલું જ નહિ પણ મહાયુદ્ધ પહેલાં શિલિંગમાં જે ૯૨.૫ ટકા રૂપું વાપરવામાં આવતું તેનું પ્રમાણ યુદ્ધકાળમાં ફક્ત ૫૦ ટકા જેટલું કરી નાખવામાં આવેલું. વળી ગયા મહાયુદ્ધ વખતે યુરોપના દેશોમાં કેટલેક સ્થળે તો ધાતુનાણાંની એટલી તંગી પડેલી કે નાની પારદર્શક ચકરડીઓના આકારનાં કવરોમાં વચ્ચે સ્ટૅમ્પ પેસાડીને તે ફુટકળ નાણાં તરીકે ચલાવવામાં આવતાં.

ફ્રાન્સમાં ઇ. ૧૭૮૯માં જ્યારે તાંબાની અછત ઊભી થઇ ત્યારે તેણે બધા દેવળોના ઘંટ ગાળી નાખી તેનું નાણું પાડેલું. પછી તો એમાં રહેલાં જસત અને કલઇને લીધે તાંબા કરતાં એ એટલું સગવડભર્યું માલૂમ પડ્યું કે ત્યાર પછી નાણાંમાં ફ્રાન્સે એ જ મિશ્ર ધાતુને તાંબાને બદલે અપનાવી લીધી. જર્મનીને ગયા યુદ્ધ બાદના આર્થિક પાયમાલીના વખતમાં ચિત્રવિચિત્ર નાણું કાઢવું પડેલું એ વાત જાણીતી છે. પણ એવી કટોકટીમાંથી કોઈ રાષ્ટ્ર ઉગરી શક્યું નહોતું. ખુદ બ્રિટનને ગયા મહાયુદ્ધમાં પોસ્ટલ ઑર્ડર્સને કરન્સી તરીકે ચલાવવા પડેલા.

એવી જ રીતે ભૂતકાલીન યુદ્ધોમાં પણ નાણાંનો કોયડો ઊભો થએલો. ઇંગ્લંડની ક્રાન્તિ પછી જેમ્સ બીજાએ આયર્લંડમાં રહી ગનમેટલના સિક્કા પડાવેલાં અને પોતાને ગાદી મળતાં એ બધા સિક્કા રૂપાનાણાંમાં ભરપાઈ કરવાનું એણે વચન આપેલું. હિટલરે ઑસ્ટ્રિયા જર્મની સાથે ભેળી દીધું ત્યાર પહેલાં ત્યાં જે મેરિયા થેરેસા ડૉલર બહાર પાડવામાં આવતા તે પ્રકાર આબીસીનિયાએ પણ અપનાવેલો. ઇટલીએ આબીસીનિયા જીત્યા છતાં તેનું ચલણ ચાલુ રાખ્યું છે, જો કે તેનો મોટો ભાગ હવે રોમમાંથી બહાર પાડવામાં આવે છે.

## આંધળાની સાન

ઇ. ૧૭૮૦ની સાલમાં એક ફ્રેન્ચ ગૃહસ્થ પારીસની શેરીઓમાં પસાર થઈ રહ્યો હતો, ત્યાં એક આંધળો ભિખારી સામો મળ્યો. પોતે ભૂલથી જ દયાળુ હોઈ એક સિક્કો પેલા આંધળાના હાથમાં મૂકી એ ચાલતો થયો, ત્યાં પાછળથી ભિખારીએ બૂમ મારી એને કહ્યું કે એણે બક્ષી તાંબાને બદલે રૂપાનો સિક્કો આપી દીધો હતો.

પેલા ગૃહસ્થને નવાઈ લાગી અને એ આંધળાએ શી રીતે તે જાણ્યું એ પૂછી જોયું. ભિખારીએ જવાબ આપ્યો, 'મારી સ્પર્શશક્તિ ખીલેલી હોતાં હું સિક્કા પરની છાપના ઓછાવત્તા ઉપસાણ પરથી તેની કીમત જાણી શકું છું.'

ભિખારીના ખુલાસાએ આ ગૃહસ્થ મૉ. વૅલેન્ટિન હાઉને એક નવો રસ્તો સુઝાડ્યો. આંધળાઓને અક્ષરજ્ઞાન આપવાની યોજના કેટલા યે વખતથી તે વિચારી રહ્યો હતો પણ તે માટેની કોઈ સરળ યોજના હાથ ચડતી ન હતી. આ ખુલાસાથી તેને તે મળી ગઈ. એક અંધ બાળકને તે ઘેર લઈ ગયો ને કાગળ પર ઉપસાવેલા (embossed) અક્ષરોથી તેને અક્ષરજ્ઞાન આપવા માંડ્યો. બાળકે સહેલાઇથી એ શીખવા માંડતાં તેની શ્રદ્ધા વધી ને તેણે વર્ગસંખ્યા વધારી. પરંતુ આંધળાઓની આખી જમાત માટે એ કંઈ ઉપકારક કાર્ય કરે તે પહેલાં એનું અવસાન થયું. પાછળથી લુઇ બ્રેઇલે આંધળાઓ માટે ટીંકાપદ્ધતિની આખી લિપિ યોજી કાઢી, જેનો લાભ લઈ આંધળાઓ આજે વગર દેખ્યે અનેક પુસ્તકોનો આસ્વાદ લઇ શકે છે.

## દુનિયાનું મોટામાં મોટું દુરબીન

કૅલિફૉર્નિયાની માઉન્ટ વિલ્સન વેધશાળાનું હૂકર નામનું પરાવર્તક દુરબીન બીજાં દુરબીનો કરતાં અનેકગણી વૈપુલ્યશક્તિ ધરાવે છે, અને તેની ફૉકલ લેન્થ ૪૨ ફૂટ જેટલી છે. --

પરાવર્તક દુરબીન એટલે કે જેમાં 'પૅરાબોલિક' દર્પણનો કાચ પ્રકાશનાં કિરણોને દૂરના કોઇ બિંદુથી ફોકસમાં ગોઠવે તે. એ રીતે દેખાતું કેન્દ્રીકૃત (ફોકસ) બિંબ નરી આંખે જોઇ શકાય છે તેમ તેનો ફોટોગ્રાફ પણ લઈ શકાય છે. હૂકર દુરબીન દુનિયામાં મોટામાં મોટું હોઇ તેમાંનો આયનો ૧૦૧ ઇંચની ઉદરરેખાથી સહેજ મોટો, ૧૨ ઇંચ જાડો અને ૯૦૦૦ રતલના વજનનો છે. એ કાચ તથા તેનાં સઘળાં અવલંબનો લોખંડના મજબૂત આધારે રહેલાં હોઈ, ૩૮ ફૂટ લાંબી, ૧૧ ફૂટ પહોળી અને ૭૦ ટન

વજનની ખુલ્લી નળી સાથે જડી લેવામાં આવ્યાં છે. આવી જબરી નળીને સમતોલ રાખવા માટે તેને ૧૪૦૦ રતલનું દરેક એવાં બે વજનો લગાડવામાં આવ્યાં છે. એના ફરતા ભાગોનું વજન ૧૦૦ ટન થાય છે.

આયનાની આસપાસ એક ઇંચનું બૂચનું લાકડું તથા 'બ્રાઇન' ધરાવતી થોડીક કમાનો આવેલી છે અને તેનું થર્મોસ્ટેટિકલ રીતે નિયમન થતું રહે છે, જેથી ઉષ્ણતામાનમાં થતા ફેરફારો આયનામાં પડતા પ્રતિબિંબને બગાડી ન નાખે. એને ચલાવવામાં વપરાતું 'વર્મ વ્હીલ' ૧૭ ફૂટની કદરરેખાનું હોઈ ૧૪૪૦ દાંતા ધરાવે છે. એ આખું જ એવું સંપૂર્ણ તૈયાર થયું છે કે એક ઈંચના દસ લાખમા ભાગની ભૂલ પણ ક્યાંય આવની નથી.

*લોખંડી બાંધણીથી ઊભા કરેલા એક સુરક્ષિત* અને બેવડી દીવાલના ઘુમટમાં આ દુરબીન રાખવામાં આવ્યું છે. એ ઘુમટ ૧૦૦ ફૂટની કદરરેખાનું ને ૧૦૦ ફૂટ ઊંચું છે.

## સાગ–સૌથી કીમતી લાકડું

સાગ એ ઇમારતી લાકડાંમાં સૌથી વધુ કીમતી ગણી શકાય. ઉષ્ણ પ્રદેશોમાં તો એ માટે એની કોઈ બરાબરી કરી શકે એમ નથી અને કેટલીક બાબતોમાં તો સમશીતોષ્ણ પ્રદેશોમાં યે તેને ખાસ પસંદગી અપાય છે.

સાગનું લાકડું મજબૂત હોય છે, તે સાથે ખૂબ સખત પણ નથી હોતું. તે ચાલવામાં લાંબું હોવા માટે આપણામાં કહેવત છે કે 'સાગ ને સોનું, સો વરસે કાગળપૂર જૂનું.' પુખ્ત લાકડાનું વજન ઘનફૂટે લગભગ ૩૮ થી ૪૬ રતલ હોય છે. પુખ્ત થયા થયા પછી એના ભાંગવાનો બિલકુલ ભય રહેતો નથી.

હિંદ, બ્રહ્મદેશ, સિયામ, ફિલિપ્પાઈન ટાપુઓ ને મલય દ્વીપસમૂહમાં તેનાં ઝાડ થાય છે. પુખ્ત ઝાડોની ઉંચાઇ ૧૦૦ થી ૧૫૦ ફૂટ હોય છે ને થડનો ઘેરાવો ૨ ફૂટ. એનાં પાંદડાંમાંથી એક જાતનો લાલ રંગ નીકળે છે, જે પહેલાં સુતર અને રેશમને રંગવામાં વપરાતો.

### કલકત્તામાં દેખાએલા રાક્ષસ જેવા
### તમે પણ રાક્ષસ થઈ શકો!

તા. ૨૫મી જૂનના એ. પી. ના તારમાં એવી ખબર આવી હતી કે દક્ષિણ કલકત્તામાં એક બંગાળી જુવાનને છાપરાં સુધી પહોંચતા માથાવાળો રાક્ષસ દેખાયો હતો અને ત્યાંની છૂપી પોલીસના ઈન્સ્પેક્ટરે એ રાક્ષસનાં પગલાંની છાપ તપાસતાં ૨૨ ઇંચ લાંબી ને ૭ ઇંચ પહોળી જણાઈ હતી. બંને પગની એની કુલ છ છાપો પડી હતી.

આ પ્રસંગ પરથી કુશંકાઓ ઉપસ્થિત કરવાને બદલે વૈજ્ઞાનિક નજરે આપણે જોઈએ તો આપણને એ જ પ્રશ્ન ઊઠે કે માણસ એટલો લાંબો વધી શકે ખરો? ઘણા નહિ જાણતા હોય કે વર્ષો પહેલાં મિ. એચ. જી. વેલ્સે એ પ્રશ્નની છણાવટ કરતું 'The Food of the Gods' બહાર પાડેલું. એ પુસ્તકમાં મુખ્ય પાત્ર એક વિજ્ઞાનીનું હતુ અને તેણે એક એવો પદાર્થ શોધી કાઢેલો, જે વડે માણસનો દૈહિક વિકાસ અનેકગણો વધારી શકાય.

પણ વેલ્સ તો એ કલ્પના જ રજૂ કરીને અટકી ગએલો, જ્યારે તાજેતરમાં એક વિજ્ઞાનીએ તો ખરેખર એવા એક પદાર્થનો અખતરો ઉંદરો પર અજમાવી એમને ખૂબ કદાવર બનાવી દીધા હતા. એ જ અખતરો માણસપર કરવામાં આવે તો એ ૧૨ ફૂટનો જબરો રાક્ષસ બની જાય.

આ કદનું કારણ પ્રાણીઓના શરીરમાં તેમના મગજની નીચે આવેલી માત્ર અરધા ઈંચના કદની ને આશરે અરધા ગ્રામ વજનની એક ગ્રન્થી છે. *સામાન્ય રીતે શરીરની બીજી* બધી ગ્રન્થીઓ કેશિનીઓ મારફત અમુક જાતનો રસ વહેવડાવ્યા કરે છે, પણ આ ગ્રન્થીને એવી કેશિની ન હોઈ ને કેશિનીરહિત ગ્રન્થી (ductless gland) કહેવાય છે. ગ્રન્થીઓનો સ્રાવ સીધો લોહીમાં ભળી જાય છે આપણા મોંમાં લાળ કાઢતી ગ્રન્થીઓને કેશિનીઓ રહેલી છે જે મારફત મોંમાં તેનો સ્રાવ વહેતો રહે છે એ આપણે જાણીએ છીએ.

આપણે ઉપર જે ગ્રન્થીની વાત કરી ગયા તેનું પોતાનું નામ 'પિચૂવિટરી ગ્રન્થી' છે. એમ ને એમ શરીરમાં રહે એ કંઇ લાભ કે હાનિ નથી કરતી, પણ એમાં કશો પણ વિકાર થતાં તે પ્રાણીઓના કદ પર ખૂબ જબરી અસર કરે છે. જો એ વધુ સ્રાવ કાઢવા માંડે તો માણસ કદમાં વધતો જ જાય, જ્યારે ઓછો કાઢે તો માણસ પુખ્ત થતો રહેવા છતાં ઠીંગુજી જ રહે.

ડૉક્ટરો આ શારીરિક વિલક્ષણતા હવે સમજ્યા છે અને એ ગ્રન્થીના વિકારથી જન્મતા પરિણામોનો પ્રતિકાર પણ યોજતા જાય છે. દાખલા તરીકે થોડા વખત પર એક છોકરીનો વિકાસ ત્રણ જ વર્ષે અટકી જતાં ડૉક્ટરોએ પિટ્યૂટરી ગ્રન્થીનાં ઇંજેક્શનો એને આપી એનો પુનર્વિકાસ ચાલુ કર્યો હતો. એ જ રીતે બે બાળકોનો પિટ્યૂટરીના પ્રભાવે રાક્ષસ બની જવાનો સંભવ હતો, તે તેમની એ ગ્રન્થી પર એક્સરેની પ્રક્રિયા અજમાવી નિવાર્યો હતો.

## લડાઇનો રોજનો ખર્ચ કેટલો

હાલની લડાઇમાં ઇંગ્લંડની પ્રજાને રોજનો ખર્ચ ૬૦,-૦૦,૦૦૦ પૌંડનો થાય છે. આ આંકડા સાથે સરખાવતાં ઇંગ્લંડનાં અત્યાર પહેલાંના યુદ્ધખર્ચો સાવ મામૂલી લાગે છે.

અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધનો કુલ ખર્ચ ૧૨૦,૦૦૦,૦૦૦ પૌંડ થયો હતો. ક્રીમિયન યુદ્ધનો ખર્ચ તેના કરતાં ત્રૈ થી પણ ઓછો હતો. બોર વિગ્રહમાં ૨૨૩,૦૦૦,૦૦૦ પૌંડ હતો.

નેપોલિયન બોનાપાર્ટને સપડાવવાને વીસ વર્ષ યુદ્ધ ચાલ્યું તેનો આંકડો ૬૦૪,૦૦૦,૦૦૦ એ વખતે ભયંકર

લાગતો, અને તેને પહોંચી વળવા વિલીયમ પિટે ઈનકમ ટૅક્સ આણ્યો. ૧૮૧૪માં પ્રજાનું દેવું ૬૫૦,૦૦૦,૦૦૦ પૌંડ થઈ ગયું હતું તે ૧૮૨૦માં ૭,૫૨૭,૦૦૦,૦૦૦ પર પહોંચ્યું.

હોઢ સૈકાથી ચાલ્યું આવતું એ ઋણ દસ હજારગણું વધ્યું. ૧૯૧૪માં ઇંગ્લંડનો રોજનો લડાઈખર્ચ ૧,૦૦૦,૦૦૦ અંદાજે હતો. ૧૯૧૫માં રોજના વધીને ૩,૦૦૦,૦૦૦ પૌંડ થયા. પ્રજાની સમગ્ર આવકનો એ ત્રીજો ભાગ થયો. ૧૯૧૭માં રોજનો ખર્ચ ૭,૦૦૦,૦૦૦ પૌંડ થયો. હવે આની સાથે તે સરખાવો. (કરન્ટ હિસ્ટરી)

### બજારૂ તેલોથી વાળ સફેદ થઈ ગયા હોય તો

માથાના વાળ માટે વપરાતાં બજારૂ તેલોમાંથી કેટલીક વાર ફાયદો થવાને બદલે નુકસાન જ વધારે થાય છે. ધારીથી શ્રી શાંતિલાલ વસ્તાભાઇ લખે છે કે તેવા હેર ઑઈલના વપરાશથી તેમના બધા વાળ સફેદ થઈ ગયા હતા. એમણે ઘણા માણસોની આ બાબતમાં સલાહ લીધી, છેવટે શાળા ખાતાના એક અધિકારી રા. હરિભાઈ નારણભાઈ પટેલે એમને શીર્ષાસન સાથે ભાંગરાના તેલનો પ્રયોગ બતાવ્યો. તે પ્રમાણે તેલ બનાવી ઉપચાર કરવાથી તેમના વાળ ફરી કાળા થઇ શકયા છે. પોતાને મળેલા આ લાભનો ફાયદો અન્ય બંધુઓને પણ મળે અને ઠગે રસ્તે દોરવાઇ જતા લોકોને સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવે તેવા ઉદ્દેશથી, જેમને તેવું તેલ ઘેર બનાવવાની ઈચ્છા હોય તેઓ તેમને પત્ર લખી પુછાવતાં બધી હકીકત તેઓ લખી મોકલે છે. નીચેના સ્થળે પત્રવ્યવહાર કરવો: શાહ શાન્તિલાલ વસ્તાભાઈ, કાપડના વેપારી, ધારી-કાઠિયાવાડ.

### વૉડર અથવા બોલતું યંત્ર

જીભ હલાવવાની જરા યે તકલિફ લીધા વગર તમારે કહેવાનું બધું કોઈ યંત્ર જ કહી આપતું હોય તો? આ વાતને સ્વપ્ને તરંગ માની હસી કાઢતા. એ તો વિજ્ઞાનની નક્કર શોધ છે અને તે શોધવાનું માન બેલ ટેલીફોન લેબૉરેટરીને ફાળે જાય છે. ન્યૂ યૉર્કના ગયા જગતમેળામાં એ યંત્ર મૂકવામાં પણ આવ્યું હતું.

આ યંત્રને નામ આપવામાં આવ્યું છે 'વૉડર'નું. એમાં ગોઠવેલી જુદી જુદી કળો દબાવતાં જુદાજુદા સ્વર-વ્યંજનોની સુસંહતિ સાથે જોઈતું ઉચ્ચારણ સ્પષ્ટ રીતે બોલાય છે. માત્ર એ ઉચ્ચારણમાં સહેજ વીજળીક શ્રુતિભાર ('electrical accent') રહેવા પામે છે. આપણી સ્વરનળીથી જન્મતા કંઈક સંગીતમય અવાજો કાઢવા ઉપરાંત સીસોટી કે સિસકારા પણ તે બોલાવી શકે છે. એટલું જ નહિ, પણ સ્ત્રીઓના જેવા કોમળ કે પૌરુષભર્યા ખરતલ અવાજે પણ એ કાઢી શકે છે. વળી પ્રશ્નાર્થક કે શબ્દભાર દર્શાવવા માટે પણ તેમાં સગવડ છે.



### માણસથી પણ મોટું ફૂલ

તમને કદિ ખ્યાલ સરખો પણ નહિ આવ્યો હોય કે દુનિયાને કોઇ ખૂણે માણસ કરતાં પણ મોટું કદાવર ફૂલ થતુ હશે. પરંતુ કુદરતની અનેક વિચિત્રતાઓમાંની એ પણ એક પ્રત્યક્ષ વિચિત્રતા છે એ ઉપલું ચિત્ર જોતાં જણાશે. એવું વિચિત્ર ફૂલ સુમાત્રામાં થાય છે અને એની ઊંચાઈ આઠ ફૂટ કરતાં યે વધારે હોય છે. એની ગંધ બહુ ખરાબ હોય છે ને એનું જીવન થોડાક દિવસોનું જ હોય છે.

### ભારતીય સંવતો . . . ૯–કલચુરિ સંવત

કલચુરિ સંવતને 'ચેદિ સંવત' અથવા 'ત્રૈકૂટક સંવત' પણ કહે છે. દક્ષિણ ગુજરાત, કોંકણ તથા મધ્ય પ્રદેશના લેખોમાં એ મળી આવે છે. ચેદિ દેશ (મધ્ય પ્રદેશના ઉત્તર ભાગ) પર શાસન ચલાવનાર કલચુરિ (હૈહય) વંશના કોઇ રાજાએ તે ચાલુ કર્યાનું અનુમાન થાય છે. ડૉ. કીલહૉર્નની ગણતરી પરથી ઇ. સ. ૨૪૯ના ઑગસ્ટની ૨૬મી અર્થાત્ વિ. સં. ૩૦૬ના આસોની શુદિ ૧૧થી એનો પ્રારંભ નિશ્ચિત રૂપે સ્વીકારાયો છે. આ સંવતવાળો પહેલો લેખ કલચુરિ સંવત ૨૪૫નો તથા અંતિમ લેખ ૯૫૮નો મળે છે. એ પછી એનો અસ્ત થઈ ગયો.

## નવી કેડીઓ

સેંકડો બાળકોનું એક દુઃખ કોઈ ટાળશે? બાળકો જ્યારે-જ્યારે ભમરડો ખરીદે છે ત્યારે તેમાં આર નંખાવવા એમને બીજે જવું પડે છે; અને એ એક મોટી તકલિફ છે. કોઈ આર નાખી તૈયાર ભમરડાનો વેપાર શરૂ કરો ને! ખૂબ ખપશે.

છરી મદતાં ગાળાંવાળી ચૂંકો મોં ફાડીનાખે છે; પણ એને બદલે ઊતરી ગએલી ગ્રામોફોનની પીનો સરસ કામ લાગશે

ધૈર્યચન્દ્ર બુદ્ધ

## વિકસતું વિજ્ઞાન

રશિયાના ટાસ સમાચારખાતાએ જાહેરાત બહાર પાડી છે કે ત્યાંની વૂડ કેમિકલ ઇન્સ્ટીટ્યુટમાંના વી. ટીશેન્કો અને તેના સાથીઓએ ટર્પેન્ટાઇનમાંથી કપૂર બનાવી કાઢ્યું છે. પણ એ પરથી એ વિજ્ઞાનીઓને જ એ બનાવટનો પહેલો યશ આપવા એ મથે છે એ માત્ર આપવડાઈ છે. ઇ. ૧૯૨૦માં કુદરતી કપૂરના ભાવ રતલે ૩-૬૫ ડૉલર જેટલા ચડી ગયા, કેમ ત્યારે દુ પૉંએ એ ક્ષેત્રમાં ઝંપલાવેલું. પછી જાપાને પાછા પચાસ ટકા જેટલા ભાવો ગગડાવી નાખ્યા એટલે દુ પૉંને બનાવટી કપૂર સાથે હરીફાઇમાં ઊભા રહેવું મુશ્કેલ થઈ પડ્યું, પરંતુ છેલ્લાં પાંચ વર્ષથી પાછું એ કામ એણે હાથ ધર્યું છે. ટર્પેન્ટાઇનમાંથી કપૂર બનાવવાની શક્યતાનું જ્ઞાન તો ઠેઠ ૧૮૦૩ સુધી જાય છે. એ સાલમાં જર્મન વૈદક શાસ્ત્રી કિન્ડ એ શક્યતા સમજી ટર્પેન્ટાઇનમાં હાઇડ્રોક્લોરિક ઍસિડ મેળવતાં એક પાસાદાર પદાર્થ મેળવી શકેલો. એણે એ પાસા કપૂરના જ માની લીધેલા, પણ ખરી રીતે તે બૉર્નીલ ક્લોરાઈડ હતું.

## આપણે પોતે · આપણો દેશ · આપણી પૃથ્વી

આપણા શરીરનું પૃથક્કરણ કરીએ તો એમાંથી ૫૯ ટકા એટલું પાણી જ નીકળે. લોહીમાં ૯૦ ટકા પાણી હોય છે, કલેજામાં ૬૯ ટકા ને સૌથી નક્કર ગણાતાં હાડકાંમાં યે તે ૨૭ ટકા જેટલું હોય છે. બાકીનું શરીર ચૂનો, ફોસફેટ, મૅગ્નેશિયમ તથા જેને ઉકાળીને જીલેટિન બનાવી શકાય એવા ચીકણા પદાર્થોનો બનેલો હોય છે. એ સઘળામાંથી રાસાયણિક વસ્તુઓ નીપજાવવી હોય તો એક ઘુંટડો મૅગ્નેશિયમ, ૨ રતલ ખાંડ, સાત લાટા સાબુ, ૨૦૦૦ દીવાસળી બને એટલું ફોસફરસ, એક નાનો ખંડ ધોળી શકાય તેટલો ચૂનો ને મધ્યમ કદના બે ખીલા બનાવી શકાય એટલું લોઢું બની શકે, જેની કીમત માંડ પાંચ રૂપિયાની થાય!

અમેરિકન ખેડૂતની વાર્ષિક પેદાશ ૯૦૦ રૂપિયાની આવે છે, યુરોપિયન ખેડૂતની ૧૦૦થી ૪૦૦ સુધીની, ત્યારે હિંદી ખેડૂતની માત્ર ૪૫ની!

શબ્દકોશમાં પૃથ્વીનું એક નામ 'અચલા' પણું મળે છે, પરંતુ એ તો સેકંડે ૯૮ માઈલ એટલે કે દરરોજ ૧૬,૦૧,૬૦૪ માઇલ ચાલતી રહે છે!

## કહેવત કથન અને કવિતા

**ગઇ પળ પાછી ન આવે**

જે થાય ટાણે તે ન થાય નાણે
ઘા ચૂક્યો તે ભવ ચૂક્યો
અવસર ગયે બુધ ક્યા કરની?

卐

અવસર ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.
નર તે ચતુર સુજાણ, સર અવસર ચૂકે નહિ;
અવસરનાં એંધાણ, રહે ઘણા દિ રાજીઆ.

## નવાં પુસ્તકો

**પ્રભાનાથને કાવ્યકુસુમાંજલિ:** લેખક-શંકરદાન, પ્રકાશક-રામદાન કેશરભાઈ, પાલીતાણા; **ચરણરજ:** લેખક નીરૂ દેસાઈ, પ્રકાશક-જયન્તી દલાલ, ગતિ-રેખા કાર્યાલય, પીપલ્સ બૅંક બિલ્ડીંગ અમદાવાદ, ૦-૮; **ગુજરાતનો જય:** લેખક-ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક-ફૂલછાબ કાર્યાલય રાણપુર, ૧-૮-૦; **સોહાગણ:** લેખક-પ્રકાશક-ન્હાનાલાલ દલપતરામ કવિ, એલિસબ્રિજ અમદાવાદ; **એમાં શું?** લેખક-અવિનાશ, પ્રકાશક-પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ, ૨-૦-૦; **ઓપરેશન કોનું?** લેખક-પ્રકાશક-પ્રાણજીવન મહેતા, ૦-૮-૦; Basic step by step Pt. II, ૦-૪-૦; Do, Pt. III, ૦-૬-૦; બેઝિક ઇંગ્લીશ ભાષાશૈલી ભાગ ૨, ૦-૪-૦, એજ, ભાગ ૩, ૦-૬-૦, સૌના પ્રકાશક-Basic English Class, Lathi (Kathiawar); **ગોળીબારની મુસાફરી:** લેખક-પ્રકાશક-હંસા મહેતા, દીનનો બંગલો, કિંગ એડવર્ડ રોડ મુંબાઇ-૧૨, ૧-૮-૦; **રાજા રામમોહનરાય, ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર, મહાદેવ ગોવિંદ રાનડે, સર ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, લોકમાન્ય ટિળક, સ્વામી શ્રદ્ધાનંદ, સર જગદીશચન્દ્ર બોઝ, પંડિત મોતીલાલ નહેરૂ, લાલા લજપતરાય, ગોપાળ કૃષ્ણ ગોખલે, દેશબંધુ દાસ** (કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૩, હિંદી મહાજનો) લેખક-રસુલભાઇ ન. વહોરા, પ્રકાશક-ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ, દરેકની ૦-૨-૦, આખું ગુચ્છ ૧-૮-૦; **ઊનનું ગૂંથણકામ:** લેખિકા-શ્રીમતી ડાહીગૌરી, પ્રકાશક-હીરજીભીમજી વાલંભીઆ, જામનગર, ૧-૪-૦.

---

હિંદના એક વખતના વાઈસરૉય લૉર્ડ અર્વિન (જે હાલ બ્રિટનના પરદેશમંત્રી લૉર્ડ હાલીફાક્સ છે) એક યહુદી વેપારીના પુત્ર છે અને તેમનું અસલ નામ રુફસ આઇઝૅક્સ છે. ચૌદ વર્ષની ઉમરે એમણે દરિયાનો પ્રવાસ ખેડ્યો અને એક વહાણમાં નોકર થઇ કલકત્તા સુધી આવી ગએલા. ત્રીસ વર્ષ બાદ એ જ બંદર પર તોપોના નાદ સાથે તેમણે વાઈસરૉય થઈને પગ મૂક્યો.

# ગુજરાતી શૉર્ટહૅન્ડ

## એક જ લેખક શ્રી હરિકૃષ્ણ વ્યાસની રચેલી
## બે જુદીજુદી પદ્ધતિઓનો પરિચય

**જેનાથી વધુ સંપૂર્ણ કોઇ પદ્ધતિ શકય નથી એવી**



**ગુજરાતી લઘુલિપિ**
ક્રાઉન આઠ પેજી · પૃ. ૯૬+૧૦
કીમત ત્રણ રૂપીઆ
રજી. પોસ્ટેજ છ આના

**ચાર** વર્ષ પહેલાં ગુજરાત પાસે કોઇ શૉર્ટહૅન્ડ પદ્ધતિ ન હતી; અને તેથી પ્રેસ રીપૉર્ટરો, વકીલો, કૉન્સ્ટેબલો, મંત્રીઓ, ગુમાસ્તાઓ, વિદ્યાર્થીઓ એ બધાને ભાષણો, જુબાનીઓ, અહેવાલો, કાગળો, નોંધો વગેરે ભાંગીતૂટી ભાષામાં લેવાની ફરજ પડતી. આખરે, આ લેખકે એક દસકાનો પરિશ્રમ ઠાલવીને આ લઘુલિપિ યોજી. એને યોજવામાં, સિદ્ધાંતની રજુઆતમાં, આલેખનમાં, છપાઈમાં અને સકળ શિક્ષણ માટેનાં બધાં ઉપાંગોમાં એવી સંપૂર્ણ બનાવી, કે જ્યારે અમદાવાદમાં સાહિત્ય સભાના ઉપક્રમે આની ચાળીશેક યુવક યુવતીઓ માટે પંદર દિવસનો એક તાલીમવર્ગ ગોઠવાયો, ત્યારે શીખનારાઓના એકેએક પ્રશ્નના ઉત્તર એ પુસ્તકમાંથી જ કાઢી બતાવી લેખકે બધાને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા.

પણ એવી સંપૂર્ણતાની કદર કરવાનું ભેજું જેમની પાસે ન હતું એવા ઘણાને એ પુસ્તકની યોજનાબદ્ધ રચના અને સુસંગત છપાઈમાં અઘરાપણાનો ભાસ થયો. લેખકને થયું કે સંપૂર્ણતા માટેના પોતાના આગ્રહમાં ઓવર બાઉન્ડરી લાગી ગઇ છે, કેમકે બેદરકારીથી લખાએલાં અને કઢંગાં છપાએલાં પાઠ્યપુસ્તકોથી ટેવાએલા ગુજરાતના નાકને આ સંપૂર્ણતાની વાસ બહુ ઉગ્ર પડતી હતી. એટલે લેખકે લઘુલિપિનું ઉપરનું બધું ચણતર એકસપાટે ઉડાવી દઈ. ઝડપી લેખન-કળાનાં પાયાનાં તત્ત્વો જ માત્ર એકઠાં કરી, એક નવી 'શીઘ્રલિપિ'નું આયોજન કર્યું. અને પરિણામે આ નવી પદ્ધતિ એટલી સરળ બની કે પહેલી અંગ્રેજી ભણતા બાળકને પણ તે શીખવી શકાય, અને છતાં તે સચોટ એવી રહી કે એ જ લિપિથી લેખકે ચાળીશ જેટલાં ભાષણો ઉતારી એની કાર્યસાધકતા પુરવાર કરી આપી. (એ ભાષણોનું એક પુસ્તક પણ લાઠી સાહિત્યસભા તરફથી બહાર પડી ચૂક્યું છે.) તે જોવાથી વધુ પ્રતીતિ થશે.

**જેનાથી વધુ સરળ કોઈ પદ્ધતિ શકય નથી એવી**

**ગુજરાતી શીઘ્રલિપિ**

ક્રાઉન આઠપેજી · પૃ. ૧૨
ટ.ખ. સાથે કીમત નવ આના

**આમ** એક પદ્ધતિ સર્વાંગસંપૂર્ણ છે, બીજી સ્વયંસંપૂર્ણ છતાં અત્યંત સરળ છે. એક જ લેખકને હાથે તૈયાર થઇ હોવાથી બન્ને પદ્ધતિઓ એકબીજીને સમજવામાં તો અવશ્ય ઉપયોગી થવાની જ. પણ એ સિવાય બન્નેને એકબીજીથી સ્વતંત્ર પદ્ધતિઓ તરીકે પણ ઉપયોગમાં લઈ શકાશે, અને એ જ રીતે તેનો અભ્યાસ પણ થઇ શકશે.



**પ્રકાશક · કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ**




## રસથી
## વંચાતાં બે પુસ્તકો

એમાંનું એક 'અજંતાના કલામંડપો' તો ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં અજંતાની કલા પર થએલું પહેલું જ પ્રકાશન છે; અને વિગતમાં, વિવેચનમાં, વિવિધતામાં તેમજ વિપુલતામાં, એટલી કીમતમાં એની તોલે આવે એવું એક પણ પ્રકાશન બહાર પડયું નથી. શ્રી રવિશંકર રાવળ જેવાને હાથે લખાએલા પરિચય લેખવાળું આ પુસ્તક, ૯ ત્રિરંગી ચિત્રો, ૧૬ પાનાં ભરીને અસંખ્ય આલેખનો તથા ફોટોગ્રાફો અને લખાણને પણ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોથી ભરપૂર છે. દોઢ રૂપિયા (પોસ્ટેજ જુદું)ની કીમતમાં આટલી પ્રચૂર સામગ્રી આજ લગી હિંદ ભરમાં આ વિષય પરના કોઈ પણ પ્રકાશને આપી નથી.

બીજું પુસ્તક 'અજવાળી રાત' તો ઘરેઘરનું માનીતું થઈ પડે એવું પુસ્તક છે. માનવ હૈયામાં રસ, કલ્પના અને સૌંદર્યનું સામ્રાજ્ય જમાવતી ઊજળી મધુરી અજવાળી રાતની પંદર તિથિઓ સમી પંદર સુંદર વાર્તાઓ એમાં છે. માત્ર કુમાર-કિશોરો જ નહિ પણ ઘરનાં નાનાં-મોટાં, સ્ત્રીજન-આમજન સૌને રસ, વિનોદ અને વિચાર આપે એવી મનોરંજક ખેંચાણકારક અને સરળસુબોધ વાર્તાઓનો એ સંગ્રહ એવાજ વિવિધરંગી ચિત્રો અને મનોરંજક રૂપરંગની સજાવટવાળો છે. કીમત બે રૂપિયા પોસ્ટેજ જુદું.

**કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ**

# તમારા ઘરની ભીંતો તપાસો

એના પર શું છે? કાં તો મફતિયાં કૅલૅન્ડરો! કોઈ બ્રાન્ડી કે સીગારેટની જાહેરાત કરતાં અસંસ્કારી કુરૂપ ચિત્રો! પરદેશનાં સૃષ્ટિસૌન્દર્ય અને મહેલાતોનાં અથવા રાજાઓ ને રમણીઓનાં ચિત્રો! અથવા આપણી પુરાણકથાઓ અને દેવદેવીઓનાં ભદ્દાં ચિત્રો! પણ આપણા દેશજ સંસ્કારોને પોષતી ને રસવૃત્તિને વિકસાવતી ઊંચી અને સાત્વિક કલા કેટલાંના ઘરમાં છે?... એવી કાવ્યમય વાતાવરણ જગવતી, નયનાભિરામ કલાનાં ૭ સુંદર ચુનંદાં રંગચિત્રોનો એક સરનો પોર્ટફોલિયો (સંપુટ) 'ગુજરાત કલાકલાપ' નામથી કુમાર-કાર્યાલયે બહાર પાડ્યો છે. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને છગનલાલ જાદવની ઉત્તમ કલાકૃતિઓ ચૂંટીને એમાં સંઘરેલી છે. પ્રત્યેક ચિત્ર ૧૪×૧૧ ઈંચના આર્ટની જાડા કાર્ડ ઉપર, મઢી શકાય તેવી સફાઈબંધ રીતે, રંગીન છપાઈમાં છાપેલા છે. સાથે એ ચિત્રોનો અને એના આલેખક કલાકારોનો ટૂંક પરિચય પણ આપેલો છે. કીમત માત્ર એક રૂપિયો. પો. જુદું.

આ અંકના સાંકળિયા માટે જુઓ પાનું પમું



## બાવીસ વાર્તાઓ

દસ મર્માળા હાસ્યની અને
બાર મત્ત પ્રણયની

. . .

ગુજરાતના શરૂઆતના
નવલિકાલેખકોમાં
જે મોખરામાં પ્રકાશ્યા તે
'મલયાનિલ'ની એ કૃતિઓ

. . .

શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ,
રસિકલાલ પરીખ અને
સ્વ. ત્રિભુવન પટેલનાં ચિત્રો સાથે
સુંદર રૂપરંગમાંઃ કી. રૂા. ૨)પો.જુદું

## ગોવાલણી અને બીજી વાતો

કુમાર કાર્યાલય · અમદાવાદ
મુંબાઇમાં–આર. આર. શેઠની કં.

# પાંચ અનોખાં પ્રકાશનો



## અજવાળી રાત

ઘરનાં નાનાં મોટાં સૌને,—સ્ત્રીઓને અને ગ્રામજનોને સુદ્ધાં-રસમાં ખેંચી રાખે એવી, વિનોદ અને વિચાર આપતી, આપણી મનોરમ અજવાળી રાતની સમૃદ્ધિ સમી પંદર રસભરી વાર્તાઓનો સંગ્રહ. દોઢસો પાનાં બેરંગી પૂઠું સુંદર ચિત્રો. બે રૂપિયા



## અજંતાના કલામંડપો

દુનિયામાં અનન્ય ગણાતાં એ ગુફાઓમાંનાં ચિત્રોનો રવિશંકર રાવળે કરાવેલો પરિચયઃ ૯ ત્રિરંગી તથા ૧૬ પાનાં ભરીને સાદાં ચિત્રો તથા ફોટો, અને પાનેપાને રેખાંકનોથી ભરપૂર. આટલું પ્રચુર છતાં આટલું સસ્તું પ્રકાશન હિંદભરમાં બીજું નથી. દોઢ રૂપિયો એજ ઢબની હિંદી આવૃત્તિઃ એજ કિંમતે.




## કુમાર ૧૦૦મો અંક

સરકારની જપ્તીમાંથી હવે મુક્ત થએલો ૧૬૦ પાનાં ભરીને, સિદ્ધહસ્ત લેખકોના ચુનંદા અને ચિત્રભરપૂર લેખો, વાર્તાઓ, નાટકો, ટુચકાઓ, તેર ત્રિરંગી અને અનેક સાદાં ચિત્રોથી સભર સામગ્રીભર્યો મોટો દળદાર યુગવર્તી અંક. ઘટાડેલી કીંમતે. બે રૂપિયા.



## ગુજરાતી લઘુલિપિ

ગુજરાતી શૉર્ટ હૅન્ડ વિષેનું સૌથી અદ્યતન, સંપૂર્ણ શાસ્ત્રીય ઢબનું, સરળ અને શીખનાર માટે ઝીણામાં ઝીણી સૂચનાઓથી ભરપૂર નવું જ પુસ્તક. રીપોર્ટરો, પોલીસો, સક્રેટરીઓ, ઝડપી પત્રવ્યવહાર કરનારાઓ, સૌને અગર એવા થવા ઈચ્છતા ઉગતા યુવાનોને તો ખાસ ઉપયોગી · રૂા. ૩



## ગુજરાત કલાકલાપ

ગુજરાતના નામાંકિત ચિત્રકારોની કલમનાં, ઊંચી સંસ્કારી કલાની વાનગી રૂપ, છ ચુનંદાં રંગીન ચિત્રોનો સંપુટ. ૧૧×૧૪નાં માપનાં આર્ટકાર્ડ પર છાપેલાં ફ્રેમ માટે તૈયાર, માત્ર એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઇએ આપ્યાં નથી.

બધાં પુસ્તકોમાં પોસ્ટેજ જુદું ગણવાનું છે

**કુમાર કાર્યાલય ૧૪૫૪ · રાયપુર અમદાવાદ**

મુંબાઇમાં–આર. આર. શેઠની કં. અને હિંદ સાહિત્ય ભંડાર, પ્રિ. સ્ટ્રીટ

આ અંકની છુટક
કીંમત રૂ. ૨-૦-૦
—
ગયા ૧૦૦મા અંકની
કીંમત રૂ. ૨-૦-૦
—
બંને અંકની સાથે
કીંમત રૂ. ૩-૮-૦




લવાજમ : જાન્યુ. થી
ડિસે. '૪૦ માટે રૂ.૬.
ઑગસ્ટથી ડિસે.'૪૦
માટે રૂ. ૪. ઑગસ્ટ-
થી ડિસે.'૪૧ માટે રૂ.
૬.બીજી કોઈ રીતે હવે
ગ્રાહક નહિ નોંધાય.







**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર: 'જંગલમાં સૃષ્ટિસૌન્દર્ય'–ચતુર્ભુજ ગરચંદ(ઘાટકોપર), પહેલું ઇનામ; નીચે, જમણી બાજુ: 'તૃષાતુર'–હીરાલાલ ભટ્ટ (અમદાવાદ), બીજું ઇનામ; ડાબી બાજુ–વચ્ચે: 'ચાલો પુરી કરું'–રસિક (ભાવનગર), ત્રીજું ઇનામ; નીચે: 'ટૂંકો વિસામો'–ગનુ પટેલ (અમદાવાદ), ઉત્તેજનાર્થ ઇનામ.

કુમાર
વર્ષ સત્તરમું · અંક આઠમો · ઑગસ્ટ · ૧૯



# અતીત

દ્દિ સદા મુજ ભવિષ્યમુખી હલે, ને
ગુંજી રહો મજબૂદાર અતીતગાન.

હે અતીત!
આજે જાગે અંતરે તારું ગીત.—
આજે જ્યારે આશ ભાવિની સર્વ
નિર્દોષનાં શોણિતમાં શમી જતી,
ને સંસ્કૃતિ ઉજ્જ્વલ વર્તમાનની
પ્રકાશદીપ્તી કજળી ગયા સમી.—
સ્ફુરી જતી નેત્ર સમીપ મૂર્તિ
આજે તારી શ્વેત ને મૃત્યુશીત,
હે અતીત!

સુશુભ્ર જાણે પુંજ કંકાલ કેરો,
ઉત્તુંગ ને શીત હિમાદ્રિશૃંગ શો
અશાન્ત ને નિશ્ચલ પૃથ્વી જેમ,
વચ્ચે જતો જે ઋણ શો દરિદ્રના.
ઝરે જટાજૂટથી રક્તાક્તઝૂંવી,
વીરો કેરાં ચર્વણે વ્યગ્ર દંષ્ટ્રા.
ભઠ્ઠીઓ શાં નેત્ર મધ્યે કરાલ
પ્રણાશની એક ઊડે પતાકા.
રોમેરોમે કંટકકેડીઓ શા
અગણ્ય ડીલે શતકો કે છવાયા.
મુખે મહામંગલનું પ્રતીક
ધારે તથાપિ સ્મિત તું શી રીત?
હે અતીત!

પ્રસ્પંદતું ચેતન અંગઅંગમાં
ફણો થકો મુઘલ તાતંરોના
વીરત્વનું કીર્તિવર્તુ અનગેલ.
જંપીઅનું કૌવત બાવડે રમે,

પૃથ્વીસુંદરીના તિલક સમા એક મહાન આશ્ચર્યમંદિરનું હેમચન્દ્રાચાર્યના શિષ્ય કવિ રામચન્દ્રે કરેલું આ વર્ણન ગુજરાતના જૂના શિલ્પની ભભકનો ખ્યાલ આપવા સાથે એ કવિના એટલાં જ મનોહારી છાન્દસ-શિલ્પ અને હૃદયંગમ ઉત્પ્રેક્ષણોવાળા કાવ્યનો રસાસ્વાદ કરાવે છે

લેખક

શ્રી રસિકલાલ છો. પરીખ

# કુમાર વિહાર

ગુર્જરેશ્વર કુમારપાલને ગુપ્તચરોએ આવી ખબર આપી કે કેદારેશ્વરનું મંદિર ખંડિત થયું છે; રાજા ખસ સોફા ઉપર રોષે ભરાયો અને મનમાં વિચાર કરવા લાગ્યોઃ 'હું ઘરમાં બેઠો છું; દેવ ખંડિત મંદિરમાં બેસે છે; હે દેવ, પ્રાયશ્ચિત્ત અને ક્રિયા ઉપદેશો; તે કરીશ, તેથી વિશેષ કરીશ.' પછી અમાત્ય વાગ્ભટને કહ્યું: 'કારીગરો અને ધન મોકલો, નોકરો તથા નાયકોને નીમો. તે ધામ ચન્દ્ર-ગૃહ જેવું, સુગન્ધિ પદાર્થોની પડી જેવું થાઓ. તારી મારા વિષે જેવી ભક્તિ છે તેવી મારી ભગવાન શંભુ વિષે છે. અરે અમાત્ય, તેં તો મને કહ્યું હતું કે તે મંદિર તો અખંડિત છે; તેં મને કહ્યું હતું કે તે તો 'પ્રવર' છે. જે શંભુને મુનીન્દ્રો સ્રષ્ટા અને સંહર્તા તરીકે સમજે છે અને સ્તવે છે તેમનું ભવન ભાંગી ગયું છે તે તેં નથી સાંભળ્યું? તેની તને ખબર નથી?'

આવો ઠપકો સાંભળી અમાત્યે કહ્યું: 'મેં હમણાં જ સાંભળ્યું, મેં હમણાં જ જાણ્યું.' અને વધારામાં ખબર આપી કે સોમેશ્વરના મંદિરની પણ એવી સ્થિતિ છે. રાજાએ તેનો ઉદ્ધાર કરવાની પણ આજ્ઞા કરી. અમાત્યે પોતાના માણસોને બોલાવી બન્ને શિવાલયોને ઉદ્ધારવાનું કહ્યું. શિલ્પીઓએ હર્ષથી તે બન્ને મંદિરો ત્વરાથી પૂરાં કર્યાં. (દ્વયાશ્રય, સર્ગ ૨૦, શ્લો. ૯૦-૯૭)

આર્હતોએ (જૈન આચાર્ય, ઉપાધ્યાય આદિએ) આવી આશીર્વાદ આપ્યાં. રાજાએ કહ્યું: 'તમને વંદન કરું છું.' આચાર્યોએ કહ્યું: 'જય થાઓ. હે રાજન્, તું જૈન થા.' (ઉપાધ્યાયોને) રાજાએ વંદન કર્યાં. તેઓએ આશીર્વાદ આપ્યાઃ 'હે કુમારપાલ, સુકૃત કરનાર થા. દીર્ઘાયુષી થા!'

આવો આશીર્વાદ પામી રાજાએ અણહિલપાટકમાં પાર્શ્વનાથની સ્ફટિકની મૂર્તિવાળું અને સોના તથા નીલમણિઓથી જડેલું ચૈત્ય કરાવ્યું; અને શ્રી દેવપત્તનમાં બીજું પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું. (દ્વયાશ્રય, સર્ગ ૨૦, શ્લો. ૯૮-૯૯)

શંભુએ સ્વપ્નમાં આજ્ઞા કરી: 'હે સાધુ પુરુષ! તું ભક્ત છું; તેથી કાં તો ગિરિમાં (હિમાલયમાં) વસું કે કાં તો તારા પુરમાં વસું!' કુમારપાલે અણહિલપુરમાં કુમારપાલેશ્વરાયતન કરાવ્યું. (૧૦૧)

આ મંદિરોની રચના પછી દેશદેશના યાત્રાળુઓ માર્ગમાં એકબીજાને મળતાં આમ વાત કરતા:'હે સુમતિ! સોમેશ્વરની નગરી જોઈ કે? ત્યાં આવ્યા હતા?' 'હે સાધુ પુરુષ, વિશાળ ગુર્જરપુરમાં (અણહિલપુરમાં) ગયા હતા કે? ત્યાં સુંદર કુમારવિહાર ચૈત્ય જોવાનું થયું હતું કે?' (દ્વયા. સ. ૨૦, શ્લો. ૧૦૦)*

આવી સુંદર સરળ અને સુભગ રીતે આચાર્ય હેમચંદ્ર આ નગરીઓનો અને તેનાં મંદિરોનો મહિમા વર્ણવે છે.

આ મંદિરો અત્યારે તો નામશેષ થઇ ગયાં છે. એ કેવાં હશે તેની કલ્પના કરવા કુંભારિયાના અવશેષો જોવા જોઇએ, મોઢેરાના અવશેષો જોવા જોઇએ, દેલવાડા અને અચલગઢનાં મંદિરો અને અવશેષો જોવાં

* 'સોમેશની શિવપુરી જઇ જોઇ આવ્યા ?
'ગ્યા'તા વિશાળ' પુર ગુર્જરનાથ કેરા ?
'જોયું' તહીં' વર કુમારવિહાર ચૈત્ય ?'
એવી દિશેદિશ થઇ રહિ પાન્થવાર્તા.

જોઈએ. આબુ પહાડ ઉપરનાં મંદિરોમાં મૂર્તિ અને કોતરણીનાં શિલ્પ ચમત્કારી છે; પણ મંદિરના સ્થાપત્ય માટે તો રાણકપુરનું મંદિર જોવું ઘટે. મારવાડમાં આવી કંઈ કહેવત છે: 'આબુની કોરણી અને રાણકપુરની માંડણી.'

આ જૈન અને શૈવ મંદિરો ઉપાસકોના ભેદે જૈન અને શૈવ છે; પણ શિલ્પમાં તો ગુજરાત (વિશાળ સીમા લેવાની)નાં છે; કારણ કે એના શિલ્પની ભાવના, શૈલી, અને સમૃદ્ધિ એકસરખાં છે. અને શિલ્પીઓ તો બધાંયે મંદિરોના એના એ જ હતા. અમદાવાદના ઇસ્લામી શિલ્પ જોનારને પણ એમાં એનું એ જ ગુજરાતી ટાંકણું દેખાય છે.

૨

હાલ જેમ તાજમહાલને જોઈ રવીન્દ્રનાથ જેવા કવિવરોની પ્રતિભાનો ઉદ્‌ગાર કાવ્યમાં પરિણમે છે, તેમ એ કાળના કવિઓની પ્રતિભા પણ એ અદ્‌ભુત શિલ્પથી સ્ફુરતી નહિ હોય? સ્ફુરતી હશે; પણ અવશેષમાં તો સમર્થ કહીએ એવી એક કૃતિ જ જોવામાં આવે છે: 'કુમારવિહારશતક'—આચાર્ય હેમચન્દ્રના શિષ્ય કવિ રામચન્દ્રની કૃતિ. આ કાવ્યમાં એ વિચક્ષણ કવિએ એ મંદિરનો ચમત્કાર પ્રતિફલિત કરવા અનેક ઉત્પ્રેક્ષણો કર્યા છે. એ મંદિરના શિલ્પની તો કલ્પના જ કરવી રહી; પણ રામચંદ્રનું છાન્દસ-શિલ્પ તો મનોહારી છે એનો પ્રત્યક્ષ અનુભવ થાય છે.

આ કાવ્ય છે તો કુમારવિહાર વિષે—કુમારપાલે પાટણમાં પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું તેના વિષે—પણ એમાં સમગ્ર ગુજરાતના શિલ્પની ઝલક છે. 'કુમારવિહારશતક' આપણા કલાવિદો અને વિવેચકોનાં ધ્યાનમાં આવ્યું છે તેના કરતાં વધારે ધ્યાન યોગ્ય છે. કાંઈ નહિ તો તેનાં ઉત્પ્રેક્ષણો અને વૃત્તકૌશલ ખાતર.

આચાર્ય હેમચંદ્ર જણાવે છે કે પાર્શ્વનાથનું બિંબ સ્ફટિકનું હતું, મંદિર સુવર્ણ અને ઇન્દ્રમણિઓથી (નીલમણિઓથી) જડેલું હતું. કવિ રામચન્દ્રનાં અનેક ઉત્પ્રેક્ષણોમાં આ મંદિરના તૈજસ ચમત્કારની પ્રેરણા છે. ચન્દ્રકાન્તમણિ અને સૂર્યકાન્તમણિ, રક્તમણિ અને નીલમણિ આવા વિવિધ રંગમણિઓથી જડેલી તેની ભીંતો ઉપર સૂર્ય અને ચન્દ્રનાં કિરણો પડવાથી જે તૈજસ-લીલા થાય છે, તેમાં જે અનેક પ્રતિબિંબો—મંદિરમાં આવતાં સ્ત્રી-

## બે મુક્તકો

o

પશ્ચાત્તાપ તણો પ્રસંગ ન બને
તે ભાગ્યના ઉત્તમ,
પશ્ચાત્તાપથી શાન્તિ મેળવી શકે
તે ભાગ્યના મધ્યમ:
મારે તો, સમજી, સુનિર્ણય કરી
ને તે પછી એકથી
બીજી ભૂલ કરી સદા પ્રજળવું,
એવું લખ્યું ભાગ્યમાં!

o

સુણીને શ્લાઘા કો નિજ જીવનસાર્થક્ય ગણતા,
મહાકાર્યો માટે, કંઈક વળી ઉત્સાહી બનતા:
મને તો શ્લાઘાને પ્રતિવચન, આત્માતિમિરમાં
છુપ્યા દોષો, કાંટા, થઈ પ્રગટ, હૈયે ખટકતા!

'શેષ'

પુરુષોનાં અને મંદિરને શણગારતાં ચિત્રો અને પૂતળીઓનાં પ્રતિબિંબો—પડે છે તે વસ્તુ ઉપર કવિનો કલ્પનાવિહાર વિવિધ અલંકારભંગી દ્વારા થાય છે. સમજાય છે કે આખું મંદિર અંદર અને બહાર આરસથી મઢાયું હશે અને તેની સ્થાપત્યરચના હાલ જે જૂની શૈલીનાં જૈન મંદિરો છે તેના જેવી જ હશે: વિશાળ ચોગાનના મધ્યમાં મુખ્ય ભાગ, આજુબાજુ ખુલ્લો ચોક, તે પછી નાની દેરીઓની ભમતી અને એની બહાર ગઢની દીવાલ—આવી કંઈક મંદિરની યોજના હશે.

૩

બહારની 'દર્પણોદ્‌ભાસિભિત્તિ' (દર્પણોથી પ્રકાશિત ભીંત)માં મંદિરનું પ્રતિબિંબ પડે છે. કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે મંદિર પોતાની રૂપલક્ષ્મી જોવા—લોકો જેનું રોમાંચિત થઈ વર્ણન કરે છે તેની રૂપલક્ષ્મી જોવા—દરરોજ સવારે એમાં 'પ્રતિફલિત' થાય છે (૩૪).

દેશાન્તરથી લોકો આ મંદિર જોવા સતત આવ્યા



જ કરે છે; દૂરથી તેમને આ મંદિર 'અંબરસ્થ' હોય એમ લાગે છે, કારણ કે એનું પીતતલ ચન્દ્રકાન્તમણિની ભીંતિના દિશદિશમાં ફેલાયેલા તેજના ચંદરવાથી ઢંકાઈ ગયું છે (૧૦૦). અણહિલપુરના રાજમાર્ગ ઉપર પૌરજનોનો—ડોક ઊંચી કરીકરીને એ મંદિરના ગગનચુંબી 'વિટંક'ની શોભા જોવામાં ચક્ષુ રોકાયેલાં છે એટલે એકબીજાને જોઈ શકતા ન હોવાથી પરસ્પર અથડાતા અને તેથી રોષે ભરાતા પૌરજનોનો—પ્રતિક્ષણ કોલાહલ થઇ રહેલો છે (૯૯). તે તે અલૌકિક કુંભો —વિવિધપ્રકારનાં રત્નોથી સુંદર—તથા તે તે અલૌકિક મંડપોને જોઈ રોજ રોજ માથું ધુણાવતા અને પ્રત્યેક તોરણ, પ્રત્યેક નશિલા તથા પ્રત્યેક ઉત્સવ પ્રસંગે આશ્ચર્ય સાથે ઊભા રહેતા લોકોમાં કોણ પાટણનું છે અને કોણ *બહારથી આવેલું છે તેનો ભેદ સહૃદયોથી કળાતો* નથી—એવું નિત્યનૂતન એ મંદિરનું સૌન્દર્ય છે (૧૦૦).

સુંદર પનિહારીઓ માથે કુંભ રાખી ચાલી આવે છે. રસ્તામાં એ મંદિરના સામે ખૂદેલા ધ્વજો ગણવાનું એમને મન થાય છે અને ડોક વધારેપડતી ઊંચી કરે છે. કુંભ નીચે પડે છે અને હાટમાં બેઠેલા જુવાનિયાઓ હસવા માંડે છે (૯૮).

મંદિરની નજીક પૌરવિપ્રો (નાગરો?) આદિ રહે છે. તેમની યુવાન વહુઓ મંદિરમાં ચાલતાં ગીત, વાદિત્ર, નૃત્ય જોવા ખેંચાય છે. કામમાં ખલેલ પડવાથી સાસૂઓની વાગ્ધારા વરસે છે, એટલે વહુઓ પણ ચીડાય છે ને ગ્લાનિ પામે છે. છતાં ફરીફરીને ત્યાં એકઠી થાય છે (૫૦) એવું એમનાં રસિક હૃદયને સંગીતનું આકર્ષણ છે.

મંદિરના ગભારામાં વિરાજમાન પ્રતિમા (સ્ફટિકની —હે૦=ચન્દ્રકાન્તમણિની-રા૦)નો સ્નાનવિધિ ચાલે છે; સ્ફટિકની મૂર્તિ ઉપર જળનો સેક થતાં તેમાં બાજૂ ઉપરનાં ભિત્તિચિત્રોનું-ઘોડો, વૃક્ષ, ચન્દ્ર, કામધેનુ, લક્ષ્મી, ગજ આદિ (સમુદ્રમંથનમાંથી નીકળેલાં રત્નો)નું—પ્રતિબિંબ પડે છે. કવિ ઉત્પ્રેક્ષણ કરે છે કે આ જલાર્દ્રધવલ મૂર્તિ જે લક્ષ્મી આદિ ચિત્રોનાં પ્રતિબિંબ ઝીલે છે તે ક્ષારસાગરનું સૌભાગ્ય ધારણ કરે છે; ફક્ત એને મંથનની પીડા અનુભવવી નથી પડતી (૧૦).

બાજુ ઉપરની ભીંતો ચન્દ્રકાન્તમણિની છે; તેમાં વિવિધસૌન્દર્યવાળા ચંદરવાનાં પ્રતિબિંબ પડે છે, એટલે આ ભીંતોને ચીતરવાની જરૂર નથી. છતાં તેના ઉપર 'શગલ' ચિત્રો ચિત્રકારો દોરવા જાય છે તેમને ત્યાં નીમેલા રક્ષકો રોકે છે (૧૨).

એ કુમારવિહારની 'આલેખ્ય સભા'–ચિત્રશાળામાં શિલ્પવિશારદોનો ચિત્રરચનાનું સૌન્દર્ય સંપાદન કરવાનો પ્રયત્ન એક ભીંતમાં કરવાથી જ સફળ થાય છે; કારણકે સમ્મુખ એવી બીજી ભીંતો ચન્દ્રકાન્તમણિની હોઈને તેમાં બિંબોલ્લાસથી ચિત્રરચના થઇ જાય છે (૯૩). એકલી ચિત્રસંસદ્ (ચિત્રશાળા) જ વિવિધ પ્રકારના લોકોને વારંવાર તરલ કરવા બસ છે:



## તરુણ મિત્રોને

જીવનની ગડમથલ અને અણઉકેલ્યા સામાજિક કોયડાઓનાં આંદોલનો વચ્ચે પણ આપણી યુગયુગથી ઊતરતી આવતી સમુજ્જ્વલ આદર્શજ્યોત આપણે સંમુખ ધરી રાખી શકીએ એ ખરેખર સુંદર કહેવાય. એ પણ ખરેખર સુંદર કહેવાય કે એ મહાન તત્ત્વશોધકો અને સિદ્ધોનાં જીવનને આપણે આપણી જિંદગીમાં અખૂટ ચેતનશક્તિ, સહનશીલતા ને પરાક્રમના પથપ્રદર્શક તરીકે ગણી ચિંતવીએ. અને એય પણ સુંદર છે કે ઉત્તમોત્તમ જ્ઞાન તથા ઉત્કૃષ્ટ ભાવનાઓનો મેળ સાધી ગએલા પુણ્યાત્માઓની મહાન પ્રવૃત્તિઓનું પ્રેમ અને સહિષ્ણુતાના અખૂટ કૂપ દ્વારા આપણે પરિચયપાન કરીએ. આ રીતે ઉચ્ચ કલાના અધ્યયનથી આપણે જે મહાન સમુત્ક્રાન્તિ ચાલી રહી છે તેના સાચા કર્મભાગી બનીએ છીએ; અને એ પરમ પ્રકાશનાં તેજકિરણોમાંથી જ કોઇક દિવસ સત્યજ્ઞાનનો ઉદય થવાનો. આ સત્યપૂત જ્ઞાનનું મંડાણ ખરી સમજશક્તિ ને તિતિક્ષા ઉપર જ નિર્ભર છે. એ સ્રોતમાંથી જ પ્રજ્ઞા પ્રકટે છે; અને એ પ્રજ્ઞા જ આપણને

(આ તરલ શબ્દનો ગુજરાતીમાં શો પર્યાય મૂકવો? ચિત્રો જોતાં જે ભાવ થાય છે તે 'તરલયતિ'થી કવિ નિર્દેશે છે. અંગ્રેજીમાં thrill?) બાળકોને તોફાની હાથીઓથી, ગામડિયા લોકોને વાનર, ઊંટ અને રથથી (અથવા વાનરરથ અને ઊંટરથથી?), શ્રદ્ધાળુઓને દેવતાઓનાં ચરિત્રોથી, રાણીઓને ઇન્દ્રાણીઓથી, નટસંપ્રદાયોને વિવિધ પ્રકારનાં નાટ્યોથી, વીર વર્ગોને દેવાસુરોના સંગ્રામથી (૧૧૦). આ રીતે કવિ સંક્ષેપમાં ચિત્રોના વિષય વર્ણવે છે.

હવે આજુબાજુ નજર કરો. વિવિધમૂર્તિઓ-પૂતળીઓ-દેખાશે. આમાં કેટલીક વિવિધ પ્રકારના હસ્તાભિનય બતાવે છે, તે જોતાં કેટલાક નાટ્યજ્ઞ થાય છે; કેટલીકનું સૌન્દર્ય અલૌકિક છે જે જોતાં કેટલાક વિહ્વલ થઈ જાય છે; કેટલીકના કાનમાં હાલતા તાટંક (કર્ણભૂષણ) કોરેલા છે એ જોઈને કેટલાક શિલ્પચાતુર્ય શીખે છે (૧૩).

મોઢેરા, કુંભારિયા કે દેલવાડામાં આજે પણ એ દૃશ્ય જોવા મળે એવું છે. જેને પ્રાચીન અભિનય સમજવો હોય તેને એકલો ગ્રંથ વાંચ્યે (અનુસંધાન પૃ. ૩૮૯મે)

---

## GREETINGS TO YOUNG FRIENDS

*It is truly beautiful, if amidst the turmoil of life, in the waves of unsolved social problems, we still may hold up before us the glowing Flambeaux of all ages. It is truly beautiful, to study the lives of these great seekers and attainers, as charts for valor, inexhaustible energy and tolerance. It is beautiful through the inexhaustible well of love and tolerance to understand the great movements of refined souls which connected the highest knowledge with the highest aspirations. Thus, in studying Great Art we are becoming real cooperators with the supreme evolution and in the brilliant rays of supreme light, may emerge true knowledge. This refined knowledge is based on real comprehension and tolerance. From this source comes the great understanding, and from the great understanding rises the Supremely Beautiful, the enlightening and refining enthusiasm of life.*

Contemporary life is changing rapidly, the signs of the evolution are knocking at all doors. Magnificent energies, powerful rays, countless discoveries abolishing conventional boundaries and conceptions are poured through the brains of the great scientists. Antiquity is disclosing to us the secrets of its hoary past, and the future is extending the mighty hand of ascent. In this true, unconventional science, we feel the splendid responsibility before the coming generations. We understand gradually the harm of everything negative. We begin to value enlightened positiveness and constructiveness, and in this measure, in merciful tolerance, we can prepare for our next generation a vital happiness, turning vague abstractions into beneficent realities.

N. Roerich

# સ્વસ્તિવાચન

સૌંદર્યનારાયણનાં—પ્રકાશવંત અને પાવક જીવનચૈતન્યનાં દર્શન કરાવે છે.

આજનો જીવનવ્યવહાર અત્યંત ઝડપથી પલટાઈ રહ્યો છે. બારણે બારણે નવવિધાયક ક્રાન્તિ ટકોરા મારી રહી છે. જૂની માન્યતાઓ અને પ્રણાલિકાઓના સીમાડા ભૂંસી નાખતી અસંખ્ય શોધો, પ્રબલ પ્રકાશકિરણો અને જાજ્વલ્યમાન શક્તિઓ મહાન વિજ્ઞાનીઓનાં ભેજાંમાંથી વરસી રહી છે. જટાજૂટ ભૂતકાળ એનાં પુરાકાલીન રહસ્યો આપણી આગળ ઉકેલી રહ્યો છે. ભવિષ્ય ઊર્ધ્વારોહણ માટે એનો મજબૂત હાથ લંબાવી રહ્યું છે. આ સત્ય, અનિરુદ્ધ વિજ્ઞાનવિદ્યા દ્વારા જ આપણને આવતી પેઢીઓ પ્રતિના આપણા મહત્કર્તવ્યનું ભાન થાય છે. ખરું ખોટું છે એવી નકારની નીતિનાં નુકસાન આપણે ધીમેધીમે સમજતા થયા છીએ, તેમ જ્ઞાનજન્યનિર્ણયકતા તથા રચનાત્મકતાની કીમત પણ સમજતા થયાં છીએ; અને એ જ રીતે કરુણાભર્યા સમભાવ વડે અસ્પષ્ટ તરંગીપણાને ઉપકારક વાસ્તવિકતામાં ફેરવી નાખી આપણી પછીની પેઢી માટે આન્તરિક સુખનો સંચય કરી શકીશું.

નિકોલસ રોરીક




## વિદ્યાર્થી કરતાં પણ વિશેષ તો

પ્રકરણ ૧

### ધજા ફરકાવી દીધી

સાંજની ગાડી આવી અને દિનભર મૂનમૂન પડી રહેલા રસ્તામાં પાછું ચેતન આવ્યું. સ્ટેશનથી ગામનો રસ્તો અર્ધા ગાઉનો તો ખરો જ. પણ ગામ પહોંચતાં પહેલાં વચ્ચે છાત્રાલય આવતું હતું. આજે રવિવારની રજા હોઈ કોઈકોઈ વિદ્યાર્થીઓ બારીમાંથી દૂરના રસ્તા પર જોઈ રહ્યા હતા. ખાંધે બચકાંપોટલાં નાખી કોઈ ઉતાવળો ઉતારૂ લાંબાંલાંબાં પગલાંથી ગામ ભણી ધસી રહ્યો હતો; તો કોઈ બે ત્રણ જણા મોટેથી વાતો કરતાકરતા ઝડપભેર ચાલતા હતા. ધીમેધીમે રસ્તાં પર ઉતારૂઓની સળંગ હાર થઈ ગઈ. છાત્રાલયના વિદ્યાર્થીઓને આ નિતનવું દૃશ્ય જોતાં કદી તૃપ્તિ ન થતી. પડખેની નિશાળમાં વર્ગ ચાલતા હોય ત્યારે પણ બારી બહાર આ જનપ્રવાહ તરફ તાકી રહેનારા ને શિક્ષકનો ઠપકો ખાનારા કોઈ કોઈ નીકળતા ખરા.

ક્યાંથી આવતાં હશે આ આટઆટલાં માણસો? આટલી બધી ટિકિટો રોજરોજ કોણ એમને લઈ આપતું હશે આપણને પણ એકાદ ટિકિટ મળી જાય તો? ગિંદુના મનમાં આવી વિચારમાળા ઘણીવાર પસાર થતી. આજે પણ મીટ માંડીને રસ્તા પર એ જોઈ રહ્યો હતો. ત્યાં એક નાનકડા છોકરાને લઈને કોઈ આધેડ વયનો માણસ છાત્રાલય તરફ વળતો એની નજરે પડ્યો.

છૂટી ગએલું પોટલું માંડમાંડ ખભે ધરી રાખી છોકરો અરધો દોડતોદોડતો પેલા માણસની પાછળ પાછળ ખેંચાતો હતો. પોટલામાંથી પહેરણની એક બાંય અને લાલ અબોટિયાનો છેડો બહાર લટકતાં હતાં અને પાછળ હવામાં ઊડતાં હતાં. એ દેખાતાં ગિંદુથી બોલાઈ ગયું: 'એ કેશુ, જો તો ખરો, આ વળી ધજા ઉડાવતો કોણ આવે છે!'

કેશુ બારી આગળ આવ્યો. કેશુને જોઈ લાલો પણ આવ્યો. મહેતાબ પણ કુતૂહલ દબાવી શક્યો નહિ. પેલા બે જણા છાત્રાલય પાસે આવી પહોંચ્યા ત્યાં તો બહાર વરંડા (ઓસરી)માં ગિંદુ, કેશુ, લાલો, મહેતાબ, વગેરે સ્વાગત કરવા આવી ઊભા હતા. બીજા મોટા છોકરા પણ બહાર નીકળી આવ્યા.

'લે, ગોપાલ, આવી ગયું તારૂં મુકામ. કેટલે? કેટલે?-એમ પૂછ્યા કરતો'તો તે!' કહી પેલા માણસે છોકરાઓ તરફ જોઈ પૂછ્યું, 'નારાયણ અંદર છે? બોલાવશો?'

બધા ગોપાલ તરફ જોઈ રહ્યા હતા. ગોપાલ પોટલું નીચે મૂકી દઈ બેસી ગયો હતો અને હાંફી ગયો હોવાથી શ્વાસ લેતો હતો. બધા છોકરાઓની હાજરીથી મૂંઝાઈને એણે પોટલું ઠીક કરવા માંડ્યું. પણ તેમ કરતાં ઊલટી મુઠીમાં સાચવી રાખેલી અર્ધી ટિકિટ નીચે પડી અને પોટલામાંથી કલાઈ વગરની વાટકી હતી તે કૂદીને બહાર આવી. વળી થાળી અને લોટા વચ્ચે પોટલાની અંદર રહ્યાંરહ્યાં જ કાંઈક ચડભડ થઈ. ફાટેલી નોટબૂક નીચેથી એકદમ ઉપર આવતી રહી. ગોપાલના હાથ, આ નવાનવા વાતાવરણમાં, કામ કરતા ન હતા. છોકરાઓમાં એકબે જણ સાફો બાંધીને ઊભા હતા તેમના છોગાંની લંબાઈ જેવડો પણ પોતે ન હતો એ ગોપાલની ગભરૂ આંખે જોઈ લીધું. જેમતેમ કરીને એણે અબોટિયા નીચે બધું ઢાંકી દીધું. એટલામાં નારાયણ ખબર પડવાથી આવી પહોંચ્યો. એની પાછળ કોઈનો અવાજ આવ્યો: 'નારાયણ, લપ આવ્યું'લ્યા તારે! દોડ, દોડ!' ગોપાળે એ શબ્દ બરોબર સાંભળ્યા.

# અનુભવાર્થી એવા એક કુમારનું ઘડતર આલેખતી ચાલુ વાર્તા

'ઉંબર બહાર' એ એક કલ્પિત કુમારકથા છે. ઘરનો ઉંબરો છોડી અનેક કુમારો ભણતર માટે છાત્રાલયની (બોર્ડિંગ હાઉસની) બહોળી અને પરાઈ દુનિયામાં પ્રવેશે છે. માબાપ જાણે છે કે દીકરો ભણે છે. અને દીકરો ખરેખર ભણતો પણ હોય છે. છતાં એ સિવાય એ ઘણું બધું કરતો હોય છે. આ, ભણવાને બહાને ગાળેલા, સમયમાં મળતા અનેક અનુભવો એ જ એના ભાવિ જીવનના અણડગ પાયા રૂપ બને છે. જીવનના મુખ્ય મુખ્ય અનુભવો આ સંવેદનશીલ કાળમાં જ મળી જાય છે. પછીનાં વરસોમાં નવું મેળવવાનું તો ઓછું જ રહે છે; રહે છે માત્ર મેળવેલાને ઓપ આપવાનું. વિદ્યાર્થી કરતાં વિશેષ તો અનુભવાર્થી એવા એક કુમારની આ કથા છે. —ઉ૦

નારાયણ પણ નખ જેવડા ગોપાલને છાત્રાલયને ઉંબરે આમ આવી પહોંચેલો જોઈ નવાઈ પામ્યો. હજી એને અંગ્રેજી અભ્યાસ આડે તો એક પરીક્ષા બાકી છે. છતાં પિતાશ્રીએ કેમ અહીં મોકલ્યો હશે? પેલા માણસે વિદાય લેતાં કહ્યું: 'તારા બાપા મૂકવા આવતા હતા, પણ મને જોઈને માંડી વાળ્યું. કહે કે વનરાવનદાસ, મારા આ ભત્રીજાને બોર્ડિંગમાં આપણા નારાયણને સોંપતા જશો. પરીક્ષા તો આવી ને અમારા ગામમાં માસ્તરનો કંઈ પત્તો નથી. મેં કહ્યું, ભલે સોંપતો જઈશ. તો સંભાળજે, ભાઈ! હું સવારની ગાડીએ પાછો જવાનો છું. કહી દઈશ કે મૂકી આવ્યો છું.' આટલું કહીને એ ચાલવા પણ માંડ્યો. ચાર ડગલાં ચાલીને પાછા આવી એણે નારાયણના હાથમાં પૈસા મૂક્યા ને કહ્યું, 'ગણી લે; છેને પૂરા પંદર? ને લે આ કાગળ. માસ્તરને બતાવજે એટલે આને દાખલ કરી દેશે. કોકની ભલામણ હશે.' પોતાને બહુ મોડું થઈ ગયું હોય એમ ભવાં ઊંચાં કરી માથું હલાવી તરત પાછા વળી વનરાવનદાસે ગામ તરફનો રસ્તો પકડ્યો.

... છાત્રાલયમાં સૌકોઈ ગોપાલને જોઈ તાજૂબ થઈ ગયા હતા. આ તરફના મુલકમાં અંગ્રેજી ભણતર માટેની નિશાળ અને તેની જોડે વળી છાત્રાલય ને એ બધું નવુંનવું હતું. વિદ્યાર્થીઓ બધા મોટી ઉંમરના હતા. નાનાં બાળકોને માબાપો દૂર 'દેશાવર' આવેલા છાત્રાલયમાં મોકલતાં અચકાતાં. ગોપાલને જોઈ એક સાડા પાંચ ફૂટ ઊંચા રાજપૂત વિદ્યાર્થીથી કહેવાઈ ગયું: 'નારાયણ, કેડ પર ચડાવીને ફર્યાં કરજે હવે!'

બીજા પણ બેત્રણ જણે દુનિયામાં થતાં પરિવર્તનો માટેના પોતાના અભિપ્રાયો દર્શાવ્યાઃ 'હજી તો દાંતમાંથી દૂધે ન સુકાયું હોય ને છોકરાંને લોક મોકલવા મંડ્યાં!'

'રાતે બા! બા! કરીને રડી પડશે ત્યારે બીચારો નારાયણ શું કરશે!'

'ને તેમાં વળી આવાં વહેંતિયાં આવીઆવીને જો પહેલા નંબર રાખે તો તો આપણા લાડના ત્રીજા ભાગ મહેતાજીનું ને એવાઓનું તો આવી જ બન્યું ને!'

ગોપાલ ચૂપચાપ આ બધું સાંભળ્યા કરતો હતો. સાંજે નારાયણે બિંદુમલને બોલાવ્યો ને કહ્યું: 'ગુજરાતી નિશાળમાં જનાર તો તું જ એક છે. આ ગોપાલને સાથે લઈ જઈશ ને?'

'બંદ'' એવો તિરસ્કારનો ઉદ્ગાર પહેલાં તો બિંદુમલના મોંમાંથી નીકળી ગયો. પોતે હજી ગુજરાતી



લેખક
ઉમાશંકર જોષી

ામાં જતો,પણ અહીંના અંગ્રેજીવાળા વિદ્યાર્થીઓમાં
રીતે પોતાનું કદી ભિતરનું બતાવવા દીધું નથી;
મા ટિચુકડા વિદ્યાર્થીની જોડેજોડે પોતે ફરે તો તો
ાની ગણતરી પણ નાનામાં જ થાય ને! પણ
ાસે તેની સામે જે રીતે જોયું તે એને પસંદ પડ્યું.
ં જાણે કે મોટો, અનુભવી, પીઢ માણસ હોય ને
ા ટેકો ગોપાલ માગતો ન હોય એવું એ દૃષ્ટિમાં
એ જોયું. અને ના કહીને યે શું? ગોપાળ પોતાની
ાળમાં આવવાનો છે તે તો નક્કી જ.

એટલે બીજે દિવસે ગિંદુમલ ગોપાલને સાથે લઈને
ાળે જવા નીકળ્યો.

બપોરે 'રીસેસ' પડી ત્યારે નારાયણે આવીને ગોપા-
નામ દાખલ કરાવ્યુ ને મગનલાલ માસ્તરને એના
ણ માટે ભલામણ કરી.

ગોપાલ આ 'રીસેસ' જોઈને ખુશખુશ થઈ ગયો
. અહીંની નિશાળોમાં આવી તો કેટલી અજાયબીઓ
એના ખ્યાલે એનું હૃદય પ્રફુલિત થતું. આખો વખત
ુમલ ગોપાલને પોતાના અનુભવનો લાભ આપતો;
મામ બેસાય, તેમ બો-
, આ રસ્તે જવું, ને પેલે
ુ પાણી પાવા માટે જવું,
નું નામ 'ટાવર', આ
રશાહની હવેલી, પેલો જાય
મામદ ટપાલી—એને
ો નહિ, આ મગન મા-
નો નેતરનો સોટો, એમ
વગરની વસ્તુઓનો તે
ાલને પરિચય કરાવતો
. પણ બધામાં આ બ-
ના અર્ધા કલાકની રજા
તેની તો ગોપાલને બહુ-
જ ખૂબી લાગી. એણે
ુમલ પાસેથી જ્યારે જા-
કે અંગ્રેજીવાળાને તો
પોણા કલાકની રજા
. છે ત્યારે ઝટપટ આટલી
ડો પૂરી કરવાની એને

તાલાવેલી થઈ. ગોપાલ આ 'રીસેસ'ને બદલે 'વિશેષ' શબ્દ સમજ્યો. ભણવામાં ક્યાંક એ શબ્દ આવ્યો હતો ખરો. વિશેષ એટલે વધારાનું. વધારાના આ સમયમાં બધાં જ છોકરાં આનંદ કરતાં હતાં. ગોપાલને પણ એમાં મુક્તિનું વાતાવરણ લાગ્યું.

મગનલાલ માસ્તર વર્ગમાં આવી મેજ ઉપર પગ ચડાવીને ખુરશીમાં નિરાંતથી બેઠા. રીસેસ પછી જ એ કામ કરતા. તે પહેલાં ખાસા બેએક કલાક એ નિદ્રા દેવીની આરાધનામાં કાઢતા. બેઠી દડી ને ગોળ આકારનું પેટ; ટૂંકી ગરદન અને ઉપર બારેખમ મોં; કાળો સીસમ જેવો રંગ; કથોણું પડેલું આછી લાલાશવાળું ધોતિયું, ખુલ્લાં બટનવાળું પહેરણ ને મોટીમોટી મૂછો. મગન માસ્તર આ દેશની હવે ધીમેધીમે અસ્ત પામતી જતી શિક્ષકપરંપરાના છેલ્લા પ્રતિનિધિઓમાંના એક હતા. આવીને પહેલું કામ એમણે એ કર્યું કે મેજ પર જોરથી આંકણી પછાડી અવાજ કર્યો અને ક્ષણેક માટે વર્ગમાં શાંતિ થઈ. એથી સંતોષ પામી ગજવામાંથી તમાકુ કાઢી એને એક હથેળીથી બીજી હથેળીમાં નાખી મોઢેથી ફૂંકતા ગયા ને સાફ કરતા ગયા. વર્ગમાં—ખરૂ જોતાં વર્ગોમાં કહેવું જોઈએ, ચોથીનો ને પહેલીનો બંને વર્ગ આ મોટા ખંડમાં બેસતા હતા—તરત જ પાછો ગણગણાટ શરૂ થઇ ગયો હતો; અને તમાકુ બે વાર સાફ થઈ હશે ત્યાં તો શોર-બકોરના હદ સુધી અવાજ પહોંચ્યો. આવા શાળાઓમાં જે કાંઈ કામ ચાલે છે તે આવા અવાજોના ઘેન-માં જ ચાલે છે. અવાજને વિક્ષેપરૂપ કોઇ ગણતું જ નથી. અલબત્ત, મગનલાલ માસ્તર પાઠ લેતા હોય ત્યારે કોઇની અવાજ કરવાની હિંમત ચાલતી નહિ.

## ભાલના પ્રદેશ પર ઉનાળાની રાત *

• પૃથ્વી •

અનાવરણ ચિત્ત શી અતિ ઉદાસ તૃષ્ણા-પરા
અફાટ પ્રસરી સપાટ ભુખરી અલૂણી ધરા,
પરે ગગન વિસ્તરેલ અતિ સન્ધિકાકાલનું,
પલેપલ બન્યે જતું લય તમિસ્ર ઓઘારમાં.
અશબ્દ; અહીં શબ્દ કોણ કરશે? ન વૃક્ષો યહીં,
ન એક તૃણ અંકુરોર્મિ નજરે પડે, વાયુ યે
હલાવી શકતો ન ધૂળકણ એટલો ક્લાંત છે;
પછી કહીં વળી શકે વિહગ રાત સત્કારવા?

અકલ્પ્ય ઝડપે સમસ્ત ઘન અંધ માંડે બજવાં,
હવે ન ક્ષિતિજો રહ્યાં, પ્રબલ પૂર અંધારનાં
અતીત થકી આવતાં, સ્મિત અશેષ, વ્યાપી, કર્યાં.
મહા પ્રલયકાલ શું ઉર? તમિસ્ર ભેદી પણે
અનંત ઉદરે સજીવ દ્યુતિબિંદુ જાગી રહ્યાં
યથા પ્રલયપૂર પે નવવિધાનયાત્રી જતા!

સ્વપ્નસ્થ

* ...ટલી બે લીટીમાં સુંદર કલ્પના સાથે ટોચે ચડતું, ભાલના વિશાળ વેરાનનું તાદૃશ સુનકારચિત્ર આલેખતું સૉનેટ.

ચૂનાની ડાબડીમાંથી આંગળા ભરીને ચૂનો લઈ તમાકુમાં મગન માસ્તર ભેળવતા હતા ત્યાં ચોથા ધોરણના મોનીટરે ગોપાલને આગળ ધરી એમનું ધ્યાન ખેંચ્યું: 'સાહેબ, આને ક્યાં બેસાડવો?'

સામાન્યરીતે તો નવા આવનારને ચૂપચાપ છેલ્લો બેસાડતા. પણ પોતાની વડાઈ અને લાગવગ બતાવવા ગિંદુમલે મોનીટરને કહ્યું હતું કે 'સાહેબને પૂછી તો જો.'

ફેટાળાનું બગાસું ગાઈ મગન માસ્તરે કહ્યું: 'ડિક્ટેશન લખાવો, ને પછી ભૂલો મને બતાવો.'

આજે પહેલે નંબરે જબરજસ્તખાં હતો. ગિંદુમલ, ગોરધન, દયાળસિંહ અને જબરજસ્તખાં એ ચાર જણની ટોળીમાંથી એક જણ પહેલે નંબરે હોય ને બીજાઓ બીજે ત્રીજે ને ચોથે હોય. ગોપાળ હોશિયાર છે એમ ગિંદુને મોઢે સાંભળેલું એટલે જબરજસ્તખાંએ બારે જોઈને પાઠ કાઢી, આખી નિશાળ ગાજે એવડો ઘાંટો કાઢી, વચ્ચે વચ્ચે 'અલ્પવિરામ', 'પૂર્ણવિરામ', 'પ્રશ્નાર્થચિહ્ન' એમ ભારપૂર્વક બોલી ડિક્ટેશન લખાવ્યું. લખાવી રહ્યા પછી એકવાર ફરીથી બોલી ગયો, અને તરત જ ગોપાલના હાથમાંથી નોટ ઝૂંટવી લીધી. એક બાજુ બેસી જબરજસ્તખાંએ અક્ષરે અક્ષર તપાસ્યો. પણ ભૂલ નીકળે ત્યારેને? નોટ એણે દયાળસિંહના હાથમાં મૂકી. ગિંદુમલ અને ગોરધને પણ અંદર માથું નાખ્યું. નોટ બંધ કરી દયાળસિંહે ગોરધન સામું જોયું. ગોરધને જબરજસ્તખાં સામે નજર કરી, જબરજસ્તખાંએ ગિંદુમલના મોં ભણી જોયું. બધા જ છક થઈ ગયા હતા! ગિંદુમલે કહ્યું, 'શું લાગે છે?'

જબરજસ્તખાં: 'કાંઈ નહિ; પાંચમો બેસાડીએ.'

પછી એ ગોપાલને લઈ સાહેબ પાસે ગયો ને મેજ પર નોટ મૂકી કહ્યું. 'ભૂલ નથી. પાંચમો બેસાડીએ સાહેબ?' 'હા,' મીંચેલી આંખે જોરથી મોટાં જડબાં હલાવી તમાકુ ચાવતાં ચાવતાં મગન માસ્તર બોલ્યા, અને ઉમેર્યું, 'કેમ એકદમ પાંચમે જતો? સગો બગો લાગે છે? એ દિવસ છોને છેલ્લો બેસતો. એનો બાપ તો આવ્યો એવો જ, નામ ઘલાવ્યાનું કાંઈ આપ્યા કર્યા વગર જ ગયો છે!'

ત્રીજે દિવસે આવડત પ્રમાણે નંબર મળશે એમ ગિંદુમલે આશા આપી.

ગોપાલને છેલ્લા બેસવાનું આવ્યું. પણ એ જ તો બહુ સારું હતું. વર્ગમાં ગૅલેરીની બેઠક હતી. નીચેથી ધબધબ કરતા ઉપર જવાનું. બારી પાસે જ બેસવાનું. અને વળી વધારામાં પોતાની પાસે જ, ગૅલેરીમાં પેન પેન્સિલ વગેરે તરડોમાંથી સરકી જાય તો લઈ આવવા માટે, ભિતરવાનું બાકોરું હતું. ગોપાલ તો બિલકુલ નારાજ થયા વગર ત્યાં બેઠો. ગજાની પેઠે કેવું ઊંચું બેસવાનું હતું' ખરી વાત તો એ છે કે એને આગળ બેસાડ્યો હોત તો એને ક્ષોભ થાત. પોતાની લાયકાત તો આગળ બેસવાની છે એ ભાન સાથે છેલ્લા બેસવાનું જ આથી એને વિશેષ ફાવે એમ હતું.

છાત્રાલયમાં દાખલ થયા પછી ત્રીજે જ દિવસે બધાની બત્રીશીએ ગોપાળ ચઢી ગયો. અલબત્ત, ગિંદુમલ સિવાય વાત કોણ ફેલાવવાનું હતું? એમ થયું કે બપોરે 'વિશેષ' પડી ને સૌ વિદ્યાર્થીઓ પાણી પીવા ને આમલીના કાતરા ખાવા બહાર દોડી ગયા. પણ ગોપાલ પોતાની બેઠક પરથી ઊઠ્યો નહિ. એણે એ દિવસ સુધી વિદ્યાર્થીઓને ગૅલેરી નીચે કોઈને કોઈ બહાને

(અનુસંધાન પૃ ૩૭૨ ઉપર)

## મંગળ તિમિર*

•શિખરિણી•

લઈ ને પ્હેલે તે દિન સ્વજનને દીપ રવિનો
રહે ચૌદેવી શ્રી જગ અખિલની જેમ હુંફતી,
અને બાજે જ્યાં જ્યાં નજર-ભરતી યન્ત્ર ક્ષિતિજે
ધસે ખાવા જાણે સકળ દિશ જ્વાળા સળગતી.
અને વિશ્વથીની જરી ય ન થતી ઝાંખી નમણી,—
હું યે તેવી રીતે મુજ જીવનનો દીપ લઈને
બવાકાશે નિત્યે બળી ઝળી રહું નિષ્ફળ ભમી
શિલા રેખા કાજે, જગ મૃગજળે અંધ બનીને!

દિનાન્તે ચૌદેવી અવનત મુખે કિન્તુ ક્ષિતિજે
મુકે ના મૂકે જ્યાં દિનકર તણો દીપ, તહીં તે
મીઠા કૈં આઘાતે ઉડતી ચમકી ને નિરખી રે'
ભરી તારા-લ્હેરે તિમિરબન્તી જેમ પુલકે,—
હું યે તેવી રીતે મરણતિમિરે બાળીશ ખરે!
સુધાશીથી આત્માહુતિ અમર જે તારક બરે.

સ્નેહરશ્મિ

* બ્હેરો વ્હાઈટ કૃત 'નિશા' નામના કાવ્યની કેડીએ. શ્રી બ. ક. ઠા.નું 'નિશા અને મૃત્યુ' (મ્હારાં સૉનેટ પૃ. ૩) પણ જુઓ.



## કેવા સંજોગો!

● 'કુમાર'નો ૧૦૦મો અંક પ્રકટ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ અંક બહાર પડશે કે નહિ તેની આશંકાઓ છેવટ સુધી રહી હતી. દેશના સત્યાગ્રહનાં આંદોલનોએ દરેક પત્ર અને છાપખાના ઉપર કાયદાની તલવાર ઝઝૂમતી રાખી હતી. છતાં ઊંડી શ્રદ્ધા અને આશાએ અંકની તૈયારી ચાલુ રાખી સમય આવતાં અંક બહાર મૂકી દીધો ત્યારે જે અજબ આશ્વાસન મળ્યું હતું તે હજુ ભુલાયું નથી. પણ પછી એ જ અંક ઉપર કાયદાની નજર કતરાઈ અને અમદાવાદમાં 'કુમાર' ઉપર જ પ્રેસ ઍક્ટની પહેલી તવાઈ આવી તથા ચાર વર્ષ સુધી મુચરકાનું બંધન રહ્યું. એ પછી તો રાષ્ટ્રીય અને સરકારી તત્ત્વોએ સહકાર સાધ્યો અને નવઉત્થાનના થોડા વાયુ પણ વાયા. એ વાયુમાં રાષ્ટ્રમહેચ્છા તૃપ્ત કરતી વર્ષાની વાદળીઓ યે ચડી પણ યુરોપના ઘોર સંહાર-સંગ્રામના વંટોળમાં તે વિખરાઈ ગઈ. મોંઘવારી અને વસ્તુઓની અપ્રાપ્યતાએ બધા ધંધા અને પ્રવૃત્તિઓને ગૂંગળાવવા માંડી. એવા અવસરે આજ 'કુમાર'ના ૨૦૦મા અંકનું ટાણું આવી પડ્યું છે.

છતાં 'કુમાર'નો ૨૦૦મો અંક એ 'કુમાર'ની કારકિર્દીનો અમૂલો અંકોડો છે, માર્ગસ્તંભ છે; એ હકીકતને ચિરંજીવ રાખવાના મનસૂબા ઉવેખી ન શકાયા. વાતાવરણ અને બજારોની અસ્થિરતાને લઈને 'કુમાર'ના ૧૦૦મા અંક જેટલો વ્યાપક સહકાર મેળવવાની તજવીજ આ વખતે નથી બની; પણ આસપાસ અને દૂર સહાનુભૂતિ ધરાવતા વાચકો, કલાકારો, સાહિત્યકારો, કવિઓ વગેરેને સહજ સૂચન માત્ર કરતાં તેમણે તત્પરતા અને સહૃદયતાપૂર્વક 'કુમાર'નો આ અંક જે સમૃદ્ધિથી ભરી દીધો છે એ તો 'કુમાર'નો મોંઘો ને ગૌરવપ્રદ વારસો ઠરી.

કુમાર કાર્યાલયના કામદાર બંધુઓએ આ ત્રણગણા અંકને ઉત્સાહ અને પરિશ્રમપૂર્વક એક જ માસની ચાલુ મુદતમાં તૈયાર કરી નાખવામાં જે વફાદારી અને ઉલટભરી બતાવી છે તેમાં સાચા team spirit (સમૂહોત્સાહ)નું પ્રદર્શન છે. અને એ બધાનું યોગ્ય સંચાલન સંભાળનાર તથા આ અંક પ્રકટ કરવામાં મારા કરતાં વધુ યશ બતાવનાર મારા સહકારી શ્રી બચુભાઈ રાવતનું, આ પ્રકાશન એક સવિશેષ સર્જન બન્યું છે.

## આ પ્રવૃત્તિના મુખ્ય શ્રેયભાજન મારા પૂજ્ય પિતાશ્રી

● એમણે કદિ સાહિત્ય માટે સીધો કે આડકતરો સક્રિય રસ બતાવ્યો નથી; પણ 'કુમાર'ની એકેએક પ્રવૃત્તિ પાછળ પહેલેથી જ ઉત્તેજન, સહાય ને સહકાર આપી તેની અનેક વિપત્તિઓમાં એમણે આડો હાથ ધર્યા કર્યો છે. એ પીઠબળ ન હોત તો 'કુમાર'ને આ દિવસો જોવાનો પ્રસંગ મુશ્કેલ બન્યો હોત.

પણ આ સ્થૂલ ઉપલબ્ધિ કરતાં યે એમની શિસ્તભરી વત્સલતાએ મારા બાલપણથી જ મારા પર જે સંસ્કારો ને પ્રસંગોની અસર પાડી તેનાં બીજકોમાંથી જ આ પ્રવૃત્તિનો જન્મ થયો છે.

પોસ્ટલ ઈન્સ્પેક્ટર થયા તે પહેલાં તેઓ રેલવે મેઈલ સર્વિસ (આર. એમ. એસ.)ના હેડ સોર્ટર હતા. ત્યાર પછી ઑફિસના હેડ ક્લાર્ક થયા તે વખતે ચોરસ ખાનાં પાડીને તેઓ બ્લૉક અક્ષરો લખતા એ હું જોઈજોઈને શીખી ગએલો. ગુણવાન પુરુષોનો પરિચય કરવાનો તેમનો શોખ મને ઘણો લાભદાયક થયો. તેઓ પોસ્ટલ ઈન્સ્પેક્ટર હતા ત્યારે તેમની સાથે ગામડાંઓમાં ફર્યો અને ત્યાંના અનેક મહેતાજીઓ



















મારા પૂજ્ય પિતાશ્રી

રા. સા. મહાશંકર છગનલાલ રાવળ

સાથે વાતો કરી વિવિધ જ્ઞાન માટે પ્રેમ કેળવ્યો. જાતમહેનત અને વ્યવસ્થાના તેમના આગ્રહથી મને ઘણી તાલીમ મળી.

એમના મુસાફરીના પોર્ટફોલિયોમાં એક આગિયો કાચ (મૅગ્નીફાઇંગ ગ્લાસ) રહેતો. તે વડે હું કાગળો પર સૂર્યનાં કિરણ કેન્દ્રિત કરી તે સળગાવતો. પણ કોઈ એક પળે એ કાચથી ઘરમાંની ભીંત પર બહારના દૃશ્યનું ઉલટું ચિત્ર પડે છે એવું શોધી કાઢ્યું ત્યારે પ્રકાશનાં કિરણોના કેન્દ્રીકરણ (ફોકસિંગ)નો પહેલો ખ્યાલ મળ્યો. તેમાંથી મારી ચિત્રકળા, ફોટોગ્રાફી, બ્લૉકમેકિંગ વગેરે પ્રવૃત્તિઓના ફણગા ફૂટ્યા છે.

એમના સ્નેહીઓ અને ગુરુબંધુઓનાં કુટુંબોમાંથી મને ઉત્તમોત્તમ મિત્રમંડળ મળી ગયું, જેને લીધે એ જમાનાના ઉત્તમ સદ્‌ગુણો અને વ્યવહારનું મને ભાન થયું અને મારું જીવનઘડતર સુઘટિત બનતું ગયું. શિક્ષકો, કવિઓ અને વિદ્વાનોના તેઓ પૂજક છે. એમના ચારિત્ર્યની આછી છાયા પર મેં મારા જીવનકાર્યને ઘડાવ આપ્યો છે.

આવા મારા માનસિક પૂર્વસંચયો અને મિત્રમંડળની મીઠી લહેરો વચ્ચે 'કુમાર'નું સર્જન થયું છે અને ગુજરાતના સહૃદય તરુણ વાચકો તથા 'કુમાર'પ્રેમી વિદ્વાનો, કવિઓ, સાહિત્યકારો અને કુમાર કાર્યાલયના કામદાર બંધુઓએ તેને ફાલવ્યું છે. આ અંક એ સૌનો પર્વણીઅંક છે.

ર. મ. રા.

### કુમાર-નામ-ધારી

'કુમાર' પ્રસિદ્ધ થયા પછીના આ ૨૦૦ માસના ગાળામાં કુમાર નામ સાથે જાહેર થએલાં છતાં 'કુમાર' માસિક સાથે જેને લેશ પણ સંબંધ નથી એવાં:

| | |
|---|---|
| કુમાર ઈન્સ્યુરન્સ કંપની | કુમાર કથાઓ |
| કુમાર ગ્રંથમાળા | કુમાર પ્રિ. પ્રેસ (મુંબાઇ) |
| કુમાર વાચનમાળા | કુમાર રેસ્ટોરાં |
| કુમારેશ (દવા) | કુમાર સ્ટોર્સ |
| કુમાર પેન્સિલ | કુમાર વિદ્યાલય |
| કુમાર પ્રવાસકથા | કુમાર બ્લેડ (હજામતનાં પાનાં) |

આ ઉપરાંત બીજાં કોઈ તમારા જાણવામાં આવ્યાં છે?







## આપદ્ગ્રસ્ત સર્જનને પત્ર

•વિયોગિની•

દિવસો ન રહ્યા ઘણા હવે
શિર, સાધો, તું મુંઝાય આવડું?
શિર ભાર મથે ફગાવવા?
વિલપે દીન વળી—શું યોગ્ય તે?

દિન વીશ હજાર વેઠિયા,
ત્યમ વેઠાય રહ્યાસહ્યા ન કે?
દરિયો તરિ આવિયો વહો,
રહિ ખાડી જ: શું હામ હાર રે!

દરિયો તરિયો શું ફોક તે
કરવું છે ડુબિ ખાડિપંકમાં
ફગવીશ શું ભાર જે વહ્યો
ભવ આખો શિરસાટ મસ્તકે?

નહિ ભાર રહ્યો, હયો છ એ
અનુરાગે તુજ ઑાડ આગવો:
તુજ જે તપ, શક્તિ સિદ્ધિ જે,
ખિલિયાં સૌ શિર એ ટકાવતાં.

ફગવી દઇ ભાર કાંઠડે
સર ઓડૂં જ કર્શ બતાવવૂં'
ડુબવૂં ભલું ભાર તારતાં,
ન ભલાં તારણ ગાત્ર માત્રના.

**બળવંતરાય ક. ઠાકોર**



(અનુ૦ પાછળ પાન ૨૯૯થી) ઊતરતા જોયા હતા. ચાલુ વર્ગે 'સાહેબ, મારી પેન્સિલ પડી ગઇ!' કરી છોકરાઓ અંદર ઊતરતા ગોપાલને ત્યાં નીચે શું હશે એનું ભારે કૌતુક હતું. આજ તો એને બધાની પેઠે આવડત પ્રમાણે જે આવે તે નંબર મળવાનો હતો. ગોપાળ જાણતો હતો કે પોતે નીચે પહેલી હારમાં જ જવાનો ને આ જગ્યા હમેશ માટે છોડવી પડશે. તેથી શિક્ષકની પીઠ ફરી કે એણે એકવાર તો અંદર ભુસ્કો મારી દીધો. અંદર આમથી તેમ એણે ઘણા આંટા માર્યા. બરડે માથે થોડુંક વાગ્યું પણ ખરું. પછી બહાર આવવા માટે બાકોરા પાસે આવ્યો તો એના હાથ પહોંચે નહિ! કૂદી કૂદીને થાક્યો. ભિંદુના નામની એક બે બૂમ પણ પાડી જોઇ. પછી તો સંકોચથી અને શરમથી ગળામાંથી અવાજ જ નીકળ્યો નહિ. પોતા કરતાં પણ નાનાં નાનાં છોકરાંને એણે અંદર ટપ દઇને કૂદી પડતાં ને ચપ દઇને ઉપર આવતાં કયાં નહોતાં જોયાં?...

'વિશેષ' પૂરી થવાનો ઘંટ વાગ્યો ને સૌ અંદર આવી બેસવા લાગ્યા તેના ગૅલેરી પરના ધબકારા અંદર રહ્યેરહ્યે ગોપાલે સાંભળ્યા પણ ખરા. મગનલાલ માસ્તર ભૂગોળ લેતા હતા. એ ભૂગોળના 'ખાં' ગણાતા ને સૌ વિદ્યાર્થીઓ એમનાથી એ વિષયમાં ધ્રૂજતા. વર્ગમાં શાંતિ પથરાઇ.

'બતાવ જો આંદામાન!' મગન માસ્તરે સવાલ પૂછ્યો. પણ કોઇને બતાવતાં આવડ્યું હોય એમ લાગ્યું નહિ. એક પછી એક વિદ્યાર્થીનો ઊતરવા-ચડવાનો અવાજ ગૅલેરી પર થતો હતો ને ગોપાલ નીચેથી તે સાંભળતો હતો. એને થયું કે પોતે ઉપર હોત તો દોડતોક ને નકશા પાસે પહોંચી જઇ આંગળી મૂકીને બતાવી દેત. હમણાં પોતાનો વારો આવશે પણ ખરો; ને આજે નંબર મળવાનો હતો તેમાં હવે ગોટાળો થઇ જવાનો.

ત્યાં મગન માસ્તર બોલ્યા: 'બસ? કોઇને નથી આવડતું?' અને થોડીવાર રહી નેતરનો સોટો ઉપાડ્યો અને છેલ્લેથી વિદ્યાર્થીઓને એક પછી એક આગળ આવી હાથ ધરવા કહ્યું. છોકરો આવે તે દરમ્યાન ઘાંટો પાડીને બોલ્યા, 'આખો વર્ગ આ બે પાનાં દસ-દસ વાર લખી લાવે.'

ત્યાં છેલ્લો છોકરો આગળ આવી હાથ પહોળો ધરી રાખીને ઊભો. કાંઇ યાદ આવતાં મગન માસ્તર બોલ્યા, 'પેલો નવો છોકરો ગામડેથી આવ્યો છે એ ક્યાં ગયો?' 'નાસી ગયો!' એમ કોઇએ જવાબ આપ્યો એ નીચેથી ગોપાલે સાંભળ્યો. ભિંદુમલે ગોપાલનો બચાવ કરેવાના આશયથી કહ્યું, 'સાહેબ, નાનો છે એટલે એને ફાવતું નથી અહીં.' પણ નીચે રહ્યાં રહ્યાં ગોપાલને થયું કે આ તો નકામી પોતાની આબરૂ જાય છે. અને મોટી ચિંતા તો એને નંબર જવાની અને ફોગટ દસ વાર લખવાની સજા પોતાને ચોંટશે એની થતી હતી. એનાથી બૂમ પડાઇ ગઇ: 'હું આ રહ્યો! હું આ રહ્યો!'

બહારથી 'ઊંઆઓ' એવા સ્વરોના અવાજે ગૅલેરીના ભોંયરામાંથી સંભળાયા. આ વિચિત્ર ઘોષ સાંભળી સૌ અજાયબ થયા અને કોઇ કોઇ છોકરા તો

ગભરાટથી 'ભૂત!' 'ભૂત!' કરતા બારણા તરફ નાઠા. બીજા વળી ઘોંઘાટ કરવા મળ્યાનો અને મારમાંથી ઘડીક છૂટયાનો આનંદ ઉડાવવા લાગ્યા. બિંદુને અવાજ કાંઇક ઓળખાયો અને બોલ્યો, 'સાહેબ, કદાચ અંદર ગોપાલ ન હોય!'

મગન માસ્તર ત્યાં જઇને જુએ છે તો ગોપાલ જ. 'લે, હાથ પકડીને થા ઊંચો' કહી માસ્તરે અંદર હાથ આપ્યો. પણ ગોપાલની હિંમત એમ હાથ પકડવાની ચાલે ખરી? શિક્ષકે અંદર સોટી નાખી, તેનો હાથો પકડી ઉપર આવવા કહ્યું. સોટી જોઇને તો એ અંદર દૂર સંતાઇ ગયો. છેવટે નછૂટકે અને માર ન પડવાની શિક્ષક તરફથી બાંહેધરી મળી એટલે હાથ પકડી જોર કરી શિક્ષક અને બિંદુના ટેકાથી ગોપાલ બહાર આવ્યો.

'હો, આ ભૂત હતો!' મગન માસ્તર સહેજ હસીને વર્ગ તરફ જોઇ બોલ્યા. અને માસ્તરના એ ખુશમિજાજ-નો લાભ લઇ ગોપાલ હળવે રહીને ગૅલેરી ઊતરી પડીને નકશા પાસે પહોંચી જઇ અંદામાન ઉપર આંગળી મૂકીને ઊભો રહ્યો. એ જોઇને મગન માસ્તરની કઠોર મુખમુદ્રા પણ એવડું સ્મિત ધારણ કરી રહી.

વિદ્યાર્થીઓને તો ગોપાલ દેવદૂત જેવો લાગ્યો. આ બધામાં આજે મારમાંથી એ બચી ગયા.

તે સાંજે છાત્રાલયમાં ચારે કોર ગોપાલનાં ગીત ગવાઇ રહ્યાં હતાં. નિશાળેથી છૂટયા પછી બિંદુએ નારાયણ પાસે દોડી જઇને અદ્ધર શ્વાસે જ, 'નારણભાઇ, ગોપાલે એટલામાં તો ધજા ફરકાવી દીધી!' એમ કહી બધી વાત પ્રસિદ્ધ કરી દીધી હતી. 'મારકણા માસ્તર જોડે ગોપાલે હાથ મિલાવ્યા!' એ રીતે કોઇ એની ઠેકડી કરતું. કો કહેતું, 'આવડો છે પણ બીવડાવી મારે એવો છે હો

ગોપાલ તો શરમ અને ડરનો માર્યો અવાક થઇ ગયો હતો.

મનમાં થતું હતું કે બિંદુએ મોટાભાઇ આગ ધજા ફરકાવ્યાની વાત કરેલી તે પોતાની નાલેશી બાબતમાં જ. એવો વિચાર કરતાં કરતાં, એણે ગૅલે નીચેથી જડેલા પેનોના ટુકડા, એક રાતું રબ્બર, પેન્સિલ અને એક પૈસો—એ બધું રેલવેની ટિકિટ અરધિયું સાચવી રાખ્યું હતું તેની સાથે મૂક્યું. આ દિવસ સાવ એળે ગએલો તો એને ન જ લાગ્યો. (ચાલુ



શિક્ષક અને બિંદુના ટેકાથી ગોપાલ બહાર આવ્યો

# મંછા ભૂત અને શંકા ડાકણે લીધેલા' એક

મરણપથારીએ પડેલાં મોંઘી ડોશીએ કુટુંબ તથા ગામના બીજા ડાહ્યા ગણાતા પુરુષો સમક્ષ પોતાના એકમાત્ર પુત્ર જગજીને, પોતાની કોટમાંથી મગમાળા કાઢી આપતાં કહ્યું હતું: 'બીજું પુન્યદાન તો તું જાણે; પણ મારી આ મગમાળા આપણા કુળગોર જદુરામને દાનમાં આપી દેજે !'

અને ગામના બેત્રણ ઘરડેરાં સાથે જગજીના ખુદ કાકાએ પણ હાજીઓ ભણતાં ડોશીને કહ્યું હતું: 'મરતી વેળાની તમારી મરજી છે તો જરૂર આપશે વળી. ને આ માળામાં જગાનું લાગેવળગે ય શું તે ? એ તો તમે તમારાં બાવડાંને જોરે કરાવી છે. જગાનું ય એવું ક્યાંથી ભાગ્ય કે એને હાથે બામણને . . .'

પણ આગળ સાંભળવા ન રહેતાં મોંઘીનો પ્રાણ-પંખેરૂ તો રસ્તે પડ્યો હતો.

બારમાની તૈયારી કરતાં જગજીએ કાકાને કહ્યું: 'એં કાકા, પેલી માળાની વાત પડતી મેલીએ ને એના બદલામાં નાતને જ અધમણ ઘી વધારે ખવરાવીએ તો શું ખોટું ? નાત એ ય ગંગા જ છે ને !'

કાકાને તો પહેલેથી ખાતરી હતી,'કે ગમે તેટલું કહો તોપણ જગજીના જીવથી છૂટે તો ભલે, બાકી એની ઝરીની છાનીએથી દોઢેક તોલા સોનાથી મઢાવેલ મગ-માળા છૂટવાની નથી. જગાની આ વાત સાંભળી તેને મનમાં થયું: 'ભલેને ત્યારે એમ કરતાં. હું શું કામ ના પાડીને નાતના ભાણામાંથી પાછું વાળી લઉં?'

બારમાને પૂરો એક માસ પણ નહોતો વીત્યો ત્યાં તો જગજીની ભેંશ માંદી પડી. કેટકેટલાં ગુરાડિયાં પાવા છતાં પણ જ્યારે તે સાજી ન થઈ ત્યારે કાકાને તેણે ભેંશને ડામ દઈ આપવા વિનંતિ કરી. પણ કાકા તો એ શું દુઃખ છે એ સારી પેઠે જાણી બેઠા હતા, એટલે જગજીને સાચી સલાહ આપી. સલાહ પ્રમાણે જગજીએ એક ગરોને ગ્રહદશા વિષે પૂછી જોયું. અને ગરોએ પણ જેવો કાકાને વહેમ હતો તેવું જ કહ્યું: 'બાઈ આ તો ડોશીનો જીવ તમને પજવી રહ્યો છે!'

અને આ ગરોએ દેખાડેલ ઉપાય કર્યા વગર જગજીનો પણ છૂટકો ન હતો. સવા દસ શેર અડદ અને સ્થાપન અર્થે લાલલીલાં કપડાંના કકડા વગેરે લીધા પછી ગરોએ ભટકતા જીવને જાણે વાળી લીધો. વળી ઉપરથી થોડીક દવા પણ દેખાડતો ગયો.

પણ કાકાને તો ખાતરી હતી કે આ બધું ખાતર ઉપર દિવેલ જ છે. અડવાડિયામાં જ એમણે સાંભળ્યું કે વલોણું બગડી ગયું છે. માખણને બદલે ફૂચા જ તરે છે. જગજીએ કાકાની અને લોકોની સલાહ પ્રમાણે ડાકલું મંડાવ્યું, અને ધૂણતા ભૂવાએ એ જ જગજાહેર વાત કરી: 'અલ્યા, મરતી ઘડીએ મને વચન આલેલું. પણ તેં તો રકમને વાલી ગણી! પછી મારો જીવ કેમ કરી ગતે જાય!'

પણ ડાકલાવાળાએ એક જીવનો ભોગ માગી એ ભટકતા જીવને ઠેકાણે પાડવાનાં,ગણમાં ફૂંકી જગજીને હિંમત આપી.

ક્ષેમકુશળ વહી ગએલા પંદર દિવસ જોઈ કાકાને પણ ખાતરી થઈ કે બધું જંપી ગયું છે. પણ બીજા પાંચ દિવસ માંડ ગયા હશે ત્યાં તો ખબર પડી કે જગજીના છોકરાને તાવે ઝાલ્યો છે, અને છેવટે તેમણે મૂંઝવણમાં પડેલા જગજીને ચોખ્ખી સલાહ આપી: 'અરે ગાંડા ! દુઃખના મૂળને છોડીને ડાળે શું કામ બાઝે છે ? જ્યાં સુધી પેલી મગમાળા બ્રાહ્મણને નહિ આપી દે ત્યાં સુધી એ ડોશી તને જંપવા દેવાની નથી!'

'પણ મને તો એ થાય છે કે જદુરામ જેવા બ્રાહ્મણને દાન આપ્યે તે શું પુન્ય થવાનું . . .'



જગજીએ ડાકલું મંડાવતાં ભૂવાએ પણ ધૂણતાં એ જ વાત કરી.

વધુ ભોગની વાર્તા

# મગમાળા



કાકા વચ્ચે બોલ્યા: 'તે હું ક્યાં કહું છું કે જદુરામને જ આપ! બીજા ઘણા ય સુપાત્ર બ્રાહ્મણ પડ્યા છે. આ પેલો ડાયારામ! બીચારો ભલો ભોળો અને ઉપરથી વદ્વાન છે. એના જેવા ગરીબ બ્રાહ્મણને આપ્યું ય લેખે લાગશે. આપણે તો જ્યાંત્યાં દાન જ કરવું છે ને? ને તાકડે એ આવેલો ય છે. છોકરા ઉપર વાળીને આલી દે એટલે પત્યું!'

અને છેવટે જોડેના ગામમાં આવેલા ડાહ્યારામને તેડાવીને જગજીએ પ્રભાતના શુભ ચોઘડીઆમાં જ મગમાળાનું દાન કરી દીધું. અથથી ઇતિ વાત જાણ્યા પછી પણ ડાહ્યારામને આ પટેલપંચ મૂર્ખ લાગ્યું.

દોઢેક તોલા સોનાની રકમ આમ અચાનક મળતાં એ તો લગભગ હેબતાઇ ગયો હતો. કદાચ આ પટેલનું મગજ પાછું અવળું ફરી જશે એવી ધાસ્તી સાથે જમવા ન રહેતાં સીધું લઇને જ તે રવાના થઈ ગયો.

પાસેના ગામમાં જઇને એકાદ ઠેકાણે પૂછી જોઈ ખાતરી પણ કરી લીધી કે માળા છે તો ચોકખા સોનાની જ. ગઇ સાલ જાત્રા કરી આવેલી મોંઘીએ ત્યાંથી લાવેલા તુલસીના મણકા પોતાના પિયરની ભેંશો દોહી એકઠા કરેલા પૈસાનું સોનું ખરીદીને જ મઢાવ્યા હતા.

પટેલના નં આવવાની ગળા સુધી ખાતરી હોવા છતાં ય ડોક મરડીમરડીને હજુ પણ ડાહ્યારામ પાછળ નજર દોડાવતો હતો, કે રખે ક્યાંય પેલો પટેલ માળા લેવા પાછળ આવતો હોય! અને એમ અરધો પંથ વટાવ્યા પછી જ તેને પૂરેપૂરી નિરાંત વળી. અંતરમાં આનંદ તો માતો ન હતો. પણ એ આનંદ સોનાની રકમ મળ્યા બદલ જ કંઈ ન હતો; એ દ્વારા પત્નીને કેટલો બધો આનંદ થશે એની કલ્પનામાંથી જ એનાં મૂળ તો ફૂટતાં હતાં. અધીરાઈથી ઊપડતા પગ જ જાણે કહી દેતા હતા, કે ક્યારે ઘેર પહોંચું ને ગૈરીને આ દાગીનો આપું!

**એ**મ ઉતાવળે ચાલવા છતાંય ઘેર પહોંચતાં તેને બપોર ચઢી ગયા. રસોઇપાણીથી પરવારીને કશુંક સાંધતી બેઠેલી પત્ની આગળ અંતરીક્ષમાંથી ઊતરી પડેલા દેવ પેઠે ખડા થતાં તેણે કહ્યું: 'બોલ બોલ! માગે તે આપું!'

આખો દિવસ લોકોના કલ્યાણ ખાતર મંત્રજાપમાં ગુંથાઈ રહેતા પતિમાં આટલી રસિકતા પત્નીએ કદી જોઇ નહોતી. એટલે હેબતાઇને, જરા શરમાઈ એ બોલી: 'કેમ આમ કે?'

ડાહ્યારામે એ જ ગંભીર મુખમુદ્રાએ ફરી કહ્યું: 'બોલ, તારે શું જોઇએ? કરદાગીનો જો જોઇએ તે માગી લે!' અને ખીસામાંથી પેલી મગમાળા કાઢી તેના ખોળામાં નાખતાં ઉમેર્યું: 'લે, તું ન બોલે તો ય તારા અંતરનો અવાજ મેં સાંભળ્યો છે!' કહી હસતો હસતો ખભે લટકતી સીધાં બાંધેલા ખેસની માળા બાજુએ મૂકી કપડાં ઉતારવા વળ્યો.

ખોળામાં ચમકારા મારતી કોઇ વસ્તુ પડતી જોઈ પહેલાં તો પત્ની ભડકી ઊઠી, પણ બીજી ક્ષણે મોં પર આનંદનાં મોજાં ઉછળી રહ્યાં. ઘડીકમાં મગમાળા તરફ તો ઘડીકમાં પતિ તરફ જોતાં પૂછ્યું: 'પણ આ લાવ્યા ક્યાંથી? ક્યાંય પડેલી જડી કે શું?'

'એવું જ છે તો!' કહી ડાહ્યારામ પત્ની સામે બેઠો અને હાસ્યભરી નજર નાંખતાં પૂછ્યું, 'પણ તને ગમી કે નહિ, એ વાત કરને!'

'સોનું વળી કોને ન ગમે? પણ આ તમે લાવ્યા ક્યાંથી, તે તો પહેલાં કહો?' અને ચૂપ રહેલા પતિને

લેખક
શ્રી પન્નાલાલ પટેલ

વળી પૂછ્યું, 'કે પછી બનાવરાવ્યો છે?' અને જવાબની રાહ ન જોતાં તેણે ને કોટે પણ પહેરી લીધી અને ઉરપ્રદેશ પર પડતા ભાગને ડોક વાળીવાળીને જોવા લાગી.

'ખરેખર, બહુ સુંદર લાગે છે હો!' મનોપની કોઈ મહાતૃપ્તિભરી સૂરતે ડાહ્યારામ બોલી પડ્યો.

એકીસાથે જાણે પાંચ શેર લોહી ચઢી ગયું હોય એવા મુખ સાથે પત્નીએ વળી પૂછ્યું: 'પણ તમે આ લાવ્યા ક્યાંથી? વાત તો કરો!'

'એક વાર તું ખાવાનું કર, પછી નિરાંતે કહું છું. છાનીએ ધડાવ રાખીને જ રાંધજે કે એ આજથી તારી જ છે; માટે ઉતાવળ કરીને કાચુંપાકું ન ખવડાવની!'

પત્નીને જો ભૂખ્યા પતિનો ને નમી ગએલા બપોરનો ખ્યાલ ન આવ્યો હોત તો તે પૂરી વાત સાંભળીને જ ઊઠત.

ડાહ્યારામ નાહીધોઈને સેવાપૂજાથી પરવાર્યો એટલામાં તો પત્નીએ રસોઈ પણ કરી નાખી હતી. ભાણામાં શીરો અને શાક જોઈ તેને સમજ ન પડી કે આ તો માળા મળ્યા બદલ, કે જમવાનું મોડું થયું છે તેથી, કે પછી પેલી વાત સાંભળવાની ઉતાવળમાં?

જમી પરવાર્યા પછી ડાહ્યારામે પત્ની આગળ મોંઘી ડોશીની મૃત્યુવેળાની ઇચ્છાથી માંડીને તે બેંશ, વસોણું ને છેવટે ઠોઠરા સુધી ડાશીના અસંતોષી આત્માએ કરેલી બજવણી વગેરેની સાંભળ્યા પ્રમાણે વિગતવાર વાત કરી.

પત્નીએ હસતાં હસતાં કહ્યું, 'માળા લાવ્યા તો ખરા, પણ જોડે મોંઘી ડોશીનું ભૂત આવ્યું હશે તો?'

ડાહ્યારામે હસીને કહ્યું: 'અરે, કાંઈ ગાંડી છે! એ તો બધું તૂત છે તૂત. આપણે જો એ લોકને કહીએ તો માને નહિ. બાકી આ તો બધું રોજનું છે. દસપંદર દોરમાં કોક દિવસ એકાદું ફસકી યે જાય; ને બેંશને પાએલાં મુરાડિયાંમાંની અસર દૂધમાં આવે એ દેખીતી વાત છે, પછી વસોણું બગડી જાય એમાં બીચારી ડોશી શું કરે?'

'પણ તમે તો કહો છો ને કે એનો છોકરો યે—'

'અરે શંભુ!' કહી ડાહ્યારામ હસવા લાગ્યો. અને ઉમેર્યું: 'તું મને એવું એકાદું ય માણસ દેખાડીશ કે જે નાનપણમાં માંદું જ ન પડ્યું હોય? પણ એમ કહે કે તારા તકદીરે જોર કર્યું એટલે એ લોકોને ય ફરીફરીને મૂએલી ડોશી જ જ્યાં હોય ત્યાં દેખાવા લાગી!'

'એ તો નમારા મનથી ને? બાકી પજવ્યા વગર કોઈ આવી ભારે રકમ આમ આપે ય છે? ને કશામાં જીવ રહી જવાથી ભટકતા જીવની વાત તો શાસ્ત્ર પણ કબૂલ કરે છે.' કહી ઉમેર્યું: 'મને તો લાગે છે કે કદી સાથે ડોશીનું ભૂતે ય–'

પણ ડાહ્યારામે અડગ શ્રદ્ધાથી કહ્યું, 'સે છાની રહે છાની. જે ઘરમાં રોજ હવન–પાઠ થાય એ ઘરમાં ગમે તેવાં ભૂતની ય દેન છે કે પેસી શકે? અને ધાર કે ડોશીનો જીવ રહી ગયો હોય, તો યે દાન આપવાની ઇચ્છા પૂરી થતાં જ એનો આત્મા ગતિને પામી ચૂક્યો.'

પણ પત્નીને હજુ પૂરેપૂરો સંતોષ નહોતો થયો. માળા સાથે રમત કરતાં વળી પૂછ્યું, 'પણ એ બાઈએ તો જદુરામને આપવાનું કહેલું ને!'

'પણ જદુરામ એટલે બ્રાહ્મણ જ ને! યજમાનને જે સુપાત્ર લાગે એને આપે. એ તો ગઈ સાલ જદુરામની જોડે જાત્રાએ ગએલી એટલે સ્વાભાવિક છે કે એનું નામ પહેલું મોંએ આવે; બાકી મૂળમાં તો એ બાઈની ઇચ્છા તો એટલી જ, કે બ્રાહ્મણને દાન કરવું.'

પત્ની આ લપછપમાં આથી વધારે ઊંડી ન ઊતરતાં ઊઠી. આડુંઅવળું કામ કરી, પતિને ઊંઘી ગએલો જોઈ માળાને સાચવીને મજૂસમાં મૂકી દીધી.

રાતે ખાટલામાં પડી પણ તેને ઊંઘ નહોતી આવતી. કદાચ મનમાં ને મનમાં દરદાગીના પહેરી, કોઈ શુભ પ્રસંગમાં મહાલતી પાડોશણોની સાથે પોતાને મગમાળા પહેરેલી કલ્પી એમની બરાબરી કરી રહી હશે. પણ તેટલામાં મજૂસ આગળ કંઈક ખડખડાટ થયો. પોતે સૂતી છે ત્યારની જાગતી જ પડી છે, રાત બહુ નથી ગઈ એની ખાતરી હોવા છતાં ય 'ચોર તો નથી ક્યાંય!'



જતાં જતાં એકાદ ડેકાણે પૂછીને ડાહ્યારામે ખાતરી પણ કરી લીધી કે માળા હતી તો ચોકખા સોનાની જ.

એવી શંકા થઈ અને છેવટે દીવો સળગાવી પૂરેપૂરી તપાસ કર્યા પછી જ તેને કંઈક નિરાંત વળી. જોકે ખડખડાટ તો વળી પાછો શરૂ થયો હતો.

તે રાતની વાત તો તેણે પતિને ન કહી, પરંતુ જ્યારે બીજી રાતે પણ એ ખડખડાટ સંભળાવા લાગ્યો ત્યારે તો તેનાથી પતિને જગાડ્યા વગર ન જ રહેવાયું.

મીઠી ઊંઘમાંથી જાગતા પતિએ પૂછ્યું: 'શું છે પણ?'

'પૂરા જાગો તો ખરા. જુઓને આ મજૂસ આગળ શો ખખડાટ થાય છે?'

'ઉંદર હશે. બીજું કોણ ખખડાવવાનું હતું?' કહી પતિ પાસું ફરી ગયો.

પતિના ચીઢાવાની બીકે અત્યારે તો તે ચૂપ રહી, પણ સવારમાં તો ચીઢ કાઢવ્યા વગર ન રહી શકી. છતાં ય ડાહ્યારામે હસીને એની બીકને ત્યાં જ દાબી દીધી. ઊભા થતાં કહ્યું: 'લે હવે, ગાંડપણ દેખાડ્યા વગર પાણી કાઢી આપ, ચાલ; નાહીને રવાના થઈ જાઉં.'

પતિને યજમાનોમાં જવાનું છે એ જાણવા છતાં ય પત્નીએ પૂછ્યું: 'ક્યાં જવાનું છે જી?'

'કેમ ક્યાં? તારી આ માળાના હરખમાં કામ અધૂરું મૂકીને આવ્યો છું તે પૂરું તો કરવું પડશે ને! એ ઠેકાણે તો કથા કરવાની છે!' કહી. નિરાંતથી બેસી રહેલી પત્નીને વળી કહ્યું: 'લે ઊઠ, ચાલ, મારે પાછો તાપ ચડી જશે.'

કંઇ પણ બોલ્યાચાલ્યા વગર પત્ની ઊઠી ને પાણી કાઢી આપ્યું. ડાહ્યારામે સંધ્યાપૂજા કરી ત્યાં સુધી પણ તે કશું ન બોલી; પણ જ્યારે તેણે કપડાં પહેરવા માંડ્યાં ત્યારે તો તેને કહેવું જ પડ્યું, 'બે દિવસ પછી જજોને!'

પોતાને ધકેલીને ગામડે મોકલનાર પત્નીને આજ આમ રોકતી દેખી ડાહ્યારામને પૂરેપૂરી ખાતરી થઇ કે એ પેલી મગમાળાના ભૂતથી બીએ છે. પણ તે કેટલી હદે બીએ છે એ તો એ પત્નીનું ગંભીર મુખ જોવા છતાં ય નહિ સમજી શક્યો હોય. અને તેથી જ તેણે કંઈ કારણ ન પૂછતાં સામાન ખભે નાખતાં કહ્યું: 'અરે હું તો બેત્રણ દિવસમાં આવ્યો પાછો. કંઈ પરદેશ તો નથી જતો ને?'

'બે ત્રણ દિવસ નહિ; કાલે સાંજે પાછા આવવાના હો તો જાઓ.' અને હસતા પતિને કહ્યું: 'તમે હસો છો, પણ રાતે મારો તો જીવ જાય છે. કોણ જાણે આ એક રાત જ શી રીતે જશે!'

ડાહ્યારામે રાતે નાહીને સૂઈ રહેવાની, ઓશીકે



બીજે જ દિવસે પાછા વળી આવવાનું કહીને ડાહ્યારામ ચાલતો થયો.

ધર્મ પુસ્તક રાખવાની ને એવી બધી સલાહ સાથે પત્નીના વહેમ ઉપર થોડુંક બાપણુ આપી, એકબે દાખલા ટાંકી દેખાડી તેને હિંમત આપી, અને પોતાને જવાની અગત્ય સમજાવી બીજે દિવસ પાછા આવવાનું કહી ચાલતો થયો.

ચંચળે રાતે પતિના કહેવા પ્રમાણે બાહ્ય વિધિઓ તો બધી ય કરી, પણ વહેમ ટાળવાની આંતરવિધિ તે ન કરી શકી. રાતે ત્રણ વખત તો તેણે દીવો સળગાવ્યો; પણ ન તો એકે ઉંદર દેખાયો કે ન જણાઈ બિલાડી. દીવો હોલવતી કે વળી પાછો પેલો ખખડાટ શરૂ થતો. ખૂબી તો એ હતી કે કોઠીઓ આસપાસ થતા ખખડાટ કરતાં યે મજૂસ આગળ થતો ખખડાટ તેને વધારે સંભળાતો. જામતી રાત સાથે ખખડાટ પણ જામતો ગયો અને સાથેસાથે ચંચળની બીક વધતી ગઇ. દીવો ચાલુ રાખવા છતાં ય ખખડાટ બંધ ન થયો. છેવટે ન રહેવાયું ત્યારે તેણે ઘરનું કમાડ પણ ઉઘાડી દીધું અને પાછલી રાત તો આંગણામાં બેસીને પતિના કહેવા પ્રમાણે શંભુ ભોળાના રટણમાં જ પૂરી કરી.

મન સાથેની કેટલીક દલીલોને અંતે તેને ખાતરી થઈ ગઈ હતી કે મગમાળા સાથે નક્કી પેલી ડોશીનું ભૂત આવેલું. અને એ ભૂતના રંજાડ અને એની પ્રબળતા વિષે તો એકલી આ દલીલ જ પૂરતી હતી: 'એવું ન હોત તો આવો મોંઘો દાગીનો કોઇ દાનમાં આપી વહે?'

પતિ આવતાં જ તેણે પોતાનો નિર્ણય જણાવી દીધો 'મહેરબાની કરીને આજ ને આજ પેલી મગમાળા પાછી આપી આવો.' ડાહ્યારામે તેને ઘરમાં હવન વગેરે ધર્મવિધિ કરવા, એ રકમને ભાંગીને બીજી ઘડાવવા વગેરે કઇંક

# ગગનગામીને

• પૃથ્વી •

અહો ગગનગામિ ! આવ; ઝડપી તું લે લે મને,
ઝુડી ગગનઝુંબઝોંથી, તવ તંગ પંજે મને
ઉઠાવ, મુજ ભોં-ઢળી શિથિલ મૃણ્મયી કાયને.

તુટે મર ત્વચા, ફુટે હૃદય; માંસમજ્જા બધું
બને મર તવોદરે ગટક; મૃત્યુ થાયે, ભલે.
મને વસમુ એ ન; હા ! વસમું આ મને જીવવું.
ભલે અણુ અણુ વિલાઉં, પણ કીટ હા હા મરું.

પછી ઉદર તાહરે રુધિરમાંસ મારાં થશે
નવાંશ-ગગનો ઘુમંતી તવ પંખ ઝંઝાભરી—
ગ્રહું મરણથી, અનંત ઉડ્ડયનોની સંજીવની.

અહો ગગનનાથ ! આવ પવનોની પાંખે ચડી,
ભલે તું લઇ આવ સાથ શતમૃત્યુકેરી ઝડી.

સુન્દરમ્

રીને સમજાવવા પ્રયત્ન કર્યો; પણ પત્ની એકની બે ન થઇ તે ન જ થઇ, એટલે ડાહ્યારામ સહેજ ચીડાયો. પણ એટલામાં તો પત્નીએ રડી દીધું. રડતાં રડતાં કહ્યું: 'તમને તો બે રકમ વહાલી છે! પછી બન્નેને એક રાતે એ ડાકણ મારૂં ગળું દબાવી દેતી!'

આ સાંભળી ડાહ્યારામને પણ એટલો જ કંટાળો આવ્યો. તરત જ ઊઠ્યો અને મગમાળા કાઢી, આવ્યો હતો તેવો જ ચાલતો થયો. જતાંજતાં કહેતો ગયો: 'હવે કોઇ દિવસ દાગીનાનું નામ લે ત્યારે તારી વાત છે!'

એકલી પડેલી પત્નીએ વહેલી રાતે નિરાંતથી ખાટલામાં લંબાવ્યું. થોડીવાર ખખડાટ સાંભળી રહી, પણ તેને ખાતરી થઈ કે આગલા બે ત્રણ દિવસ કરતાં આ તો ઘણો જ ચોખ્ખો—ઉંદરોનો જ ખખડાટ છે. અને પછી તો થોડીવારમાં જ તેનાં નસકોરાં બોલવા લાગ્યાં.

ઘેરથી કંટાળીને નીકળેલા ડાહ્યારામનું મગજ જંગલમાં મસ્ત બનીને વહેતા સાંજના વાયરાએ જરા હળવું પાડ્યું. પત્નીના વહેમ ઉપર તેને હસવું આવ્યું.

વળી લીધેલું દાન પાછું આપીને આસપાસના યજમાનોની ઈતરાજી વહોરવા સાથે ખુદ જગજીના કુટુંબને તો દુઃખના દરિયામાં ધકેલી દીધા જેવું જ લાગવા માંડ્યું. ઉપરથી બાર માસની ટાંટિયાતોડ અને જિહ્વાતોડની મહેનત પછી પણ જેટલું નહોતું મળતું એટલું મળેલું ફક્ત પત્નીના એક મૂર્ખ વહેમને લીધે તજી દેવામાં પણ તેને નરાતાળ મૂર્ખતા જ લાગી. આ બધા વિચારને અંતે તેણે મગમાળા પાછી ન આપવાનો જ નિર્ણય કરી દીધો: 'હમણાં થોડો વખત સંતાડી રખાશે ને પછી લાગ મળતાં થોડુંઘણું બીજું સોનું ઉમેરીને બીજો દાગીનો ઘડી લેવાશે.'

અને એ વિચાર પ્રમાણે જ એણે એ આચરણમાં મૂક્યું. એક ગામડે રાત ગાળી બીજે દિવસ તે ઘેર આવ્યો. ઘરમાં પેસતાં જ પત્નીને હસીને પૂછ્યું: 'હવે તો નિરાંતથી ઊંઘ આવી હશે ને?'

'હવે શું હતું તે ન આવે?' પત્નીએ ચહેરો ચોખ્ખો જ કર્યું અને 'પોતાને જો એટલી વીતક વીતી હોત તો તરત ખબર પડત કેવું થાય છે!' એમ બબડતી કામે વળી.

ડાહ્યારામે પણ જરા લાગ ભાળતાં પેલી મગમાળાને મજૂસમાં મૂકેલાં કપડાંની ગડીમાં સેરવી દીધી અને સાથેસાથે એ વાતને પણ બિલકુલ દાટી દીધી.

**સા**રા માઠા દરેક કાર્યમાં શંભુ ભોળાની શુભ ઈચ્છા માનનાર ડાહ્યારામને પાડોશમાં વિવાહ ઊકલ્યો ત્યારે જ સમજ પડી કે પેલી મગમાળાના વીતકમાં પણ શંભુ ભોળાની શુભ નિષ્ઠા હતી. જો મગમાળાની આવી રામાયણ ન થઈ હોત તો આ બે દિવસમાં તો પત્નીએ પોતાનું અરધું લોહી બાળી મૂક્યું હોત.

આડે દિવસે જે સ્ત્રીઓનાં અંગ ઉપર બેચાર ચીંગડાં સિવાયનો સાદો સાલ્લોય જોવા નહોતો મળતો તે અંગ આજ રેશમી સાડીઓ ને જાતજાતના સોનાના દાગીનાથી શોભી રહ્યાં હતાં. સૌંદર્યના ગુચ્છ સરખી એ યુવતીઓને જોતાં જોતાં ઘર તરફ આવતા ડાહ્યારામને લાગ્યું કે એમાં પોતાની પત્ની નથી. 'કદાચ રિસાઇને તો ઘરને ખૂણે નહિ ભરાઇ હોય!' એવી શંકા સાથે ઉતાવળે આંગણાની ધાર પર પહોંચ્યો ત્યાં તેને કાને

• મહાબળે: હવન [illegible]

[illegible]

# જ્યારે અજ્ઞાન આગળ જ્ઞાનનાં હથિયાર હેઠાં પડે છે



એક આછી ચીસ સંભળાઈ: 'ઓ બાપ રે . . .' બાપી રે મા . . .!'

'શું છે? શું થયું?' ના સવાલ સાથે બારણામાં પેસતા ડાહ્યારામની છાતીએ આવતી પત્ની અફડાઈ. બાવડે ઝાલી ટટાર ઊભી રાખતાં પતિએ, 'પણુ આટલું બધું છે શું?' એમ પૂછતાં પત્નીને બારણા આગળથી અંદરની બાજુ ધકેલતાં ઉમેર્યું: 'બહાર લોક આવજા કરે છે એની તો જરા ખબર રાખ!'

પત્ની તો હજુ ય એની ધૂનમાં જ હતી. બબડતી હતી: 'ના રે બાપ! મારે તો ઘરમાં નથી આવવું!' અને ધબ દઈને તે ઘર વચ્ચોવચ્ચ બેસી પડી.

પત્નીના ધોળા પૂણી સરખા મોં તરફ તાકતાં ડાહ્યારામે પૂછ્યું: 'પણુ તને થયું છે શું? આ ફજેતો કરવાનું કાંઈ કારણ તો હશેને?'

'શું છે તે જુવો જઈને પેલી મંજૂસમાં! રાંડ ચમકારા મારી રહી છે એ તો જુવો! જોતામાં જ મારો તો જીવ ઊડી ગયો. આપી આવ્યા તો ય રાંડ તો મારો જીવ લેવા પાછી આવી છે! ઓ મા! હવે શું થશે?!'

ડાહ્યારામને સમજતાં વાર ન લાગી. પોતે માળા પાછી જ નથી આપી આવ્યો એમ કહી પત્નીનાં 'તમને તો એ ઘણી વહાલી છે; મારા જીવની તો તમારે શી પડી હોય!' એવાં વેણ સાથે જિંદગીભર એનો વિશ્વાસ ગુમાવવા કરતાં વાતને વહેમમાં જ ખપાવી આટલેથી ટૂંપો કરી દેવાનું જ યોગ્ય લાગ્યું. હસવાનો પ્રયત્ન કરતાં એણે કહ્યું: 'મર રે મર, ગાંડી! એ તો તેં અંધારામાં બીજું કશુંક જોયું હશે. લે ચાલ દેખાડ જોઉં મને!' કહેતો ડાહ્યારામ આગળ ગયો. ઉઘાડી પડેલી મંજૂસમાંથી આંધળા હાથે પેલી માળાને પકડી પાડી પહેરેલા બંડીના ખિસ્સામાં સરકાવી દેતાં કહ્યું: 'ક્યાં છે?' અને કપડાંનો ખડકલો લાવી પત્ની આગળ નાખતાં ઉમેર્યું: 'અરે રામ રામ! આવી વહેમી ને વહેમી ક્યાં સુધી રહીશ?'

પત્નીએ આઘા સરકતાં કહ્યું: 'મહેરબાની કરીને એ લૂગડાં મારી પાસે ન લાવતા!'

'એમ જ કહેને કે અંધારામાં જ બધું બાફેલું!'

'ત્યારે એમ!' કંટાળા સાથે એ બોલી અને તરત જ પાછી ગુસ્સે થતાં બોલવા લાગી: 'તમારી સગલી તો દીવો લઈને લૂગડાં કાઢવા ગઈ'તી! માળા મંજૂસમાં ઘાલી તે દનથી મને તો પૂરી ખબર પડી ગઇ હતી. અંધારામાં તો મંજૂસમાં ડોકિયું ય ન કરું ને!'

એટલામાં કિશોરીઓનું ટોળું બારણા આગળ આવી ઊભું અને બોલી: 'લો ચાલોને, ચંચળભાભી! આવ હાવ, તમે તો હજુ લૂગડાં ય નથી પહેર્યાં!' મારી મા તો ત્યાં તમારે વારને ધમપછાડ કરી રહી છે.'

ચંચળના બોલતાં પહેલાં ડાહ્યારામે કહ્યું: 'લક્ષ્મી, તું બીજાંને બોલાવ. બીજાં આવી રહેશે એટલામાં તારી ભાભી આવી પહોંચશે.'

'બીજાં બધાં તો આવી ગયાં છે.' કહી, લક્ષ્મી પીઠ ફેરવતાં કહેતી ગઈ, 'ચાલજે ઝટ પાછાં.'

ડાહ્યારામે પત્નીને કપડાં આપતાં કહ્યું, 'લે પહેરી લે, ઊઠ; પેલાં ત્યાં વાટ જુએ છે.'

'મારે નો જવું ય નથી ને પહેરવાં યે નથી!' બબડી ચંચળ ઊઠી ને ખાટલો ઢાળી લંબાવતાં ભારે; શ્વાસ લેતી બબડી: 'અરે ભગવાન, હવે શું થશે!'

પત્નીને સમજાવી સમજાવીને થાકેલા પતિએ ત્રીજી વાર તેડવા આવેલી લક્ષ્મીને છેવટે કહી દીધું, 'એનું શરીર સારું નથી એટલે નહિ આવે.'

ખબર પડતાં જ કેટલાંક આડોશીપાડોશી સગાંવહાલાંની આવ જા પણુ વધી પડી. કોઇ ખાટલા ઉપર ગોદડી પાથરવાની સૂચના કરતું ગયું તો કોઈ વળી ચંચળની ગભરાએલી આંખો જોઇ નજર ઉતારવાની સલાહ આપતું ગયું. આ બીમારીનું મૂળ કારણ જાણનાર ડાહ્યારામને સમજ ન પડી કે પોતે હસવું કે રડવું!

એકાન્ત મળતાં વળી પાછો તે પત્નીને સમજાવવા લાગનો, 'આ તો તું અમસ્થી ધાક ખાઈ બેઠી છે. ન માને તો તું ઊઠ, હજુ ય મંજૂસનો ખૂણેખૂણો તારી જાતે



ખબર પડતાં જ આડોશીપાડોશી દોડી આવ્યાં.

જોઈ વળ. ચાલ, હું જોડે ઊભો રહું છું; ચાલ ઊઠ.'

પણ પત્નીને તો ખાતરી હતી કે ભૂતનાં ચરિત્ર તો એવાં જ હોય. પતિ માળા પાછી આપી આવ્યા એ તો નક્કી હતું; અને તો ય તેણે દીવાને અજવાળે સગી આંખે એ જોએલી એમાં યે શંકા ખાવા જેવું હતું જ નહિ. વળી હમણાં ન હોવાની પતિ જે ખાતરી આપતો હતો એની પણ એને હવે જરૂર ન હતી. જેવી રીતે આવી એવી રીતે પાછી ઊડી ગઈ હશે!

પતિની સમજાવટથી કંટાળતાં તેણે દાંતિયું કર્યું: 'તમે મહેરબાની કરીને મને હવે પડી રહેવા દેશો? એ તો હું ય જાણું છું કે અત્યાર સુધી એ હોય જ નહિ. મેં મારી સગી આંખે જોયું તો ય જો તમે ન માનતા હો તો પછી ન માનો. પણ હું તમને હાથ જોડું છું: હવે એની તમે વાત જ ન કરશો. મને પડી રહેવા દો!'

**રા**ત જામતી જતી હતી. વિવાહનો જમણવાર પ્રત્યે ફળીઆના ચોકમાં ખાટલા નાખી આડા પડેલા પુરુષો કોઈ ગપ્પાં મારતા હતા, તો કોઈકોઈ ઊંઘી પણ ગયા હતા. એક બાજુ યુવતીવૃંદ છુવનનો ઊડી જતો લહાવો લૂટવા મચ્યો હોય તેમ એક પછી બીજું ગીત ઉપાડતી જતી હતી, પણ ખુલ્લું બારણું હોવા છતાં યે આમાંનો અક્ષર સરખો પણ ડાહ્યારામના મગજ સુધી નહોતો પહોંચી શકતો. ઘડીએ ઘડીએ તે પત્નીના ગાલે હાથ અડાડતો અને પૂછતો, 'તને શું થાય છે! તાવ ચઢ્યો છે ને કેમ કહે છે કે કશું નહિ?'

મૂંઝાતાં મને આખરે એ આંગણામાં આવી ઊભો રહ્યો. આઠમનો ચંદ્ર આથમી ગયો હતો. યુવતીઓનાં ગીત અને તેમનો કલશોર પણ શમી ગયો હતો. આખા યે ફળીઆમાં આડે સાથરે ખાટલા ઢળાએલા હોવા છતાં બધું સુમસામ હતું. રાત્રિની નીરવતામાં બોલાતાં નસકોરાંનો અવાજ શાન્તિની ભયંકરતામાં જાણે વધારો જ કરતો હતો.

કંઈક વિચારને અંતે ડાહ્યારામ પાછો ઘરમાં પેઠો અને કમાડ વાસ્યું. પત્નીના માથા તરફની દીવાલી ઉપર ટમટમતા દીવાની વાટ જરા સંકોરીને વળી પાછો તે પત્નીના ખાટલા ઉપર જઈ બેઠો. પત્નીની આંખો બંધ હોવા છતાં શ્વાસના આરોહઅવરોહ પરથી ડાહ્યારામને લાગતું હતું કે એ હજુ જાગતી હતી. એટલામાં આંખો ઉઘાડીને પત્નીએ જાગવાની ખાતરી કરી આપી.

'જો ત્યારે, હું તને સાચી વાત કહું? મૂળ વાત તો એ છે કે મગમાળા હું પાછી આપી જ નથી આવ્યો.'

પોતા પર છંછેડાવાને બદલે પત્નીને ચૂપ જોઈ ડાહ્યારામે પોતે મગમાળા પાછી ન આપી આવવાનું તથા અત્યાર સુધી તે છુપાવવાનું કારણ વગેરે વિગતવાર કહેતાં ઉમેર્યું, 'આ તો તું નાહકની ધાક ખાઈ બેઠી છે. મારા ઘરમાં જો ભૂતનો ઓળો સરખો ય પડે તો આ શાસ્ત્રનાં થોથાંની બીજે જ દિવસે હોળી કરી નાખું સમજીને? આટઆટલું શંકર ભોળાનું સેવન કરું છું તે શું નાહકનું હશે એમ જાણે છે તું?'

ભૂતપલીતના સ્વામી શંકર ભોળાના આ ભક્તની મક્કમ રક્ષ સૂરત જોઈ પત્નીને બીક લાગી કે કોણ જાણે, પણ તેણે આંખો મીચતાં ગળગળા અવાજે કહ્યું: 'પણ મેં મારી સગી આંખે દીઠી—'

'પણ એની હવે કોણ ના પાડે છે? હું પાછી જ નહોતો આપી આવ્યો પછી—'

પત્ની વચ્ચે બબડી, 'હવે તો એમ જ કહેશો ને?'

ડાહ્યારામને સહેજ ખીજ ચઢી. તેણે, ખિસ્સામાંથી મગમાળા કાઢતાં કહ્યું: 'ન માને તો જો હજુ તો આ—'.

પણ શબ્દ પૂરો થતાં પહેલાં તો 'ઓ મા રે...!' ની ચીસ નાખતી પત્ની ખાટલામાંથી ઉછળી. કોડી પરના દીવાને તેનાં આંગળાં અડતાં કોડિયું ભોંય

પડ્યું. ઘોર અંધકારમાં પત્નીનો જાણે જીવ ખેંચાતો હોય તેવી ચીસો સાંભળી ડાહ્યારામ પણ ગભરાઈ ઊઠ્યો. બીજી બાજુ ગુસ્સો પણ એટલો બધો આવ્યો કે અજવાળું હોત તો પત્નીને તમાચો જ ખેંચી કાઢત.

ઝટપટ દીવો સળગાવી જોયું તો પત્ની બેભાન-દશામાં જમીન ઉપર પડી હતી. ડાહ્યારામના તો હોશ કોશ ઊડી ગયા. પત્નીને ઊંચકીને ખાટલા પર સુવરાવ્યા પછી તેને ભાન આવ્યું કે કોઈક બારણાં ઠોકી રહ્યું છે.

બારણું ઊઘડતાં જ સાતઆઠ માણસનું ટોળું અંદર ઘૂસી આવ્યું ને સવાલ પૂછાવા માંડ્યા: 'શું છે ડાહ્યારામ? ચંચળને હજી ઠીક નથી થયું!'

ડાહ્યારામે બધાય સવાલોનો એકજ જવાબ આપ્યો: 'કોણ જાણે શું થયું છે! કશી સમજણ જ નથી પડતી!'

'અરે, શું તાકી રહ્યા છો, ભલા માણસ! આ તો દંતકડી બીડાઈ ગઈ છે ને! લાવો કાંઈ તવેથો ચાંપીઓ.'

બીડાએલી દંતકડી ઉઘાડી અને માથા ઉપર પાણી પણ છાંટ્યું; કોઈએ વાયુ કહીને ખાસડું પણ સુંઘાડ્યું; અને આમ બીજી કેટલીક મથામણ પછી ચંચળે આંખો તો ઉઘાડી, પરંતુ એ આંખો કોઈ બીજી જ દુનિયામાં ભટકતી હોય તેવી ફાટેલી અને આમતેમ ભમતી. જોનારને બીક પેદા કરનારી હતી.

'નક્કી આનામાં કોઈ પલીતનો પ્રવેશ થએલો છે.' એક અનુભવીએ કહ્યું.

પછી તો ચંચળ આગળ ઘરમાં લોબાન વગેરેના ધુમાડા કર્યા. માનો કે એ ધુમાડાના ગોટમાં તેને બારી જ દીધી. એક બ્રાહ્મણે તો થાળી વગાડીને છૂમંતર સાથે એ અદ્ભુતવિદ્યાની એતો પણ ઘરને ખૂણે લલકારી. પરંતુ રામ તારી માયા! ચંચળ ન તો ધૂણી કે ન કશું બોલી. એ તો ફાટેલી આંખો ચારેગમ ફેરવતી જ રહી.

આ ચીજ ને પેલી ચીજ, આ દવા ને પેલી દવા, એમ કરવામાં પડેલા ડાહ્યારામે દોડધામ કરવામાં કશી જ કચાશ ન રાખી. પણ તો ય આખરે તો એનો પત્ની ગુમાવ્યે જ છૂટકો થયો.

પત્નીના છેલ્લી ઘડીઓના ધમપછાડા; 'ઓ રે... આ મને લઈ ચાલી! આ દેખાય રાંડ નો! મરી ગઈ રે...મા!' વગેરે આક્રંદો અને એ સૂરત તો ડાહ્યારામ કદાચ જિંદગી સુધી પણ નહિ ભૂલી શકે!

પત્નીની મરણક્રિયાથી પરવારેલા ડાહ્યારામને લાગ્યું કે પેલી મગમાળાને હવે વધુ વાર સુધી એ પોતાના ઘરમાં નહિ સંઘરી શકે. ઉપરાંત, હવે એ કશા કામની પણ ન હતી. કેટલાક વિચારને અંતે એ મગમાળાને જદુરામને ત્યાં આપી આવવાનું જ તેને વધારે ઠીક લાગ્યું અને એક બપોરે આપી પણ આવ્યો.

પણ ડાહ્યારામ પર આટલી ગુજરવા છતાં યે જાણે એ ઓછું હોય તેમ યજમાનોમાં જદુરામની બ્રાહ્મણ જબાનથી નીકળેલી વાતો સૂકી ધરતીમાં થોરીઓ ફૂટે તેમ ફૂટવા લાગી: 'જદુરામનું કે'વું તો ખરું! ડાહ્યારામમાં જો શાસ્ત્રની સાચી વિદ્યા હોત તો એના જ ઘરનું ખેદાનમેદાન ભૂતવંતરાં ને વળી કરી શકત? આપણે બધા પેલા જદુરામને છોડીને આ ડાહ્યારામની વિદ્યા ઉપર મોહ્યા હતા; પણ ખરી વિદ્યાનું પારખું જોયું ને? મગમાળાને ઘરમાં સંઘર્યે મહિનો થવા આવ્યો, પણ જદુરામના ઘરમાં કોઈની નસકોરી સરખો ય ફૂટી છે?'

અને ડાહ્યારામને કાને પણ 'ગોર, તમને તો ફલાણો આમ આમ કહેતો હતો' આડકતરી રીતે આવી આવી બધી વાતો આવે છે. પણ તે નથી તો એનો પ્રત્યુત્તર દેતો કે નથી તે ધ્યાનપૂર્વક સાંભળતો. વળી યજમાનોમાંથી પણ કોઈ પહેલાંની પેઠે નથી તો જપ કરવાનું કહેતું કે નથી એની પાસે કથા કરાવતું. ડાહ્યારામ પણ સારી પેઠે જાણી ચૂક્યો છે કે યજમાનોની પોતા ઉપર પહેલાંના કરતાં ચાર આની યે શ્રદ્ધા નથી રહી.

આમ બધી ય રીતે દુનિયા આખી પલટાઈ ગઈ છે તોપણ ડાહ્યારામ કોણ જાણે કેમ પોતાને ગામ અને ત્યાંથી પાછો યજમાનોને ગામ એમ ફેરાફાંટા કર્યા જ કરે છે. આખે રસ્તે બસ એક જ વાતનો ગોટાળો થયા કરે છે. તેને સૂઝ નથી પડતી કે કોને દોષ દેવો!

યજમાનોમાં જોકે બીજી કર્મક્રિયા હવે નથી ચાલતી એ ભલે, પરંતુ જમવાનું અને સીધાસામાનનું તો પહેલાં જેટલું જ, બલકે પહેલાંથી પણ કંઈક અંશે વધારે ચાલે છે. પરંતુ ડાહ્યારામ જમવા ઉપરાંત સીધું સામાન લેવાની ના પાડતાં કહે છે: 'ના રે, સીધું લઈ જઈને મારે હવે કોને ખવરાવવું છે!'

અને આવા જવાબથી હોય કે પછી એની શૂન્યમનસ્ક સૂરત જોઈને હોય, પરંતુ ઘણા લોકો તો એમ પણ કહે છે, 'પેલી મગમાળા તો ગઈ, પણ ભૂત તો હજુ ડાહ્યારામને ત્યાં જ ઘર કરીને બેઠું છે!'

# તાતિયો ભીલ



અમીરખાન, કરીમખાન, ચિત્તુ વગેરે પીંઢારા સરદારોની વાત તો જાણીતી છે; પણ ખૂણેખાંચરે જે શૌર્ય સાહસ અને બહાદુરી કરી પ્રસિદ્ધ થયા છે તેમાંના કેટલાક હજી અણલખી કિતાબોમાં પડ્યા છે, તો કેટલાક ભૂલાઈ ગએલી કિતાબોમાં સચવાઈ રહ્યા છે. એવો એક બહારવટિયો થઇ ગયો. તેનું નામ તાતિયો ભીલ. તેના પુરોગામી તાત્યા ટોપી જેટલી એની પ્રસિદ્ધિ નથી, કે એવું એનું પરાક્રમ પણ નથી. છતાં મધ્ય પ્રાંતમાં ઇ. સ.ની અઢારમી સદીના છેલ્લા ચરણમાં એ નામ ઘણાને મોંએ જાણીતું હતું. હવે તો વિસરાઇ ગએલી એક કિતાબ (એનું નામ 'ભારતવર્ષનો રૉબિનહૂડ', જે મને એક પ્રકાશક મિત્રે ભેટ આપેલી) ને આધારે એની થોડી હકીકત અહીં લીધેલી છે. એમાં ફેરફાર, સુધારા-વધારા ઘણા કર્યા છે. એમાંથી એક બીજી હકીકત એ નીકળે છે કે બહાદુરમાં બહાદુર માણસ પણ અન્યાયની નાનીનાની વાતો સામે થવાનું સંગઠન ન જમાવે તો પોતાના વ્યક્તિગત પરાક્રમથી તો છેવટે તારાજ થઇ જાય છે. તાતિયા ભીલનું બહારવટું ઘણાં વર્ષો—લગભગ અગિયાર વર્ષ—ચાલ્યું હતું, અને છતાં છેવટે તો એ નાશ જ પામ્યો.

મધ્ય હિંદના ડુંગરાઓમાં આજથી આશરે સવાસો વર્ષ પહેલાં બે ઘોડેસવારો ચાલ્યા જતા હતા. એક હતો અંગ્રેજ પોલીસ અફસર

**અણલખી કિતાબોમાં**
**સચવાઈ રહેલા એક નામચીન બહારવટિયાના કથાપ્રસંગો**



પ્રવાસી ગાયક

ચિત્રકાર · રવિશંકર રાવળ

# તાતિયો ભીલ



**અ**મીરખાન, કરીમખાન, ચિતુ વગેરે પીંઢારા સરદારોની વાત તો જાણીતી છે; પણ ખૂણેખાંચરે જે સેંકડો સાહસ અને બહાદુરી કરી પ્રસિદ્ધ થયા છે તેમાંના કેટલાક હજી અણલખી કિતાબોમાં પડ્યા છે, તો કેટલાક ભૂલાઈ ગએલી કિતાબોમાં સચવાઈ રહ્યા છે. એવો એક બહારવટિયો થઈ ગયો. તેનું નામ તાતિયો ભીલ. તેના પુરોગામી તાત્યા ટોપી જેટલી એની પ્રસિદ્ધિ નથી, કે એવું એનું પરાક્રમ પણ નથી. છતાં મધ્ય પ્રાંતમાં ઇ. સ.ની અઢારમી સદીના છેલ્લા ચરણમાં એ નામ ઘણાને મોંએ જાણીતું હતું. હવે તો વિસરાઈ ગએલી એક કિતાબ (એનું નામ 'ભારત વર્ષનો રૉબિનહૂડ', જે મને એક પ્રકાશક મિત્રે ભેટ આપેલી) ને આધારે એની થોડી હકીકત અહીં લીધેલી છે. એમાં ફેરફાર, સુધારા-વધારા ઘણા કર્યા છે. એમાંથી એક બીજી હકીકત એ નીકળે છે કે બહાદુરમાં બહાદુર માણસ પણ અન્યાયની નાનીનાની વાતો સામે થવાનું સંગઠન ન જમાવે તો પોતાના વ્યક્તિગત પરાક્રમથી તો છેવટે તારાજ થઈ જાય છે. તાતિયા ભીલનું બહારવટું ઘણાં વર્ષો—લગભગ અગિયાર વર્ષ—ચાલ્યું હતું, અને છતાં છેવટે તો એ નાશ જ પામ્યો.

**મ**ધ્ય હિંદના ડુંગરાઓમાં આજથી આશરે સવાસો વર્ષ પહેલાં બે ઘોડેસવારો ચાલ્યા જતા હતા. એક હતો અંગ્રેજ પોલીસ અફસર

## અણલખી કિતાબોમાં સચવાઈ રહેલા એક નામચીન બહારવટિયાના કથાપ્રસંગો

લૉરેન્સ, અને તેની સાથે હતો એક હિન્દુ કોટવાળ. તાતિયો ભીલ એ વખતે પોતાની જમીન જવાથી બહારવટે ચડ્યો હતો અને મોટામોટા ચુનંદા અફસરો પણ એનો પીછો પકડવામાં નિષ્ફળ નીવડ્યા હતા. ઘણી ઝડપથી એની આસપાસની દંતકથાઓ લોકોમાં પ્રસરી જતી હતી અને ઇચ્છાએ કે અનિચ્છાએ એની વીરશ્રીનાં સૌને વખાણ કરવાં પડતાં હતાં.

કર્નલ લૉરેન્સ ઠગોને પકડવામાં સારી આબરૂ મેળવી ગયા હતા. પોતાની એ આબરૂનું આજે લીલામ થશે કે શું એવો એમના મનમાં ભય હતો. દિવસોના પરિશ્રમ છતાં તાતિયાનો પત્તો લાગ્યો ન હતો. એ પણ એના જ નામધારી મહાન તાત્યા ટોપીની માફક ઘડીના છઠ્ઠા ભાગમાં હાથતાળી દઈને નાસી જવાની અદ્ભુત શક્તિ ધરાવતો હતો. લૉરેન્સ સાહેબે લખનૌના એક રોહિલાની વાત સાંભળી હતી તે એમને યાદ આવી જતી હતી. જ્યારે બધા ય ઉપાય નિષ્ફળ નીવડ્યા અને લખનૌનો વઝીર એ રોહિલાની પત્નીને તથા જાગીરને છોડતો ન હતો ત્યારે એ રોહિલો બહારવટીઓ એક દિવસ ધોળે દહાડે લખનૌમાં આવ્યો ને વઝીરના મકાનના બગીચામાં ઘુસી ગયો. એક આયા વઝીરના બે છોકરાઓને લઈને ફરતી હતી. રોહિલાએ બન્ને છોકરાઓને પકડી લીધા ને આયાને કહ્યું કે 'તારા માલિકને કહે કે, જો એકદમ બહાર નહિ આવે તો આ છોકરાઓને ઉપાડી જાઉં છું!'

વઝીર હાંફળાફાંફળા દોડ્યા. પણ રોહિલાએ બંદુક બતાવી તેમને રોકી દીધાઃ 'એક ડગલું આગળ અને આ છોકરા નહિ હોય, મહેરબાન!'

'પણ તારે છે શું?' વઝીરે પૂછ્યું.

'મારી જમીન—મારી બૈરી—'

'એ પાછાં મળે, પછી?'

'અંગ્રેજ રેસિડેન્ટ જામીન થાય તો માનું. તમારો ભરોસો નહિ.'

વઝીર અંગ્રેજ રેસિડેન્ટ પાસે દોડ્યો, એને પગે પડીને તેડી લાવ્યો ને એ રીતે પોતાનાં બચ્ચાં બચાવ્યાં. તાતિયો ભીલ પણ એમ અચાનક આવી ચડે તો પોતાની આજ દિવસ સુધી મેળવેલી પ્રતિષ્ઠાનું શું? આવી ચિંતામાં કર્નલ લૉરેન્સ પડ્યા હતા. પણ એમને અંતરમાં ઊંડેઊંડે એમ પણ હતું કે સરહદ પ્રાંતના પેલા પ્રખ્યાત બહારવટિયા દિલાવરખાનને જેવી રીતે લમ્સડેન સાહેબે વશ કરીને સુબેદાર દિલાવરખાન બનાવ્યો* તેમ પોતે પણ કાંઈક કરે તો? આ વિચારમાં કર્નલ લૉરેન્સ કોટવાળ સાથે ઘોડા ઉપર ધીમેધીમે જતા હતા.

તેઓ બરોલી પહોંચ્યા. બરોલીમાં તેમના સહાયક ત્રણસો આદમીઓનો જથ્થો તૈયાર હતો. બરોલી ગામ તાતિયાના પરાક્રમ ઉપર મુગ્ધ હતું. થોડા દિવસ પર જ એક વાત પ્રગટ થઈ હતી કે તાતિયો એક ગામ લૂંટવા ગયો. ગામને પાદર નદીએથી માત્ર એક ગભરૂ બાળા પાણીનું બેડું ભરીને આવે. બીજું કોઈ દેખાય નહિ. સાંજનો વખત હતો. તાતિયાની રાડ તો બધે હતી. પેલી છોકરી મૂંઝાઈ ગઈ. તેનાથી તાતિયાની બીકે રાડ પડાઈ ગઈ. પણ તાતિયો તો એના પાણીના બેડામાં બેચાર સોનામહોર નાખીને એને સતાવ્યા વિના જ ચાલ્યો ગયો. આમ, બરોલી ગામના ભીલો તો તાતિયાનાં પરાક્રમ પર મુગ્ધ હતા. એટલે તાતિયાને પકડવાની પેંતરણ ચાલે છે એ સમાચાર એને મળ્યા વિના નહિ રહ્યા હોય.

કેટલાક ભીલોને સાથે લઈ સેનાના વિભાગ પાડી જે બાજુ તાતિયાના સગડ હતા તે બાજુ કર્નલ ને કોટવાળ ચાલ્યા. જે વિભાગને તાતિયાનો ભેટો થાય તેણે બંદુકનો બહાર કરવો એવો સંકેત હતો. જેમ જેમ આગળ ગયા તેમતેમ મધ્ય હિંદનાં જંગલોની ભયંકરતા સમજાવા માંડી. અજવાળું તો એક તરફ રહ્યું, પણ જંગલમાં ચાલવા જેવી કેડીનું પણ નામ મળે નહિ. જનાર ક્યાં જાય છે તેનો જ એને પત્તો લાગે નહિ. આ રીતે એ ભયંકર જંગલમાં સૈનિકો તાતિયાને શોધવા ચાલ્યા. થોડી વાર પછી સૌ જુદા જુદા વીખરાવા માંડ્યા. કર્નલ અને કોટવાળ પણ જુદા પડી ગયા. આવા ઘોર જંગલમાં કોઈ માણસ રહી શકે તે વાત જ અશક્ય લાગતી હતી. એટલામાં જે બાજુ કોટવાળ ચાલી રહ્યો હતો ત્યાં રસ્તામાં એક ઠેકાણે તેણે એક સ્ત્રીને લાકડાં વીણતી જોઈ.

કોટવાળને શંકા પડી. તે તેની તરફ ગયો ને તેને રૂઆબથી પૂછ્યું. 'તું કોણ છે?' જવાબમાં પેલી સ્ત્રી ખડખડાટ હસી પડી. પોતાની શંકા વધારે દૃઢ થતાં કોટવાળે કહ્યું. 'તાતિયા ભીલને તું ઓળખે છે કે?'

---

* યંગહસબંન્ડની 'The story of the guides'માં આ દિલાવરખાનની આખી વાત જાણવા જેવી આપેલી છે. ચિત્રાલની લડાઈમાં તેણે અગત્યનો ભાગ ભજવ્યો હતો.

'તાતિયા ભીલને હું ઓળખું? હું તો રજપૂત છું.'

'પણ તને તાતિયાના ખબર તો હશેને?'

'ખબર તો છે, પણ મારે મારાં નાકકાન ઘરાણે મૂકવાં નથી. તમારામાં શી તાકાત છે કે તમે મને પાછળથી રક્ષણ આપો?'

કોટવાળને ગુસ્સો ચડ્યો. તેણે એકદમ પેલી સ્ત્રી તરફ દોટ મૂકી તેનો હાથ પકડી લીધોઃ 'ચાલ, તંબૂ તરફ સાહેબ પાસે; તારે બાતમી આપવી જ પડશે.'

પણ પેલી સ્ત્રીએ એક એવો ઝટકો લગાવ્યો કે કોટવાળના હાથમાંથી તેનો હાથ છૂટી ગયો ને તે દૂર ઊભી ઊભી એ લજ્જિત બનેલા વીરપુરુષ તરફ હસી રહી.

કોટવાળને શંકા પડી કે આ સ્ત્રી આટલી બળવાન છે તો એ જ તાતિયો નહિ હોય? પણ એ તો સ્ત્રી હતી. એટલામાં પેલી સ્ત્રી બોલીઃ 'હું તાતિયાને બતાવું તો તમારે મને એક હજાર રૂપિયા આપવા. બોલો છે કબૂલ? તો તાતિયાનો પત્તો હમણાં મેળવી આપું.'

કોટવાળે વાત કબૂલી લીધી. તેને આશ્ચર્ય થયું હતું. પણ તેણે જીવનભર સાહસ ખેડ્યાં હતાં, અને એક વધુ સાહસ ખેડવા એ તૈયાર થયો. એનું જે પરિણામ આવે તે ભોગવી લેવાની એની વૃત્તિ એટલી બળવાન હતી કે પોતે એકલો છે ને આ સ્ત્રી કદાચ પોતાને ઠગતી તો નહિ હોય, એવી શંકા આવેલી તે પણ ચાલી ગઈ.

આ બાજુ કર્નલ સાહેબ કોટવાળથી છુટા પડીને જંગલના બીજા જ ભાગમાં ભમી રહ્યા હતા. તે જંગલના એવા ગીચ ભાગમાં આવી પહોંચ્યા કે જ્યાં સામસામાં વૃક્ષોની વચ્ચે માર્ગ જ ન હતો. એ એમ ને એમ ત્યાં ઊભા હતા ને રસ્તાનો વિચાર કરી રહ્યા હતા ત્યાં ધડાધડ બંદૂકો ફૂટવા માંડી. તાતિયો જડવાના હર્ષોન્માદમાં કર્નલ એક પથ્થર પર ઘડીભર બેસી ગયા. માત્ર પોતે એ માન ન મેળવી શકયા એની મનમાં ખટક રહી ગઇ.

એટલામાં એમના હૃદયને થથરાવી મૂકતો કાંઈક અવાજ તેમને કાને પડ્યો. એવો શબ્દ એમણે કોઈ દિવસ સાંભળ્યો ન હતો. કોઈ જંગલી પશુ હોય તો તેને હણવા બંદૂક તૈયાર કરી તે બેઠા. પણ થોડી વારમાં એક દીન, જીર્ણ વસ્ત્રવાળો નિર્માલ્ય મજૂર લાકડાંનો ભારો લઈ એક બાજુ દોડતો નીકળ્યો. તે પણ આ વિચિત્ર શબ્દથી ડરીને દોડી રહ્યો હતો. તેનો વેષ જોઈ કર્નલને પણ દયા આવી. એટલામાં તો એક સાહેબને અહીં બેઠેલા જોઈ પેલો મજૂર ભારો નીચે મૂકી હાથ જોડીને આગળ આવ્યોઃ 'બડા સા'બ! હજુર! અન્નદાતા! ગરીબ માણસ છું, મજૂરી કરી લાકડાં ભેગાં કરું છું, અન્નદાતા! મહેરબાન!' તે કરગરવા લાગ્યો.

'અલ્યા કોણ છો તું?'

'સા'બ! અન્નદાતા! હું લાકડાંવાળો છું. મારી બૈરી સાથે અહીં આવ્યો હતો, પણ તે ક્યાંક ભૂલી પડી ગઈ છે. એને શોધવા નીકળ્યો ત્યાં આ કાંઈક અવાજ સાંભળી આ તરફ દોડી આવ્યો.'

'આ આવું જંગલ ક્યાં સુધી છે?'

'સા'બ! શી ખબર? હું મારું બૈરું લઈને હમેશાં આવું છું. આજે જ આવું થયું. કાંઈક એવો ધડાકો સંભળાયો કે હું દોડ્યો. અને મારું બૈરું તો કોણ જાણે ક્યાં રહી ગયું. અરે રામ!'

'ત્યારે ચાલ સાથે, આપણે તારી બૈરીને શોધીએ!'

'અરે અન્નદાતા! આ જંગલ તો તાતિયા ભીલનું ઘર છે. હવે કાંઈ બૈરું પાછું હાથ આવે? એ ચોર કાંઇ બૈરાંને મૂકે?'

'તાતિયો ભીલ શું અહીં—આટલામાં જ રહે છે?'

'આ જંગલમાં જ પડ્યો છે ને અન્નદાતા! એની ઝૂંપડીએ તો બૈરું ખોળી આવ્યો. પણ મસાણે ગયાં લાકડાં કાંઇ પાછાં આવે? એ તો ગઇ. બીજું શું?'

'તો મારી સાથે ચાલ—એની ઝૂંપડી બતાવ, તને ઇનામ પણ મળશે. જો આ મારી વીંટી તને મળશે.'

મજૂર વીંટીનું નામ સાંભળી રાજી થયો.

મજૂર ને કર્નલ બન્ને જંગલમાં ચાલ્યા. મજૂર રસ્તામાં બોલ્યોઃ 'સાહેબ! બૈરું પણ દાનતનું કાંક ખોટું ખરું. એની મેળે જ તાતિયાની ઝૂંપડીમાં જઇને બેઠું હોય તો ના ન પડાય.'

'એ બલેને ગમે તેમ હોય. તને તો આ મારી વીંટી મળશે ને?' કર્નલે કહ્યું; 'તેના રૂપિયા ત્રણ હજાર આવશે. બીજું બૈરું કરજે.'

'હેં સા'બ!' મજૂર આશ્ચર્યમાં સ્થિર થઈ ગયો. કર્નલે તેને વધારે લલચાવવા તેના હાથમાં વીંટી પણ આપીઃ 'ત્યારે નહિ? એમાં હીરો છે.'

મજૂરે વીંટી આમતેમ ફેરવી જોઈને પાછી આપી. બન્ને આગળ ચાલ્યા. થોડે જતાં જંગલ વધારે ને વધારે

ધાડું આવ્યું ને રસ્તો વિકટ થતો ગયો. પેલો મજૂર બોલ્યોઃ 'સાહેબ! તમારે બોલ્યું પાળવું પડશે, હો!'

'શું?'

'આ વીંટી આપવાની, જો તાતિયો જડે તો.' સાહેબે કહ્યુંઃ 'ચોક્કસ!' જંગલ તો ધાડું થતું જ ગયું. સાહેબને બંદુક લઇને ચાલવું મુશ્કેલ થઈ પડ્યું. પેલા મજૂરે સાહેબની બંદુકનો ભાર ઉપાડી લીધો.

થોડી વારમાં એક ખુલ્લી જગ્યા આવી. ત્યાં સામે એક ઝૂંપડી પાસે એકબે મનુષ્ય ઊભાં હતાં.

'તાતિયો અહીં જ રહે છે?' કર્નલે એ જોઇને પૂછ્યું.

જવાબમાં મજૂરે મૂંગા રહેવાની નિશાની કરી ને તે આગળ વધ્યો. કર્નલ પણ તેની પાછળ પાછળ ગયો. એણે નિશાની કરતાં મજૂર ઊભો રહી ગયો.

કર્નલ તેની પાસે આવ્યો. હાથ લાંબો કરી તેના કાનમાં કહ્યુંઃ 'મારી બંદુક લાવ; એ ભરેલી છે . . .'

મજૂર જરા દૂર ખસીને હસી પડ્યોઃ 'સાહેબ! તમારે બંદુકની હવે જરૂર નથી. તમે તો મારા મહેમાન છો. હું તાતિયો!'

લૉરેન્સ સાહેબ તો છક્ક થઈ ગયા. પણ એટલું સારૂં હતું કે એમનું આ પરાક્રમ જોવા કોઈ કાળી ચામડીનો આદમી ત્યાં હાજર ન હતો.

તાતિયા વિષેનો એમનો ખ્યાલ બદલાઇ ગયો. એ માનતા કે દેશીઓ આળસુ હોવાથી બહારવટીઓ પકડાતો નથી. એમનું રાજકર્તા પ્રજા તરીકેનું અભિમાન ઘવાયું પણ અહીં તો હવે ચુપચુપ ઊભા રહ્યા વિના છૂટકો ન હતો. એમને એક જ આશ્વાસન હતું કે પોતે પોતાના જ તાબાના કોટવાળની હાજરીમાં આ પ્રમાણે બની ગયા હોત તો ભારે થાત.

પણ એટલામાં એ રહીસહી આબરૂ પણ નિર્મૂળ થઇ ગઇ. તે જ વખતે પેલો કોટવાલ ને પેલી સ્ત્રી ત્યાં આવી પહોંચ્યાં. ખૂબી એ હતી કે કોટવાલ પણ હથિયાર વિનાનો જ હતો. એની બંદુકનો ભાર પણ પેલી મજૂર સ્ત્રી ઉપાડી રહી હતી! બન્ને એક બીજાને અહીં જોઇને આશ્ચર્ય પામી ગયા.

'આપ અહીં ક્યાંથી, નામદાર?' કોટવાળે પૂછ્યું.

'તમને અહીં કોણ લાવ્યું, કોટવાલ?'

'મને તો આ સ્ત્રી તાતિયો ભીલ દેખાડવાનું કહીને લાવી. ક્યાં છે તાતિયો?' તેણે પેલી સ્ત્રીને પૂછ્યું.

જવાબમાં પેલી સ્ત્રી ફરી હસીઃ 'આ કોણ છે?' તેણે તાતિયા તરફ આંગળી બતાવી.

'ત્યારે તું એની શું થાય છે?'

'હું એની જોડે ફરનારી. એની ઘરવાળી ગણો, એની રાણી ગણો, જે ગણો તે!'

કોટવાળ ને લૉરેન્સ બન્ને એકબીજાને જોઇ રહ્યા. એટલામાં તાતિયો બોલ્યોઃ 'સાહેબ! હવે જરા આરામ કરો. રોટલા બનાવીએ. નહિતર જંગલમાંથી કૈંક લાવીએ.'

સૌએ થોડાં ફળ ખાધાં. અનેક પ્રકારની વાતચીતો તાતિયાએ કરી. પોતાનાં સુખદુઃખની કથની કહી. તાતિયાની વાતથી બન્ને ઑફિસરો આશ્ચર્ય પામ્યા. પણ એમને તો એમની ફરજ બજાવવાની હતી, એટલે વાત સાંભળતા છતાં, તેઓ કાંઇ છેક અસાવધ ન હતા. કોઇક અચાનક આવી ચડે એવી આશા પણ અંતરમાં ખરી. એટલામાં ઝૂંપડીમાંથી કોઇના રડવાનો અવાજ સંભળાયો.

દેખીતી રીતે બહારવટિયો કોઈ શ્રીમંતને કેદ કરીને પૈસા કઢાવવાની વેતરણમાં હશે, ને તેવા કોઈ અભાગી આદમીનો આ અવાજ છે એમ બન્નેને જણને લાગ્યું. તાતિયો એ કળી ગયો. 'સાહેબ! હું તમે ધારો છો તેવો ખૂની નથી. આ તો એક અપંગ વૃદ્ધ કંગાળ ડોસી રસ્તામાં પડી હતી તેને હું અહીં લાવ્યો છું તે રડે છે.'

'તો મને બતાવ.' કર્નલને વાત સાચી ન લાગી.

'ખુશીથી.' કહી તાતિયો અને તેની સ્ત્રી બીરાં બન્ને ઑફિસરોને લઇને પર્ણકુટિમાં ગયાં.

કર્નલે ધાર્યું હતું કે લુટારાનું ઘર એટલે કાંઇ ને કાંઇ લૂંટ પડી હશે. પણ ઝૂંપડીમાં એક તૂટેલો ખાટલો હતોઃ એક જૂનું માટલું હતું. બીજું કાંઇ જ ન હતું. તૂટેલા ખાટલા પર એક રોગિયલ ડોશી પડી હતી ને દુઃખને લીધે ઉદકારા કરી રહી હતી.

'ડોશીમા!' તાતિયો પેલી ડોશી પાસે ગયોઃ 'મા! હવે કેમ લાગે છે? કાંઇ સારૂં છે? મેં દવા આપી તેથી કાંઇ ફેર લાગે છે, મા?'

આ લુટારાની માનવતા જોઈ કર્નલ આશ્ચર્ય પામ્યો. તેણે તાતિયાને પૂછ્યુંઃ 'તમને વૈદું આવડે છે?'

'સાહેબ, નહિ જેવું—અમારૂં જંગલવૈદું!'

ઝૂંપડીમાંથી બહાર આવ્યા પછી લૉરેન્સ સાહેબ તાતિયાને કહી રહ્યા હતાઃ 'તમારા જેવા માણસને તો સરકાર નોકર રાખવા માગે છે. હું મારાથી બનતું બધું

કરીશ. તમે આ ધંધો છોડી દો!'

પણ બહાદુર બહારવટિયો ખિન્ન અવાજે બોલ્યોઃ 'સાહેબ! હું તો કોઇ દિ' કોઇ મારું ભલું કરે એમ માનતો નથી. મેં ઘણાને મારાથી બનતું કાંઇક આપ્યું છે; પણ મને તો હમેશાં ખાસડાં જ મળ્યાં છે. મારા મનમાં એનું દુઃખ પણ નથી. દુઃખ આ એક નારી—જે મારી પાછળ ઊભી રહી છે તેનું છે.'

તાતિયાની સ્ત્રી મોં ગંભીર કરીને બોલીઃ 'મારે માટે તમારી જાતને વેચતા નહિ, હો!'

મીરાંના શબ્દે તાનિયો ને સાહેબ બન્ને ચોંકી ગયા. તાનિયો કર્નલના શબ્દમાં વિશ્વાસ મૂકવાની તૈયારી કરતો હતો ને જાગી ગયો. કર્નલને આ નારી પોતાનું હૃદય સમજી જનારી લાગી. કારણ કે પોતાને મળેલી પ્રતિષ્ઠા પર પાણી ફેરવવા આ માણસને શી રીતે હાથમાં લેવો એ વિષે જ એ વિચાર કરી રહ્યા હતા.

થોડીવાર પછી બન્ને પોલીસ ઑફિસરો બોલ્યાઃ 'હવે અમે જઇએ?'

તાનિયો હસ્યો. 'પણ તમને રસ્તો નહિ મળે. ચાલો હું મૂકી જાઉં.'

કોટવાલ ને કર્નલ ઊભા થયા. મીરાં પેલી બીમાર ડોશીની સારવાર માટે અંદર ગઈ. તાનિયો બન્ને ઑફિસરો સાથે ચાલ્યો. પણ તે સાવચેત ને હથિયારબંધ હતો. પેલા બન્ને હથિયારવિહોણા હતા. રસ્તામાં તાતિયાએ કહ્યુંઃ 'સાહેબ, મેં તાનિયો બતાવ્યો. હવે મારું ઇનામ મળવું જોઇએ!'

કર્નલ બોલ્યોઃ 'પણ અમારા ઇંગ્લંડનો રૉબિન હૂડ નામે બહારવટિયો તો ધાર્યાં નિશાન પાડતો. હજી એટલો તું કાચો છે. આ વીંટી તું ઉપાડી લે તો તું ખરો. હું આપું એમાં શી મજા!'

તાતિયો કાંઇ બોલ્યો નહિ. સહેજ મોં મલકાવીને વિચારમાં પડી ગયો. થોડે દૂર ગયા પછી અટક્યોઃ 'સાહેબ! બસ, હવે અમારી હદ આવી ગઈ. તમારાં હથિયાર હું પાછળથી મોકલી આપીશ; ને તમારી સામે તો એ નહિ જ વપરાય એની ખાતરી રાખજો.'

આટલું બોલી તાનિયો જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

પણ બહારવટિયો એક વાત ભૂલ્યો હતો. કોટવાળ ને કર્નલ બન્ને પાસે બ્યૂગલો રહી ગયાં હતાં. બહારવટિયો અદૃશ્ય થયો ન થયો કે તરત જ તેમણે બ્યૂગલો વગાડ્યાં. એ અવાજ તો છાવણી સુધી જઈ પહોંચ્યો. ઘોડેસવારો ને પાયદળ આવી પહોંચ્યાં. એકદમ સૌને જંગલ ખૂંદી વળવાનો હુકમ છૂટ્યો.

રસ્તો કાંઇક તો યાદ રહી ગયો હતો. સૌ ઝૂંપડી શોધવા તરફ વળ્યા. તાતિયાની ઝૂંપડીની બહાર નીકળ્યા પછી કર્નલે આખે રસ્તે છૂટાછુટા કાગળના કટકા તાનિયાને ખબર ન પડે તેમ વેર્યા હતા. એ નિશાનીના જોરે જંગલમાં પ્રવેશ કરવાનો હતો. પણ કાગળનો એક પણ કટકો ક્યાંય ન મળે; ને આખું જંગલ ખૂંદી વળ્યા પણ પેલી ઝૂંપડી ક્યાંય ન મળે!

વીલે મોંએ સૌ પાછા ફર્યા.

આ વાતને છસાત દિવસ થયા હશે. કર્નલને તાતિયાની ચાતુરી સમજાઇ ગઇ હતી, એટલે કોટવાળ તથા કર્નલ તંબૂની બહાર બેસી જુદાજુદા રસ્તા રોકી જંગલમાંથી તાતિયો છટકી ન શકે એની યોજના કરી રહ્યા હતા. એટલામાં શોરબકોર થઈ રહ્યોઃ 'દોડો તાનિયો! તાતિયો!' એવી બૂમ પડી ને સિપાઇઓ દોડતા જણાયા. કોટવાળ ને કર્નલ ઘોડા ઉપર ચડી મારતે ઘોડે પાછળ પડ્યા.

પણ તાતિયો ચાલાક હતો. એ તો જેટલી લૂંટ મળી એટલી લઈ રફૂ થઇ ગયો. રસ્તામાં એક તાજા જ લુટાએલા ગૃહસ્થ માથું કૂટી રહ્યા હતા. તેની પેટી ખુલ્લંખુલ્લાં પડી હતી ને રેશમી શાલદુશાલા રસ્તા પર વેરાઇ ગયા હતા.

કર્નલના નીકળતાં જ તેણે કપાળ કૂટ્યુંઃ 'હુજુર! બદમાશે મને પરદેશીને પણ ન મૂક્યો. મારો બધો માલ ગયો. હુજુર, એને પકડો, પકડો—આ હમણાં જ ગયો!'

તાતિયો વેપારીને લૂંટીને ને જે હાથ પડ્યું તે લઇને હમણાં જ ભાગ્યો છે એ વિચારથી સૌ ઉત્સાહમાં આવી ગયા. પેલા પારસી વેપારીને કર્નલે કહ્યું, 'તમે હવે જતા નહિ. તમે અહીં રહો. માણસો ચારે તરફ દોડ્યા છે, એટલે તાતિયો પકડાતાં હવે વાર નહિ લાગે. તમે હવે કાલે સવારે જ જવાનું રાખો!'

પાલણજીએ કહ્યુંઃ 'ખુદા તમને લાંબી આવરદા બક્ષે, સાહેબ!'

પાલણજી શેઠ ત્યાં રાત રહી ગયા. સાહેબના તંબૂ પાસે જ એમનો ઉતારો રાખ્યો ને એમનો કીમતી માલ હતો તે તંબૂમાં મુકાવ્યો.

આખી રાત તાતિયાને પકડવાની ધમાલ ચાલી.

કર્નલને તો રાત્રે સ્વપ્ન આવ્યું કે જાણે તાતિયો પકડાઈ ગયો છે ને માફી માગતો તેની પાસે ઊભો છે. તે ઊંઘમાં ને ઊંઘમાં કાંઇક બકી પડ્યા ને ઝબકીને જાગી ગયા. ત્યાં સામે પાલણજી ઊભો હતોઃ 'હુજુર! ફુકરો બોલ્યો છે ને મારે બહુ દૂર જવું છે.'

પાલણજીની પેટી બહાર મુકાવી દઇ કર્નલ પાછા નિદ્રામાં પડી ગયા.

સવારે સાહેબ ઊઠ્યા ને પાલણજી શેઠ સાથે એક ટુકડી નાગપુર તરફ ગઈ છે એ સમાચાર કોટવાળે આપ્યા. રાતવાળી ટુકડીઓને તાતિયાનો પત્તો ન હતો, પણ તાતિયો ક્યાંક પાસે જ ભરાઇ બેઠો છે એવી સૌને ખાતરી થઈ હતી.

કર્નલે સમાચાર સાંભળ્યા. ચા મંગાવી. અચાનક તેમની નજર આંગળી ઉપર ગઈ. ઓત્ તારીની! તે સ્તબ્ધ થઈ ગયા. આંગળી ઉપર એમની વીંટી ન હતી!

તાતિયાએ પોતાનું ઇનામ મેળવી લીધું હતું.

*

તાતિયા ભીલનાં પરાક્રમો ને સાહસોની આવી તો અનેક કથાઓ આ પ્રમાણે વેરણછેરણ પડી છે. બીજી વળી કોઈ વખતે કહેવાશે.

ધૂમકેતુ

# નાવડી મારી

ફરીથી નાવડી મારી મઝધાર સરી રહી,
ફરી આનન્ત્યને ખોળે ખેલી એ મુગ્ધ શી રહી.

આવી સરી બંદરની સલામતી,
વસુન્ધરાની સરી ગોદ આવી;
આવી ગઇ સૌ સુષમા સુખભરી,
આજે ફરી દૃષ્ટિ વિરાટની અડી.

અને એ દૃષ્ટિના સ્પર્શે મુર્છિત પ્રાણ જાગતા,
દીનહીન ફરે પાછા સાહસોત્સાહ નાચતા.

ખીલે ફરી યૌવન–કેસુડાં ને
ફોરી રહે પૌરુષના પરાગ;
મનોરથોના મલયાનિલેથી
જામે ફરી જીવનમાં વસન્ત.

વિસ્તરી નીલ આ ઊંચે અમરાઈ અનન્તની
ને વ્યાપી નીલ આ નીચે જલરાઈ અગાધની.

અનન્તની છાય તળે, અગાધના
હૈયા પરે, સ્વપ્ન ભરી નવાંનવાં,
ન્હાનીક શી નાવ મહીં સરી રહ્યો
હું માનવી અંગ વિરાટનું બન્યો.

આજે રત્નાબ્ધિ રત્નોથી વધાવે મુજ નાવને
અનુકૂલ વહી વાયુ પ્રેરે તેના પ્રવાસને

વધાવી મુજને આજે ઉષા કેસર કુંકુમે,
સન્ધ્યા સોનલ પુષ્પે ને અગ્નિલેથી નિશા રહે.

અને કદિક કાલ આ નટડી રૂપની રમ્યતા
છુપાવી, નિજ દાખવે પ્રલયમસ્ત દેહચ્છટા,
મહાર્ણવ ગભીર આ નિજ પ્રચંડ દંષ્ટ્રા મહીં
ગ્રસી લઘુક નાવડી મુજ જવા, રહે ઊછળી;
ગ્રહો, ગ્રહગણો બુઝાય સહુ એની જ્યાં ઝાપટે,
દિશે દિશ ડવે ભયે, રવથી ઘોર ઝંઝા તણે,
અને જગત કંદતું પરમ રુદ્રના તાંડવે,
તદા પણ હશે ઉરે અભય માહરા ને હશે
તહીં પ્રગટ દીપ એક અણબૂઝ શ્રદ્ધા તણો;
મળે તક અનન્ય જીવનની સિદ્ધિ કેરી, તહીં
ધરું જ ક્યમ દૈન્ય? વા ભયથી વ્યાકુળો કાં બનું?
નિરાશ્રયની વૃત્તિ વા અબળ કેમ હૈયે વહું!
હું તો મુજ બઢાવતો લઘુક નાવં, આગે સરી
મહા જલધિ રુદ્રનો પ્રબળ પ્રાણ હૈયે ભરી,
નચાવી મુજ નાવને વિષમ એની છાતી પરે,
કૃતાર્થ મુજ સૌ કરીશ મહભેર માનવ્યને.
અને કદિક જો ફના થઈ જવું પડે તો ય તે
ફના થઇ જતાં ય આ હૃદય ધન્યતા ધારશે,
અને અમર રાખશે અનમ યૌવનપ્રાણને.

તો ફરી નાવડી મારી, મઝધાર સરી રહો,
ખોળે આનન્ત્યને ખેલી ખેલી આગે બઢી રહો.

મનસુખલાલ ઝવેરી



# પાળીઆ

સ્થળ : વિદ્યાધિકારી રુદ્રશરણનું દીવાનખાનું
સમય : સવારના ૯-૧૦ને આશરે.

❙ દીવાનખાનું નિરાળા ઢંગે શણગારાએલું છે. એમાં ફાંકડા ચકચક થતા સોફા–ખુરશીઓ છે. ભરેલાં ઓછાડીઆં–ઢાંક્યા મેજ પરનાં ફૂલદાન, કાગદી ફૂલોના શણગાર સાહીને ઊભાં છે. ભીંત પર, સાચી સાટિન પર ઝીકઝીક ભરેલ પોષાકથી 'આપતાં' રવિવર્માનાં ત્રણચાર ચિત્ર છે. ખૂણામાં રેડિયો ખાખી રુગલો ઓઢીને લપાતોછૂપાતો જણાય છે. કાચના કબાટમાં પ્યાલારકાબીથી માંડી બેબીની ઢીંગલી લગીની ચીજવસ્તુ ખડકાઈ છે. ઠામઠામ વિદ્યાધિકારીની કચેરીની સમૂહતસ્વીરો ઝગમગતી તક્તીઓ સાથે ટીંગાડાઇ છે. વચ્ચે આખા કુટુંબની તસ્વીર છે. એ છબીને પડખે બે જુવાનિયાઓની–રુદ્રશરણ સાહેબના નાના અને મોટા દીકરાની–છબીઓ પણ છે. ❙ છેલ્લા કેટલાક દિવસથી આ તસ્વીરો નીચે, સાહેબ દૂરના ગામમાંથી ઊચકી લાવેલા તે એક પાળીઓ પણ મૂકવામાં આવ્યો છે;–ઘરના શણગાર સાથે મેળ ન જામતો હો'ય એમ અતડો અને અતડો. ❙ અત્યારે રુદ્રશરણની દીકરી પલ્લવી અને એની સહીઅરો પાળીઆ આજુબાજુ વીંટળાઇને બેઠી, ઊભી છે. પલ્લવી ભાષણકર્તાની ઢબે એક હાથ કેડે મૂકી બીજા હાથથી પ્રશ્નાર્થની મુદ્રા રચે છે.

પલ્લવી: અને તમે એ ય નથી જાણતાં કે અભયસિંગ કોણ હતો?

રમા: લે, તે અમે ક્યાંથી જાણીએ?

ઉષા: હા'સ્તો, અમે ક્યાંથી જાણીએ? અમે ઓછા તારી જેમ ગામડે ગામડે ટીચાયા છીએ!

તારા: એ ટીચાયું ન કહેવાય. એતો કહેવાય 'ઇન્સ્પેક્શન'; ખરૂંને, પલ્લુ?

પલ્લવી: જો તારે મશ્કરી જ કરવી હોય તો મારે વાત નથી કરવી.

રમા: તને તો, બાઇ, છીંકતાં છીંડાં પડે છે!

પલ્લવી: કોણ જાણે તમને લોકોને ક્યાંથી આ આદત પડી છે? બાપુજી રોજ કહે છે...

ઉષા: (વચ્ચેથી બોલતાં) પણ પલ્લુ, તું આ પાળિયાની વાત કરતી હતી ને!

તારા: હા, હા; એ અભયસિંગ કોણ હતો?

પલ્લવી: રાજપુર કરીને ઉત્તરમાં એક ગામ છે. એક વાર અમે ત્યાં ગયા હતા. (તારા ઉષા સામે આંખમિચકારો કરી લે છે.) ત્યાં ગામને ગોંદરે આ ખાંભી પડી હતી.

રમા: ગામને ગોંદરે?

પલ્લવી: અરે ગાંડી, તું એટલુંયે નથી જાણતી કે આવા પાળિયા તો ગામને ગોંદરે જ મૂકાય?

તારા: હશે એ તો. તું તારે આગળ ચલાવને.

પલ્લવી: અમે તો સીધા ચોરે ગયા. ત્યાં બાપુજીને મળવા એક બુઢ્ઢા ડોસાજી આવ્યા. કેડ વળી ગએલી, ચામડી લબડી ગએલી, વાળ બધા ધોળા.

ઉષા: એનું નામ અભયસિંગ?

તારા: (હસી પડે છે) અરે ઉષા!

પલ્લવી: તારામાં વાત સમજવાની તો શું, સાંભળવા જેટલી ય અક્કલ નથી. અભયસિંગ શું એવો ઘરડો ખખ હોય?

ઉષા: (સહજ ડઘાઇને) તે લે, મને શી ખબર? હોયે ખરો, કદાચ.

તારા: જવા દે એ બધું. પલ્લુ, તું તારે વાત આગળ ચલાવ.

પલ્લવી: અને એ ડોસાજીએ વાત કીધી. બસો વર્ષ પહેલાં લશ્રસરામાં ગામમાં ધાડ પડી.

ઉષા: લૂટારુ આવ્યા? હથિયારબંધ? કેટલા હતા? ઘોડે ચડીને?

પલ્લવી: (સાચે જ ચીડાઇને) હા લૂટારુ આવ્યા. અને કાંઇ બગીચામાં ફરવા ન'તા નીકળ્યા કે હથિયાર વિના આવે. સંખ્યા ગણી ન'તી; અને એ જમાનામાં ઘોડાની જાત ઘણી સારી હતી.

રમા: ઉષા, તું મૂંગી રહેવાની હોય તો જ વાત આગળ ચાલશે; હા પછી, એમ ન કહેતી કે કીધું નહોતું.

ઉષા: તમે લોક તો ખાલી ખીજાઈ જાઓ છો. હવે નહિ પૂછું, બસ!

પલ્લવી: અભયસિંગ તો લગ્નને માંડવે હતો. એની ઘરડી માનો એકનો એક દીકરો. હાથે મીંઢળ બાંધેલું...

ઉષા: મીંઢળ?

તારા: (આંખો કાઢી) હા, મીંઢળ. (ઉષા ગભરાય છે.)

પલ્લવી: અને ધાડની ખબર પડી. બધા તો ગભરાઈ ગયા. પરગામની જાનો આવેલી. ગામને માથે કાળી ટીલી આવશે એ બીકે બધા સમસમી ઊઠ્યા. પણ કોઈ ધાડપાડુને રોકવા આગળ જતું નથી. વાણિયાવાડમાં ધાડપાડુઓ પહોંચ્યાના ખબર આવ્યા, અને અભયસિંગથી ન રહેવાયું. મંડપમાંથી એ બહાર નીકળ્યો.

ઉષા: એમ ને એમ?

રમા: ના, ઉષાને લઇને! આ શી આદત છે, ઉષુ?

પલ્લવી: એની મા એને કેટલું કરગરી; ખોળા પાથર્યા; પણ એ તો એકનો બે ન થયો.

તારા: (અસ્ફુટ) કેમ કરીને થાય!

પલ્લવી: કહે, મા, તું આવી છે મને રોકવા? તું? ઘરડી મા શરમાઈ ગઈ. અને અભયસિંગ ચાલી નીકળ્યો. હાથમાં...

ઉષા: (અધવચ્ચેથી) બંદૂક? તલવાર?

પલ્લવી: કશું ય હથિયાર નહિ. અને સીધો પહોંચ્યો વાણિયાવાડે. ધાડપાડુઓ તો ગાંસડાંપોટલાં બાંધીને ભાગતા હતા ત્યાં જઇને અભયસિંગે પડકાર કર્યો: મારી ફજ્જે.

ઉષા: મારી ફજ્જે?

તારા: હા, શરા બનજે. ભાગી ન જતા. સમજતી ન હોય તો પૂછપૂછ શું કરવાને કરે છે? નકામની વાત મારી નાખે છે?

પલ્લવી: અને એણે તો એકના હાથમાંથી બંદૂક આંચકીને જમગરી ચાંપી. બધા ભાગવા માંડ્યા, ફીણી પૂંછડીએ.

ઉષા: ભાગી ગયા? લડ્યા નહિ?

રમા: એ તે ક્યાં વાત માંડી'તી તે લડે?

પલ્લવી: પણ જતાં જતાં એકે અભયસિંગને ગોળીએ વીંધ્યો.

ઉષા: મરી ગયો?

તારા: હા. અને બાકીની વાત હું કહું. આ એનો પાળિયો. ગામડાંની રીત, કોઇની યાદગીરી રાખવાની; ખરું ને, પલ્લુ?

પલ્લવી: હા. અને બાપુજીએ ગામમાં નિશાળ ખોલાવી આપી ત્યારે ગામલોકે બાપુજીને કશુંક આપવું એમ ઠરાવ્યું. પણ બાપુજી કહે, મારાથી કશું ન લેવાય. એમાં ક્યાં મેં મોટો માર માર્યો છે!

ઉષા: પછી, પછી?

પલ્લવી: પછી તો આમ બાપુજી ના કહે અને ગામલોક આગ્રહ કરતા જાય. છેવટે બાપુજીએ કહ્યું, હું તો ગામ પાસેથી એક જ ચીજ લઉં. ગામલોક પૂછે, શું? તો કહે, અભયસિંગનો પાળિયો.

રમા: ગામલોક તો જોવા જેવા થઇ ગયા હશે!

પલ્લવી: હા. કહે, સાહેબ, માગી માગીને પથરો માગ્યો? એક જણ તો કહે, 'સાહેબ, આ પાળિયા માગીને તો આપે ગામનું નાક કાપી નાખ્યું.

ઉષા: પછી? સાહેબે શું કીધું?

પલ્લવી: બાપુજી કહે, એને પથરો ન સમજે. એ તો છે સંસ્કારનું સંભારણું.

ઉષા: પથરામાં સંસ્કાર?

[પલ્લવીની મા માનકુંવર દાખલ થાય છે.]

માનકુંવર: બસ, પલ્લુ, તારું તો એનું એ જ પાળિયાપુરાણ ચાલે છે ને? છે તને કશી ફિકર? નાનાભાઈ રાતના આવ્યા નથી. પણ તને છે કશો અજંપો?

પલ્લવી: તેમાં હું શું કરું? બાપુ ને બાઇ ગયા છે ખબર કાઢવા; આવતા હશે હમણાં. તું તો ખાલી ચિંતા કરે છે.

તારાઃ હા, માશી, હમણાં આવતાં હશે. નાનાભાઇ તો કોઈ ભાઈબંધ દોસ્તદારને ત્યાં રહી પડયા હશે.

માનકુંવરઃ શું રહી પડયા હશે? તમને છોકરાંઓને થયું છે શું? મારી મૂઇનું કોણ સાંભળે? પણ હું તો રોજ કે'તી'તી કે નાનાના ઢંગ સુધારો. છે મારા મોટાને કશું? છોકરાં તો એવાં કલાગરાં જોઇએ.

પલ્લવીઃ બા, તું તો નકામનો કાગનો વાઘ કરે છે. હમણાં નાનાભાઇ આવી પહોંચ્યા સમજને.

માનકુંવરઃ બેસ હવે મોટી, દિલાસો દેવા આવી છે તે. હું ય જાણું છું કે આવી પહોંચશે. પણ કહ્યા વિના કેમ ગયો? આજનો જમાનો...

પલ્લવીઃ નાનાભાઈ તો બહાદુર છે. એને કશી ય અણવઘ્ન નથી થવાની.

ઉષાઃ હા, કાકી, નાનાભાઈ કહેતા'તા...

માનકુંવરઃ કહેતા'તા! શું કહેતા'તા?

તારાઃ (ઉષાની ફ્રમકે આવી) કે મનમાં કશીય બીક ન રાખવી. જેણે બીક કાઢી નાખી એણે... (યાદ કરતાં) શું કહ્યું'તું, પલ્લુ?

માનકુંવરઃ કહ્યું'તું! ધૂળ ને ઢેફાં બધાં. બસ, આ ચપ ચપ બોલતાં જ શીખ્યા ગયાં છે. ઘરની અને ઘરનાંની તો જરાકે ફિકર ચિન્તા જ નહિ. મારો મોટો ન હોત તો તો મારી મૂઇનો જન્મારો જ એળે જાત.

પલ્લવીઃ તને તે કેવી રીતે સમજાવવી, બા?

ઉષાઃ માશી, પલ્લુ અમને... આ પાળિયો.

માનકુંવરઃ હા. પાળિયો. હું તો કહી કહીને થાકી કે ઘરમાં પાળિયા ન હોય. એ તો ગામડાંમાં ભાગોળે જ સારા. અને આપણને એ કામના ય શા? જોઇએ તો ધોબીના પથરા—કે ધોવામાં તો ખપ લાગે! પણ મારી મૂઇનું કોણ સાંભળે?

તારાઃ માશી, તમે તો ભઇસાબ, એક વાત પકડી તે બસ!

માનકુંવરઃ હા, બાઈ, તમારાં બધાંની નજરે તો અમે રહ્યા જડ, અક્કલ વિનાના. અને તમારા પેલા અક્કલવાળાને કેમ નથી કે'તા કશું? બાપણો તો બહુ ફૂંકે છે ને? જાણે ઝાઝું બોલવામાં જ બહાદુરી આવી! છે મારા મોટાને કાંઇ બોલવાનું? ખપ વિના બોલવું શું? નાનો કહ્યા વિના દિવસોના દિવસો અને રાતોની રાતો બહારનો બહાર રહ્યા કરે છે, તે કહોને જરા એને?

[રુદ્રશરણ અને એમના મોટા દીકરા પ્રદીપને આવતા જોઈ માનકુંવર અધવચ્ચે અટકે છે. ખુરશી-માંથી ઊઠી જઇ, અવાજ બદલી આગળ આવી]

માનકુંવરઃ ક્યાં હતો? મળ્યો પત્તો?

[રુદ્રશરણ આગળ પડેલી ખુરશીમાં બેસે છે. પ્રદીપ પાસે જ ઊભો રહે છે]

માનકુંવરઃ (એકથી બીજાના સામું જોઇ) કોઇ કશું બોલશો ય ખરા, કે... (પાલવથી મોં લૂછી) આના કરતાં તો મોત આવે તો ય સારું. ન દેખવું કે દાઝવું. હૈયા હોળી તો નહિ? કોઇને અરધો સખુને કહેવાનું મન થાય છે? નાના....

રુદ્રશરણઃ હવે તમે બોલી રહ્યાં? ('તમે' ઉપર ખાસ ભાર મૂકયો છે, માનકુંવરથી એ અજાણ્યું નથી રહેતું.) પ્રદીપ, કહે એમને.

પ્રદીપઃ કાંઈ પત્તો ન લાગ્યો.

માનકુંવરઃ કાંઈ પત્તો ન લાગ્યો? ક્યાં ખબર કાઢી? નવલશંકરને ત્યાં?

રમાઃ માશી, અમારે ત્યાં હોત તો હું કહેત નહિ?

માનકુંવરઃ હું તો ભાનભૂલી છું, બાપા. ઈશ્વર-પ્રસાદને ત્યાં જોયું'તું? (પ્રદીપ ડોકું હલાવી હા પાડે છે.) ત્યાં યે નહિ તો પછી... પેલા નવનિધરાય? હમણાંનો એ ત્યાં ખૂબ જતો હતો.

રુદ્રશરણઃ ગયો'તો ત્યાં. પ્રદીપ, કહે, વાત કર. એટલું ય મારે કહેવું જોઇએ?

પ્રદીપઃ કાલ સાંજે ત્યાં ગયો હતો. મનુભાઇને કહેઃ ચાલ ફરવા જઇએ. મનુએ ના કહી એટલે 'જરા છાતી મજબૂત કરતો રહે' કહી જતો રહ્યો.

રુદ્રશરણઃ છાતી મજબૂત કરો! જાણે નફટાઇમાં જ હિમ્મત આવીને વસી ન હોય! (માનકુંવરને) તમારા દીકરાનો કયાંય પત્તો નથી. હું તો વારંવાર તમને કહેતો કે નાનાના ઢંગ સારા નથી જણાતા. જરા ઓછાં લાડ લડાવો.

માનકુંવરઃ છેવટે વાંક તો મારો જ નીકળવાનો. શા લાડ લડાવ્યા મેં? કે'શો જરા?

રુદ્રશરણઃ બાળક ઉપર તો આપણે પાડીએ એ જ સંસ્કાર પડે. સંસ્કાર એ જ સર્વસ્વ.

[તારા ઉષા રમાની નજર અચાનક જ પાળિયા પર પડે છે. પલ્લવી પ્રદીપને જોઇ રહી છે. પ્રદીપ મૂંગો ઊભો છે.]

માનકુંવરઃ હું પણ એ જ કહું છું. પણ મારું મૂઇનું...

તારાઃ હા, માશી, હમણાં આવતાં હશે. નાનાભાઈ તો કોઈ ભાઈબંધ દોસ્તદારને ત્યાં રહી પડયા હશે.

માનકુંવરઃ શું રહી પડયા હશે? તમને છોકરાંઓને થયું છે શું? મારી મૂર્ખનું કોણ સાંભળે? પણ હું તો રોજ કે'તી'તી કે નાનાના ઢંગ સુધારો. છે મારા મોટાને કશું? છોકરાં તો એવાં કહ્યાગરાં જોઈએ.

પલ્લવીઃ બા, તું તો નકામનો કાગનો વાઘ કરે છે. હમણાં નાનાભાઈ આવી પહોંચ્યા સમજને.

માનકુંવરઃ બેસ હવે મોટી, દિલાસો દેવા આવી છે તે. હું ય જાણું છું કે આવી પહોંચશે. પણ કહ્યા વિના કેમ ગયો? આજનો જમાનો...

પલ્લવીઃ નાનાભાઈ તો બહાદુર છે. એને કશી ય અળવણ્ નથી થવાની.

ઉષાઃ હા, કાકી, નાનાભાઈ કહેતાં તો...

માનકુંવરઃ કહેતા'તા! શું કહેતા'તા?

તારાઃ (ઉષાની કુમકે આવી) કે મનમાં કશીય બીક ન રાખવી. જેણે બીક કાઢી નાખી એણે... (યાદ કરતાં) શું કહ્યું'તું, પલ્લુ?

માનકુંવરઃ કહ્યું'તું! ધૂળ ને ઢેફાં બધાં. બસ, આ ચપ ચપ બોલતાં જ શીખી ગયાં છે. ઘરની અને ઘરનાંની તો જરાકે ફિકર ચિન્તા જ નહિ. મારો મોટો ન હોત તો તો મારી મૂર્ખનો જન્મારો જ એળે જાત.

પલ્લવીઃ તને તે કેવી રીતે સમજાવવી, બા?

ઉષાઃ માશી, પલ્લુ અમને... આ પાળિયો.

માનકુંવરઃ હા, પાળિયો. હું તો કહી કહીને થાકી કે ઘરમાં પાળિયા ન હોય. એ તો ગામડામાં ભાગોળે જ સારા. અને આપણને એ કામના ય શા? જોઈએ તો ધોબીના પથરા—કે ધોવામાં તો ખપ લાગે! પણ મારી મૂર્ખનું કોણ સાંભળે?

તારાઃ માશી, તમે તો ભઈસાબ, એક વાત પકડી તે બસ!

માનકુંવરઃ હા, બાઈ, તમારાં બધાંની નજરે તો અમે રહ્યા જડ, અક્કલ વિનાના. અને તમારા પેલા અક્કલવાળાને કેમ નથી કે'તા કશું? બાપડો તો બહુ ઝૂડે છે ને? જાણે ઝાઝું બોલવામાં જ બહાદુરી આવી! છે મારા મોટાને કાંઈ બોલવાનું? ખપ વિના બોલવું શું? નાનો કહ્યા વિના દિવસોના દિવસો અને રાતોની રાતો બહારનો બહાર રહ્યા કરે છે, તે કહોને જરા એને?

[રુદ્રશરણ અને એમના મોટા દીકરા પ્રદીપને આવતા જોઈ માનકુંવર અધવચ્ચે અટકે છે. ખુરશી-માંથી ઊઠી જઈ, અવાજ બદલી આગળ આવી]

માનકુંવરઃ ક્યાં હતો? મળ્યો પત્તો?

[રુદ્રશરણ આગળ પડેલી ખુરશીમાં બેસે છે. પ્રદીપ પાસે જ ઊભો રહે છે]

માનકુંવરઃ (એકથી બીજાના સામું જોઈ) કોઈ કશું બોલશો ય ખરા, કે... (પાલવથી મોં લૂછી) આના કરતાં તો મોત આવે તો ય સારું. ન દેખવું કે દાઝવું. હૈયા હોળી તો નહિ? કોઈને અરધો સખુને કહેવાનું મન થાય છે? નાના...

રુદ્રશરણઃ હવે તમે બોલી રહ્યાં? ('તમે' ઉપર ખાસ ભાર મૂકયો છે, માનકુંવરથી એ અજાણ્યું નથી રહેતું.) પ્રદીપ, કહે એમને.

પ્રદીપઃ કોઈ પત્તો ન લાગ્યો.

માનકુંવરઃ કાંઈ પત્તો ન લાગ્યો? ક્યાં ખબર કાઢી! નવલશંકરને ત્યાં?

રમાઃ માશી, અમારે ત્યાં હોત તો હું કહેત નહિ?

માનકુંવરઃ હું તો ભાનભૂલી છું, બાઈ. ઈશ્વર-પ્રસાદને ત્યાં જોયું'તું? (પ્રદીપ ડોકું હલાવી હા પાડે છે.) ત્યાં યે નહિ તો પછી... પેલા નવનિધરાય? હમણાંનો એ ત્યાં ખૂબ જતો હતો.

રુદ્રશરણઃ ગયો'તો ત્યાં. પ્રદીપ, કહે, વાત કરે. એટલું ય મારે કહેવું જોઈએ?

પ્રદીપઃ કાલ સાંજે ત્યાં ગયો હતો. મનુભાઈને કહેઃ ચાલ ફરવા જઈએ. મનુએ ના કહી એટલે 'જરા છાતી મજબૂત કરતો રહે' કહી જતો રહ્યો.

રુદ્રશરણઃ છાતી મજબૂત કરો! જાણે નફટાઈમાં જ હિમ્મત આવીને વસી ન હોય! (માનકુંવરને) તમારા દીકરાનો ક્યાંય પત્તો નથી. હું તો વારંવાર તમને કહેતો કે નાનાના ઢંગ સારા નથી જણાતા. જરા ઓછાં લાડ લડાવો.

માનકુંવરઃ છેવટે વાંક તો મારો જ નીકળવાનો. શા લાડ લડાવ્યા મેં? કે'શો જરા?

રુદ્રશરણઃ બાળક ઉપર તો આપણે પાડીએ એ જ સંસ્કાર પડે. સંસ્કાર એ જ સર્વસ્વ.

[તારા ઉષા રમાની નજર અચાનક જ પાળિયા પર પડે છે. પલ્લવી પ્રદીપને જોઈ રહી છે. પ્રદીપ મૂંગો ઊભો છે.]

માનકુંવરઃ હું પણ એ જ કહું છું. પણ મારું મૂર્ખનું...

રુદ્રશરણ: કોણ સાંભળે? જીવનમાં શિસ્ત નહિ. નાનાને તમે જ ફટવી મૂક્યો. લપલપ ચપચપ બોલતો જ કરી દીધો. બસ, નાનામોટાનો વિવેક, મર્યાદા, વિનય કશું જ ન મળે. ઘરને તો વીશી સમજી મૂકી છે. અને નાના પછી પલ્લુનેય તમે ઠીક સંસ્કાર પાડતાં લાગો છો!

[તારા, રમા અને કૃપાને બહાર નીકળી જવાની ઈશારત કરે છે. કૃપા સમજતી નથી. રમા એનો હાથ ખેંચે છે.]

રમા: અમે જઈએ, માશી.

માનકુંવર: બસ, જવું છે? પલ્લુ તો . . .

ઉષા: (ગએલી જીભ અચાનક આવી હોય એમ) પલ્લુબેનને લઈ જઈએ?

[તારા અને રમા ડઘાઈ જાય છે.]

રુદ્રશરણ: ક્યાં લઈ જવી છે પલ્લુને? પલ્લુ, ક્યાંય જવાનું નથી.

[પલ્લુનું મોં પડી જાય છે. તારા કૃપાને લગભગ ધક્કો મારી ઓરડા બહાર લઈ જાય છે. રમા પાછળ પાછળ જાય છે.]

માનકુંવર: આવજો, હોં.

[પલ્લુથી રોઈ પડાય છે.]

રુદ્રશરણ: શું છે છોકરી?

માનકુંવર: શું કામ એને દબડાવો છો?

[પલ્લવી માનકુંવર પાસે આવી લગભગ માથું ઢાળી ઊભી રહે છે.]

રુદ્રશરણ: આ જ મને નથી ગમતું. તમે નથી જાણતાં તમે છોકરાંની જિંદગી બગાડી રહ્યાં છો. આ જ રીતે નાનો . . . તમારે ભરોસે મૂકી દીધો અને છોકરા . . . (અચાનક જ જીભ અટકી જાય છે. થોડી વાર બાદ રુદ્રશરણના અવાજમાં કડવાશ અને કર્કશતાને સ્થાને સહેજ ખિન્નતા આવે છે.) એમને એટલું તો ભાન રહેવું જોઈએને કે આમને કેટલી ચિંતા થશે?

[પલ્લવીનું ડૂસકું એમનું ધ્યાન તોડાવી દે છે.]

રુદ્રશરણ: (અવાજની ખિન્નતા આવી એટલી ગતિથી જ પાછી ચાલી ગઈ હોય છે.) પલ્લુ . . . રુવે છે કેમ?

[અવાજ તરડાઈ જાય છે.]

માનકુંવર: (પલ્લુની આંખ લૂછી) પલ્લુ, જા બેટા! મોં લૂછી નાખ.

[પલ્લવી બહાર જાય છે. માનકુંવર એને બહાર જતી જોઈ રહે છે.]

માનકુંવર: (પલ્લવી બહાર પહોંચી ગઈ છે એની ખાતરી બાદ આગળ આવી) અને આ શું માંડ્યું છે?

રુદ્રશરણ: તમે! તમેય! . . .

પ્રદીપ: બાપુ . . .

રુદ્રશરણ: (મખેદ વિસ્મયથી ટીકી રહી) પ્રદીપ

પ્રદીપ: બાપુ, આ અસહ્ય છે.

રુદ્રશરણ: અસહ્ય છે? શું અસહ્ય છે!

પ્રદીપ: હવે તો આ ઘરમાં ગુંગળામણ થાય છે.

માનકુંવર: મોટા . . .

પ્રદીપ: બા, આખી જિંદગીમાં હું નથી બોલ્યો.

રુદ્રશરણ: શું બોલવાનું છે!

પ્રદીપ: બાપુ, અવિનય થતો હોય તો માફ કરજો.

માનકુંવર: મોટા, શું કરે છે તું!

પ્રદીપ: બા, શા વાંકગુને અમને પત્થરના ટુકડાથી પણ . . .

રુદ્રશરણ: બસ, મારે નથી સાંભળવું. આ ઘરમાં આવી અમર્યાદા નહિ ચાલી શકે. અહીં નફાવવું હોય તો . . .

પ્રદીપ: બાપુ, તમે આટલી આસાનીથી રજા દેશો એમ મેં ક્યારેય ન'તું કલ્પ્યું.

માનકુંવર: મોટા! (એનો હાથ પકડવા જાય છે.)

રુદ્રશરણ: જવા દો એને.

પ્રદીપ: અને પલ્લુ અને નાનાભાઈને પણ મારી સાથે લેતો જાઉં છું.

[માનકુંવરથી રડી જવાય છે.]

માનકુંવર: ઓ, મા . . .

રુદ્રશરણ: (ખુરશીમાંથી ઊભા થઈ) શું માંડ્યું છે આ? એમને ને તારે શું છે! . . .

પ્રદીપ: મારે એમને મારી જેમ જીવતાં મરેલાં નથી જોવાં. આ ઘરમાં તો . . .

રુદ્રશરણ: (અધવચ અટકાવી) શું છે આ ઘરમાં? સારામાં સારા સંસ્કાર તમને મળે એ માટે મેં મારી



પ્રાણીઓથી સમૃદ્ધ આરાવળની પાર્વતીય ભૂમિનો મને ઠીક પરિચય થયો ગણાય. રણમાં ભમ્યો નથી, પણ રણના પ્રતિનિધિ જેવાં કેટલાંક સ્થળો મેં જોયાં છે. બાકી તો નળકંઠાના ઉપલાણ સિવાય આ આખો પ્રદેશ હું પગ તળે કાઢી ચૂક્યો છું. એ પરિભ્રમણ દરમ્યાન વિવિધ પ્રાણીઓના સમાગમમાં હું આવ્યો છું. થોડાક અપવાદ સિવાય પંખીઓમાં તો ઘણાંખરાંનો મને પ્રત્યક્ષ પરિચય છે. એવું જ સાપનું. એવું જ બીજાં સરીસૃપોનું. મીઠા જળનાં માછલાંનો સંગ્રહ તો મારો જાતનો જ છે. પશુઓમાં પણ સિંહ અને વાઘ, થોડાંક હરણ અને ચામાચીડિયાં સિવાય ઘણાંખરાંને મેં વન્ય દશામાં જોયાં છે. જે પ્રાણીઓ મેં નથી જોયાં એ માટે પુરોગામીઓના અનુભવનો આધાર મેં લીધો છે.

છતાં આ યાદીમાં ઉત્તર ગુજરાતનાં તમામ પ્રાણીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એમ તો ન જ કહેવાય. ખૂબ ઓછી સંખ્યામાં થનારાં, આપણે ત્યાં ઋતુભેદે કવચિત્ જ અને કોઇક જ સ્થળે આવનારાં, અને વ્યાપક છતાં આત્મગોપનની ટેવને લીધે જનનજરે જવલ્લે ચડનારાં, અથવા નજરે ચડે છતાં અત્યંત સામ્યને લીધે જેમનો ગોત્રગોત્ર વચ્ચેનો ભેદ સહેજે પરખવામાં ન આવે એવાં કેટલાંક પ્રાણીઓ અહીં આપ્યાં નથી. કારણ, એક તો હું અહીં પ્રાણીઓનો ઇતિહાસ લખવા નથી બેઠો; તેમ 'કુમાર'ની વિષયમર્યાદા પણ મારે સાચવવાની રહી. એટલે ન તો મોટું પુરાણ રચાઈ જાય કે ન તો કેવળ નામસ્મરણ પૂરતા જ ઉપયોગવાળું પ્રાણિસહસ્રનામનું સ્તોત્ર બને, એ નજરમાં રાખી, પ્રાણીઓના પરિચયપૂર્વક એમની વ્યાપકતા તથા પરસ્પરનો સંબંધ ધ્યાનમાં આવે એવી યાદી તૈયાર કરવાનો મધ્યમ માર્ગ મેં સ્વીકાર્યો છે. એટલા પૂરતી એમાં થોડી ત્રૂટીઓ અને અશાસ્ત્રીયતા રહી ગઇ છે; પણ એને તો નભાવ્યે જ છૂટકો.

**આ** યાદી અન્ય પણ એક રીતે અધૂરી છે. એમાં અંગ્રેજી તેમજ શાસ્ત્રીય સંજ્ઞાઓ આપી નથી. પાછલા તમામ લેખોમાં મેં મિથ્યાપાંડિત્યનો અપવાદ વહોરીને પણ અંગ્રેજી અને લાટીન નામો આપવાનો રિવાજ રાખ્યો હતો; એ હેતુથી કે એ નામોનો આશ્રય લેવાથી જિજ્ઞાસુને અંગ્રેજી ગ્રન્થો ઉકેલવા સરળ પડે. અહીં એવાં નામો આપ્યાં હોત તો આ યાદીની ઉપયોગિતા ખૂબ વધી જાત એ હું જાણું છું, છતાં 'કુમાર' કેવળ વૈજ્ઞાનિકોનું પત્ર નથી એ વિચારે મારી ઉત્કંઠા દબાવવી પડી છે.

શાસ્ત્રીય સંજ્ઞાના ઉલ્લેખ અંગે પણ એક વાત જણાવી દઉં. પ્રાણીઓને લગતા અંગ્રેજી શબ્દોનું ગુજરાતી રૂપાન્તર કરતાં મેં જે પરિભાષા યોજી છે, એમાં ઘણાને મારી બદ્ધબદ્ધતા દેખાશે; પણ એમાં હું નિરુપાય છું. વણખેડાએલી ગુજરાતી ભાષા વૈજ્ઞાનિક પરિભાષા તૈયાર કરવામાં નકામી હોવાથી એ માટે કાં તો સંસ્કૃતનો અગર ફારસી-અરબીનો કે એ ત્રણેના વર્ણસંકર શબ્દોનો આશ્રય લેવો રહ્યો. જન્મથી તેમજ સંસ્કારે મારો ઉછેર સંસ્કૃતભાષાભાષી વંશનો હોવાથી મારા માટે પરિભાષાનું વાહન સંસ્કૃત જ હોઇ શકે. તેથી બન્યું ત્યાં લગી મેં સંસ્કૃત સાહિત્યમાં વપરાયલા શબ્દોમાંથી જ પરિભાષા શોધી છે. નછૂટકે જ નવી સંજ્ઞાઓ રચી છે.

વળી, આવી પરિભાષા વાપર્યા વિના છૂટકો પણ નથી. વનસ્પતિઓ તેમજ પ્રાણીઓના અભ્યાસની સુગમતા સારૂ તેમજ પ્રાગિતિહાસકાળથી આજ સુધી એમનો વંશવેલો શી રીતે ફાલ્યોફૂલ્યો છે એ વિચારવાના હેતુથી, એમના સાધર્મ્ય-વૈધર્મ્યના આધારે વિદ્વાનોએ એમના સંબંધદર્શક વિશિષ્ટ વિભાગવ્યવસ્થા કરી છે. એમાં પ્રથમ 'વ્યક્તિ' : Species. વયની અસમાનતા તથા લિંગભેદ સિવાય અન્ય રીતે અંગઉપાંગની તેમજ શરીરના વ્યાપારોની એક જ પ્રકારની રચનાવાળાં, વંશવર્ધનની શક્તિવાળી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી નર માદાનો સંબંધ થઇ શકે એવા સ્વભાવવાળાં પ્રાણીઓ તે જ 'વ્યક્તિઓ.' પ્રાણીઓ (તેમજ વનસ્પતિઓ)ના વર્ગીકરણનો આ પાયો. દા. ત. ગાય. પછી 'ગોત્ર'. રૂપરંગની તેમજ શરીરરચનાની સમાનતા હોય, છતાં થોડાક નૈસર્ગિક ભેદવાળી અને પ્રજોત્પત્તિના કુદરતી સંબંધના અભાવ પૂરતી જુદી પડી જતી છતાં એક જેવી લાગતી વિવિધ વ્યક્તિઓને એક જ જૂથમાં મૂક્યાએ એને 'ગોત્ર'–Genus નામ અપાય છે. જેમકે, ગાય અને ભેંસ વચ્ચે પ્રજોત્પાદનનો સંબંધ નથી; છતાં એકાદ બે (ગલકંબલ તથા રૂપરંગના) ફેર સિવાય આ બંને એક જ ગોત્ર 'bos'નાં, ગોત્ર ધર્મવાળાં પ્રાણીઓ છે. એવી જ રીતે ગવય અગર વગડાઉ ગાય પણ એમની સગોત્રી ગણાય. સમાન ધર્મવાળાં કેટલાંક ગોત્ર ભેગાં કરી 'કુલ'–Family બને. દૃષ્ટાન્ત તરીકે, બકરાં, ઘેટાં, છીંકારાં, કાળિયાર, રોઝ, ગાય,

ભેંસ વગેરે વિવિધ ગોત્રનાં પ્રાણીઓ, 'વાગોળવા'ના સામાન્ય સ્વભાવને લીધે એક જ Ruminants-કુલનાં ગણાય. થોડાંક કુલ ભેગાં કરી એક 'ગણ'–Tribe. થોડાક ગણ અગર અનેક કુલ (દા.ત. હાથીનું કુલ, ઘોડાનું કુલ, ગેંડાનું કુલ, ભુંડનું કુલ, ગાયનું કુલ, સાબરનું કુલ વગેરે) ભેગાં કરી, એક 'વર્ગ'–Order; જેમકે ખરીવાળાંનો વર્ગ: Ungulata. અનેક વર્ગનો એક 'વંશ'-Class; ખરીવાળાં, શ્વાપદ વગેરેનો Mammalia. છેલ્લે, અનેક વંશનો એક 'સમુદાય'-Phyllum; જેમકે: આંચળવાળાં, પંખી, માછલાં વગેરેનો 'પૃષ્ઠવંશવાળાં' Vertebrataનો સમુદાય. ગુણસાધર્મ્યના આધારે આવા જ વિભાગ વનસ્પતિઓના પણ પાડવામાં આવે છે.

આ યાદીમાં પણ ઉપરના નિયમે જ પ્રાણીઓના ભેદ પાડવામાં આવ્યા છે: માત્ર એક અપવાદ સિવાય. વૈજ્ઞાનિકો દરેક વનસ્પતિ તેમજ પ્રાણીને બે (નવી પદ્ધતિ પ્રમાણે ત્રણ) શાસ્ત્રીય નામ આપે છે. એક વ્યક્તિદર્શક, બીજું ગોત્રવાચક. 'સિંહ' કહેવું હોય તો એનું વ્યક્તિદર્શક 'Leo' એવું લાટીન નામ એકલું ન આપતાં, એની 'બિડાલ' ગોત્ર વાચક સંજ્ઞા 'Felis' ઉમેરીને 'Felis leo' કહે છે. એ રીતે જ વાઘને Felis tigris, રાની બિલાડાને F. chaus વગેરે. અહીં આવી પ્રથા ન અનુસરતાં, સરળતા માટે, અંગ્રેજી સાધારણ નામો પેઠે, વ્યક્તિને શાસ્ત્રીયતામાં સંડોવ્યા વિના, માત્ર એક જ ગુજરાતી કે હિન્દુસ્તાની નામ આપી ચલાવ્યું છે. જોકે વ્યક્તિનાં શાસ્ત્રીય નામ પાડવાની પદ્ધતિ પણ ઓછી રસપ્રદ નથી. ગોત્રવાચક નામની વાત આગળ થઇ ગઇ, પણ વ્યક્તિદર્શક નામ રચવાની પ્રથા જરા જુદી છે. એકાદ વ્યક્તિનું શાસ્ત્રીય લાટીન નામ એના સામાન્ય વ્યવહારમાં વપરાતા પ્રાકૃત નામ ઉપરથી ઘડાય છે, તો કોઇનું એના નિવાસસ્થાન ઉપરથી. કોઇને, એને સૌ પહેલાં જનનજરે ચડાવનારનું જ નામ આપીને, તો કોઇને વળી જે પ્રદેશમાં એ વિપુલ હોય તે દેશનું જ નામ આપીને. કેટલાંક વળી એમનાં રૂપ-રંગ ગુણ કદ કે સ્વભાવ અથવા શબ્દ ઉપરથી પણ ઓળખાય છે. આવા તો અનેક ભેદ ગણાવી શકાય.

આ વિષયના અંગ્રેજી સાહિત્યના સંપર્ક વિનાના વાંચનારને આ યાદીમાં આપેલાં પ્રાણીઓની મોટી સંખ્યા જોઇ ભારે નવાઈ લાગશી અને આપણે ત્યાં



## મર્મ

શી વૃક્ષની મંગલ મૌનશાન્તિ
મેળવને ગૂઢ ગભીર કાન્તિ !
જોઈ રહું ને સમજી રહું સદા.

બીજો અચિંત્યો ફણગો જ ફૂટે,
બે પાંદડી ને થડકાળ છૂટે;
ઝંઝા થકી કોમળ જાત રક્ષે,
નિત્યે વધે છે, સમતોલ ઊભે.
કાળક્રમે ફૂલ ખીલે, ફળો ફળે,
તો યે કદી ના સ્વર શબ્દ એ વદે.

ઘોંઘાટમાં માનવ તો મચી રહ્યો:
ના વૃક્ષનો મર્મ ઉરે જરી લહ્યો.

દેશળજી
પરમાર

આટલાં બધાં વિવિધ પ્રાણીઓ વસે છે, એ વિચારથી એની નજરે ગુજરાતની મહત્તા ખૂબ વધી જશે. પરંતુ એ ગૌરવ કંઇક અસ્થાને છે; કારણ, પૃથ્વીના અન્ય દેશોની વાત બાજૂ રાખીએ તોપણ ભારતવર્ષના બીજા પ્રાન્તોની સરખામણીમાં યે આપણી વનસ્પતિ અને પ્રાણિસંપત્તિ ખૂબ ઓછી ગણાય. વર્તમાનયુગના વનસ્પતિવિદોના શિરોમણિ સમો હુકર એના વાનસ્પત્યમ્માં બૃહદ્ ભારતની ૧૭,૦૦૦ જેટલી વનસ્પતિઓ વર્ણવી ગયો છે. પ્રાન્તભેદે એમાં હિમાલયના નામે ૪૦૦૦, સીલોનની ૨૮૦૦ અને બર્માની એથી ય વધારે (૪૫૦૦) ચડી છે; અને મલાયા જેવાની તો ૬૦૦૦ જેટલી. એ દેશોની સરખામણીમાં મુંબાઈ ઈલાકો અત્યંત લાંબો ગણાય. છતાં ય કૂકના 'વાનસ્પત્યમ્'માં ૨૫૦૦ વનસ્પતિઓ તો મુંબાઇ ખાતે નોંધાઈ છે જ. પણ ગુજરાત ! સેકસ્ટનના અવલોકનથી ઉત્તર ગુજરાતમાં ૬૦૦, જયકૃષ્ણભાઈના બરડામાં ૬૦૦ અને બ્લેટરનો કચ્છનો સંગ્રહ માત્ર ૪૦૦નો જ છે !

આ તો વનસ્પતિની વાત થઇ. પ્રાણીઓની પરિસ્થિતિ તો એથી યે વધુ ખરાબ છે. આજે નહિનહિ તો યે બૃહદ્ ભારતમાં આંચળવાળાં પ્રાણીઓની ૫૦૦ જેટલી જાતો જોવામાં આવે છે, ત્યારે ગુજરાતમાં માત્ર ૮૦! પચાસ વર્ષ ઉપર ભારતવર્ષમાં ૧૨૦૦ પંખીઓ નોંધાયાં હતાં. અવિરત સંશોધન-અવલોકનના પરિણામે આજે

એમની સંખ્યા લગભગ બમણી જણાઈ છે, છતાં ગુજરાતના ફાળે માત્ર ૨૫૦–૩૦૦ જ! સુવિખ્યાત સર્પવિદ્‌રિષ્ઠ કર્નલ વૉલે ૩૫૦ જેટલા વિવિધ ભારતીય સાપ બતાવ્યા છે, છતાં આપણે ત્યાં ૨૫ કરતાં વધુ જાતો જાણવામાં નથી આવી. દિવાસંચરણશીલ પતંગિયાં (Butterllies)ની ૧૩૦૦ જેટલી જાતો ભારતવર્ષના ખોજે એવન્સે નોંધી છે, ત્યારે ગુજરાતના ફાળે માત્ર ૭૦–૭૫! એમાં યે અમદાવાદની આસપાસ તો માત્ર ૪૦–૪૨ જેટલી જ જોવામાં આવે છે.

અને આ બધું શોધી કાઢવામાં આપણો ફાળો કેટલો? આમાંના મોટા ભાગની માહિતી તો પરદેશીઓના પ્રયત્નને આભારી છે. સુરત અને અમદાવાદનો કલેક્ટર સેજવિક તૃણવર્ગની વનસ્પતિઓનો સમર્થ જ્ઞાતા હતો. એ ગુજરાતનાં ૧૧૬ જાતનાં ઘાસની નોંધ કરી ગયો છે, તેમજ ગુજરાત કૉલેજના એક વખતના પ્રોફેસર સેકસ્ટનની મદદથી એણે ઉ. ગુજરાતની ૬૦૦ વનસ્પતિઓની યાદી પણ છપાવી છે. વડોદરા કૉલેજનો અધ્યાપક લિટલડેલ અહીંથી ગયો ત્યારે ગુજરાતનાં પંખીઓનાં ૧૦,૦૦૦ ઇંડાંનો અમૂલ્ય સંગ્રહ સાથે લેતો ગયો હતો. દક્ષિણ ગુજરાતમાં એ અને બીધમ, ડેવિડસન તથા ડૉમ્રિંગ અને ઉત્તર ગુજરાતમાં ડીસામાં બટલર અને બાર્નેસ આપણાં પંખીઓના પ્રખર અભ્યાસીઓ હતા. આજે આ વિષયનું આપણું જ્ઞાન એમના પુરુષાર્થને જ આભારી છે. ગુજરાતનાં આંચળવાળાં પ્રાણીઓની અધૂરી યાદી કરનાર પણ એક અંગ્રેજ હતો. આપણે ત્યાં પતંગિયાંના અભ્યાસની શરૂઆત કરનાર પણ અંગ્રેજો—એઇટકેન અને બીધમ, મૅક્સવેલ અને મોસ જીવાતના નિષ્ણાત નર્સે ડીસામાંથી ૮,૦૦૦થી૧૦,૦૦૦ જેટલી હાયમેનોપ્ટેરા (ભમરી, મધમાખ અને કીડીમંકોડાની જાતનાં જીવડાં) બ્રિટિશ મ્યુઝીઅમમાં મોકલાવી હતી. અને એમને પડખે આપણે? જયકૃષ્ણભાઈ જેવી એકબે વ્યક્તિઓ સિવાય આ બાબતમાં ગુજરાતની કૂખ કુંવારી જ રહી ગઇ છે.

આપણી આવી ગરીબાઈનાં બે કારણો છે: એક તો આપણા પ્રદેશની પ્રાકૃતિક વિશિષ્ટતા અને બીજું આપણી ઉપેક્ષાવૃત્તિ અને કર્તવ્યપરાઙ્મુખતા.

ગુજરાતનો નકશો લ્યો. ખંભાત હેઠળ, મહી નદીના ઉત્તર કિનારાને સાંધતી એક રેખા, નદીના મુખથી પશ્ચિમ દિશામાં દોરો. સામે કાંઠે ધોળેરા ને બામનાશને વીંધતી એ સીધી રાજકોટ અને ત્યાંથી આગળ દરિયાકાંઠે દ્વારિકા સમીપ નીકળશે. આ લીટીનો ઉપરનો ભાગ તે ઉત્તર ગુજરાત કચ્છ ને ઉત્તર કાઠિયાવાડ, અને હેઠળનો ભાગ તે દક્ષિણ ગુજરાત ને દક્ષિણ કાઠિયાવાડ. એ બંને એક જ ગુજરાતના અંશો હોવા છતાં વનસ્પતિશાસ્ત્રીઓની નજરે પરસ્પર ભિન્ન સ્વભાવવાળા ભૂમિભાગો છે. અર્થાત્ ઉત્તર વિભાગ સૂકો, આછાં ઝાડપાનવાળો અને મોટે ભાગે રેતાળ હોવાથી અહીંની વનસ્પતિ અને પ્રાણીઓનાં સ્વરૂપ મોટે ભાગે રણ અને રેતાળ મુલકના જેવાં જોવામાં આવે છે. એથી ઉલટું, દક્ષિણ વિભાગની રસાળ ભૂમિ ખાનદેશ, કાનડા અને મલબાર સાથે વધારે મળતી આવે છે. એટલેકે એ પ્રદેશની વનસ્પતિ અને એના આશ્રયે જીવતાં પ્રાણી ઉત્તર ગુજરાતથી કેટલેક અંશે ભિન્ન હોય છે. છતાં આ બંને વિભાગનું સ્વરૂપ, ભારતવર્ષના અન્ય વિભાગોથી જુદા પ્રકારનું અને વનસ્પતિ તથા પ્રાણિજીવનની વિપુલતા ને વિવિધતાને ઝાઝું અનુકૂળ નથી. આપણે ત્યાં ઓછી જાતનાં ને અલ્પ સંખ્યામાં પ્રાણીઓ વગેરે નજરે પડે છે, એનું એક કારણ આ.

બીજું કારણ આપણી નિષ્ક્રિયતા. કારણ, આપણા પ્રદેશનું સાંગોપાંગ સંશોધન થયું નથી. ઉત્તર ગુજરાતનું તો થોડું યે જાણવામાં છે; પણ દક્ષિણ ગુજરાતનો તો કાંકરો સરખો યે કોઇએ ઉપાડ્યો નથી. પંચમહાલ અને ડાંગના પાર્વતીય પ્રદેશો, નર્મદા અને તાપીતટનાં ગીચ જંગલો, આ બધાં કોણ જાણે કેટલી યે વિવિધ વનૌષધિ અને પ્રાણિજાતનાં ધામ હશે. આ બધું અંધારામાં જ રહેશે, જો આપણે ગુજરાતીઓ જ પુરુષાર્થ નહિ કરીએ તો. આ માટે બારે ઠ્યનની કે દુર્ગમ જંગલોમાં ભટકવાની પણ આવશ્યકતા નથી. પ્રત્યેક પ્રકૃતિપ્રેમી પોતાના જ ગામના કે તાલુકાના અવલોકનથી વનસ્પતિ અગર પ્રાણીઓની માહીતી ભેગી કરે અને એવી કેકાણેકાણેથી ભેગી કરેલી માહિતીઓ 'ગુજરાત પ્રકૃતિ મંડળ' (અમદાવાદ) જેવી કોઈ મધ્યસ્થ સંસ્થા દ્વારા સંસ્કારીને વ્યવસ્થિત કરવામાં આવે તો ગુજરાતની અશેષ પ્રકૃતિની વસતિગણતરી ખૂબ ટૂંક સમયમાં કરી શકાય. આવી માહીતી એકઠી કરવામાં સાધનરૂપ બને, એ હેતુ પણ આ યાદી તૈયાર કરવા પાછળ છે.

૧

પ્રાણીવંશવિદોએ સમગ્ર પ્રાણીઓને બે વિશાળ સમુદાયમાં વહેંચી નાખ્યાં છે: એક વિભાગ કરોડરજ્જુવાળાં પ્રાણીઓનો, બીજો કરોડરજ્જુરહિત શરીરવાળાં પ્રાણીઓનો. સંખ્યાની ગણતરીમાં પહેલા કરતાં બીજો ચડે. અણુતમ જીવ અને પાણીના પોરા; અળસિયાં અને કરમ; જીંગા અને કરચલા; શંખ અને શુક્તિ; કરોળિયા, કાનખજુરા, ઝેમેલ, વીંછી અને બીરબુટી જેવાં છ કરતાં વધારે પગવાળાં, તથા ફૂદીમાંકડી, મધમાખ, પતંગિયાં, માકડમચ્છર વગેરે ષટ્પદ જેવી સંખ્યાતીત ભિન્નભિન્ન સ્વરૂપ અને સ્વભાવવાળી અનેકવિધ પ્રાણિયોનીઓ આ બીજા વિશાળ સમુદાયમાં આવે છે. એમના વિષે આપણા પ્રાન્તમાં પૂરું સંશોધન થયું નથી, છતાં જેટલાં જોવા મળે છે એટલાંનો નામસ્મરણથી યે આ નાનકડા લેખમાં પરિચય કરાવવો સરળ નથી. એટલે અહીં તો આપણે માત્ર કરોડરજ્જુવાળાં ઉપર ઊડતી નજર નાખીને જ સંતોષ માનવો રહ્યો.

એ પ્રાણીઓના ચાર વિશાળ વંશ પાડવામાં આવે છે: (૧) સ્તનવાળાં, (૨) પંખીઓ, (૩) માછલાં અને (૪) પેટે ચાલનારાં. શરીરરચનાની સંપૂર્ણતા અને ઇન્દ્રિયવિકાસની દૃષ્ટિએ સ્તનવાળાં પ્રાણીઓ એ તમામમાં મોખરે આવે છે એટલે એમનાથી જ આરંભ કરીએ.

## સસ્તન વંશ

શરીર પર રૂંવાટીવાળાં અને બચ્ચાંનું પોષણ ધવરાવીને કરનારાં ગરમ લોહીવાળાં પ્રાણી તે આ સસ્તન વંશ. એના ત્રણ અંતરવંશ: ઈંડાં મૂકનારાં પ્રાણીઓ, પેટની કોથળીમાં બચ્ચાં ઉછેરનારાં પ્રાણીઓ અને અન્ય. એમાંથી પ્રથમ વંશની આજે હસ્તી જ નથી. આવાં

# ક્રાન્તિ-મશાલે

卐

**કાલિદાસ જાધવ**

· સ્રગ્ધરા ·

એ જ શું દેશ આ? જ્યાં:
પ્રેમે આત્મા દમંતી, વિમલ હૃદયથી આર્યતાને પ્રબોધી
લોપામુદ્રા ભમંતી જગજ્જુધ હરવા, કાવ્યગાને લસંતી;
વિશ્વામિત્રે ઝિલીને કવન નવલ એ મંત્રદીક્ષા સમર્પી:
'સંસ્કારોથી અનાર્યો પુનિત યદિ બને પૂર્ણ આર્યત્વ પામે.'

એ જ શું દેશ આ? જ્યાં:
કૃષ્ણે વૈરાગ્યભ્રાન્તિ જડમૂળથી હણી જ્ઞાનક્રાન્તિ કરીને
ભ્રાન્તાત્માઓ સહુને અતુલ બલવતા કર્મયોગે નવાજ્યા;
ક્ષત્રિયો ક્ષાત્રધર્મે શિથિલ જ્યાં બન્યા ધર્મઢોંગે ફસાયા
ઝંઝાવાતે ઉડાડ્યા ધરણી ધમધમી ક્ષાત્રક્રાન્તિ થઈ ત્યાં.

એ જ શું દેશ આ? જ્યાં:
નૈઋર્યે બ્રાહ્મણોના પદદલિત તણા આર્તનાદો સુણીને
સ્વપ્નદ્રષ્ટા વિશુદ્ધે હૃદયતલ ખુંદી ભવ્ય સિદ્ધાંત બોધ્યો:
'આત્મામાંથી પ્રતીતિ અભિમતની થતાં માનવું સત્ય એને'
ને એ બોધપ્રસારે ધ્રુજવતી જ કરી વિશ્વ-એકાત્મતાને.

એ જ શું દેશ આ? જ્યાં:
વિશ્વપ્રેમી અશોકે સમર ગહીં શસ્ત્રોથી સિત્રી આગ ફેંકી
છોડી પૃથ્વીજિગીષા, જગહિત છતવા મોકલી ધર્મસેના;
સામ્રાજ્યો ધર્મનાં એ હજુ ય પગરતાં જે રહ્યાં આભખંડ
ને એનાથી જ પામ્યો ધરમ ધરા તણો જે પ્રતીચ્ય પ્રકાશે.

એ જ આ દેશ કે? જ્યાં:
છોડી, સેના કનિષ્કે દમગજગ ગડી છતવા આર્યદેશ
તોડી જેવાં દશેએ ભારતભૂમિ બધી રે પદાક્રાન્ત કીધી;
તો યે સંસ્કારદંશે પદદલિત તણા ભાન ભૂલ્યો કનિષ્ક
સ્વીકાર્યો ધર્મ ત્યાંનો જિતજનગણથી છતનારો છતાયો.

એ જ સંસ્કારમાતા:
જેના સંસ્કાર ઝીલી સરિત-ઉદધિના તત્ત્વપાઠે પચાવ્યા,
જેના જ્ઞાનપ્રદીપો કર ધરી અરબે પશ્ચિમે તેજ રેલ્યાં;
કાવ્યાસ્વાદે વિમોહ્યું કવિકુલગુરુને પશ્ચિમે વીસરે ના
એવી સૌન્દર્યથીની, અગમ નિગમની તું જધાત્રી અનન્યા.

આજ એ તેજ છે ક્યાં?
વિદ્યાપીઠો વિનષ્ટા, સકલ જનપદે આજ અજ્ઞાનવાસો,
ચીસે જે કારમીથી જનગણ કકળી આજ ઊની પ્રમાદે;
આજે તો આર્તનાદે જનકુલ સઘળાં ક્રાન્તિ વાંછે, વિચારે:
એવી ક્રાન્તિમશાલે યુવકગણ અહો! તેલબિંદુ થશો?

પ્રાણી હશે, એની પણ કલ્પના જ કરવામાં આવે છે. બીજો વંશ કાંગારુનો. એ પ્રાણીઓ ઑસ્ટ્રેલિયા સિવાય અન્યત્ર થતાં નથી. ત્રીજા વંશનાં પ્રાણીઓના હાથ-પગની વિશિષ્ટ રચનાને આધારે નવ વિશિષ્ટ વર્ગ પાડવામાં આવ્યા છે. તેમાં પહેલો આવે હાથે અને પગે અંગુઠાવાળો—

**૧ વાનર વર્ગ.** એનાં પાંચ કુલ. પહેલું સદ્-સદ્વિવેકશક્તિને લીધે અન્ય પ્રાણીમાત્રથી જુદા પડતા મનુષ્યનું પોતાનું. બીજા અને ત્રીજા કુલનો વસવાટ માત્ર અમેરિકામાં જ છે. ચોથા, લાંગૂલહીન વાનર-કુલમાં ગોરીલા ને શિપાંઝી આફ્રિકાના, ઊરાંગઉટાંગ સુમાત્રા-બોર્નીઓના અને ગિબ્બન બંગાળના પૂર્વ પ્રદેશોના વતની છે. માત્ર પાંચમા-'સલાંગૂલ'-કુલનાં જ દર્શન આપણે ત્યાં થાય છે. એમાંનો એક આપણો હનુમાનનો સગોત્રી કાળા મુખવાળો ગોલાંગૂલ વાંદરો, કાઠિયાવાડનો કેટલોક ભાગ બાદ કરીએ તો અન્યત્ર સર્વ સ્થળે રહે છે. બીજું ગોત્ર, મદારીની ડુગડુગીના નાદે નાચતાં ટૂંકી પૂંછડીવાળાં રક્તાનન માંકડાંનું. આપણે ત્યાં એ વન્ય દશામાં થતાં નથી. નર્મદાપ્રદેશમાં વખતે હોય.

પછી આવે પગના પંજાપર તીક્ષ્ણ નહોર અને જડબાંમાં કરાલ દંષ્ટ્રાવાળાં માંસભક્ષી પશુઓનો—

**૨ શ્વાપદ વર્ગ.** એનાં પાંચ કુલ: બિડાલકુલ, શ્વકુલ, ઋક્ષકુલ, નકુલકુલ અને જલમાર્જારકુલ.

(૧) બિડાલ કુલમાં પ્રથમ ગોત્ર છે ઊરુસત્ત્વ સિંહનું. નૈસર્ગિક દાક્ષિણ્ય, દુર્ધર્ષ પ્રતિભા અને અપ્રતિમ બળને લીધે મૃગપતિ ગણાએલા એ આજે તો માત્ર ગીરમાં ભરાઇ બેઠા છે, છતાં થોડાં જ વરસ ઉપર એમની વસતિ ગુજરાતમાં પણ હતી. સને ૧૮૩૩ના અરસામાં એ અમદાવાદની આસપાસ જોવામાં આવતા. ૧૮૬૦માં આબુમાં એમનો વાસ હતો—ઠેઠ ૧૮૯૦ સુધી. આ બધા 'ગુજરાતી સિંહ' નામે ઓળખાતા. આજે એમનાં નામનિશાન ભૂંસાઇ ગયાં છે; ગીરના સિંહનાં પણ ભૂંસાઇ જશે, જો આપણે વેળાસર જાગીને એમનો અનિયન્ત્રિત વધ નહિ અટકાવીએ તો.

ગીરનો સિંહ રંગે આછો તપખીરિયો કે કપિલવર્ણો અને ૯'–૧૦' લાંબો હોય છે. સિંહ ને વાઘણના સંયોગથી જન્મેલાં વર્ણસંકર 'લાઇગર' જામસાહેબના સંગ્રહમાં છે.

બીજું ગોત્ર વાઘનું. કચ્છ-કાઠિયાવાડમાં એની વસતિ નથી, પણ ઉત્તર ગુજરાતમાં આરાવળ પ્રદેશમાં ઠેરઠેર —બાળારામ, ઇડર વગેરે સ્થળે એ અવારનવાર જોવામાં આવે છે. દક્ષિણ ગુજરાતનાં જંગલોમાં પણ એ અજાણ્યો નથી. આપણે ત્યાં એ કદમાં બંગાળી વાઘ કરતાં નાનો, ૮'–૯' કરતાં મોટો થતો નથી.

દીપડા આપણે ત્યાંનાં વ્યાપક હિંસ્ર પશુ ગણાય. કચ્છ-કાઠિયાવાડમાં અનુકૂળ સ્થળે અને ઉત્તર ગુજરાતમાં પહાડી પ્રદેશો ઉપરાંત સાબરમતી, વાત્રક અને મહીનાં વાંધાંમાં પણ એ રહેતા જોવામાં આવે છે. વાઘથી સૂર્યનો તાપ સહન ન થાય, ખૂબ તરસ્યો થાય માટે એને ડગલેડગલે છાયા અને આશ્રય માટે ગીચ ઝાડીવાળાં જંગલો અને પાણીવાળો પ્રદેશ શોધવો પડે, એટલે એના પરિભ્રમણનું ક્ષેત્ર અત્યંત મર્યાદિત. સિંહને ઓછી ઘટા હોય તોયે ચાલે અને સૂકા ખુલ્લા પ્રદેશોય એને ફાવે; માત્ર જનસંચાર એને ન ગમે. પણ દીપડાને તો આવા પ્રકૃતિવિકારોની રજે પડી નથી. શિયાળો હોય કે ચોમાસું, સૂરજ સોળે કળાએ તપતો હોય, તો યે એને બાધા થતી નથી, તેમ પાણી પાસે પડી રહેવાની પણ એને ટેવ નથી. સૂકાંખંખ મેદાન, ઉજ્જડ વેરાન અને નિરસ્ત-પાદપ રેતાળ પાદર, નદીનાં વાંધાં અને લૂખાંસૂકા પહાડ, તેમ બેજવાળાં ગીચ જંગલો—સર્વ સ્થળે એ સ્વચ્છંદે નિર્બાધિતપણે વિહરે છે. એટલે જ એ વાઘ ને સિંહ કરતાં વધુ વ્યાપક પ્રાણી છે. વળી વાઘ અને સિંહને મોટાં પશુઓ મારવા જોઇએ, એ માટે એમને લાંબી મજલ ખેડવી પડે, અને વખત આવ્યે બેચાર દિવસની લાંઘણ પણ ખેંચવી પડે; પણ દીપડા તો ગામમાં પેસીને લવારાં, કૂતરાં અને મરઘાં બિલાડાં પણ ઉપાડી જાય, એટલે એમને જીવનસંગ્રામનું ઝાઝું જોખમ વહોરવાનું નહિ. વાઘસિંહ કરતાં દીપડાની વસતિ વધારે હોવાનું આ પણ એક કારણ છે. છતાં વાઘને કે સિંહને જો અ-મર્યાદિત વિહારભૂમિ અને અમાપ આહાર મળે તો દીપડા કરતાંયે એમની વસતિ વધી જાય છે, એ બંગાળના સુંદરવનના વાઘ કે આફ્રિકાના સિંહના પ્રતિહાસ ઉપરથી સમજાય છે.

દીપડો સામાન્યરીતે ૭'–૮'નો હોય છે. એની એક જ જાત થાય છે, છતાં અપરિપક્વ વયવાળા નાના દીપડા ઝાઝા નજરે પડતાં; એમને દીપડાની અલ્પકાય બીજી જાત માનનારા પણ છે. આવા નાના દીપડા




મયૂર-નૃત્ય











**૨૫. કલાકાર હરિવદનની ચિત્રપોથીનાં પાનાં**

સૃષ્ટિનાં વિવિધ દૃશ્યો અને પ્રસંગો કલાકારની આંખે પડતાં તે પોતાની લાક્ષણિક ઢબે તેની જે નોંધ ઉતારી લે છે તેના આ સુંદર નમૂના છે. સ્વ. ભાઈ હરિવદને કરેલી આવી સંખ્યાબંધ નોંધોમાં અનેક ઊર્મિભર્યાં ચિત્રો સંઘરાઈ ગયાં હતાં.

ઈડર બાજુ 'ટેંડરવાં' નામે ઓળખાય છે.

કાળા દીપડા આપણે ત્યાં થતા નથી; જોકે ઈડરના ડુંગરામાં એક કાળો દીપડો જાતે જોયાનું કર્નલ મોસે મને કહ્યું હતું.

કર્નલ મેડોઝ ટેઇલરની 'નોબલ ક્વીન' (ચાંદબીબી) નવલકથામાં જેમના શિકારવિધિનું અદ્‌ભુત.અને હૃદયંગમ વર્ણન આપ્યું છે એ, ગરદન પર ટૂંકી કેશવાળી અને કૂતરા જેવા દેખાવના, હરણ પકડવામાં નિપુણ ચિત્રકાય શિકારી ચિત્તા આપણે ત્યાં નથી; જોકે એક વખત કાઠિયાવાડમાં એમની વસતિ હોવાનું સંભળાય છે.

પાંચમું ગોત્ર વાઘની માશીનું. ઘરનાં બિલાડાં બાદ કરીએ તો વન્યબિડાલ આપણે ત્યાં બે જ છેઃ એક, સાંજ સવાર ગામને પાદર ઉકરડામાં ભમતો ઘેઘર બિલાડો, અને બીજો, રેતાળ પ્રદેશનો વતની, ડીસા અને ખારાઘોડા જેવાં સ્થળે તેમજ કચ્છ–કાઠિયાવાડમાં જોવામાં આવતો રાની બિલાડો.

ચટાપટાવાળો તરસ કે ઝરખ આરાવળ પ્રદેશમાં તારંગા પાસે મારા જોવામાં આવ્યો છે. કચ્છમાં એની વસતિ સાધારણ છે, પણ કાઠિયાવાડમાં તો એ જૂજ સ્થળે જ નજરે પડે છે.

કચ્છમાં જેને 'હયનાતરો' કહે છે, એ શિયાઘુસ કે 'કારાકાલ' મારા જોવામાં આવ્યું નથી; જોકે આબુ તરફ એ થાય છે.એવું સાંભળ્યું છે.

(૨) શ્વકુલાગ્રણી વરુ આપણે ત્યાં માત્ર કચ્છ–કાઠિયાવાડમાં જ કદીકદી જોવામાં આવે છે. સ્વભાવે બીકણઃ અમેરિકા કે રશિયાનાં વરુ જેવાં ભયંકર નહિ. એના સગોત્રી શિયાળથી તો ભાગ્યે જ કોઇ ભૂમિભાગ વંચિત હશે. લોંકડી આરાવળની તળેટીમાં વસતી જાણવામાં આવી છે, પણ મેં તો એક જ વખત એને સરખેજના રસ્તે જોઈ છે. ભૂરા રંગનો વગડાઉ લોંકડો સૂકાં રણનો રહેનારો હોવાથી આપણે ત્યાં માત્ર ડીસા બાજુ, પણ કચ્છમાં તો ઘણેખરે સ્થળે દેખાય છે.

વન્યકુક્કુર કે નવાર આપણે ત્યાં ચુંવાળ સિવાય અન્યત્ર થતા નથી.

(૩) ઋક્ષ કુલમાંનું તો માત્ર એક જ–મદારી ફેરવે છે તે જાતનું રીંછ જ આપણે ત્યાં થાય છે અને તે પણ આરાવળની ગિરિમાળા–આબુ. દાંતા વગેરે સ્થળે અને (ફર્નાન્ડના મતે) કચ્છ–કાઠિયાવાડમાં કદીક.



## છતાં

•શિખરિણી•

ન મારી નૈયાને મુમદર ગમે શાંત તરવો.
ન ચાપેથી છૂટ્યા શર સમ ચડે સીધું સરવું:
વિંટાવું તોફાને, વમળયુત લોઢે ઉછળવું.
પછાડો ખાઈને, કરચ બનીને, લક્ષ્ય રળવું!

બધાં યે તત્ત્વો છો કુદરત તણાં આજ કથળે.
ભલે સિંધુ દેયાં પણ ઉછળતાં ગેર્વ. નભ યે
ભલે નીચે આવે, બીસ મદી ભલે નાવ લઇ લે.
વિખેરી છો નાખે જલધિ પટ પે કાષ્ટ–કરચો '

પ્રવાતોના વેગો મહીંથી બલ સંચી ગઢીશ હું
સદા આગે, ને નૌ કદીક કરથી જો વછૂટશે,
મહામોજાંજો તો નિધિ ઘૂઘવતો મ્યાન કરીને
પલાણી લોઢાના તુરગ સર કિલ્લો કરીશ હું!

પછી કિલ્લાટોચે વિજયની પતાકા ફરુકશે,
ધરી માટું દૈયું થનગ થન નાચી ય ઉઠશે;
છતાં એ સિદ્ધિ, કે સ્થિર–ઉદક બારૂં ન ગમશે.
પ્રવાને, તોફાને, વમળ મહીં, આ ચિત્ત રમશે!

દેવજી રા. મોઢા

(૪) નકુલ કુલનાં બે ગોત્રઃ એક વનિયરનું અને અને બીજું નોળિયાનું. જાતે બિલાડાં નથી, છતાં બિલાડા જેવાં લાગતાં વનિયરની બે જાતો આપણે ત્યાં થાય છે. એક બરવસ્તિમાં રહીને ઘરમાં પેસી જાય છે એ ભૂખરા શરીરવાળી, અને બીજી ઇડર બાજુ આંબા, મહુડા વગેરે ઝાડની ઘટામાં સ્વચ્છંદે વિહરતી દેખાતી શ્યામતનુવાળી.

નકુલ ગોત્રમાં માત્ર બે જ નોળિયા આપણે ત્યાં મારા જોવામાં આવ્યા છેઃ એક પિંગલકાય અને બીજો ધૂસરચ્છાય. બીજાની વસતિ પ્રમાણમાં ઓછી છે.

(૫) છેલ્લું જલમાર્જાર કુલ. 'જલમાનુસ' નામે ઓળખાતું આ સુંદર પ્રાણી આપણે ત્યાં બનાસ નદીમાં ખૂબ અને સાબરમતીમાં ક્વચિત્ જોવામાં આવે છે. મારા એક મિત્ર મથા મહિનામાં કાંકરિયા

તળાવમાં પણ લોટની ગોળીઓ ખાતાં માછલાં વચ્ચે ભમતું એક જલમાનુસ જોયું હતું!

આ કુલનું અન્ય એક ગોત્ર છે જેનું કે ઘોરખોદિયાનું. ગીર બાજુ એ 'બરારોડી' અને કચ્છમાં 'ધુરનાર' નામે ઓળખાય છે. એકાન્ત નિશાચર વૃત્તિવાળું હોવાથી જનનજરે સહેજે ચડતું નથી, છતાં આપણે ત્યાં પાટડી અને ખારાઘોડા બાજુ જોવામાં આવ્યું છે.

**૩ ગન્ધમુખી વર્ગ.** ભૂંડના જેવાં નાકવાળાં, ઝીણાં જીવડાં પર જીવનનિર્વાહ કરનારાં અને નક્તંચર પશુઓનાં બે કુલમાંનું એક કુલ છછુન્દરનું. આપણી મોરીઓ, ચોક, ઓટલાની ધારો અને ભીંતના મૂળમાં ભમતાં 'ચું ચું' 'છુ છું' કરતાં આ પ્રાણીથી કોણ અપરિચિત હશે? એનાં પડખાંમાં ગન્ધોત્પાદક માંસ-ગ્રન્થિઓ હોય છે એને લીધે એનું નામ ગન્ધમુખી (અંગ્રેજીમાં musk-rat).

બીજું કુલ શેળાનું. કાંટાના દડા જેવો ગાત્ર-સંકોચી આ પશુ ઉત્તર ગુજરાતમાં પહાડી પ્રદેશ સિવાય બધે નજરે પડે છે.

**૪ વલ્ગુવર્ગ.** એનાં બે કુલઃ એક ફલાશી, બીજું જંતુભક્ષક.

પ્રથમ કુલ વાગોળનું. પચીસ-પચાસ વરસ સુધી એક જ ઝાડ પર અગર એક જ લત્તામાં, પંદર-વીસથી સો-બસો જેટલાં ભેગાં મળી અડ્ડો જમાવી રહેતાં, સંધ્યાકાળે બબ્બે ત્રણત્રણ ટોળે મળી ચરવા નીકળી, આખી રાત કોક ફળબાગનો ઘાણ કાઢી સવારે પાછાં ફરતાં અને આખો દિવસ આરામથી ઊંઘતાં, વચ્ચેવચ્ચે લડતાં ઝગડતાં શોર મચાવતાં વનવાગળાં આપણે ત્યાં પ્રત્યેક સ્થળે નજરે પડે છે.

બીજું કુલ ચર્મચટકા એટલે ચામાચીડિયાંનું. એનાં કેટલાંક ગોત્ર આપણે ત્યાં થાય છે; પણ એક તો એ છે બીભત્સદર્શન; વળી નિશાચર, એટલે આખો દિવસ ખૂણે-ખાંચરે ભરાઇ બેસનારાં અને ઓછામાં પૂરું સ્વભાવે ગંદાં. એથી એનો પરિચય જાણીજોઇને સાધનાર તો કોઈક જ નીકળે. પણ આપણાં ઘર, ભોંયરાં, મંદિર ને મસ્જિદ જેવાં અનેક સ્થળે ભીંતે હારબંધ ગોઠવાઈ બેસે છે તેથી અને સમી સાંજે તેમ રાતે આકાશમાં ભમતાં ફરતાં ઘરમાં પેસી જઈ જીવાત પકડતાં જોઇએ છીએ એને લીધે એ તદ્દન અપરિચિત પશુ તો નથી જ.

**૫ વજ્રદર્શન વર્ગ.** એનાં બધાં પ્રાણીઓનાં મોં સસલા જેવાં. સંખ્યાની દષ્ટિએ, તમામ સસ્તન વંશમાં એ અગ્રસ્થાને વિરાજે છે. એના પ્રત્યેક જડબામાં આગળના બે દાંત ખૂબ તીક્ષ્ણ અને લાંબા હોય છે. એ હમેશ વધતા જ જાય છેઃ વધતાં વધતાં સામેના જડબામાં પેસી જઇ એને ચીરી નાખે નહિ, એ હેતુથી આ વર્ગનાં તમામ પશુઓ આખો વખત દાંત ઘસતાં, ખોટું ખોટું ચાવતાં દેખાય છે. એનાં એકંદર ૭ કુલ.

(૧) એક, હનુમાનના હાથની છાપવાળી આપણી ઘરે ઘરની ખિસકોલીનું. એની અન્ય એક સગોત્રી, એક ઝાડથી બીજે ઝાડ ઊડનારી ખિસકોલી આપણે ત્યાં નથી, પણ નર્મદા તરફ જોવામાં આવે છે.

(૨) અન્ય આખું કુલ. એનો સુમાર પણ ક્યાં છે? ઘરના ઉંદર, છાપરાના ઉંદર, ખેતર પાદર તેમજ શહેરની ગંધાતી ગટરના પણ ઉંદર, અને છેવટે ઝાડ પર માળો બાંધીને રહેતા કે ઝાડ પરના કરોળિયાનો માળો બથાવી પાડનારા પણ ઉંદર! ચપળ સ્વભાવ અને આત્મગોપનની શક્તિને લીધે આ બધાનો પરિચય સહેજે સાધ્ય નથી.

(૩) શશકુલનું માત્ર એક જ ગોત્ર સસલું(hare) આપણાં ખેતરપાદરમાં વસતું જોવામાં આવે છે. (Rabbit નામથી અંગ્રેજી વાચકને પરિચિત પશુ આપણે ત્યાં થતું જ નથી; જોકે એ છે તો hareનું જ કુટુંબી).

બાકીનાં કુલનાં પશુનો આપણે ત્યાં અભાવ છે.

**૬ કુલેચર વર્ગ.** પગનાં આંગળાં પર વિદારક કે ઓછી અણીવાળા નહોરને બદલે, આંગળાંના આવરણરૂપ પહોળાશપડતા નખવાળાં અગર આંગળાંની જગ્યાએ ખરીવાળાં પશુઓનો સ્વતંત્ર વર્ગ કરવામાં આવ્યો છે. આ વર્ગનાં પ્રાણીઓના પગ, આત્મસંરક્ષણ કે શિકારનાં સાધન નથી, પણ માત્ર ચાલવા પૂરતા જ ઉપયોગી હોય છે. એથી જ આ વર્ગનાં પ્રાણી ગુફાનાં કે દરનાં વસનારાં નથી હોતાં પણ ભૂમિતલનાં જ રહેનારાં હોય છે.

એ સ્વભાવે બહુપત્નીવાળાં અને યૂથચારી હોય છે. સૃષ્ટિના આરંભથી જ એમાંનાં ઘણાં પશુઓ મનુષ્યના પરમ મિત્ર જેવાં નિકટવર્તી અને પરમોપકારક ગ્રામ્ય પશુ થઇ ગયાં છે, છતાં એવાં પણ કેટલાંક અરણ્યવાસી હજુ છે કે જે ખેતીનો બગાડ કરનારાં હોવાથી કેવળ ઉપદ્રવકારી ગણાય.



'મેં સાંભળ્યું કે તમે મોટર તળે આવી ગએલા; હવે તો સારૂં છે ને?'

'હા; અને હવે બીજો કોઈ હાંકનારો મારા પર મોટર ચલાવશે તો એના બાર જ વાગી જશે.'

'તે કેમ?'

'હું ડાયનેમાઈટ ખિસામાં રાખીને જ ફરૂં છું!'

ભણેલી બેરીઃ કેમ, ગઈ કાલે મેં મોકલાવેલો મુરબ્બો કેવો લાગ્યો? બરોબર પાકશાસ્ત્ર પ્રમાણે બનાવ્યો છે.

તેની સખીઃ ખરેખર, એ મુરબ્બો હતો? અમે તો એને ગુંદર માની કનુને કાગળિયાં ચીટકાવવા આપી દીધો છે!

સુતારઃ (નવા શિખાઉને) કેમ, ઓજાર બરાબર તૈયાર કરી રાખ્યાં?

શિખાઉઃ હા, પણ (કરવતી બતાવીને) એક આ બાકી છે. એમાં એટલા તો ખાંચા પડી ગયા છે કે તે ઘસતાં દમ નીકળી જાય છે!

મિ. મનસુખલાલ રાતે હમેશાં મોડા ઘેર જતા હોવાથી એક દિવસ એમનાં પત્નીએ એમને બીવડાવવાનો વિચાર કર્યો ને એમના આવતાં જ અંધારામાં કાળો સાડલો માથે નાંખી બોલવા માંડયું, 'હું ભૂત છું, ભૂત છું!'

'તો તો વાંધો નહિ,' મનસુખલાલ બોલ્યા, 'મારી બૈરી હોત તો હું બી મરત!'

એક ગામડિયાએ પોતાનાં નળિયાં પર પોપટ બેઠેલો જોતાં તેને પકડવા તે છાપરે ચઢ્યો. એને જોતાં પોપટ પોતે પઢેલો તે મુજબ બોલવા લાગ્યો, 'આવોજી, બેસોજી'

'માફ કરજો સાહેબ,' પોપટની એ વાણી સાંભળી ગામડીઓ બોલ્યોઃ 'મને થએલું કે આપ પંખી હશો'

ટીકીટ તપાસનારઃ માજી, તમે આ ગાડીમાં ચઢી બેઠાં પણ એ રાજકોટ નથી જતી, મોરબી જાય છે.

માજીઃ તે ઇમાં મને શું કે'છ? કે તારા માથાફર્યા ઇજીનવાળાને!

શિક્ષકઃ માંધાતા શબ્દ આજકાલ બહુ જુલ્મી અને મોટા સમુહમાં ભય ઉત્પન્ન કરનાર માટે વપરાય છે. તનુ, હવે તું એ શબ્દનો વાકયમાં પ્રયોગ કરી દેખાડ જોઇએ.

તનુઃ શિક્ષકે પોતાના માંધાતા વડે વિદ્યાર્થીને માર્યો.













**બંદાનો જાદુ (છૂમંતરથી શીંગો ગળીને આખી પાછી કાઢી આપે છે)**

કોઈ તો તરવાર આખી ગળામાં ઉતારે છે. તેના હાથમાં જ કરામત હોય છે. પણ બંદાની કરામત શી હતી? તેની સખી બીલ્લુ તો છક થઈ ગઈ. પણ તેને ક્યાંથી ખબર હોય કે ખાવાનું મોંમાં મારી ભાગી જનારા વાંદરાભાઇનું ગલોફું મોટું હોય છે! તેમાં એ ગમે તે ડબુચી લે છે અને પછી એકાંતે બહાર કાઢી નીરાંતે આરોગે છે. (ચિત્રકારઃ જે. શેફર)



ઘરનો પોપટ

ચિત્રકાર· રસિકલાલ પરીખ



કાપણી

(લીનોકટ)

ચિત્રલેખા : કુ. સુશીલાબેન બધેકા

---

આ ચિત્ર લીનોલિયમના કટકા પર ધારદાર ઓજારોથી કોતરી કાઢેલું છે. જે રીતે વૂડકટ ચિત્રો કરવામાં આવે છે એ જ પદ્ધતિ આની છે, એટલે કાગળપર આલેખેલાં ચિત્રો કરતાં, એ કુશળતા અને ચોકસાઇનું પ્રમાણ વધારે માગે. ભૂલથી કપાએલી એકાદ રેખા કે આકાર બધી મહેનત ધૂળ મેળવે સુશીલાબેન બધેકાએ આ કળા શાન્તિનિકેતનના કળાભવનમાંથી પ્રાપ્ત કરી છે અને તે માટે જરૂરી પદબંધ (Rhythm) સમજી લીધેલ છે. પ્રત્યેક રેખા ક્રિયાના વલણને ઝીલી ચિત્રના વિસ્તારમાં સુંદર રૂપયોજના સ્થાપી રહે છે એ તેનો ગુણ છે. સુશીલાબેન બધેકા સ્વ. ગિજુભાઇ બધેકાનાં પુત્રી છે એટલી પિતાનથી તેની આ કલાકૃતિમાં ઉતરેલો સંસ્કારપ્રસાદ કયાંથી, એ સમજાવવું નહિ પડે.



રણછોડે કાગળ
બતી પર ફેરવીને ધીમેધીમે ગરમ કરવા માંડ્યો

# જાદુઈ શાહી

સ્નેહસંમેલનમાં કાકાનો પાઠ ભજવ્યો ત્યારથી રણછોડને અમે 'રણછોડકાકા' કહીને બોલાવતા હતા. ભરાવદાર બેઠા ઘાટના ધડ ઉપર દબાવીને બેસાડેલું માથું, ટૂંકા કાન ને મોટા કોડા જેવી ચમકદાર આંખો કાકાનું કાકાપણું શોભાવતાં. નવનીત ને હું કાકાના અતિ નિકટના ભત્રીજાઓ હતા.

પંડિત માસ્તર હમણાં તાજા જ અમારી શાળામાં શિક્ષક તરીકે ભરતી થયા હતા. તેમને વિષે, તેમના આગમન પહેલાંથી જ અનેક વાતો વિદ્યાર્થીઓમાં પ્રચલિત થઈ ચૂકી હતી. કોઈ કહેતું, તેમણે કૉલેજના ગોરા પ્રિન્સિપાલને અંગ્રેજી બોલવામાં મહાત કરી દીધા હતા; કોઈ કહેતું, બી. એ. નો સંસ્કૃત ભાષાનો વર્ગ કૉલેજમાં તેઓ જ લેતા હતા, અને તેમનો પ્રોફેસર શાસ્ત્રી એક કોરે બેઠો બેઠો ચોટલીની ગાંઠ રમાડ્યા કરતો; કોઈ કહેતું, તેઓ કવિ છે, લેખક છે અને કંઈ કંઈ છે. સૌથી વજનદાર પુરાવો હેડમાસ્તરના દીકરાનો હતો. તેણે સોગનપૂર્વક જાહેર કર્યું હતું કે પંડિત માસ્તર મહા વિદ્વાન હોવાની તેને ખાતરી થઈ ગઈ હતી કારણકે તેમણે લખેલા કાગળમાં મથાળે તેમનું નામ છાપેલું હતું!'

નવો શિક્ષક પોતાની કારકિર્દીની શરૂઆતમાં વિદ્યાર્થીઓ ઉપર છાપ પાડવા ખૂબ જ જાગૃત રહેતો એનો અમને આ પહેલાં ઠીક ઠીક અનુભવ થઈ ગયો હતો. અમ કાકાભત્રીજાની ત્રગડી નવા શિક્ષક પર છાપ પાડવા એથી વધુ આતુર રહેતી. આ હરીફાઈમાં ઘણી વખત શિક્ષક જ હારતો, કારણકે એ બિચારાની પાસે સાધનો કેટલાં મર્યાદિત! શિષ્ટતા ને સભ્યતા એનાથી છોડાય નહિ! નાકમાંથી શરણાઈ જેવો અવાજ કાઢતાં એને આવડે નહિ. બધાં બારણાં ઓરડામાં કાગડાની લડાઈ. કૂતરાની લડાઈ, બિલાડાંની ગાળાગાળી અગમ્ય રીતે ઉત્પન્ન કરવાનો જાદુ એને ક્યાંથી આવડે!

જવા દો. પંડિત માસ્તરે પહેલે જ દિવસે, પહેલા જ પીરિયડમાં વર્ગના ઉંબરામાં પગ દીધો કે તરત વર્ગમાં કયા બે ગધેડાઓએ ભૂંકણું શરૂ કરી દીધું એ હું કહી શકતો નથી. પણ મેં જોયું તો પંડિત માસ્તર શાંતિથી વર્ગ ભણી જોઈ રહ્યા હતા. બે પળ, અને પછી તેમણે જાણે કંઈ જ ન બન્યું હોય તેમ ખુરશીમાં પોતાની જગા લીધી અને જાણે ઘણા વખતથી ભણાવતા આવ્યા હોય એ અદાથી સંસ્કૃતનો નવો પાઠ આપવો શરૂ કરી દીધો. ભૂંકણને ઉદ્દેશીને કંઈક

**જે પોતે તો અદશ્ય થતી, પણ વિદ્યાર્થીઓનાં તોફાનેય . . . .**

વ્યાખ્યાન કે સદુપદેશ થશે એ આશાએ જે બેચાર વિશિષ્ટ પ્રકારના અવાજો કરી દેખાડવાની અમારી હોંશ અમે દબાવી રાખી હતી તે એળે ગઈ.

બીજે દિ', ત્રીજે દિ', એમ દિવસો જવા લાગ્યા.

'આમ ન ચાલે.' અંતે એક દિવસ થાકીને કાકાએ ઉદ્‌ગાર કાઢ્યા.

'તાળાબંધ મેજના ખાનામાંથી રજિસ્ટર કાઢતાં ખિસકોલીનું બચ્ચું નીકળી પડ્યું તો યે એ મૂરખને એ અંદર આવ્યું ક્યાંથી એવો પ્રશ્ન સૂઝતો નથી. પછી આપણે શું કરીએ?' નવનીત બોલ્યો.

'ખિસ્સામાંથી ખિસકોલી નીકળે તો યે એને તો કંઈ સૂઝે તેવું લાગતું નથી.' મેં કહ્યું.

'જો રમણ! આ તો આપણી આબરૂનો સવાલ છે. એક નવોસવો શિક્ષક આપણાં હથિયાર બુઠ્ઠાં કરી નાખે એ સહી નહિ શકાય. વર્ગમાં પછી આપણી પ્રતિષ્ઠા શું રહે?' કાકાએ માથું ખંજવાળી કહ્યું. ને ઘડીભર એ કંઈક વિચારમાં ડૂબી ગયા. અમને સમજતાં વાર ન લાગી કે કાકા કોઈ યુક્તિ ખોળી રહ્યા છે. સાગરમાં જેમ રત્નોની ખોટ નથી તેમ રણછોડકાકાના ભેજામાં યુક્તિઓનો અંત નથી.

એકાએક વિજયથી મલકાતી આંખે કાકાએ મારો ખભો ઝાલી મને હચમચાવી નાખી કહ્યું, 'કાં જનાબ! કેવી યુક્તિ ખોળી કાઢી?'

'પણ કઈ યુક્તિ?'

'અરે યાર! આ વખતે તો એવી ઉસ્તાદી બતાવવી છે કે એ પંડિત તો શું, એનું પૂછડું યે ઘડી ફફડી જાય' આ વખત તો એને મેદાનમાં ખેંચી લાવું ત્યારે ખરો.'

'મેદાનમાં?' નવનીતે પૂછ્યું.

'હા, દોસ્ત મખ્ખન!' નવનીતનું નવનીત સરખું શરીર જોઈ કાકા એને મુસ્લીમવટમાં 'મખ્ખન' કહેતા. 'એ પંડિતને એક વખત વર્ગ વચ્ચે જ એવો બનાવીએ કે એને ગુસ્સે થવું જ પડે. એક વખત કંઈક સજા કરે, પછી જોઈ લ્યો બંદાની બુદ્ધિના ચમત્કાર!'

સોમવાર. ૧૨–૧૫ કલાકનો ટકોરો થયો. આજે પંડિત માસ્તર કેટલાંક 'નહિ જોએલાં' સંસ્કૃત વાક્યો પાટિયા પર લખવાના હતા ને અમારે વર્ગમાં જ તેનું ભાષાન્તર નોટમાં લખી આપવાનું હતું. વર્ગ શરૂ થયો. પંડિત સાહેબે સાત સંસ્કૃત વાક્યો પાટિયા પર લખ્યાં, ને પછી અમને તેનો તરજુમો લખવાનું કહી તેઓ ખુરશી પર બેઠા અને સામે મેજ પર પડેલી 'અભિનવપાઠાવલિ'નાં પાનાં ફેરવવા લાગ્યા.

થોડી પળ ગણગણાટ થઈ વર્ગમાં શાન્તિ છવાઈ ગઈ. કાકાએ મારી સામે જોયું. હું એમની પાછળની પાટલી પર બેઠો હતો. નવનીત કાકાની પાટલી પર છેલ્લો બેઠેલો હતો. એક પળ ત્રણેની આંખ મળી. અમે સમજી ગયા કે વખત થઈ ગયો.

એકદમ વર્ગમાં કોકનાં ગળામાંથી ઘૂંટાતો અવાજ ઘરૂર . . . . ર . . . કરતો આવવા માંડ્યો. કોને ઓચિંતાનું આ દરદ ઊપડી આવ્યું એ જોવા છોકરાઓએ નોટબૂકમાંથી માથાં ઊંચક્યાં, ત્યાં તો ધડાક કરતા રણછોડના વિકરાળ હાથ લાંબા થયા ને તેની બે બાજુ બેઠેલા બે છોકરા જો વેળાસર સાવધ ન થઈ ગયા હોત તો એ બંનેની ગરદન રણછોડના હાથના ઝાટકાથી છેદાઈ ગયા વગર ન રહેત. હું એકદમ રણછોડની મદદે દોડી ગયો. બિચારાને પૂર્વજન્મનું દબાઈ રહેલું વાઈનું દરદ ઓચિંતાનું આજે ઊપડ્યું હતું! એના હાથપગની નસો જોરજોરથી ખેંચાતી હતી. એની ગરદન અને અરધું શરીર બંને પાટલી પર લબડી પડ્યાં હતાં, અને પગ ઊંચા થઈ પાટલીનાં હજેલાં પાંખિયામાં ભરાઈ ગયા હતા. એના મોંમાં ફીણ ચડી આવશે એવું લાગતું હતું. શ્વાસ લેતાં નસકોરાંનો અંધારી રાતે ભય પમાડે તેવો અવાજ આવતો હતો. બિલકુલ ચોભાય એવું હતું નહિ. નવનીત ને હું આવે વખતે સંસ્કૃત વાક્યોનો તરજુમો કરવામાં રોકાઈ રહીએ એવા સ્વાર્થી કદાપિ નહોતા.

મેં હળવેકથી રણછોડનું માથું ને હાથ ઝાલ્યા ને નવનીતે પગ પકડ્યા. પંડિત માસ્તર શું થયું છે તે પૂરું સમજે તે પહેલાં, તેમ જ એમને પ્રશ્નો પૂછવાની તકલિફમાં ઉતાર્યા વિના, 'સાહેબ, અંધારે અંધારે એકલો રાતે પાઠ ગોખ્યા કરે છે, પછી શરીર ન બગડે?' કહી ટાંગાટોળી કરી અમે રણછોડને ઉપાડી વર્ગ બહાર નીકળી ગયા. પંડિત માસ્તર કાંઈ ન સમજાય તેવા કુતૂહલથી અમારી પૂંઠળ જોઈ રહ્યા હતા. વર્ગમાંથી બહાર નીકળી થોડેક આગળ આવતાં મારા હાથ વજનથી તૂટવા લાગ્યા અને રણછોડભાઈનું કીમતી

માથું જમીન સાથે અટકાઈ પડયું. નવનીત વફાદારીથી હજી એ ને એ જ સ્થિતિમાં કાકાને ઊગમણી દશના આંબાના ઝાડ સુધી લઇ જવા તૈયાર હતો. પણ કાકાના સંતોષી સ્વભાવે આટલેથી જ બસ માન્યું, અને અમે ત્રણે કાકાભત્રીજાએ આંબા નીચે જવા દોટ મૂકી. દોડતાં દોડતાં મેં પૂંઠ ફેરવી જોયું તો પંડિત માસ્તર વર્ગના બારણા આગળ આવી પાછા ફરી ગયા હોય એમ લાગ્યું.

આંબા હેઠળ પહોંચતાં જ રણછોડ આરામથી લાંબો થઇ પડયો ને મોં દાબી જોરથી હસવા લાગ્યો. નવનીત ને હું પણ એમાં જોડાયા. હસી હસીને થાકયા એટલે હું ને નવનીત પાછા વર્ગમાં આવ્યા.

'સાહેબ!' વર્ગમાં દાખલ થઇ મે પંડિત સાહેબનું ધ્યાન ખેંચવા ઊધરસ ખાધી! સાહેબે સામું જોતાં જ મેં કહ્યું, 'મારી બા ખરું કહેતી'તી. બહુ વાંચવાંચ કરવાથી મગજ ફટકી જાય છે. રણછોડને એથી જ વાઇ આવેલી.'

'એમ?' પંડિત સાહેબે આશ્ચર્ય પામીને પૂછયું: 'તો હવે તેને કેમ છે?'

'હવે ઠીક છે, સાહેબ; બિચારો બહુ અફસોસ કરતો હતો કે સંસ્કૃત વાકયો લખવાનાં રહી ગયાં. એને સંસ્કૃત પર ખૂબ પ્રેમ, સાહેબ! આપના વર્ગમાં એનો સૌથી વધારે જીવ. હમણાં તો સૂતો છે, સાહેબ!'

હસવું દાબી રાખી હું છાનોમાનો મારી જગ્યાએ બેસી ગયો. નવનીતે પણ પોતાની જગ્યા લઇ લીધી.

પાંચસાતેક મિનીટ થઈ હશે ત્યાં બારણામાંથી કોઇનો ધીમો તૂટતો અવાજ આવ્યો:' May I . . . May I . . . .' આખા વર્ગની નજર બહાર ગઇ ને સૌ ખડખડાટ હસી પડયા. મેં મનમાં ને મનમાં રણછોડને સાબાશી આપી. ખરી કરી દોસ્ત! મોઢા પર ચાકનો ભૂકો ચોપડી બરાબર 'ફિક્કું ફસ' મોઢું કરીને એ આવ્યો હતો. કેટલું વાસ્તવિક!

પંડિત માસ્તરની રજા લઇને ધીમે ધીમે, જાણે સાત વર્ષના મંદવાડમાંથી ઊઠયો હોય એવે પગલે, જાણે કોઈ બીજી દુનિયામાંથી અચાનક અહીં આવી પડયો હોય તેવી કુતૂહલ દૃષ્ટિ ચોમેર નાખતો તે પોતાની જગ્યાએ જઇને બેઠો ને પાટિયા પરનાં સંસ્કૃત વાકયો સામે ભક્તિભાવથી તાકી રહ્યો.

'રણછોડ, તને મૂર્છા આવી હતી, નહિ?' પંડિત સાહેબે સહાનુભૂતિ દર્શાવી પૂછ્યું.



## બનાવટી ફૂલોને

તમારે રંગો છે,
અને આકારો છે,
કલાકારે દીધો તમ સમીપ આનંદ કણ છે,
અને બાગોમાંનાં કુસુમ થકી લાંબું જીવન છે.

ઘરોની શોભામાં,
કદી અંબોડામાં,
રહો છો ત્યાં જોઈ ઘડીકભર હૈયું હરખતું.
પ્રશંસા કેરાં એ કદીક વેણો વેણો ઉચરતું.

પરંતુ જાણ્યું છે?
કદી વા માણ્યું છે?
શશીનું, ભાનુનું ક્ષિતિજ પરથી ભવ્ય ઊગવું!
વસંતે વાયુનું રસિક અડવું વા અનુભવ્યું?

ન જાણો નિંદુ છું;
પરંતુ પૂછું છું—
તમારા હૈયાના ગહન મહીં યે આવું વસતું:
દિનાંતે આજે તો સકલ નિજ આપી ઝરી જવું!

પ્રહ્લાદ પારેખ

---

'જી હા, બહુ દિલગીર છું. સંસ્કૃત વાકયોનો તરજૂમો મારાથી લખી શકાયો નહિ. હું ઘેરથી લખી લાવીશ'.

'ના, એવી કંઇ જરૂર નથી. તું સહેજ આરામ થતાં પાછો વર્ગમાં કામની ચીવટથી આવ્યો એટલું જ બસ છે. નવનીત! મોં પર પાણી છાંટયું કે તરત મૂર્છા ઊતરી ગઈ હશે, ખરું ને?'

'ના સાહેબ, પાણી છાંટવાની જરૂર નહોતી પડી.'

'હેં, શું કહે છે? દાક્તરો કહે છે કે મૂર્છાના દર્દીના મોં પર પાણી છાંટવાથી એના મગજને ખૂબ રાહત મળે છે. તેથી રણછોડ, મોં ધોઈ આવ.'

'જેવી આજ્ઞા' કહી આજ્ઞાધીન રણછોડ મોં ધોવા ગયો. જ્યારે તે 'પાણી છાંટવાથી હવે મને વધારે આરામ લાગે છે' કહી વર્ગમાં દાખલ થયો તે જ પળે પંડિત

માસ્તરનો સમય પૂરો થવાના ટકોરા વાગ્યા, ને આખો ઓરડો હાસ્યથી ગાજી રહ્યો.

**સાં**જે પંડિત માસ્તરે અમને ત્રણને ઑફિસમાં તેડાવ્યા, ને ખૂબ શાંતિથી મંદમંદ હસતાં કહ્યું: 'તમારા ત્રણેનો અભ્યાસપ્રેમ જોઈ હું બહુ ખુશ થયો છું અને એની કદર રૂપે બીજું તો કંઇ આપી શકતો નથી, પણ પાઠાવલિનો પંદરમો પાઠ એ વખત સારા અક્ષરે લખી લાવવાનું આપું છું. આવતા મંગળવારે વર્ગમાં મને એ લખેલું બતાવજો. ગુડ બાય!' પંડિત સાહેબ તરત ઑફિસ છોડી ચાલ્યા ગયા અને અમે ત્રણે એકબીજાનાં મોં તાકતા ત્યાં ઊભા રહ્યા!

'આ જ મારે જોઇતું હતું. દેખ લે અચ્છા હવે!' ઑફિસમાંથી બહાર નીકળ્યા પછી રણછોડ ભભડ્યો.

'હવે શું દેખ લેવાનું છે? તારી ચાલાકી પકડી પાડીને ઉપરથી સજા પણ ફટકારી. શો ફાયદો થયો?' મેં કહ્યું.

'શો ફાયદો થયો એ તમારા જેવા કમઅક્કલને નહિ સમજાય. તમે તમારે હું કહું તેમ કર્યા કરો, ને હું કરું તે જોયા કરો.' કાકાએ મગરૂરીથી કહ્યું.

'શું જોયા કરે, ને શું કર્યા કરે? આ માથા પર એ પાઠ કાકાયા તે જોયુ નહિ? એ પાઠ? કેટલી લીટીઓ? આખો રવિવાર એ લખવામાં જશે.' નવનીતે કહ્યું.

'તે શું રવિવાર આવું લખવા માટે છે? રવિવાર આરામનો દિવસ છે, ખેલવા કૂદવાનો દિવસ છે. મારો એક દોસ્તદાર કહેતો હતો કે વિલાયતમાં તો સૂરજ પણ રવિવારની રજા પાળે છે. કાયદો ને વ્યવસ્થાનું આપણા લોકોને બિલકુલ ભાન નથી એટલે જ આપણી આવી ગુલામ દશા છે. તું રવિવારે "વેઠ"નું લખવાનું કહે છે? છટ્, ડૂબી મર!'

વખતે કાકાનાં ધિક્કાર વચનો સાંભળી વિરાગવશ થઇ નવનીત ખરેખર હાંકણીમાં પાણી ઘાલી ડૂબી મરે એ બીકે હું એને દૂર લઇ ગયો, ને અમે અંને ખભે દફતર ઝુલાવતા ઘેર ગયા.

**બી**જો દિવસ ગયો; ત્રીજો ગયો. આજે શુક્રવાર. બપોરની છુટીમાં રણછોડ નિશ્ચિંત મને મોંએથી સીસોટી વગાડતો ટહેલતો હતો. મને જોઇ બોલ્યો: 'હાં દોસ્ત!' મેં તીખાશથી સંભળાવ્યું: 'દોસ્ત શાના વળી? માથે એ પાઠની વેઠ તો વળગાડી!' . . .

રણછોડ ખડખડ હસી પડ્યો: 'તે કોણ એવી વેઠ કરવાનું છે? એ લખી લાવે એ બીજા.'

'તો તને વધારે સજા થશે.'

'વધારે સજા? અરે દોસ્ત, બંદા તો સજા વગર છૂટી જવાના. તમે દિ' માથે કરી આંખો ફેરી મોટા શીતર્યે જાઓ, હું એ ઉપાધિમાં પડ્યા વગર જ છટકી જવાનો. હું નથી જ લખવાનો તે નથી લખવાનો, અને છતાં પંડિત સાહેબને કાનની બૂટ ઝાલી કબૂલ કરવું પડશે કે હું લખી લાવ્યો છું.'

## જાગૃતિ

[કવિ-પ્રદીપ]

આજ મેરે પ્રાણ જાગે!
આજ યુગયુગ કે પુરાતન પુણ્ય જાગે, દાન જાગે;
આજ મેરે પ્રાણ જાગે!

આજ જગ વહ રૂપ દેખા
બન ગઈ મતિ ચિત્ત-લેખા,
હો ગઈ અંકિત અમિટ-સી
ઉર-પટલ પર સ્વર્ણ-રેખા,
સ્મૃતિ-પરિધિ મેં પૂર્વપરિચય કે અમર આખ્યાન જાગે;
આજ મેરે પ્રાણ જાગે!

ઉર-જલધિ મેં જ્વાર જાગે,
કણ્ઠ મેં ઉદ્ગાર જાગે,
મીડમય ઝંકૃતિ લિયે
નિદ્રિત હૃદય કે તાર જાગે,
કર્ણ-કુહરોં મેં કિસી કે પુણ્યશ્લોક મહાન જાગે;
આજ મેરે પ્રાણ જાગે!

ભર હૃદય મેં ભાવ નવ નવ,
લોચનોં મેં સ્વપ્ન અભિનવ,
આજ નિશિદિન સુન રહા હૂં
મૈં કિસી કા મંજુ કલરવ,
દૂર સીમા પર કહીં મેરે લિયે આહ્વાન જાગે;
આજ મેરે પ્રાણ જાગે!

કલ તલક થી ભ્રાન્તિ કિતની!
શ્રમજનિત પથક્લાન્તિ કિતની!

નવાઈની વાત! મેં ને નવનીતે ખૂબ આગ્રહ કરતાં તેણે નવી યોજના કહી સંભળાવી. સાંભળીને અમારા હર્ષનો પાર ન રહ્યો. ખરેખર, યોજના સફળ થાય તો લખ્યા વગર જ સજામાંથી છટકી શકાતું હતું. ઘડીભર કાકાની બુદ્ધિ માટે અમને અહોભાવ ઊપજ્યું.

સોમવારે પંડિત સાહેબે કેટલાંક ગુજરાતી વાક્યો પાટિયા પર લખ્યાં. તેનું સંસ્કૃત સારે અક્ષરે નોટમાં લખવાનું સૌને કહ્યું. અમારે આવું જ કામ આજે જોઈતું હતું. મેં તીરછી આંખે રણછોડ સામે જોયું. રણછોડની આંખમાં વિજયનું સ્મિત હતું. નવનીત પણ ચૂપકાથી મારી સામે જોઈ હસી લેતો હતો. સમય પૂરો થયો. હજી બીજાં થોડાંક વાક્યો લખાવવાનાં બાકી હતાં તેથી નોટો આવતી કાલે વર્ગમાં લાવાનું કહી પંડિત સાહેબે વર્ગ છોડ્યો.

બપોરે નિબંધનો સમય આવ્યો. મહેતા માસ્તરે 'My journey in the sky' નામે નિબંધ લખવા આપ્યો. આખા નિબંધની રૂપરેખા બેપાંચ વાક્યોમાં

ક્રાન્તિમય . મેરે  હૃદય મેં
આજ પર વિશ્રાન્તિ કિતની!!
આજ મેરી કાવ્ય-વીણા મેં અલૌકિક ગાન જાગે;
આજ મેરે પ્રાણ જાગે!

ઇધર મેરા હૃદય ઊર્મિલ,
ઉધર તુમ હઁસ રહે ખિલ-ખિલ:
લો રહે દીપિત તુમ્હારે
હાસ્ય સે મમ ભાવ ઝિલમિલ!
ક્યા કહો, મમ સ્વપ્ન મેં કુછ સત્ય કે અનુમાન જાગે!
આજ મેરે પ્રાણ જાગે!

ઘટ ચુકી જબ નિશા ક્રમક્રમ
તબ ઉષા મેં કહો, પ્રિયતમ!
મુદિત-મન તુમને સુનાઈ–
થી મુઝે વહ કૌન સરગમ?
ફિર સુના દો ગીત વહ, મુઝ મેં દિશા કા જ્ઞાન જાગે:
આજ મેરે પ્રાણ જાગે!

મિટ ગયા લો, સબ અઁધેરા,
જગ ગયા શાશ્વત સવેરા:
અમર કર દો, ઓ ચિતેરે!
આજ કા જાગરણ મેરા–
તા કિ મેરી કાવ્ય-સંસ્કૃતિ મેં સદૈવ વિહાન જાગે!
આજ મેરે પ્રાણ જાગે!



કવિ પ્રદીપ
સ્કેચ : રસિકલાલ પરીખ

કવિ 'પ્રદીપ'નું નામ રામચંદ્ર દ્વિવેદી છે. માળવામાં બડનગર પાસેના ગામમાં વતન છે. પણ તેમણે અલ્હાબાદમાં પોતાના મોટા ભાઈ કૃષ્ણવલ્લભ દ્વિવેદી પાસે રહી બારમા ધોરણથી શરૂ કરી યુનિવર્સિટીની ડિગ્રી મેળવી છે. આથી હિંદી સાહિત્યના ઉચ્ચતમ વાતાવરણમાં તેમની કાવ્યપ્રતિભા ઘડાઈ છે. એમણે સેંકડો કાવ્યો રચ્યાં છે, જેમાંથી 'પાનીપત' સૌથી જાણીતું થયું છે. સ્વભાવે તેઓ ઊર્મિલ હોવાથી 'સ્વરના વિમાન' ઉપર જ કાવ્યદેવી શોભે એ તેમનું મંતવ્ય છે. છવ્વીસ વર્ષની નાની ઉંમરે એમણે અનેકનાં મન હરી લીધાં છે. હાલ બોમ્બે ટૉકીઝના ગાનરચયિતા તરીકે મુંબાઈમાં જ વસે છે. 'કંગન' અને 'બંધન'ની ફિલ્મોમાં તેમનો કાવ્યપ્રસાદ જનતાને પહોંચ્યો છે. આ કવિતા એમના અમદાવાદના વાસ દરમિયાન જ રચાઈ હોવાથી તેના પરિચય અને ભાવનાનું ઔચિત્ય સમજાશે.

એ બોલી ગયા, ને એ ખોખામાં પ્રાણ પૂરી જીવતો જાગતો નિબંધ ઉત્પન્ન કરવાનું કાર્ય એમણે અમને સોંપ્યું. સૌ જેને જેમ ફાવ્યું તેમ લખવા બેઠા. અમારી ત્રિપુટી આજે મુકમ્મિલ આઝાદીના તોરમાં હતી. અમે જાણતા હતા કે અમે નહિ લખીએ, છતાં અમારા જેટલો સરસ નિબંધ આજે કોઈ લખી શકવાનું નહોતું. નિબંધની નોટો ભેગી કરી મહેતા સાહેબ સાથે લઈ ગયા.

બીજે દિવસ. મંગળવાર.

પંડિત માસ્તરે વર્ગમાં દાખલ થતાં જ સૂત્ર સંભાળ્યું. પાટિયા પર વાક્યો લખી રહી તેમણે વર્ગની સામે જોયું. દરમિયાન વર્ગના છોકરાઓ પોતપોતાની નોટોમાં ગઈ કાલે લખેલું લખાણ ખોળવા લાગી ગયા હતા. પણ કોઇને એ જડતું ન હતું! અમે પણ તેમની જેમ અમારી નોટનાં પાનાં ઉથલાવવા લાગી ગયા હતા. બહુ વારે એક છોકરો બોલી ઊઠ્યોઃ 'સાહેબ, મારી નોટમાંથી કોઈ પાનાં ફાડી ગયું લાગે છે''

'શું? એમ કહીને તારે મને છેતરવો છે?'

'સાહેબ' મારી નોટનાં પણ પાનાં કોઇએ ફાડી નાખ્યાં છે!' બીજો બોલ્યો. તરત ત્રીજો બોલ્યો, 'સાહેબ, મેં આ જ નોટમાં, આ જ પાના પર વાક્યો લખેલાં, પણ તે નથી!'

એક પછી એક દરેક જણે આવી ફરિયાદ કરી. હું પણ ઊભો થઇ મારી નોટ બતાવી બોલ્યો, 'સાહેબ, મારી નોટમાંથી પણ કોઈ લખેલું ચોરી ગયું છે.'

'ગજબ થઇ ગયો, સાહેબ' આપે આપેલા સુજાના બે પાઠ મે કાલે જે કાગળમાં લખ્યા હતા, તે પણ આજે ગુમ!' રણછોડે કહ્યું. ગુમ શબ્દ તે એવી રીતે બોલ્યો કે મારા કાનમાં તેનો પડઘો ખૂબ મીઠો લાગ્યો.

પંડિત સાહેબ બાઘાની જેમ અમારી સામે જોઈ રહ્યા, ને સાથે આખા વર્ગનું લખાણ ગુમ થઈ ગયું જોઈ વિમાસણમાં પડી ગયા. ત્યાં ડાબા ખૂણામાંથી નવનીતના રડવાનો અવાજ આવ્યો. 'સા . . હે . . બ! મેં કાલે કેટલી મહેનત કરી બધું લખ્યું હતું . . આજે . . .' પંડિત સાહેબનું મોં જોવા જેવું લાગ્યું.

એટલામાં અમારા માનવંતા મહેતા સાહેબ હાથ-માં નિબંધની નોટોનો થોકડો લઈ ધસતા આવ્યા ને પંડિત સાહેબની મૌન સંમતિ મેળવી એકદમ તાર સ્વરે બોલી ઊઠ્યાઃ 'આખો ક્લાસ બદમાસ થઇ ગયો છે. કાલે નિબંધ લખાવ્યો તે કોઇએ લખ્યો જ નથી!'

સૌ આભા બની ગયા. રણછોડથી બોલ્યા વગર ન રહેવાયુંઃ 'સાહેબ મેં લખ્યો છે.' આખો વર્ગ એક સાથે બોલી ઊઠ્યોઃ 'મેં પણ લખ્યો છે.'

મહેતા માસ્તરની આંખો લાલ બની. 'મારી આગળ હરામઈ. . . ' પણ આગળ એ કંઈ બોલે તે પહેલાં પંડિત સાહેબે તેમને શાંત કરી કહ્યુંઃ 'તમારા પણ બધા નિબંધ ઊડી ગયા લાગે છે. કોઈ માયાજાળ પથરાઇ છે.'

'શું?'

'હા. જુઓ, કાલે આ વર્ગમાં જેટલું કામ થયું છે એટલું બધું અદશ્ય બની ગયું છે.' કહી તેમણે થોડી નોટો બતાવી.

'આ તો અજબ!' કહી, મૂંઝવણમાં માથું ખંજ-વાળતા મહેતા સાહેબ વર્ગ છોડી ગયા. અમને સૌને આજે ખૂબ જ મજા પડી. આવો જાદુ અમે કદી જોયો ન હતો. મેં મનમાં ને મનમાં રણછોડને સહસ્ર ધન્યવાદ આપ્યા. પણ પંડિત સાહેબે પોતાનો સમય પૂરો થતાં વર્ગમાંથી બધા ખડિયા ઉપડાવી લીધા ને તે આખો દિવસ અમારે પેન્સિલથી કામ કરવું પડ્યું.

બીજે દિવસે બપોરે 'સાયન્સના સમયમાં સાયન્સ હૉલમાં જતાં અમે સૌ આશ્ચર્ય પામી ગયા. અમારા જૂના ને જાણીતા સાયન્સ શિક્ષકને બદલે વર્ગમાં પંડિત સાહેબ બેઠેલા હતા. એકબીજા સામે કુતૂહલની આંખ મિચકાવતાં અમે અમારી જગ્યા લીધી. પંડિત સાહેબે કેરોસીનનો ખડિયો કાઢી બત્તી ચેતાવી. પછી તેમણે શાહીની બે નાની પ્યાલીઓ અમારી સામે ધરી કહ્યુંઃ 'આજે આપણે એક નવો જ પ્રયોગ કરવાનો છે. પણ મને ખાતરી છે કે તમને સૌને તેમાં ખૂબ રસ પડશે.'

પંડિત સાહેબે એક વ્યાપક દૃષ્ટિ વર્ગ તરફ ફેરવી લીધી ને પછી રણછોડ સામે નજર ફેરવી કહ્યુંઃ 'રણછોડ, તું અહીં આવ ને આ જમણી પ્યાલીમાંની શાહીથી કાગળમાં ગમે તે બેત્રણ લીટી લખ.'

ઉત્સાહમાં રણછોડ એક ઠેકડે સાહેબ પાસે પહોંચી ગયો અને જમણી પ્યાલીવાળી શાહીથી બેત્રણ લીટીઓ લખી. તે પછી તેણે સૌને વાંચી સંભળાવીઃ 'બધા પ્રાણીઓમાં ગધેડો સૌથી વધુ ડાહ્યો હોય છે. તે પૂંછડી હલાવે છે ને કાન ફફડાવે છે ત્યારે રૂપાળો લાગે છે.' આખો વર્ગ હસી પડ્યો. પંડિત સાહેબે પણ હોઠના

ખૂણા દબાવી સહેજ હસી લીધું. પછી તેમણે રણછોડને કહ્યું, 'હવે આ બીજી શાહીથી બીજાં ત્રણ વાક્યો લખ.'

રણછોડે બીજી શાહીથી બીજા કાગળમાં લખ્યું: 'કોણ કહે છે મૂરખને માથે શીંગડાં હોય છે? તેમની પાસે માત્ર સર્ટિફિકેટો હોય છે.' ફરી હસાહસ!

'બસ.' પંડિત સાહેબે બંને કાગળ પર ને કઈ શાહીથી લખેલું છે તેની નિશાની કરી કહ્યું: 'હવે તું આ કાગળ પેલી બત્તી પર ધરી જરા જરા ગરમ કર.'

રણછોડે કોઈ કુશળ વૈજ્ઞાનિકની છટાથી હાથમાં કાગળ પકડ્યો ને બત્તી ઉપર ધર્યો. થોડી વારે કાગળ પરનું લખાણ ધીમેધીમે ઝાંખું પડતું જઈ, બિલકુલ ગુમ થઈ ગયું. અમે સૌ એ નવાઈ પામી જોઈ રહ્યા.

'અરે, આ શું! લખેલું ક્યાં ગયું?' પંડિત સાહેબે આશ્ચર્ય પામી પૂછ્યું.

'ઊડી ગયું, સાહેબ! છૂ થઈ ગયું!' સાહેબને જાણે પટાવતો હોય એવા લહેકાથી રણછોડ બોલી ઊઠ્યો. સૌ રણછોડની અક્કલ હોશિયારી પર મુગ્ધ બની ગયા, પણ મારા પેટમાં કંઈ ન સમજાય તેવો ધ્રાસકો પડ્યો.

પછી રણછોડે બીજો કાગળ બત્તી પર ધર્યો, પરંતુ તેનું લખાણ હતું તેમ જ રહ્યું. બંને કાગળ અમારી સામે ધરી સાહેબે કહ્યું: 'જુઓ, જમણી બાજુની શાહીનું લખાણ ઊડી ગયું છે, ને ડાબી બાજુની શાહીનું લખાણ હતું તેમનું તેમ રહ્યું છે. આ જમણી બાજુની શાહી તે આપણે પરમ દહાડે વર્ગમાં વાપરેલી તે જ છે.'

એક પળ શાંતિ. સૌ આભા બની સાંભળી રહ્યા.

'આવી જાતની, થોડા કલાક પછી પોતાની મેળે અદૃશ્ય થઈ જાય તેવી શાહી બજારમાં વેચાતી મળે છે. તેવી શાહીમાં પાણીની સાથે બીજો એક પદાર્થ ભેળવેલો હોય છે. પાણીના સંગથી તે શાહી જેવો રંગ ધરે છે, ને વખત જતાં પાણી સુકાઈ જતાં તે પદાર્થની માત્ર ઝીણી રજકણ કાગળ પર રહી જાય છે. રણછોડ, લાવ જોઉં પેલો કાગળ!'

મને લાગ્યું કે હવે રણછોડના હાથમાંથી પણ સ્ફૂર્તિ થોડી ઓછી થઈ ગઈ હતી. તેણે કાગળ પંડિત સાહેબને આપ્યો. પંડિત સાહેબે તે બારીકાઈથી તપાસી કહ્યું: 'જુઓ, ગરમ થવાથી પાણી ઊડી જતાં કોઈ અતિ સૂક્ષ્મ સફેદ પદાર્થ કાગળ પર ચોંટેલો દેખાય છે.' આમ કહી તેમણે કાગળ રણછોડને બતાવ્યો. રણછોડે મૂંગા મૂંગા માથું હલાવી હા કહી.

'તો બોલો, શું કરીએ તો હવે આ પદાર્થ ફરીને શાહીનો રંગ ધારણ કરે?'

'એને બાળી નાખીએ તો.' હું કહેવા જતો હતો. ત્યાં અક્કરમી નવનીત બોલી ઊઠ્યો: 'પાણી લગાડવાથી, સાહેબ!'

'વાહ! સરસ!' પંડિત સાહેબે ધન્યવાદ આપી એક પીંછી પાણીમાં બોળી એ કાગળ ઉપર ફેરવવા રણછોડને કહ્યું. રણછોડનું મોં હવે ફિક્કું પડતું ગયું. તેણે માંદલે હાથે ભીની પીંછી કાગળ પર ફેરવી અને તરત ત્યાં કાળા અક્ષરો ફૂટી નીકળ્યા!

આખો વર્ગ આશ્ચર્ય પામી ઊઠ્યો.

હવે પંડિત સાહેબે કહ્યું: 'જો આપણે હવે વર્ગની પેલી નોટોના ઊડી ગયેલા લખાણ ઉપર આમ પાણીની પીંછી ફેરવીએ તો અક્ષરો ફરી ઊપડી આવે કે નહિ?'

'આવવા જ જોઈએ,' બેત્રણ છોકરા બોલી ઊઠ્યા.

'એમ? તો જોઈએ. બેચાર છોકરાની નોટો આમ તપાસીશું તો ખાતરી થઈ જશે. હં, રણછોડ! તું, રમણ, નવનીત વગેરે તમારી નોટો લઈ આવો, જોઉં? સાથે પેલો સજાનો પાઠ પણ લાવજો જ ને!'

હત્તારીની! આ તો ભોગ લાગ્યા. આ પંડિત માસ્તર તો બહાર નથી એટલો બોંયમાં છે! મારા તો પગ ઠરી ગયા. નોટો ઘેર રહી ગઈ છે કે ખોવાઈ ગઈ છે એમ પણ કહેવાય એવું નહોતું. હજી તે વર્ગના ટેબલના ખાનામાં જ થોકડી ભેગી પડેલી હતી. 'પાઠ'નાં કાગળિયાં પણ એમાં જ હતાં.

વર્ગમાં જતાંજતાં મને રણછોડ પર એવી તો દાઝ ચડી કે એને જીવતો બોંયમાં ભંડારી દઉં.

મેજના ખાનામાંથી નોટ કાઢતાંકાઢતાં નવનીતે જાણે તે રણછોડને બચકું ભરવા જતો હોય તેમ દાંતિયાં કર્યાં: 'પંડિત સાહેબમાં કેટલી બુદ્ધિ છે, જોયું?'

'તે મારામાં યે છાંટા બુદ્ધિ છે, એ ભૂલતો નહિ.' રણછોડે ગર્વથી કહ્યું: 'નોટમાં લખેલું કેમ નથી દેખાતું એના તો સેંકડો જવાબ આપી શકાય.'

'સેંકડો? હેં?' મેં કહ્યું. ડૂબતાને તરણું હાથ લાગ્યું.

'હા, સેંકડો.'

પહેલી જ રણછોડની નોટની તપાસ થઈ. પીંછી ફેરવવાનું તેને જ કહેવામાં આવ્યું. સૌ છોકરા આતુર-

તાથી અંતરીક્ષમાંથી અક્ષરો ફૂટવાની રાહ જોઈ રહ્યા. પણ કંઈ બન્યું નહિ. સૌને નવાઈ લાગી. પંડિત સાહેબે કહ્યું, 'રણછોડ, કેમ આમ?'

'સાહેબ, મારી નોટમાંથી કોઇએ પાનાં જ ફાડી નાખ્યાં લાગે છે!'

'એમ! બનવા જોગ છે. આવી રીતે નોટનાં પાનાં ફાડી જનારને જરૂર પકડવો જોઇએ. કેટલાં પાનાં રહ્યાં છે એ તું ગણીને કહે જોઉં!'

રણછોડ પાનાં ગણવા લાગ્યો. અમે પણ તેની સાથે મનમાં ગણતા હતા. શાળાની છાપવાળી, ચાળીસ પાનાંની એ નોટ હતી; ને બરાબર ચાળીસ પાનાં જ થયાં. પંડિત સાહેબ રણછોડની સામે ખુલાસા માટે તાકી રહ્યા. એણે સેંકડો કારણોના શકંદામાંથી બીજું ખેંચી કાઢ્યું. બોલ્યોઃ 'સાહેબ, એ દિવસ પછી એ સફેદ સૂક્ષ્મ પદાર્થ પણ અદશ્ય થઇ જતો હોવો જોઇએ.'

'ઓહ! એ મને નહોતું સૂઝ્યું.' કહી સાહેબે મારી ને નવનીતની નોટની પરીક્ષા કરાવડાવી. 'પાઠ'નાં કાગળિયાં પણ એ રીતે જોવાયાં. એકેનું લખાણ દેખાયું નહિ. પછી તેમણે ફેફરની નોટ લીધી. કેવું કમનસીબ! એ નોટે દગો દીધો. એના અક્ષરો ઝાંખા ઝાંખા પણ દેખાયા ને વંચાયા સુદ્ધાં!

પછી પંડિત સાહેબે રણછોડ તથા એના બે ભત્રી-જાઓનો ખભો થાબડતાં કહ્યું, 'સમજ્યા!'

સમજ્યા, બાપ, સમજ્યા! મારો જીવ તો કાચબાની પેઠે સંકોચાઇ ગયો. એટલામાં અમારા વિજ્ઞાન શિક્ષકે ઓરડામાં પ્રવેશ કર્યો ને પંડિત સાહેબે અમારૂં કાળજું ચીરી નાખે તેવું હાસ્ય કરી વર્ગમાંથી વિદાય લીધી.

તે આખો યે દિવસ મને લાગ્યું કે જાણે મને તાવ ચડી ગયો છે. વર્ગોમાં શું ભણ્યો, શું ભણાવાયું તેનું મને કંઈ જ ભાન ન રહ્યું. આવી અવસ્થામાં શાળા છૂટવાનો ઘંટ વાગતાં હું છાનોમાનો સીધો ઘેર પહોંચી જવાનો ઘાટ ઘડી રહ્યો હતો, ત્યાં પંડિત સાહેબનો દૂત આવી અમને—મને, નવનીતને ને રણછોડને—એમના દરબારમાં તેડી ગયો.

સામે જ પંડિત સાહેબ હમેશનો શાંત ચહેરો લઇ બેઠા હતા. અમે ત્રણે સામે જઇ ઊભા, પણ પંડિત સાહેબની સામે જોવાની કોઈની હિંમત ચાલી નહિ. થોડી વારે અવાજ સંભળાયોઃ 'મને શરૂઆતથી જ વહેમ હતો કે કંઇક કાવતરૂં થયું છે અને એ કાવતરાના ખેલાડીઓ આ વર્ગના જ વિદ્યાર્થીઓ હોવા જોઇએ. તેમાં યે જ્યારે 'સજાપાઠ'નું લખાણ પણ ઊડી ગયાનું જાણ્યું ત્યારે મારો વહેમ તમારા ત્રણ ઉપર ઠર્યો. મેં શાહીની પરીક્ષા કરી જોઈ, અને કેવી રીતે તમે ત્રણે તમારી સજામાંથી છટકવા 'અદશ્ય શાહી'નો ઉપયોગ કરાવ્યો તે કાલના પ્રયોગથી પૂરેપૂરૂં જાણ્યું.'

'સાહેબ, એમાં બધો વાંક મારો છે. માટે જે સજા કરવી હોય તે મને જ કરો.' રણછોડના આ શબ્દો સાંભળી મને ખરેખર આજે એને માટે માન ઊપજ્યું.

પંડિત સાહેબ સહેજ હસ્યા. પછી બોલ્યાઃ 'ઠીક. પાછલી સજામાંથી છટકવા તમે પ્રયત્ન કર્યો તેથી તે સજા હું બેવડાવું છું; અને મને છેતર્યો તથા આખા વર્ગનું આખા દિવસનું કામ બગાડ્યું તેની સજા તરીકે અઠવાડિયા સુધી દરરોજ સાંજે શાળા છૂટ્યા પછી એક કલાક, અહીં હું સોંપું તે કામ કરી જવાનું ફરમાવું છું. હું માનું છું કે હવે ફરી બીજું કાવતરૂં નહિ કરો.'

'અમારી ભૂલ થઇ; અમને માફ કરો, સાહેબ. ફરી અમે એવું નહિ કરીએ.' અમે ત્રણે ગળગળા થતાં કહ્યું.

'ઠીક, તો પણે બેસો. ખડિયાઓમાં શાહી તૈયાર છે. હમણાં જ પેલો સજાપાઠ લખી નાખો. કલાક થતાંમાં હું કામ તપાસવા આવી પહોંચું છું.'

આમ કહી પંડિત સાહેબ ત્યાંથી ચાલ્યા ગયા.

અમે ત્રણે ઊંધું ઘાલી સંસ્કૃત પાઠ ઉતારવા બેસી ગયા. વીસેક મિનીટ થઈ હશે. મેં એક વખત પાઠ લખી નાખ્યો. ફરી લખવા બેઠો. બીજી વખત લખી પૂરો કર્યો. ત્રીજી વાર લખવાની શરૂઆત કરૂં છું ત્યાં મારી નજર વચ્ચમાં બેઠેલા રણછોડ સામે પડી. એનું મોં દિવેલ પીધા જેવું થએલું હતું, આંખો ઝીણી થઇ ગઈ હતી ને બેય હાથે માથું ખોતરવા લાગી ગયો હતો. નવનીતનું ધ્યાન પણ એ તરફ દોરાયું. મેં પૂછ્યુંઃ 'શું થયું, રણછોડ! પાછી શીટ તો નથી આવતી ને?'

'તો તો સારૂં પણ આ?' કહી એણે લખાઇ રહેલા પાઠવાળાં પાનાં બતાવી કહ્યુંઃ 'બધું ઊડી ગયું! સાહેબે મારા ખડિયામાં ખરેખરી જાદુઇ શાહી ભરાવી છે. હું ક્યારે પાઠ લખી રહીશ!'

દડ દડ દડ કાકાની આંખોમાંથી આંસુ પડવા માંડ્યાં.

રમણલાલ સોની



રાજરમણી

સીગીરીઆ (સીલોન)ની ગુફાઓમાંના ભીંતચિત્રની અનુકૃતિ

ચિત્રકાર - સરખિસ કચાદોરીગ્યાં

સીલોનમાં કોલંબોથી ૧૪૨ માઇલ દૂર જંગલમાં સીગીરીઆની ૬૦૦ ફૂટ ઊંચી એક ટેકરી ગાઢ જંગલની વચ્ચોવચ્ચ આવેલી છે. તેની ઉપર ઇ.ના ચોથા સૈકામાં પ્રથમ કશ્યપ રાજાએ સ્વરક્ષણાર્થે એક ગઢ બનાવ્યો હતો અને તેના ઉપરના ભાગમાં ગુફાઓ રચીને તથા તેની ચોમેર દીવાલ બનાવીને તેના પ્રવેશદ્વારને ઘડાવીને સિંહ જેવી આકૃતિ રચી હતી, તે પરથી તે સિંહગિરિ (સિંહગિરિ) કહેવાયું. કશ્યપની પડતી થતાં એ સ્થળ નિર્જન બન્યું. ત્યાંનાં ચિત્રો અટારીની જેમ પાડેલી કંદરાની ભીંત પર છે. લાલ, પીળો અને લીલો રંગ માત્ર ત્યાં વપરાયો છે. આસમાની જરા પણ નથી. અજંતાની ૧૬-૧૭મી ગુફાનાં ચિત્રોની જોરદાર રેખાઓ અને ફળભર્યાં અવયવો આને ખૂબ મળતાં આવે છે.

તાથી અંતરીક્ષમાંથી અક્ષરો ફૂટવાની રાહ જોઈ રહ્યા. પણ કંઈ બન્યું નહિ. સૌને નવાઈ લાગી. પંડિત સાહેબે કહ્યું, 'રણછોડ, કેમ આમ?'

'સાહેબ, મારી નોટમાંથી કોઈએ પાનાં જ ફાડી નાખ્યાં લાગે છે!'

'એમ! બનવા જોગ છે. આવી રીતે નોટનાં પાનાં ફાડી જનારને જરૂર પકડવો જોઈએ. કેટલાં પાનાં રહ્યાં છે એ તું ગણીને કહે જોઉં!'

રણછોડ પાનાં ગણવા લાગ્યો. અમે પણ તેની સાથે મનમાં ગણતા હતા. શાળાની છાપવાળી, ચાળીસ પાનાંની એ નોટ હતી; ને બરાબર ચાળીસ પાનાં જ થયાં. પંડિત સાહેબ રણછોડની સામે ખુલાસા માટે તાકી રહ્યા. એણે સેંકડો કાગળોના રાફડામાંથી બીજું ચૈનો કાઢ્યું. બોલ્યો: 'સાહેબ, બે દિવસ પછી એ સફેદ સૂક્ષ્મ પદાર્થ પણ અદૃશ્ય થઈ જતો હોવો જોઈએ.'

'ઓહ! એ મને નહોતું સૂઝ્યું.' કહી સાહેબે મારી ને નવનીતની નોટની પરીક્ષા કરાવડાવી. 'પાઠ'નાં કાગળિયાં પણ એ રીતે જોવાયાં. એકેનું લખાણ દેખાયું નહિ. પછી નેમકે શંકરની નોટ લીધી. 'દેવું કમનસીબ' એ નોટે દગો દીધો. એના અક્ષરો ઝાંખા ઝાંખા પણ દેખાયા ને વંચાયા સુદ્ધાં!

પછી પંડિત સાહેબે રણછોડ તથા એના બે બત્રી-જતોઓનો ખભો થાબડતાં કહ્યું, 'સમજ્યા?'

સમજ્યા, બાપ, સમજ્યા! મારો જીવ તો કાચબાની પેઠે સંકોચાઈ ગયો. એટલામાં અમારા વિજ્ઞાન શિક્ષકે ઓરડામાં પ્રવેશ કર્યો ને પંડિત સાહેબે અમારું કાગળું ચાળી નાખે તેવું હાસ્ય કરી વર્ગમાંથી વિદાય લીધી.

તે આખો યે દિવસ મને લાગ્યું કે જાણે મને તાવ ચડી ગયો છે. વર્ગોમાં શું ભણ્યો, શું ભણાવાયું તેનું મને કંઈ જ ભાન ન રહ્યું. આવી અવસ્થામાં શાળા છૂટવાનો ઘંટ વાગતાં હું છાનોમાનો સીધો ઘેર પહોંચી જવાનો ઘાટ ઘડી રહ્યો હતો, ત્યાં પંડિત સાહેબનો દૂત આવી અમને—મને, નવનીતને ને રણછોડને—એમના દરબારમાં તેડી ગયો.

સામે જ પંડિત સાહેબ હમેશનો શાંત ચહેરો લઈ બેઠા હતા. અમે ત્રણે સામે જઈ ઊભા, પણ પંડિત સાહેબની સામે જોવાની કોઈની હિંમત ચાલી નહિ. થોડી વારે અવાજ સંભળાયો: 'મને શરૂઆતથી જ વહેમ હતો કે કંઈક કાવતરું થયું છે અને એ કાવતરાના ખેલાડીઓ આ વર્ગના જ વિદ્યાર્થીઓ હોવા જોઈએ. તેમાં યે જ્યારે 'સજાપાઠ'નું લખાણ પણ ઊડી ગયાનું જાણ્યું ત્યારે મારો વહેમ તમારા ત્રણ ઉપર ઠર્યો. મેં શાહીની પરીક્ષા કરી જોઈ, અને કેવી રીતે તમે ત્રણે તમારી સજામાંથી છટકવા 'અદૃશ્ય શાહી'નો ઉપયોગ કરાવ્યો તે કાલના પ્રયોગથી પૂરેપૂરું જાણ્યું.'

'સાહેબ, એમાં બધો વાંક મારો છે. માટે જે સજા કરવી હોય તે મને જ કરો.' રણછોડના આ શબ્દો સાંભળી મને ખરેખર આજે એને માટે માન ઊપજ્યું.

પંડિત સાહેબ સહેજ હસ્યા. પછી બોલ્યા: 'ઠીક. પાછલી સજામાંથી છટકવા તમે પ્રયત્ન કર્યો તેથી તે સજા હું બેવડાવું છું; અને મને છેતર્યો તથા આખા વર્ગનું આખા દિવસનું કામ બગાડ્યું તેની સજા તરીકે અઠવાડિયા સુધી દરરોજ સાંજે શાળા છૂટ્યા પછી એક કલાક, અહીં હું સોંપું તે કામ કરી જવાનું ફરમાવું છું. હું માનું છું કે હવે ફરી બીજું કાવતરું નહિ કરો.'

'અમારી ભૂલ થઈ; અમને માફ કરો, સાહેબ. ફરી અમે એવું નહિ કરીએ.' અમે ત્રણે ગળગળા બની કહ્યું.

'ઠીક, તો પણ બેસો. ખડિયાઓમાં શાહી તૈયાર છે. હમણાં જ પેલો સજાપાઠ લખી નાખો. કલાક થતાંમાં હું કામ તપાસવા આવી પહોંચું છું.'

આમ કહી પંડિત સાહેબ ત્યાંથી ચાલ્યા ગયા.

અમે ત્રણે ઊંધું ઘાલી સંસ્કૃત પાઠ ઉતારવા બેસી ગયા. વીસેક મિનીટ થઈ હશે. મેં એક વખત પાઠ લખી નાખ્યો. ફરી લખવા બેઠો. બીજી વખત લખી પૂરો કર્યો. ત્રીજી વાર લખવાની શરૂઆત કરું છું ત્યાં મારી નજર વચ્ચમાં બેઠેલા રણછોડ સામે પડી. એનું મોં દિવેલ પીધા જેવું થએલું હતું. આંખો ઝીણી થઈ ગઈ હતી ને બેય હાથે માથું ખોતરવા લાગી ગયો હતો. નવનીતનું ધ્યાન પણ એ તરફ દોરાયું. મેં પૂછ્યું: 'શું થયું, રણછોડ? પાછી ફીટ તો નથી આવતી ને?'

'તો તો સારું' પણ આ?' કહી એણે લખાઈ રહેલા પાઠવાળાં પાનાં બતાવી કહ્યું: 'બધું ઊડી ગયું! સાહેબે મારા ખડિયામાં ખરેખરી જાદુઈ શાહી ભરાવી છે. હું ક્યારે પાઠ લખી રહીશ!'

દડ દડ દડ કાકાની આંખોમાંથી આંસુ પડવા માંડ્યાં.

રમણલાલ સોની



ધીણોધરનો ડુંગર

# કચ્છનું રણ

લેખક: શ્રી રામસિંહજી રાઠોડ ડી.ડી.આર.

**કુદરત અને માનવીના પ્રકોપને લઈને આજે દસ હજાર ચોરસ માઈલનું વેરાન બની ગએલા ભયાનક છતાં ભવ્ય એ રહસ્યપ્રદેશનો. એ જ ભૂમિના જાયા એક અભ્યાસીએ કરાવેલો તલસ્પર્શી પરિચય**

કચ્છનું રણ એ કચ્છની શાપિતભૂમિ (પિટ્લપટ) મનાય છે, એ છતાં યે એ રહસ્યસ્થળી કચ્છને તો આદરણીય છે. રણકિનારે વસતા લોકોને સાહસિક અને ખડતલ બનાવવામાં ભયાનક પણ ભવ્ય લાગતા આ કચ્છના રણનો હિસ્સો અવગણ્ય નથી. સમતલ વેરાન અને વિસ્તીર્ણ એવા એ રણનું ઉગ્ર સૌંદર્ય તથા એનો ઘેરો અને નીરવ સૂનકાર અસહ્ય છે.

'ધીણોધરના ઉચ્ચ શિખર પર બારબાર વર્ષથી ભીષણ તપ કરતા દાદા ધોરમનાથની તપશ્ચર્યામાં વિક્ષેપ પડે છે. દાદાની ખફા નજર ઉત્તર તરફ વિસ્તરેલા જળપ્રદેશ તરફ દોરવાય છે. ત્યાંનું બધું પાણી ખળખળાટ કરતું સમુદ્રમાં ફસવાઈ જાય છે. ધીણોધરના પહાડ પર નજર નાખતાં પહાડ ફાટે છે. પૃથ્વીનો પાપભાર હળવો થાય છે અને કચ્છ પર શાપ વરસાવતો એ પ્રદેશ કચ્છનું રણ બની રહે છે.' કચ્છના રણની ઉત્પત્તિ વિશેની એ તો રહી પંદરમી સદીની * લોકવાયકા. સંભવ છે કે એ અરસામાં કોઈ પ્રકૃતિક્ષોભ (જેનો અનુભવ કચ્છ વારંવાર કરતો આવ્યો છે) થવા પામ્યો હોય અને તેને પરિણામે રણનો ઉદ્ભવ થયો હોય; પણ રણનું મહત્ત્વનું નિર્માણ તો હજી હમણાં એકાદ સૈકા પહેલાં સને ૧૮૧૯ના પ્રચંડ ભૂકંપ વેળાં થયેલું.

---

* આ વિષે બે માન્યતાઓ છે. એક મત ધીણોધરના પીરોની વંશાવળીને ધ્યાનમાં લઈ સંવત ૭૮૯ (લગભગ આઠમા સૈકાના આરંભકાળ)માં ગોરખનાથના એ ગુરુભાઈ ધોરમનાથ થઈ ગયાનું માને છે. જ્યારે પ્રચલિત માન્યતા એવી છે કે એ સમય પંદરમા સૈકાની આસપાસ (૧૪૫૦ લગભગનો) હશે. જુઓ: Bom. Gov. Sel. CLIII (new series), 5: 'If Dhoramnath had any hand in destruction of Riyan, the date would be about 1450'.




શાસ્રીય પ્રમાણો જોતાં રણની ઉત્પત્તિની શરૂઆત ઘણી જ જૂની છે. રણના એ પુરોગામી જલપ્રદેશની ભવ્ય ગાથા આપણને ગૌરવાન્વિત કરી દુષ્કર એવા તેના ઉદ્ધાર માટે લલચાવે એવી પ્રેરણાદાયી છે.

પ્રચલિત માન્યતા તો એવી છે કે કચ્છના રણનો પૂર્વાવતાર સમુદ્ર હતો. રણ જ્યારે જળપ્રદેશ હતો ત્યારે કચ્છને ઉત્તર કિનારે અને અન્નીમાં આવેલાં બિટારા, છારી, નિરોણા વગેરે ઘણાં યે હાલનાં તેમજ બીજાં લુપ્ત થએલાં ગામડાંઓ, બંદરો હોવાનું મનાય છે. રણના પચ્છમભેટની પશ્ચિમે ફાંગવારો; સિંધને કિનારે વિઘોગઢ, વિંગડ અને બલિયારી; પારકરમાં વીરાવાવ; તથા ગુજરાતને કિનારે ઝિંઝુવાડા નજીક અને કાઠિયાવાડ. કાંઠે બંદરો અને બારાં ઓળખાવવામાં આવે છે. તદ્દન લાકડાંની બનાવટનું એક મોટું અસલી વહાણ રણના કીચડમાં પંદર ફૂટની ઊંડાઇએથી કાઠિયાવાડકિનારે વવાણીઆ પાસેથી ઈ. સ. ૧૭૫૬ લગભગ મળી આવેલું. ફાંગવારા પાસેથી ૧૮૧૯ના ભૂકંપ પછી વહાણના ખીલા અને લોઢાના બીજા ટુકડા હાથ લાગેલા. મોટા વજનદાર પથ્થરોમાં કાણાં કરી બનાવેલાં જૂના વખતમાં વપરાતાં એવાં લંગરો કોઇ કોઇ સ્થળેથી મળી આવેલાં. પચ્છમને ઉત્તર કિનારે પથ્થરમાં જામી ગએલાં સામુદ્રિક શંખલાં પ્રાપ્ત થએલાં. રણના જલપ્રદેશના કીચડમાં પડેલાં ચેરિયાં (તવર) થતાં હશે તે દર્શાવતા અવશેષ તરીકે અન્નીમાં લોડાઇની પૂર્વે કાવડીઆ પાસે, (દરિયાકિનારે કીચડમાં થાય છે તેવા) ચેરિયાં નામે વૃક્ષોનો એકાંતિક આછો ઘેરો આવેલો છે. તેવી જ રીતે લખપતથી આઠ ગાઉ દૂર મુંધાન અટડા પાસે પણ જમીન ઉપર થોડાં ચેરિયાં ઊભાં છે. વળી સમુદ્રકિનારે હોય છે તેવી પણ થોડા રૂપાંતરવાળી થર તરફની રેતીની ટૂઇઓ, લખપત પાસેના ટૂઆ અને જવલ્લે બીજે ક્યાં યે મળી આવતા રેતીના થરો અને એવું એ બધું, આ રણ પહેલાં સમુદ્ર હતો તેના પ્રમાણ તરીકે ગણાવી શકાય. એ અવશેષચિહ્નો જોતાં માની લઇએ કે કચ્છની ઉત્તરે હાલ રણ છે ત્યાં સમુદ્રની ખાડી જમીનમાં ઘુસી આવેલી હોય અને કોઇ કારણે ત્યાંની જમીન ઊંચી ચડી આવતાં એ ખાડી સુકાઇ જઇને રણ બન્યું હોય; પણ રણના અંતસ્તર અને તેની કંઢારના ભૂસ્તર પરથી તો રણ પહેલાં દરિયો જ હતો એમ ચોક્કસપણે ન કહી શકાય.

વૈદીય કાલમાં અને તે પછી, હાલના કચ્છની જગ્યાએ પાતાલ નામે પ્રદેશ આવેલો હતો અને તેમાં પસાર થઇને સિંધુ, શતદ્રુ, દૃષદ્વતી, સરસ્વતી વગેરે સપ્તસિંધુના નામે જાણીતી નદીઓ સૌરાષ્ટ્રની ઉપર આવેલા સમુદ્રને મળતી. પણ તે પછી થએલા મહાન જલપ્રલયને લીધે પુરાણકાળમાં અને ત્યાર બાદ તો ત્યાં ઘણા યે મોટા ફેરફારો થઇ ગયા, અને હાલની કચ્છની ભૂમિ જુદી પડી આવી બંધાઇ ગઇ. કચ્છની ભૂમિમાં નદીના અશ્મીભૂત અવશેષો હજી યે મળી આવે છે; પરંતુ ક્યાં યે સામુદ્રિક અવશેષો ખાસ જોવામાં નથી આવતા. એટલે એ બધો પ્રદેશ દરિયાના કીચડથી બંધાયો હોય એ સંભવિત નથી, પણ નદીઓના જળમળ વડે બન્યો હોય એમ લાગે છે. જ્યારે સરસ્વતી, હમણાં જ્યાં કચ્છનું રણ આવેલું છે ત્યાં થઇ વહેતી અને ગુજરાત તથા સૌરાષ્ટ્રની વચ્ચેથી પસાર થઇ ખંભાતના અખાતમાં મળી જતી હતી, તે વખતે તો સરસ્વતીના વહનમાર્ગની ચારે તરફનો બધો પ્રદેશ રસાળ અને ફળદ્રુપ હતો. રામાયણ, મહા-

— ઉકેલ —

સિંધડીની ચોતરફના આ વિસ્તારમાં સને ૧૮૧૯ના ભૂકંપપછી પાણી ફરીવળેલું
અલ્લાબંધનો વિસ્તાર
ધારબન્ની અને છાડ નામે ઓળખાતો આ પ્રદેશ સને ૧૮૧૯ના ભૂકંપ પહેલાં તેની ઉપરની મુખ્ય જમીન સાથે જોડાયલો હતો
અબુલફઝલે નોંધેલો બનાસનો જૂનો વહનમાર્ગ
લુણીનદીનો મનાતો પુરાણો વહનમાર્ગ

ભારત, ભાગવત અને બીજી પૌરાણિક કથાઓમાં એ પ્રદેશમાંથી પ્રવાસ કર્યાની વાતો આવે છે, પણ ક્યાંયે રણનો નિર્દેશ થએલો નથી. એટલે માનવા કારણ મળે છે કે એ સમયે એ બધો પ્રદેશ ફળદ્રુપ અને રસકસભર્યો સમૃદ્ધ હશે. લાગે છે કે નદીઓનો વહનમાર્ગ બદલાયા પછી કે નદીઓ ગુપ્ત થયા પછી રણ અસ્તિત્વમાં આવ્યું હોય. એ અતિ પુરાણા ફેરફારો સાથેના કચ્છ અને રણના સંબંધને અત્રે બહુ અગત્ય ન આપીએ તોપણ રણની રચના સાથે સિંધુ નદીના વિકાસક્રમને મહત્ત્વનો સંબંધ હોઇ તેનો ઉલ્લેખ જરૂરી છે.

બહુ પ્રાચીન કાળથી સિંધુ અને તેની સહચરીઓ કચ્છના હાલના રણની જગ્યાએથી સમુદ્રને મળતી. તે વખતે સિંધુનો વહનમાર્ગ હમણાં છે તે કરતાં બહુ દૂર પૂર્વ તરફ આવેલો હતો. સિંધુની પૂર્વેથી વહેતી વિપાશાનો સમુદ્રસંગમ પણ એજ સ્થળે થતો. સાતમા સૈકામાં અરબ ચડાઇ સમયે મીહીરાન નામની નદી સિંધુની પૂર્વેથી વહી કચ્છના હાલના રણપ્રદેશના એ જલવિસ્તારમાં મળી જતી અને બીજી હકરા નામે નદી ત્યાંથી જ સમુદ્રને મળતી એમ અરબી તવારીખો પરથી જાણવા મળે છે. અલબેરૂની (૯૭૦–૧૦૩૯) સિંધુની એક શાખાને કચ્છને કિનારે સિંધસાગરમાં મળતી કહે છે. ગ્રીક લખાણોના આધારે ઘણા વિદ્વાનો લુણી નદી પાસે સિંધુનું પૂર્વ તરફનું મુખ હતું એમ માને છે. ઍલેકઝાંડર (ઇ. સ. પૂ. ૩૨૫) અને ટૉલેમી (ઈ. સ. ૧૫૦)ના સમયમાં સિંધુની તે વખતની મુખ્ય શાખા કોરી લણીબારી (Lonibari)ના નામે ઓળખાતી. ઇ.સ. ૧૦૦૦ સુધી તે સિંધુની મહત્ત્વની શાખા રહી.

અને તેની પશ્ચિમે પણ સિંધુ નદીનાં બીજાં ઘણાં

મુખ આવેલાં હતાં. એ અરસામાં સિંધુના પ્રવાહમાં મોટો ફેરફાર થયો; ને ક્રમેક્રમે પશ્ચિમ તરફ વધુ ને વધુ ખસતી ગઈ અને તેની સાથે સંબંધ ધરાવતી હકરા, સતલજ, બિયાસ (વિપાશા) વગેરેના વહનમાર્ગમાં ઘણા ફેરફારો થઈ ગયા. હકરા એક સૂકું નાળું બની ગઈ અને બિયાસ સતલજની શાખા થઈ રહી. કચ્છના હાલના રણની જગ્યાએથી સિંધુનું પુષ્કળ પાણી સમુદ્રને મળતું બંધ થઈ ગયું. સિંધુનું વહન બદલાતાં છેવટે કચ્છના પશ્ચિમ ભાગમાંથી માત્ર સિંધુનો કોરી નામનો પૂર્વતર ફાંટો જ પસાર થવા લાગ્યો. તે વહેણ પણ ઇ. સ. ૧૭૬૪માં ઝારાના યુદ્ધ પછી સિંધના અમીર ગુલામશાહે મોરામાં એક બંધ બાંધી કચ્છમાં આવતું અટકાવી દીધું.

સિંધુની એ શાખામાં ઉત્તરોત્તર પાણીનું પ્રમાણ ઘટતું જતું હોઈ, સિંધના નીચલા પ્રદેશને પાણીની બહુ તંગી જણાવા લાગેલી. વૈરવૃત્તિ સાથે તેમની એ જરૂરીઆતે પણ તેમને એ બંધ બાંધવા ફરજ પાડેલી. ને પછી તો એ પાણીને તદ્દન અટકાવવાની જરૂર જણાયાથી એવા બીજા અંતરાયો પણ ઊભા કરવામાં આવ્યા. પરિણામે લખપતની ઉત્તરે આવેલા છછઈ પ્રદેશનાં ડાંગરનાં ખેતરોની ફળદ્રુપતા ચાલી ગઈ. કચ્છ રાજ્યને તેથી આઠ લાખ કોરીની મહેસુલ આવતી અને ડાંગરની થોકબંધ ઉપજ થતી ને અટકી ગઈ. એ અમીરોનું રહ્યુંસહ્યું કામ કુદરતે ૧૮૧૯ના ભૂકંપમાં પૂરું કર્યું. એ ઉત્પાતમાં કોરી પર આવેલો સિંધડીનો પ્રાચીન દુર્ગ અને પુરાણું બંદર ગરક થઈ ગયાં અને મૂળ જમીનની સપાટીથી બારથી પંદર ફૂટ નીચા નમી ગએલા સિંધડીની ચોતરફના ૨૦૦૦ ચોરસ માઇલના વિસ્તારમાં એકાએક ખારું પાણી ફરી વળ્યું. સાથેસાથે તે જ સમયે રણની મૂળ ઊંચાઇથી આશરે ૧૮ ફૂટ ઊંચા, ૫૦ માઇલ લાંબા અને ૧૦ થી ૧૫ માઇલ પહોળા જમીનના ૬૦૦ ચોરસ માઇલના એક વિસ્તારે ઊંચા ચડી આવી, સિંધુના પાણીને સદાને માટે કચ્છમાં આવતું અટકાવ્યું. રહીમકી બજારથી લૂણી તરફ અને લખપતથી પશ્ચિમ બાજુ વિસ્તરેલા એ કુદરતી બંધને અલ્લાબંધ તરીકે ઓળખવામાં આવે છે. પછી તો કાલક્રમે એ સારો યે વિસ્તાર રણમાં મળી ગયો.

એક માન્યતા એવી પણ છે કે અત્યારે જ્યાં લૂણી નદીનું મુખ છે ત્યાંથી આખું રણ પસાર કરી તે એક

## પ્રાચીન ઋગ્વેદીય કાલનું પાતાલ અને પૌરાણિક સપ્તસિંધુનો પ્રવાહાન્ત પ્રદેશ

વખતે લખપત પાસે સ્વતંત્રપણે સમુદ્રને મળતી. એ રીતે બનાસ નદી પણ હમણાં જ્યાં રણને મળે છે ત્યાંથી નાનું રણ પસાર કરી કચ્છના અખાતને મળતી એમ અબુલ ફઝલ જણાવે છે.

પ્રમાણભૂત આધારોના અભાવે રણની પ્રાચીન સ્થિતિ વિષે ચોક્કસ નિર્ણય બાંધવો મુશ્કેલ થઇ પડે છે. પણ રણની સ્થિતિનો એકંદરે વિચાર કરતાં, અને ત્યાં જે અશ્મીભૂત અવશેષો હાથ લાગે છે તે ઘણુંખરું નદીના હોય છે તે જોતાં, કહી શકાય કે એ પ્રદેશ નદીઓના સમુદ્રમુખનો જૂનો પટ હશે. મહા નદીઓનાં વિશાળ સમુદ્રમુખ ઘણે સ્થળે સાગર કહેવાય છે, એટલે એ જલ-પ્રદેશ પણ પહેલાં અર્ણવ કહેવાતો હોય એ સ્વાભાવિક છે.

રણમાં મળી આવતા વહાણવટાને લગતા અવશેષ જોતાં, એ જળપ્રદેશ જળમાર્ગ તરીકે વપરાતો એ વાત તો નિઃશંક છે. ઈ.સ. પૂર્વે ૩૨૫માં સિકંદરે ચઢાઈ કરી ત્યારે વહાણમાં બેસી સિંધુ દ્વારા કચ્છના એ જળપ્રદેશમાં તે ઘુમેલો. તેણે એ જળપ્રદેશને સરોવર જેવો સમુદ્ર હતો એમ વર્ણવ્યું છે. આશરે ઇ. સ. ૮૦માં પેરિપ્લુસનો લેખક તેને અર્ણવ (? Eirinon)ના અખાત તરીકે ઓળખાવે છે અને લખે છે કે તે નાના અને મોટા એમ બે ભાગમાં વહેંચાએલો, અનન્વેષિત, વહાણોને ભયપ્રદ, છીછરો અને વમળવાળો હતો: છતાં યે જળમાર્ગ તરીકે તેનો ઉપયોગ થઈ શકતો. સ્થાનિક વહાણવટું તો તે પછી પણ ઘણા કાળ સુધી તેમાં ખેડાતું હશે એમ લાગે છે. પ્રકૃતિક્ષોભ કે એવા જ કોઈ કુદરતી કારણે મહા નદીઓના સમુદ્રસંગમનો એ વિસ્તૃત જળ-પ્રદેશ ઊંચો ચડી આવી કે જળમળથી પુરાઈ જઈ સુકાઇ જતાં રફતે રફતે તેનું એક સમાન સપાટ અને શુષ્ક રણમાં રૂપાંતર થઈ ગયું છે.

આ રીતે જોતાં રણના પુરોગામી જળપ્રદેશમાં કોરી જમીન ઘણા જ જૂના વખતથી બંધાતી આવી છે અને ખુશ્કીમાર્ગ તરીકે પણ તેનો ઉપયોગ બહુ જૂનો અને જાણીતો છે. ઇ. સ. ૭૫૦માં કાઠીઓ મુલતાનથી સૌરાષ્ટ્ર તરફ જતાં રણમાર્ગે પસાર થયા હતા એમ કર્નલ ટૉડ લખે છે. ઇ. સ. ૧૦૦૦ના અરસામાં અને

## જેનું સબરસ-રસ્યું ભયંકર વેરાન આજે કો શાપિત ભૂમિ સમું રહસ્યસ્થળ બની રહ્યું છે

તે પછી સમાઓએ પણ એ જ માર્ગે કચ્છમાં ઊતરવાનું શરૂ કરેલું. ફિરોજ તઘલખનું લશ્કર ઇ.સ. ૧૩૬૧ માં રણમાં નાશ પામેલું. સિંધના અમીરોની કચ્છ ઉપરની બધી ચડાઈઓ રણમાર્ગે જ થએલી. ઇ. સ. ૧૭૬૨માં ૭૦,૦૦૦ માણસો લઇ ગુલામશાહ ઝારાનો જંગ ખેલવા રણમાર્ગે કચ્છ પર ચડી આવેલો. ઘણા યે ધાડપાડુઓ અને બહારવટીઆઓનું રણ આશ્રયસ્થાન બનતું અને એ માર્ગે તેઓ નાસી છૂટતા. એ ખુશ્કી માર્ગે જ કચ્છનો સિંધ અને થરપારકર સાથેનો વ્યવહાર ઘણા વખતથી ચાલતો આવ્યો છે. આશરે આઠમી સદીથી લગભગ તેરમી સદી સુધી એક કે બીજે રૂપે ગુર્જર રાજ્યોની હકૂમત કચ્છમાં હતી ત્યારથી કચ્છનો ગુજરાત સાથેનો જમીનમાર્ગે સંબંધ નાના રણ મારફતે ટકી રહ્યો છે. લાંબા સમયથી વપરાશમાં એવા એ ખુશ્કીમાર્ગનો ઇતિહાસ જોતાં, અફાટ વિસ્તારમાં ફેલાએલા કચ્છના રણનું બંધારણ બહુ પ્રાચીન કાળથી થતું આવ્યું છે એ સ્પષ્ટ બને છે.

**ન**વ હજાર ચોરસ માઇલના વિસ્તારમાં ફેલાએલું સબરસે રસ્યું કુદરતનું એ અંગ કચ્છની ઉત્તરે, પૂર્વે અને અગ્નિ કોણને વીંટળાઇને પડ્યું છે, અને 'નાનું રણ' તથા 'મોટું રણ' એમ બે વિભાગમાં વહેંચાએલું છે. સિંધ અને કચ્છ વચ્ચેનો વિસ્તૃત પ્રદેશ મોટા રણ તરીકે જાણીતો છે. ગુજરાત તરફ પૂર્વમાં નાના અને મોટા રણની મળીને પહોળાઇ ૮૦ થી ૧૦૦ માઇલ લગભગ છે. ગુજરાતના પશ્ચિમ કિનારાથી કોરીનાળ સુધી રણની લંબાઈ આશરે ૨૦૦ માઇલથી વધારે છે. ઠેકાણે ઠેકાણે રણની પહોળાઇ મેળ વગરની છે. કોઈ સ્થળે માત્ર બે માઇલ તો ક્યાંક વળી પાંત્રીસ માઇલ, એમ ભિન્નભિન્ન સ્થળે તે ભિન્નભિન્ન છે. ઉત્તર ગુજરાત ને કચ્છ વચ્ચે તેની પંદરથી પચાસ માઇલની પહોળાઈ પડી છે. રણની નીચે જ લગભગ દક્ષિણે ધીણોધરના પહાડ ને બન્નીના સુમરાસર ગામમાંથી ઉત્તર કર્ક વૃત્ત પસાર થાય છે.

રણની પૂર્વે ઉત્તર ગુજરાતનો લીલો પ્રદેશ અને કાઠિયાવાડ આવેલા છે. એ તરફ રણનો કિનારો નીચાણવાળો છે. -રણની પશ્ચિમ સરહદ લગભગ છિછરવાળી અને ઘણી નીચી છે. વાયવ્ય દિશામાં આશરે પચાસ માઇલ લાંબો 'અલ્લાબંધ'નો સપાટ ઊંચો પ્રદેશ વિસ્તરેલો પડેલો છે. ઉત્તરે સિંધ છે અને સિંધ તથા રણની વચ્ચે થરનો રેતાળ પ્રદેશ અને રેતીની ઢૂવાઓ આમતેમ પથરાએલી પડી છે. રણની ઉત્તરપૂર્વ કિનારે પારકરમાં કારીજર નામે ડુંગરની ધાર આવેલી છે. રણની દક્ષિણે કચ્છ છે. બન્નીની પૂર્વમાં થોડે સુધી તો રણનો 'કચ્છ-કિનારો' જળમળનો બંધાએલો અને નીચો છે. જ્યારે બન્નીની પશ્ચિમે એ કિનારો સરાર નીચાણવાળો છે. તેનો વાગડ તરફનો કિનારો સૂકો અને ક્યાંક ડુંગરાળ છે. જ્યારે કાઠિયાવાડ તરફનો કાંઠો પ્રમાણમાં જરા કસ અને ભેજવાળો છે. રણનો કિનારો જ્યાં ડુંગરાળ નથી અને નીચો છે ત્યાં લાંબે સુધી રસાળ જમીનમાં પણ રણની અસર પહોંચે છે અને રણમાં પડતી રેતાળ નદીઓ અને વહેળાઓના પટ પર તે બહુ લાંબે સુધી વિસ્તરતું જાય છે.

રણના કિનારાની અને આજુબાજુની જમીનની સપાટીમાં નહિ જેવો તફાવત હોય છે. એટલે એ કિનારે યથાર્થપણે રણ ક્યાંથી શરૂ થાય છે એ કળવું બહુ મુશ્કેલ પડે. જ્યાં આવી સેળભેળ ન હોઈ વનસ્પતિનો ચોકખો એક પટ્ટો હોય છે ત્યાં કંઇક અંશે હદ પારખી શકાય છે. પણ રસાળ જમીન અને રણ એટલાં તો તો સંકીર્ણ થઇ રહે છે કે રણની સીમા એક રેખા વડે સ્પષ્ટ તો બતાવી જ ન શકાય. રણનો મીઠાથી છવાએલો પ્રદેશ 'ખારો' કહેવાય છે; જ્યાં રેતી અને માટીની અત્યંત બારીક રજથી મિશ્રિત કાળો અને અતિ કડવો ક્ષાર હોય છે તે જમીન 'કલર' કે ખારીસરી નામે ઓળખાય છે; અને જ્યાં, ખારી પ્રદેશમાં થાય છે તેવી ખારી જાર, ખારીઓ ઘાસ, મોરસ (લાણો) અને ક્યાંક રેતાળ પટમાં પ્રાંસ (લઇ) આદિ વનસ્પતિ ઊગે છે ત્યાં ભાગ્યે જ રણમાં આવતા પૂરનાં પાણી પહોંચે છે તેવો રણનો ઊંચો ભાગ 'લાણા' કે લાણાસરી કહેવાય છે. લાણા કે ઉસર જમીન પર સહેજ થોડી માક (ઝાકળ) પડતાં તરત જ તે ભીની થઈ જાય છે. આવી ખારચ કે લૂણાવાળી જમીન વર્ષાઋતુમાં પાણી પડ્યા પછી લાંબા વખત સુધી સુકાતી નથી અને ત્યાંથી ચાલનારને પગે તેના લોંદા ચોંટે છે. ઉનાળામાં પણ તેમાં ભેજ રહે છે અને શીઆળે તેના પર ધોળી છારી કે લૂણો બાઝે છે.

ગુજરાતના વાયવ્ય કોણ પર આવેલો, તેના જ એક અંગ સમો કચ્છના રણનો લગભગ દસ હજાર માઈલનો વેરાન વિસ્તાર આજે એક રહસ્યસ્થળ જેવો બની ઊભો છે. એની પુરાણકાલીન, ઐતિહાસિક, ભૌગોલિક, ભૂસ્તરશાસ્ત્રીય—એમ અનેક દૃષ્ટિબિંદુથી આલોચના કરીને તલસ્પર્શી પરિચય કરાવતા સાથેના લેખમાં આજની સ્થિતિનો નિર્દેશ કરતો કચ્છ અને તેના રણનો આ નકશો તેમજ આ સાથેના બીજા નકશા લેખકે જાતે જ કાળજીપૂર્વક તૈયાર કર્યા છે.

કચ્છના આવા આ વિશાળ રણમાં, ઉનાળાના બળતા બપોરના નિઃસીમ આસમાનના ઊંડાણમાં લસી રહેલી બેચાર વાદળી જેવા અહીંતહીં થોડા રણદ્વીપો વેરાએલ પડ્યા છે. કચ્છને ઉત્તર કિનારે રણની હદમાં મુખ્ય ચાર મોટા બેટ છેઃ પચ્છમ, ખડીર, બેલા અને ચોરાડ. પચ્છમ ઉત્તર–દક્ષિણ પંદર માઈલ લાંબો અને દસ માઇલ પહોળો છે. અહીં કચ્છનો સર્વોચ્ચ ડુંગર 'કાળો' પૂર્વ પશ્ચિમમાં વિસ્તરેલો પડ્યો છે. તેની સૌથી ઊંચી ટૂંક 'પચ્છમપીર' રણની સપાટીથી ૧,૪૩૭ ફૂટ ઊંચી છે. અહીંથી રણ અને કચ્છનું વિહગદૃશ્ય ભવ્ય લાગે છે. એ કાળા ડુંગર પર ગુરુ દત્તાત્રેયની પાદુકાસ્થલી આવેલી છે. પચ્છમમાં દક્ષિણે 'ગોરા ડુંગર' નામે ડુંગરની ધાર આવેલી છે. પચ્છમની પૂર્વે ખડીર અને ખડીરથી પાંચ માઈલ પૂર્વે બેલા આવેલો છે. બેલામાં ઉત્તરે નીલવો ડુંગર આવેલો છે અને ખડીરનો ઉત્તર-ભાગ પણ 'ખડી' નામે ડુંગરની ધારવાળો છે. ચોરાડ બેટ, વાગડ અને ગુજરાતની વચ્ચે, બન્ને કિનારે લગભગ અડોઅડ આવી દ્વીપકલ્પ જેવો બની રહે છે. આ ઉપરાંત ગોણિયાદો, બનિયાર, કુઆર, નાંદા, પુંગ, કેસમારા વગેરે નાના દ્વીપો અને સહરાના રણમાં જેમ રણોદ્યાનો (oasis) આવેલાં છે તેમ જ્યાં પીવાને બાંભણું પાણી મળી શકતું હોય એવા કેટલાક બીજા અતિ નાના મરુદ્વીપો પણ એ વિસ્તૃત રણમાં આવેલા છે.

કચ્છને કિનારેથી તેની સમાન્તરે બન્નીનો રણ-દ્વીપકલ્પ રણના ઉજ્જડ વિસ્તારમાં ઘુસ્યો છે. બન્ની સહિત રણનો વિસ્તાર લગભગ ૧૦,૦૦૦ ચોરસ માઇલથી વધારે થવા જાય છે. આશરે પાંસઠ માઇલ લાંબો ને દસથી સોળ માઇલ પહોળો બન્નીનો પ્રદેશ ઘણોખરો કચ્છની રણમાં પડતી ઉત્તરવાહિની નદીઓએ ઘસડી આણેલા કાંપનો બંધાએલો છે અને તેનો અમુક ભાગ જૂનો કિનારો હોવા પણ સંભવ છે. તે એટલો નીચો છે કે રણમાં પ્રબળ પૂર આવે છે ત્યારે તેના કેટલાક ભાગમાં પાણી ફરી વળે છે; અને કેટલેક સ્થળે તો રણ અને એ પ્રદેશના ભેદ પાડવા પણ મુશ્કેલ પડે છે.

રણની સપાટી અને તેના પડોશના પ્રદેશોની મુખ્ય જમીનથી રણનો કિનારો નીચાણવાળો હોઇ ત્યાં થતી વનસ્પતિની ચોતરફ એકઠો થતો ઉદ્ભિજ અને એવો જ બીજો કચરો દૂર-દૂરથી ઘસડાઇ આવી રણકંધી પર ઠરે છે. પાણી સાથે રહી એ કચરો સડીને કોહવા માંડે છે શિયાળામાં પણ અહીં ઉત્તર કે પૂર્વમાંથી આવતા ઠંડા પવનના અસહ્ય ઝપાટા શરીર સોંસરવા નીકળી જઇ સિસકારા બોલાવે છે. ઉનાળે શરીરને સ્પર્શતાં જ બળતરા પેદા કરતી અને ધૂળના ગોટ ઉડાડતી લૂ લાગે છે. આ તરફ દિવસે સખત ગરમી પડે તો રાત વળી ઠંડી જ કરે છે. માટું, કાંપ, રેતી વગેરેની બારીક રજ ઉડાડતો જોશનો વાવડો તો ઘણુંખરું વર્ષના મોટા ભાગે અહીં વાયા જ કરે છે. જ્યાં ઋતુ આવા વિચિત્ર રંગ લે છે ત્યાં બધું અળખામણું જ લાગે એ સ્વાભાવિક છે.

રણકંધી પર અને રણદ્વીપોમાં થતી પાણીતરસી (xerophytic) વનસ્પતિ તો સૂકા પ્રદેશને અનુરૂપ બની ઠીંગરાએલી અને કાંટાળી કે રૂક્ષ હોય છે. રણ-કિનારે ઝાડબીડમાં ખારી ઘાસ, મોરસ, ખારી જારના ઝુંટડા, તો કાંઇક સારી જમીનમાં બાવળ, પીલુડો કેરડા, કુંદેર, બેરડી ને ક્યાંક બોર પણ જોવા મળે છે. ડુંગરાળ પટમાં પુષ્કળ ડાંડારા થોર અને ક્યાંક ગુગળ કે એવી જ બીજી વનસ્પતિ થાય છે. બન્નીના વિસ્તૃત પ્રદેશમાં ઊંચી જમીન પર બાવળનાં પુષ્કળ ઝાડ થાય છે અને જાર તો જ્યાંત્યાં આવી રહેલી છે. ચોમાસે વરસાદનાં થોડાં ફોરાં પડતાં તો અહીં કિનારાનો ખારી પ્રદેશ પણ લીલોછમ બની રહે છે; પણ કુદરતે લીલા સ્વાંગ ધારણ કરી લીધેલા આંખ ઠારતા એ સૌમ્ય સ્વરૂપની ભીતરમાં છુપી રહેલા તેના સાચા કરાલ



આખાં બ્રિટિશ સામ્રાજ્યમાં માત્ર કચ્છમાં જ થતો જંગલી ગધેડો

સૌંદર્યનો ખ્યાલ સુદ્ધાં ઘટતો નથી' અને એ અકલ્પ્ય જીવી રમણીયતા પ્રત્યે જરા યે અનુરાગ વધતો નથી.

રણકંઠારનાં જંગલી પ્રાણીઓમાં તો અહીં વસતા જંગલી ગધેડા રણની ખાસ વિશિષ્ટતા ગણી શકાય: આખા બ્રિટિશ સામ્રાજ્યમાં માત્ર હિંદમાં—અને તે આ રણપ્રદેશમાં જ, નાના રણ તરફ—એ વિચિત્ર જનાવર જોવા મળે છે. ખારી ઘાસ અને ખારી વનસ્પતિ ખાઇને જીવતાં ચપળ અને ભૈલા કાળાશપડતા ધોળા રંગનાં જંગલી ગધેડાં ત્યાં ટોળાંબંધ રહે છે અને રણના ભયાનક એકાંતમાં પણ અવ્યગ્રપણે વિહરતાં જોવામાં આવે છે. રણકંઠીપર ઘાસ ચરતાં હરણાં યે ક્યાંય ક્યાંક દેખાય છે, તો ક્યાંક વળી ચિરાખ પણ ડોકિયું કરી જાય છે. રોઝ, વરુ અને મરુ પણ રણના વિસ્તૃત કિનારા પરના કેટલાક ભાગમાં આમતેમ રઝળતાં નજરે ચડે છે. અને રણની રચનામાં જાણે કાંઇક મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય એવો તિરસ્કૃત ને અપશુકનિયાળ મનાતો હૈયાફૂટો હોલો, આપણે કોઇ અરણ્યમાં છીએ તેનો સતત ખ્યાલ આપી ઘૂ ઘૂ . . . ઘુ = 'વાગ . . . ડ જાઉ; . . . પીલૂ . . . ખાઉં'નો ઉદ્વિગ્ન અવાજ કરી રણકંઠાર પર અરીતદી સ્વેચ્છાએ ઘૂમતો ફરે છે.

રણમાં જીવનની સંભાવનાનો સદંતર ઇન્કાર કરતી વાતો તો પરંપરાથી ચાલી આવી મનાય છે. તવારીખે ફિરોઝશાહીમાં પણ કચ્છના રણનું વર્ણન આવે છે કે 'ત્યાં કોઇ પંખી ઈંડાં મૂકતું નથી, નથી કોઈ પંખા પોતાની પાંખ ફફડાવતું.' પણ હજી પાંત્રીસ વર્ષ પહેલાં જ એ રહસ્યભર્યા રણમાં સુરખાબ (ફ્લેમિંગો) નગર શોધાયું ત્યારે જ પત્તો લાગ્યો કે રણ કેટલું ગૂઢતમ છે. હિંદુસ્તાનભરમાં માત્ર એકલા કચ્છના રણમાં જ સુરખાબ(અંગ્રેજી-Flamingo; કચ્છી—હંજ)પંખાની પ્રજનનભૂમિ જોવામાં આવે છે. પ્રજનનનો સમય આવી લાગતાં મોટા રણમાં અગાધ લવણજલભર્યાં સરોવરોમાં અસંખ્ય સુરખાબો ટોળે મળે છે. આ એમના નગરની રચનાનાં સ્થળ અને સમયની તેઓની પસંદગી રણના અનિશ્ચિત મેઘાગમ ઉપર અવલંબે છે. રણકંઠી પરના એક ગામડામાં રહેનાર ધવલ દેહપ્રભાવાળા એ પંખીની પિછાન આ લેખકને 'રા લાખેજા જાની' (રા'લાખાના મિત્ર) તરીકે અપાએલી! એ સુંદર પંખીના અંગલાલિત્યથી આકર્ષાઇ તેમના જાની થવાનું કોને ન ગમે? એ પંખીઓ એમના પ્રજનનકાળે જ્યારે રણમાં આવીને વસી ઈંડાં મૂકે છે ને પોતાનું નગર વસાવી રહે છે ત્યારે એ અસાધારણ વિસ્તારમાં ફેલાએલા વિશાળ સુરખાબનગરના જેવું અવર્ણનીય અને અદ્ભુત સૌન્દર્ય પક્ષિજગતમાં બીજે જડવું મુશ્કેલ છે. એ નગર નજરોનજર જોવાનો મોકો તો કોઈ વિરલ ભાગ્યશાળીને જ સાંપડે છે. (ચાલુ)



• "હિંદભરમાં માત્ર કચ્છમાં જ જેનું પ્રજનન થાય છે ને સુરખાબ (ફ્લેમિંગો) પંખીઓનું આવું નગર એની ઋતુમાં ત્યાં વસે છે



અઢારમા સૈકાના જૈન રાજસ્થાની વિજ્ઞપ્તિપત્રમાંનું એક ચિત્ર
શ્રી મહાવીર પ્રભુનાં માતા ત્રિશલાદેવી

કેળવણીમાં અક્ષરજ્ઞાનની પણ પહેલાં એની શરૂઆત કરવી જોઇએ એમ જેને વિષે

કાકાસાહેબ કાલેલકર
કહે છે તે

# ચિત્રલિપિ

ચિત્રશિક્ષાનો પ્રારમ્ભ થાય તે પહેલાં ચિત્રલિપિ બાળકને શિખવાડવી જોઈએ. અક્ષરલિપિ પહેલાં પણ ચિત્રલિપિ શરૂ કરવી જોઈએ.

ચિત્રલિપિ એટલે શું? મનમાં જે કંઈ આકૃતિ આવે તે રેખા દ્વારા વ્યક્ત કરવી એનું નામ ચિત્રલિપિ. કોઈ ફૂલ જોયું, પાંદડું જોયું, પશુ કે પક્ષી જોયાં, તો એનો આકાર સામું માણસ બરાબર સમજી શકે એટલા પૂરતો આપ્યો હોય તો એ ચિત્રલિપિ માટે બસ છે. ચિત્રલિપિ પ્રત્યક્ષ આકૃતિ આપે છે, પણ તે મોટે ભાગે સૂચક હોય છે. ડોસાની કલ્પના આપવી હોય તો વળેલી કમર, ઢીલા પગ અને હાથમાં એક લાકડી એટલું બનાવ્યું એટલે બસ.



ચિત્રલિપિ દ્વારા જેમ વસ્તુઓ વ્યક્ત થાય છે તેમ ક્રિયાઓ પણ વ્યક્ત થાય છે. માણસ દોડે છે, જમીન ખોદે છે, હળ ચલાવે છે, ઘંટી પીસે છે, ઢોર હાંકે છે, કુસ્તી કે મારામારી કરે છે, માંદાઓની માવજત કરે છે, એની એવી બધી ક્રિયાઓ આબેહૂબ ખ્યાલ આવે એ રીતે ચીતરવી એ પણ ચિત્રલિપિનું જ કામ છે.

જો કોઈ અજાણ્યા માણસને કોઈ ગામનો રસ્તો કે ધર્મશાળાનું ચોક્કસ ઠેકાણું બતાવવું હોય તો આપણે




લાંબીલાંબી વાતો કરવા કરતાં કાગળ઼લાકુ નકશો ચીતરીએ છીએ. આપણું કામ આ રીતે બહુ સહેલું થાય છે. આ પણ મારી દૃષ્ટિએ ચિત્રલિપિનો જ પ્રકાર છે.

આના પછી વારો આવે છે રાચરચીલાંની યોજના કે શોધ વ્યક્ત કરવાનો. મારે જો નવા આકારનો વાટકો બનાવવો હોય તોપણ હું ચિત્રલિપિનો આશ્રય લઉં. નવી જાતની ગાડી, નવી જાતની પેટી, નવું ઓજાર, નવી જાતનું છાપરું, એવુંએવું કંઈ પણ બનાવવું હોય તો મારે એની કલ્પના સ્પષ્ટ રીતે આપવી જોઈએ. આપણે કોઈ ઘરનો નકશો દોરતા હોઈએ ત્યારે જમીન પર એ મકાન કઈ રીતે પથરાયું હોય એ બતાવવા માટે એનો પથારીનકશો (Ground plan) આપીએ છીએ. એ મકાન સામેથી ખડું કેવું દેખાય એ બતાવવા માટે આપણે એનો ઉઠાવ-નકશો દોરીએ છીએ. છાપરાનો ખ્યાલ આપવા માટે આકાશમાંથી એ મકાન કેવું દેખાશે એ બતાવવા માટે આપણે એનો વિહંગ-નકશો બનાવીએ છીએ. એ નકશાને વિમાની નકશો પણ કહી શકાય.

ત્યાર પછી બહારની અમુક દીવાલ ખસેડી દઈએ ઓરડાની અંદરનો દેખાવ કેવો દેખાશે એ જાહેર



રાચરચીલાંના આકાર




ઉઠાવ નકશો (ઉપર) અને પથારી નકશો→



યંત્ર અને તેનો અંતરંગ નકશો



કરવાની પણ જરૂર હોય છે. એને અંતરંગ-નકશો કહે છે. યંત્રોના પેટમાં શું શું હોય છે, કેવું હોય છે, એ બનાવવા માટે અંતરંગ-નકશો દોરવો પડે છે. એ પણ ચિત્રલિપિમાં જ આવી જાય.

મનુષ્યનું પેટ ચીરીને અંદરનાં આંતરડાં વગેરે બતાવેલાં હોય છે. કાન, નાક, આંખ એની પણ રચના એવી જ રીતે બનાવે છે. આ બધા અંતરંગ નકશાઓ પ્રથમ સમજતાં આવડવું જોઈએ અને પાછળથી એવા દોરતાં પણ આવડવા જોઈએ.





તળાવનું ઊંડાણ અને ટેકરીની ઊંચાઈ એનો યથાર્થ ખ્યાલ આપવા માટે Contour lines બતાવવામાં આવે છે. એવી રેખાઓ દોરતાં પણ આવડે અને એ ઉપરથી હિસાબ કરતાં પણ આવડે.



શરીરનો અંતરંગ નકશો

આ બધા પ્રકાર પ્રારમ્ભમાં જ કે એકસામટા શીખવી શકાય એમ તો છે જ નહિ. પણ ચિત્રલિપિમાં આ બધું યથાક્રમે આવવું જોઈએ.

અત્યાર સુધી રેખા–લિપિની જ વાત કરી. પણ ચિત્રલિપિમાં વર્ણવિભાગ પણ હોય છે. કોઈ પણ વસ્તુનો આબેહૂબ રંગ જો આપતાં ન આવડે તો ઘણી વાર મૂંઝવણ થાય છે. વાચાશક્તિ પછી જો અત્યંત મહત્ત્વની શક્તિ કોઈ હોય તો તે ચિત્રલિપિની છે. અને એમાં પણ રેખાવિભાગ અને વર્ણવિભાગ બંનેને અગત્યનું સ્થાન હોવું જોઈએ. આ બધું શિક્ષણ પ્રયત્ન તો માગે છે, પણ એની પાછળ બહુ ખર્ચ નથી કરવો પડતો. સ્લેટ અથવા કાગળો પડ્યા હોય અને પેન્સિલ, કલમ અને થોડાક રંગો તથા પીંછી આપણા પાસે હોય એટલે આપણું કામ ચાલ્યું. ફૂટપટ્ટી, પરિકર (Campass) વગેરે જરૂરી ચીજો દરેક જણ પાસે હોવી જોઈએ. જાતે બનાવી લે તો વિશેષ સારું; અને એવાં સાધનો બહુ જ ખૂબીથી વાપરતાં આવડવાં જોઈએ.



જેને ભૂમિતિનું થોડું સરખું જ્ઞાન છે એવો માણસ T Square અને Set squareની મદદ વડે કેટલું કામ કરી શકે છે એનો ખ્યાલ વિદ્યાર્થીઓને સવેળા આપવો જોઈએ. ઊભી આડી લીટીવાળા ગ્રાફ પેપર પર ફૂટપટ્ટી અને પરિકરની મદદથી જાતજાતની ભાતો designs તૈયાર કરવાની કળા પણ વિદ્યાર્થીઓને પ્રારમ્ભથી જ આપવી જોઈએ. જે કંઈ આપણે દોરીએ એ 'ઉભયતોભદ્ર' (સિમેટ્રિકલ) અને 'સર્વતોભદ્ર' બનાવવાનો આગ્રહ પ્રથમથી હોવો જોઈએ.

આવી બધી પ્રાથમિક તૈયારી થયા પછી અને માન તથા સાધિયા દ્વારા પ્રમાણની કલ્પના ખીલવ્યા પછી કુદરતમાં જડતી અનેક આકૃતિઓ એના સૌન્દર્યની દૃષ્ટિએ ધ્યાનમાં લેવાની અને વ્યક્ત કરવાની કળા કેળવવી જોઈએ. વસ્તુનો આબેહૂબ ખ્યાલ આપવા માટે એક જાતની શક્તિ ખીલવવી પડે છે, જ્યારે સૌન્દર્યની ભાવના કેળવવા માટે બીજી જ તૈયારી કરવી પડે છે. એમાં પ્રમાણ અને ઔચિત્ય, પ્રવાહ અને સંયમ, એ મૂલગત વસ્તુની સ્પષ્ટ કલ્પના હોવી જોઈએ.

આટલું કરતાં ઘણો સમય નીકળી જશે, ઘણી તૈયારી થઈ હશે. ત્યાર પછી ચિત્રશિક્ષાના થડમાંથી અનેક શાખાઓ ફૂટે છે. જેને જે ફાવે, તે રસ્તે તે જાય. પણ કેળવણીમાં અક્ષરજ્ઞાન પહેલાં ને ગણિત સાથે ચિત્રલિપિનું ને ચિત્રશિક્ષણનું સાર્વત્રિક જ્ઞાન આપવું જ જોઈએ.

## અઢારમી સદીની ગુજરાતી જનતાને સંસારનું ઢાંકયું સત્ય ઉઘાડી આપનાર ને ધર્મને વીરત્વમાં ઝબોળીને પ્રબોધનાર કવિ

# સંત પ્રીતમદાસ



સંવત ૧૭૭૪–૮૦ના અરસામાં પ્રીતમદાસનો જન્મ બારોટ જ્ઞાતિમાં ધોળકા પાસે બાવળા ગામમાં થએલો. તેના પિતાનું નામ પ્રતાપસિંહ અને માતાનું નામ જેકુંવરબા હતું. નાનપણથી તેની આંખોનું તેજ ઝાંખુ થયું હશે, પરંતુ તે અંધ હતો એ માની શકાય એમ નથી. સંવત ૧૩૫૬માં થએલા રામાનંદ સ્વામીની શિષ્યપરંપરામાં પ્રીતમદાસ હતો. ગુરુભાઈ બાપુજી અને રામાનંદી પંથના વિદ્વાન સાધુ ગોવિંદરામજીના સંતસમાગમે તેનામાં ભક્તિ અને જ્ઞાન પ્રગટયાં. સંવત ૧૮૧૭માં તે ચરોતરના એક અજાણ્યા ગામડા સંદેસરમાં જઈ વસ્યો. તેનું પ્રથમ કાવ્ય સરસગીતા (કૃષ્ણલીલા) સંવત ૧૮૩૧માં લખાએલું છે. તેનો છેલ્લો ગ્રંથ–ભગવદ્‌ગીતાનું ભાષાંતર તેના મરણના બે વર્ષ પહેલાં સંવત ૧૮૫૨માં લખાએલ છે. લગભગ પચીસ વર્ષના જીવનગાળામાં તેણે જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને શૃંગારના બાર ગ્રંથ અને તે ઉપરાંત ગરબા, ગુરુમહિમા, ભક્તનામાવલિ, નામમહિમા, કૃષ્ણાષ્ટક, મહિના, તિથિ, વાર, સ્તવણીઓ, છપ્પા, ચોપાઈઓ, ચેતવણીઓ અને અનેક સર્વશ્રેષ્ટ પદ લખ્યાં છે. પ્રીતમદાસને ચોત્રીશ શિષ્ય હતા. તેઓ સર્વ તેને બાવાજી કે સ્વામીને નામે ઓળખતા. સંદેસરના મંદિરમાં તેની આસપાસ બસો અઢીસો સાધુબાવાઓની જમાત પડી પાથરી રહેતી. તેના મરણ પછી ચરોતરથી કાઠીઆવાડ સુધીમાં તેના પંથનાં બાવન મંદિર સ્થપાએલાં.

પ્રીતમદાસે ગૃહસ્થાશ્રમ જોગો ન હતો. મંદિરના મહંત તરીકે તેને બ્રહ્મચારી રહેવાનું હતું. કાશી સુધી જાત્રાએ તે ગએલો. પ્રીતમદાસના જીવનમાં અનેક દંતકથાઓ અને ચમત્કારો વણાએલા છે. વરસાદ વરસાવવો, મૂએલા ઢોરને જીવતું કરવું, ખારા કૂવાનાં પાણી મીઠાં કરવાં વગેરે અનેક વાતો પ્રચલિત છે. પ્રીતમદાસની વાણી પાટીદાર લહીઆ લખતા. નારણદાસ નામના તેના લહીઆ અને શિષ્યે સ્વહસ્તે કરેલી નકલો ઉપરથી તેણે પ્રીતમના સાહિત્યને રઝળતું–ખોવાતું અટકાવ્યું છે. જે શ્રદ્ધા અને ભક્તિથી આ શિષ્યે ગુરુના મરણ પછી તેના સાહિત્યને સાચવ્યું છે, તે શ્રદ્ધા અને ભક્તિ આજ ભાગ્યે જ કોઈ પ્રકાશકમાં કે વાંચકમાં જડશે. એકાદશસ્કંધને અંતે નારણદાસ લખે છે: “સંવત અઢાર ઈકોતેરના અસાડ વદ એકાદશીને દિવસ એકાદશ ભાગવત લિખિતે લખિતંગ સાંમી પ્રીતમના શીષ્ય નારણદાસ જે કોયે વાંચે સાંભલે તેને અમારો જેસીરાંમ છે. રાંમ રાંમ છે. બાવા પ્રીતમજી સંવત અઢાર ચોપનાના વૈશાક વદ બારસને દીવસ મધ્યાંન કાલે સધામ પધારા છે તે જાણજો.”

આખી ય અઢારમી સદીના રંગરાગ, ભરતીઓટ, આફતો અને દૈવી પ્રકોપ વહેતા કાળમાં પ્રીતમદાસે જોયાં અનુભવ્યાં છે. શંખલામાં પેસી જતી ગોકળગાય જેવો તે સંદેસર જેવા ગામડામાં બેસી ગયો છે. પ્રીતમદાસનો સમય જગતના, હિંદના અને ચરોતરના ઇતિહાસમાં ધરતીકંપ સમો હતો. જગતમાં મહાન


— લેખક —

**શ્રી સુરેશ દીક્ષિત**

એમ. એ., એમ., એસ. સી.

ઉથલપાથલની શરૂઆત થઇ હતી. ઈંગ્લાંડમાં જ્યૉર્જ બીજા અને ત્રીજાનાં રાજ્ય હતાં. નેપોલિયન, ક્લાઈવ અને હેસ્ટીંગ્સ યુરોપ અને એશીઆમાં વિગ્રહ અને વિનાશ કરવા તત્પર હતા. એ સદીમાં પ્લાસી અને પાણીપતમાં મોગલ અને મરાઠાનાં ભાગ્યચક્ર ફર્યાં હતાં. આવે સમયે ગુજરાતમાં સુરત, અમદાવાદ અને ખંભાતના પ્રદેશ માટે મોગલ અને મરાઠા વચ્ચે ઝુંટ ચાલતી હતી. રોહિલા, આરબ, હબસી અને મારવાડીનાં ભટકતાં તીડ જેવાં ટોળાં મોગલના લશ્કર તરીકે ઓળખાતાં. જવાંમર્દખાન ગુજરાતનો સુબો હતો. ખંભાતના મુત્સદ્દી તરીકે દિલ્હીના બાદશાહી ફરમાનથી ખંભાતની ગાદીનો ટુકડો પચાવી પાડનાર મોમીનખાન નીમાયો હતો. નાનાં છોકરાં નવા રમકડા માટે લડે એમ નવા પ્રદેશ માટે પેશ્વાઇ અને ગાયકવાડી વચ્ચે અંદરઅંદરની ખેંચતાણ શરૂ થઇ હતી. મરાઠાના પેશ્વાઇ સરદાર રંગોજી અને ખંડેરાવ ગાયકવાડ વચ્ચે ઝપાઝપી થતી. બોરસદ અને ખંભાત વચ્ચે મોમીનખાન અને શ્રીપતરાવ દાવ ખેલતા હતા. જરીપટકાનો ભગવો ઝંડો, ત્રિશળ અને હાથીનાં જયચિહ્ન જવાંમર્દખાનને અમદાવાદમાં થથરાવતાં હતાં. કરએકરએ ફોજદારી અમલની સત્તા ગુજરાતને જકડી રહી હતી. ઊંચી કોમ શહેર છોડી ગામડાંમાં ભરાતી. મરાઠાઓ જીતતા ત્યારે દંડ અને નવાનવતેરા કરવેરા નાખતા. વેપારી વાણીઆ લશ્કર સાથે ફરી કમાતા. કોળી લોકો ગુજરાતમાં મરાઠાની મદદે હતા. તેઓ ધાડ પાડતા, વટેમાર્ગુને લૂંટતા, ઢોર ઉઠાવી જતા. એકંદરે ત્રાસત્રાસ વર્તાવતા. પ્રીતમદાસના 'સુકતાળો કાળ અથવા પ્રેમપ્રકાશ'માં અને કેકેકાણે આ સમયના દુઃખનું ચિત્ર છે:

"રાજા અપરાધી થયા ઘણ ચોર, લૂંટાયા લોક પ્રભુ ચહુઓર;
નહિ કોઇ રક્ષાનો કરનાર, થયા ધન ત્રિયા તણા હરનાર.
ક્ષત્રી થઇ વાળવા લાગ્યા ગાય, તેને તો મ્લેછ મૂકાવા જાય;
ઉત્તમ મધ્યમ કરે છે કામ, બેઠાં કળી થાણાં ઠામો ઠામ."

. . . . . . . . .

"મારગ વચ્ચે મ્લેચ્છ મળ્યા, જેણે વેડે ઘાસ વઢાવ્યો રે."

આપણા સાહિત્યમાં-નરસિંહની હારમાળા, કાન્હડે પ્રબંધ, બોડાણાની મૂછનાં પદ કે કાલકાના ગરબા જેવાં થોડાં જ ઇતિહાસની ઝાંખી કરાવનાં આલેખનો છે.

આટલો માનવત્રાસ ઓછો હોય તેમ થોડે વર્ષે કુદરતી કાળ આવતો. અતિવૃષ્ટિએ રેલમાં ગામ અને ઢોર તણાઇ જતાં. બેની બરબાદ થતી. અનાવૃષ્ટિએ કૂવાનાં પાણી સુકાતાં. ઢોર અને માણસ ભૂખે મરતાં. સુડતાળો કાળ અને તોતેરો તણખીઓ કાળ વિપત્તિઓથી ભરપૂર હતા. રૂપીએ ત્રણ શેર ચાર શેર અનાજ મળવાં મુશ્કેલ હતાં. મુડદાંનું માંસ ખાતાં શોક કરતા નહિ. નાનાં છોકરાં રસ્તે રઝળતાં ફેંકી દેવાતાં. ટૂંકામાં વસતિનું વેરાન થતું. આ વિપત્તિનું મૂળ કળિકાળ ગણાતો. પૃથ્વી ઉપર ભારોભાર પાપ વધી પડયું મનાતું. એની શિક્ષારૂપે નિર્જળ કાળ આવતો.

"પૃથ્વીપર વાધ્યું પાપ પરિગ્રહ, વરતાઓ મહા મોટો અધર્મ;
નથી કોઇ માનતું માતપિતાય, નથી કોઈ માનતું ગુરુ ને ગાય.
નથી કોઈ માનતું શાસ્ત્ર પુરાણ, નથી માનતું કોઇ કોઈની આણ;
નથી કોઈ માનતું તીરથ વ્રત, નથી કોઈ માનતુ કૃત અકૃત.
નથી કોઈ માનતું જજ્ઞ ને જાગ, નથી કોઈ માનતું જોગ વૈરાગ;
નથી કોઈ માનતું તુળસીવન, નથી કોઇ માનતું વિપ્ર હરિજન."

સ્વાભાવિક રીતે આપણા સાહિત્યકાર હરરોજ રચાતા ઇતિહાસથી અળગા રહ્યા છે. દરરોજના બનતા બનાવો ભાગ્યે જ તેમણે લક્ષમાં લીધા છે. એ બનાવોને નોંધવાનું કામ ઇતિહાસલેખકનું ગણાયું છે, સાહિત્યલેખકનું નહિ. પરંતુ પ્રીતમે સુડતાળા કાળનુ ઘેરું ચિત્ર દોર્યું છે. તેની વાણીમાં તે કાળના બનાવોનો સચોટ છાંયો છેઃ

"બિચારા દ્રુમ તણો શો દોષ, કાપ્યાં ડાળ મૂળ કરી રોષ;
પશુનું પાપ કશું જદુવીર, ન પામે ઘાસ દાણો ને નીર.
મરે વણ ખૂટ્યે સ્ત્રી ને બાળ, અનીતિ એવી કરે છે કાળ;
પરમાર્થ-પુન્ય ગયું પરદેશ, દયા કાંઇ દીસે નહિ લવલેશ.

. . . . . . . . .

અન્નજળ મોંઘું કર્યું મહારાજ, જીવ્યાનો એક ન મળે ઈલાજ;
એવું વિપરીત કરે છે કાળ, દીસે નહિ એક દિશા નિરાળ."

ચરોતરની ભૂમિ સાહિત્યભૂમિ છે તેટલી જ ધર્મભૂમિ છે. ત્યાંની પ્રજા શૂરવીર છે. આજ સુધી તરવાર બાંધ્યા વિના રજપૂત ફરતો નહિ. કુકરી વિના ગુરખા કે હથિયાર વિના શીખ ફરતા નથી તેમ જ ધારિયું કે ડાંગ લીધા વિના ચરોતરના ખેડુતો આજ પણ ફરતા નથી. નર્મદા ને સાબરમતી વચ્ચે ગુજરાતી સાહિત્ય ઘડાયું છે, પરંતુ મહી અને વાત્રક વચ્ચેનાં ચરોતરનાં અનેક ગામ તો સાહિત્યને નકશે જડાએલાં છે. વસ્તો બોરસદમાં, દેવીદાસ સોજીત્રામાં, શિવદાસ અને વિષ્ણુદાસ ખંભાતમાં, દારકો ડાકોરમાં, પ્રીતમ સંદેસરમાં, નરભેરામ પીજમાં, રત્નો ખેડામાં, રણછોડ ભક્ત કપડવણજમાં,

એવા સાહિત્યકાર અને સાધુજનો દયારામ પહેલાં એ ભૂમિને પાવન કરી ગયા હતા. બોડાણે દ્વારકાથી રણછોડજીને લાવી વૈષ્ણવ ધર્મનાં દ્વાર ઉઘાડ્યાં છે અને ડાકોર ગુજરાતનું દ્વારકા થયું છે. વડતાલમાં સ્વામીનારાયણે ધર્મકેન્દ્ર કરી ધાર્મિક સમાનતા સ્થાપવા યત્ન કર્યો છે. ખંભાત જૈનધર્મના તીર્થ જેવું જાણીતું છે.' ટૂંકમાં મહી અને વાત્રક વચ્ચે ગુજરાતનું હૃદય છે. બોરસદ અને નડીઆદ વચ્ચે સંદેસર જેવા ગામડામાં કુંજવિહારીની પૂજા કરતા પ્રીતમદાસનો વસવાટ યુદ્ધની નોબતો પાસે છતાં ય આઘે જેવો હતો. ધર્મ અને નીતિ પ્રચારતો તે ચરોતરના ઉત્તરસંડા, કાવી, નડીઆદ અને ડાકોર જેવાં ગામોમાં ફરતો.

પ્રીતમદાસની કવિતામાં નવો વિષય કે નવી ભાવના જૂજ છે. વિષય પણ નવા નથી. મંદિરના મહંત તરીકે, એકાદ પંથના શિષ્ય તરીકે અને બાળપણથી ધાર્મિક વાતાવરણમાં ઉછરવાથી તેની વાણીના વિષય મર્યાદિત થયા છે. તેની વાણી કથા જેવી છે. કથા એ કવિતા નથી. પરંતુ યાદ રાખવા માટે ગદ્યને અપાએલું પદ્યનું સ્વરૂપ છે. એની ભાષામાં જૂના કવિઓના શબ્દો તરી આવે છે; પરંતુ તેની ઉપમાઓમાં ચીતરાએલાં દશ્યો મનોહર છે. કલ્પનાને સ્થાને હરરોજના લોકજીવનમાંથી પસંદ કરેલી ઉપમાઓ અને રૂપકો એની વાણીનું રહસ્ય છે. કંઈક વેદાન્તિ છે તો કંઈક વૈષ્ણવી છે.

"જુવતી જળ ભરવાને જાયે, ભરી નીર ને પાછી વેરૂ આવે;
શિર બેડું ને હાથ લે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વિસરતું, એવું હરિચરણે ચિત્ત ધરવું.

. . . . . .

એક ચોર તે ચોરી કરે છે, ઘર પૂંઠળ ફેરા ફરે છે;
થઇ રાત અંધારી ઘોર, ધારી 'ધારણ પેઠો ચોર;
એને શિર સાટે પરધન હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું.

. . . . . .

શંઝવાં જળે તરસ ન છીપે, છાલાં છટચે કણ ક્યાંથી રે?

. . . . . .

પ્રભુને પરહરી જે કોઇ અન્ય વાણી ગાવે,
આંધળો વણે ને વાંસે વાછડું ખાવે.

. . . . . .

રેંટની ચેરચો જેવી ઘડમાળ રે
એક ભરાયે એક ઠાલી થાય રે

. . . . . .

તન રેંટિયો સદ્ગુરૂ શબ્દે સુતર કરવા લાગ્યો;
થઇ મહેર ઘણી, ગુરુ દયાળે દિલનો ધોખો ભાગ્યો.
શુભ કર્મ કાષ્ટરેંટિયો કીધો, તે તો સુઘડ સુતારે ઘડી દીધો;
બુધ ભાનુનીએ માગી લીધો.
પચરંગી પાંખડિયું સારા, થાંભલિયું તોરણિયા સારા;
ચિત્ત ચપળ ચમરખે રંગ ન્યારા.

. . . . . .

એતર જેની ખરપડી, સાગર જેતો વહાણ;
કહે પ્રીતમ ભૂલે નહિ, બોમતણો નિશાન."

ન જોએલા માનસરોવરની કલ્પનાઓ છોડી જે સુંદર ઉપમાઓ ચોપાસના જીવનમાંથી તેણે ઉપજાવી છે તેમાં પ્રીતમની નામના છે. 'કરે વિવાદનું કાંપરું;' 'મેરૂ ડગે તો મન ડગે;' 'ગઈ પળ તે આવે નહિ;' એવા અનેક આજે પણ પ્રચલિત શબ્દો એની વાણીમાં છે.

રાજદ્વારે જ્યારે કવિઓ પોષાતા ત્યારે પ્રશસ્તિ અને પ્રબંધ લખાતા. રાજદ્વાર બંધ થયા પછી મધ્યકાલીન કવિતા ધર્મદ્વારે ઉછરી છે. છતાં ય ધાર્મિક વિષય કવિતા માટે યોગ્ય નથી એમ તો નહિ જ. આપણી કવિતાનું મૂળ વેદમાં છે. ગીતામાં ધર્મ ને ગીત સાથે કવિત્વ છે. પણ વાલ્મીકનું રામાયણ એ પણ કવિતા છે. સંસ્કૃત સાહિત્યમાં વિષય પરત્વે બંધન નથી, જ્યારે અખો, ભોજો અને પ્રીતમના વિષય એક જ છે. તેઓની વાણી ફરીફરીને ગોખવા માટે લખાએલી છે. એ વાણી મંજીરાં, કરતાલ, તંબુરા કે મૃદંગ સાથે મંડળીમાં બેસી ગાવા યોગ્ય હતી. એવાં કાવ્યો માટે ભાષા, ઉપમા અને રાગ તૈયાર હતાં. પ્રીતમ કવિ કરતાં વધારે મહાન ધર્મ અને નીતિપ્રચારક છે. એનાં જોશ અને ઝનૂન એ દૃષ્ટિએ જોવાનાં છે. આજે આપણે વેદની એક ઋચા જાણ્યા સિવાય, ગીતાનો એક શ્લોક શીખ્યા વિના, રામાયણ કે મહાભારતના ભણતર વિના હિંદુ અને સનાતની થઇ શકીએ છીએ. જૂના વખતમાં એમ ન હતું. હિંદનું ભણતર વેદ, શાસ્ત્ર, પુરાણ અને છંદમાં આવી જતું. મુસલમાનનું ભણતર કુરાનમાં આવી રહેતું. હિંદુ પૂર્વમાં કાશી જઈ પાવન થઈ પંડિત થતો તો મુસલમાન પશ્ચિમમાં મક્કે જઈ હાજી થતો.

એ કવિઓને માથે બીજો પણ ભાર હતો, સંસ્કૃતનું જ્ઞાન લુપ્ત થાય તે પહેલાં તેને પ્રાકૃતમાં ઉતારવાનું હતું. ભાલણથી દયારામ સુધીના ઘણાખરા સાહિત્યકારોએ એકનિષ્ઠાથી આ કર્તવ્ય કર્યું છે. સંસ્કૃતમાં રચાએલું ધર્મસાહિત્ય અને તે કરતાં યે વિચારસૃષ્ટિ લોકભાષામાં અવતરી હતી. આજની ગુજરાતી ભાષાનો

પાયો મજબૂત થતો હતો તે સાથે સાહિત્ય અને મનોભૂમિકા ભૂતકાળને અનુરૂપ ઘડતાં હતાં. પાટણ પડ્યા પછી ગુજરાતની શક્તિનો વ્યય સંસ્કૃતને પ્રાકૃત કરવામાં, અને સંસ્કૃતમાં સંચિત થએલું જ્ઞાન પ્રાકૃતમાં લાવવામાં થયો છે. એમને શીખેલું ફરી શીખવું પડ્યું છે. લગભગ સદી વીતવા છતાં એ કાર્ય પૂરું થયું નથી. એથી કરીને જૂની પ્રણાલિકા સાથે, જૂના સંસ્કાર, અને સંસ્કૃત સાહિત્યની સાથે આપણો સંબંધ માદીકરી માફક જળવાઈ રહ્યો છે. અંગ્રેજો પોતાની ભાષામાં શબ્દ ન જડતાં લૅટીનમાં શોધે છે તેમ આપણે સંસ્કૃત તરફ વળીએ છીએ. એ દૃષ્ટિએ પ્રીતમનું તત્ત્વજ્ઞાન નવું નથી, તેનું સ્વરૂપ કે સાદ પણ જુદા નથી. પરંતુ તેનો પ્રચાર કરવાની વાણી, સાધારણ દૃશ્યો અને અનુભવોનો ઉપયોગ તેનાં પોતાનાં જ છે. એક ને એક વાત તે ફરીફરીને કહેતાં થાકતો નથી. પોપટને શીખવતો હોય એમ અજ્ઞાન અભણ વર્ગને શીખવવા તે યત્ન કરતો હતો. પ્રીતમની કવિતામાં સ્થળે સ્થળે સંસ્કૃતનું ભાષાંતર છે. ગીતાનું પહેલું ભાષાંતર સંવત ૧૬૭૭માં નરહરિએ કરેલું, એવું જ ભાષાંતર પ્રીતમે કર્યું છે. કબીર, મીરાં, નરસિંહ, વલ્લભ, અખો, બોપદેવ અને ભાલણને તે ભક્તરૂપે ગણે છે—તેમની વાણીથી કાંઇક અંશે માહિત છે.

## ત્યાગવીર

**નિર્વાણના અદ્રિશિરે અડેલ**
**ઊભી વિલોકંત અનંત વિસ્તર્યું;**
**ગંભીર એને જદને, ઢળેલ**
**નેણે હતું ચેતન ભવ્ય નિર્ઝર્યું.**

**એ ધન્ય ટાણે**
**રે ધન્ય એણે ઉરના અનાહત**
**નાદે કીધું અંબર ગુંજનાભર્યું;**
**ચઢાણનો પંથ નિહાળવા જરા**
**નીચે જુએ,—ત્યાં જનઅબ્ધિ ઉમટ્યો**
**ચઢે, ખડે કાળની ઘોર કંદરા**
**મહીં; કરુણા રવ હાર્દને ડસ્યો.**

**અશાન્ત એણે**
**નિર્વાણની યે મમતા તણો કીડો**
**એ ડંખની પીડ મહીં તદા લહ્યો.**
**કરે ધરી દંડ, મમત્વ બંધને**
**ત્યાગી, ધૂની શો ખીણપ્રાન્ત ઊતર્યો**
**ખડેલની ટેકણલાકડી થવા.**

**રાજેન્દ્ર શાહ**

જીવનભર તપ તપીને નિર્વાણ મેળવ્યું. પણ એ સિદ્ધિના શિખર પરથી, પોતે ચઢી આવેલા પથ પર નજર કરતાં શું જોયું? ઉપર ચડવા મથતો, આક્રંદતો માનવસાગર. એ દશ્યે પોતાનું નિર્વાણ ડંખવા લાગ્યું અને આખડતાની ટેકણલાકડી થવા એ સિદ્ધિને શિખરેથી નીચે ઊતર્યો.

એ કાળે ધર્મનાં નીર થંભી ગયાં હતાં. વિચારનાં વહેણ અટકી ગયાં હતાં. નીતિની મર્યાદા સાંકડી બનતી હતી. જગતમાં એ કાળે ઉલ્લાસ નહોતો; જીવનમાં સુખ, આનંદ કે લ્હાવો નહોતો. જીવવું તે મરવા માટે હતું. મોત, મોત અને મોતનાં પડઘમ વગાડાતાં. ઈશ્વરનું અસ્તિત્વ અણુએ અણુમાં દેખાતું. યુદ્ધમાં સંહાર કરતાં ઈશ્વરનું નામ લેવાતું. કવિતાની પહેલી લીટીમાં ઈશ્વરનું ધ્યાન ધરાતું. કવિતા ને કથા સાંભળ્યે મોક્ષ મળતો, પાપ નાશ પામતાં. ચોર ચોરી કરતાં પહેલાં, ઠગ ઠગાઈ કરતાં પહેલાં દૈવી શક્તિનાં નામ લેતા.

આજે આપણા આચાર વિચાર ફર્યા છે. પરલોક કરતાં આ લોકને વધારે માનીએ છીએ. વૈભવ ને વિલાસ, આનંદ ને ઉલ્લાસ જીવનમાં આપણે શોધીએ છીએ. યંત્રની નવનવી મૂર્તિઓ રચીએ છીએ ને પૂજીએ છીએ. સાહિત્યની દૃષ્ટિએ પ્રીતમ જેવા ભક્તની વાણી આજે વાંચતાં કંટાળો ઉપજે, નીરસ લાગે. એના એક પદ કરતાં એક ટૂંકી વાર્તામાં ઘડી જીવન ધન્ય માનીએ. એ ગત દિવસોમાં સાહિત્ય ક્ષણિક આનંદ માટે નહિ પણ મનન, ચિંતન ને આચરણ માટે ઘડાતું અને સંભળાવાતું. સંતની વાણીથી શ્રોતા કે ગાયક મોક્ષ મેળવતા.

પ્રીતમના ઉપદેશમાં દેવને દુર્લભ એવો મનુષ્ય દેહ જૂઠા જગતના વિલાસ માટે નથી. સંસારનો ફંદ ફોગટ છે, સ્નેહ સ્વાર્થનો છે. જીવન અંતે સમાંસરેદાર કોઇનાં નથી. જગતમાં ગોવિંદનું ગમતું થાય છે. માણસની ઇચ્છા પ્રમાણે કંઇજ થતું નથી. ભવ તરવાનો ઉપાય હરિરસ પીવાનો છે. હરિને ભજતાં હુંપદ ગાળી નાખવાનું છે. દેવ દેહમાં છે, તેથી ઘટમાં જ્ઞાનદીપક અજવાળવો જોઇએ. દેહદમન કે હઠયોગથી, ધોતિનેતી કર્યે ઈશ્વર મળતો નથી. ભેખ ધર્યે સિદ્ધિ થતી નથી. કાયા કુસુમવત્ વણસી જશે માટે આત્મા અમર થાય એવો ઉપાય કરવો જોઇએ. ધરાળમાં વાયુ, પુષ્પમાં સુવાસ, સૂર્યમાં તેજ તેમ જીવમાં ઈશ્વર છે. જગત મૃગજળ છે.





ગિરિનગર અલમોડાનું વિહંગદૃશ્ય

# અલમોડા અને ત્યાંનું કલા-સંસ્કાર-કેન્દ્ર

લેખક
ડૉ. હરિપ્રસાદ મ. દેસાઈ

અલમોડા ઉત્તર-દક્ષિણ લાંબી પડેલી પહાડની ધાર ઉપર વસેલું સુન્દર ગિરિનગર છે. એની હવા સુક્કી અને ખુશનુમા છે. ચારે બાજુ ટરપેન્ટાઈનનાં સુગંધિત ચીલ વૃક્ષોની ઘટાઓથી એ શોભી રહ્યું છે.

પાંચસો વર્ષ પર ચંદ્રવંશી રાજાઓએ એ વસાવ્યું હતું. પરન્તુ તે પહેલાં એક ત્રિપાઠી ગુજરાતી બ્રાહ્મણને એ તમામ ભૂમિ દાનમાં મળેલી હતી. અલમોડાએ પણ જાહોજલાલીના અને પરાક્રમનાં દિવસો જોએલા છે.

હિમાલયનો આખો કુમાઉં વિભાગ બહુ પવિત્ર ને વીર સ્મરણોથી ભરેલો છે. લાખો વર્ષ પર જલપ્રલય થયો અને આખો હિમાલય પર્વત પ્રલયને અન્તે ઉત્પન્ન થયો તે સમયનું પુરાણોમાં જે વર્ણન છે તેને અનુસરીને કૂર્માવતારને પ્રતાપે આ પ્રદેશનું નામ 'કૂર્માચળ' પડ્યું છે અને 'કુમાઉં' તે કૂર્માચળનું અપભ્રંશ છે.

પછી દેવ, દાનવ, યક્ષ, કિન્નર વગેરે જાતિઓ અહીં વસતી હતી. માનસરોવર અને કૈલાસ આ જ વિભાગમાં છે. કત્યૂરી નામના સૂર્યવંશી રાજાઓએ અહી લગભગ બે હજાર વર્ષ સુધી પ્રજાસત્તાક રાજ્યો ચલાવ્યાં છે. બુદ્ધ ધર્મ પણ અહીં ચાલતો હતો અને શંકરાચાર્યે બદ્રી તથા કેદારનાં ધામોને સનાતન હિંદુધર્મની પુનઃસ્થાપનાના સમયે પોતાનાં કરેલાં તે અહીંના રાજાઓને હિંદુ ધર્મની દીક્ષા આપ્યા પછી બન્યું હતું. છેવટે અંદર-અંદરના ઝગડામાં ૧૮મી સદીમાં પચીસેક વર્ષ આ પ્રદેશ ગુરખાઓએ કબજે કર્યો હતો અને ૧૮૧૪માં ગુરખાઓ પાસેથી અહીંના એક હર્ષદેવ જોષીની મદદથી અંગ્રેજોએ આ પ્રદેશ છતી લીધો. વેદો અને ઉપનિષદ રચાયા પહેલાં આર્યોની એક શાખા આ સ્થળે ઉતરી હતી, જેના વંશજો ખસ જાતિના રજપૂતો કહેવાય છે. તેઓ પણ એક સમયે તો આ પ્રદેશના રાજ્યકર્તાઓ હતા, પરન્તુ હાલમાં તો બિચારા મજૂરી કરે છે અને આચાર, વિચાર, ધર્મ, ક્રિયાકાંડ કે સ્મૃતિ-શ્રુતિના સંસ્કારોથી અલિપ્ત રહ્યા છે.

અત્રે સૂર્ય, કાર્તિકસ્વામી, શિવ, વિષ્ણુ અને દેવદેવીઓનાં પુષ્કળ મંદિરો અને વિશ્વામિત્ર, વસિષ્ઠ.

ગગર, કૌશિક વગેરે ઋષિકુળોનાં સ્મરણસ્થાનો છે. કોશી, રામગંગા, ગંડકી, સરયૂ, અલકનંદા, કાળી વગેરે ગંગાને મળનારી અનેક નદીઓ છે અને ભીમતાલ, સાતતાલ, નવકુચિયાતાલ વગેરે સરોવરોનો તો આ પ્રદેશ છે. અલમોડાને કેન્દ્રમાં રાખીને ઑગસ્ટ—સપ્ટેમ્બર મહિનાઓમાં અહીંનાં મુખ્ય મુખ્ય સ્થળોએ ફરવું જોઇએ.

નંદાદેવી, પિંડારી અને હિમગંગા જેવા પ્રદેશો તો આખી પૃથ્વીમાં મળવા મુશ્કેલ છે અને કૈલાસ તથા માનસરોવરનું તો હું અહીં વર્ણન જ કરતો નથી.

રસ્તામાં ભુવાલી જ્યાં સુંદર આરોગ્યભુવન છે અને રાણીખેત જ્યાં છાવણી છે એ બે ગિરિનગરો જોયાં. રાણીખેત બહુ સુન્દર છે. એના ઉપલાણના ભાગો તો જાણે નન્દનવન જેવા લાગે છે. ત્યાં વૃક્ષો, ફૂલો અને દેવદાર તથા ચીલવૃક્ષોની ઘટાઓનો પાર નથી.

રાણીખેતથી બરફનાં શિખરોની આખી હાર અમે બહુ સારીરીતે જોઈ. જોકે નૈનિતાલથી પણ અમે બેત્રણ વખત આ હાર જોઇ શકયા હતા. બદ્રી, કેદાર, નંદાદેવી, ત્રિશૂલ ઇત્યાદિ બધાં શિખરો અમે આ વખતે બરાબર ઓળખી શકયા ' જોકે આ સ્થળો અહીંથી સોએક માઇલ દૂર છે, પરન્તુ એક વખત ત્યાં જવાની આશા તો સેવ્યા કરીએ છીએ. અલમોડાથી પિંડારી ગ્લેશિયર, બૈજનાથ, ગરુડ, માયાવતી, બિંદસર વગેરે સ્થળો વિષે પણ ખૂબ સાંભળ્યું છે.

**શ્રી** ઉદયશંકરે પોતાનું કલાસંસ્કારકેન્દ્ર અલમોડામાં સ્થાપ્યું છે અને દિનપ્રતિદિન એનો વિકાસ થવાનાં ચિહ્નો અત્યારથી જ દષ્ટિગોચર થઇ રહ્યાં છે. અમને બધાને ઉદયશંકરના આતિથ્યનો અનુપમ લાભ મળ્યો હતો. એમનો ગ્રીષ્મવર્ગ શરૂ થઇ ગયો છે અને લંકા, મુંબઇ, મદ્રાસ, કરાંચી તથા પેશાવર સુધીનાં વિદ્યાર્થીઓ એમની સંસ્થામાં અભ્યાસ કરવા પણ આવી ગયાં છે.

અભ્યાસનો કાર્યક્રમ બહુ સખ્ત છે અને સવારના આઠથી રાતના આઠ સુધી નૃત્ય, સંગીત, ચિત્ર વગેરેના વર્ગો ચાલ્યા કરે છે.

નૃત્યનો અભ્યાસક્રમ કવાયત, ચાલવાની રીતો, તાલમય ગતિ, અભિનય વગેરેથી શરૂ થાય છે ને ભરત નાટ્યશાસ્ત્ર (તાંજોર), કથકલી (કેરલ), કથ્થક (ઉત્તર હિંદ અને મણિપુર, પદ્ધતિઓ અનુસાર વિદ્યાર્થીઓને શાસ્ત્રીય તાલીમ અપાય છે. એ ઉપરાંત ઉદયશંકર પોતે આ બધાંમાંથી નવાંનવાં નૃત્યો રચે છે અને તે ઉચ્ચ શ્રેણીમાં શીખવવામાં આવે છે. સીમકી પોતે, ઝોરા, ઉઝરા વગેરે બધાં આ સખ્ત તાલીમ લે છે અને એકેએક સૂચન કે મુદ્રા જ્યાં સુધી બરાબર ગોઠવાય નહિ ત્યાં સુધી પુનરાવર્તન કરાવ્યા જ કરાય છે.

હાલમાં ઉદયશંકર, યાંત્રિક યુગથી અને કારખાનાંનાં જીવનથી જે પ્રજાજીવન ત્રાસદાયક થઇ રહ્યું છે તે દર્શાવવા એક નૃત્યની યોજના કરે છે. એની તાલીમ ઉચ્ચ શ્રેણિના વર્ગને અપાતી હતી. ભૂંગળાં અને યંત્રોના ઘોર અવાજો, ધનવાનો વૃદ્ધ થતાં સુધી લોભ છોડતા નથી અને મૂડીવાદ-સામ્રાજ્યવાદથી જીવન કેવાં રહેંસાઈ રહ્યાં છે તેનાં હૃદયભેદક દૃશ્યો એ નૃત્યમાં અદ્ભુત રીતે યોજાઇ રહ્યાં છે તે અમે જોયું. બીજી તરફ ચાર મોટાં ઢોલ ભયંકર સૂરો કાઢી રહ્યાં હતાં. આ બધું તૈયાર થતાં હજી છએક મહિના થશે; પણ એની તપશ્ચર્યા અત્યારથી શરૂ થઈ છે. ગુરુ નામ્બુદ્રી ૫૦ વર્ષથી કથકલી નૃત્ય કરે છે. એમણે ભીમ અને હનુમાનના મેળાપ વખતનું ભીમનું નૃત્ય કરી બતાવ્યું. ચાર દિવસથી એમને મરડો થયો હતો અને અપવાસ પર હતા, તેમ છતાં પણ આ નૃત્ય પાછળ એમણે જે પરિશ્રમ ઉઠાવ્યો તે જોઇને એમના તરફની અમારી ભક્તિ ખૂબ વધી ગઇ.

અલમોડાના કલાસંસ્કારકેન્દ્રના સ્થાપક અને ચાલક
નૃત્યકાર શ્રી ઉદયશંકર





સંયુક્તપ્રાંતની રાષ્ટ્રીય સરકારે શ્રી ઉદયશંકરના કલાસંસ્કારકેન્દ્ર માટે આપેલો સીમનોલા પહાડ
નીચે:
દેવદારનાં વૃક્ષોમાંથી સીમનોલા જવાનો માર્ગ

આ બધું લખવાનું કારણ એ છે કે હમણાં હમણાંનાં ઉપરછલી મહેનતથી અને સહેજ તૈયારી કરીને કેટલાં યે સ્ત્રી-પુરુષો નૃત્યકલામાં પારંગત થયાં હોય એમ માનીને જાહેરમાં પડે છે તેની અપૂર્ણતા તરફ ખ્યાલ કરાવી શકાય.

ઉદયશંકર કે સીમકી હજી પોતાને અભ્યાસી જ માને છે અને ગુરુ નામ્બુદ્રી જેવા જેમણે સમસ્ત આયુષ્ય નૃત્યકળાની આરાધનામાં જ વ્યતીત કર્યું છે તે પણ 'હજી અનેક જન્મોને અંતે પરિપૂર્ણતા પમાશે' એમ માને છે.

આ કેન્દ્ર ઉઘાડીને ઉદયશંકરે ખરે જ દેશની આગળ મહાન આદર્શ મૂક્યો છે. નૃત્યકળા એના અપૂર્વ આધ્યાત્મિક બળથી પ્રજાજીવનને રસિક, સૌન્દર્યપ્રેમી, ઉચ્ચ અને સંસ્કારી બનાવી શકશે. જનસમાજ એ દ્વારા પોતાની સદ્‌વૃત્તિઓનો વિકાસ કરી શકશે અને જે દૈવી સંપત્તિ આર્યપ્રજા ખોઈ બેઠી છે તે નૃત્ય,



કલાસંસ્કારકેન્દ્રના અધ્યાપકો: ડાબી બાજુથી શ્રી ઉદયશંકર, ગુરુ શ્રી શંકરન નામ્બુદ્રી, અને છેલ્લે ઉસ્તાદજી અલાઉદ્દીનખાન. નીચે : શ્રીમતી સિમકી

સંગીત, ચિત્ર વગેરેથી પાછી મેળવી શકશે.

સંયુક્તપ્રાન્તની રાષ્ટ્રીય સરકાર આ વાત સમજી ગઇ હતી. એણે પોતાના 'લીંબુ ઉછાળ' રાજ્ય દરમિયાન ઉદયશંકરને લગભગ સો એકરનો મોટો સીમતોલા નામનો સુંદરપહાડ આ સંસ્થાનાં મકાનો બાંધવા માટે ભેટ કર્યો છે. અમે એ પહાડ પર બપોરથી સાંજ સુધીનો સમય બહુ જ આનન્દમાં ગાળ્યો. અધ્યાપકો, વિદ્યાર્થીઓ, મહેમાનો અને મિત્રોનું એક મોટું મંડળ જામ્યું હતું. મિસ ઝોરાએ, બધાં ભાગ લઇ શકે એવી એક મઝાની રમત કાઢી હતી.

સીમતોલામાં રંગભૂમિ ક્યાં, કૉલેજ ક્યાં, બૉર્ડિંગ ક્યાં, પુસ્તકાલય, સંગ્રહસ્થાન, અતિથિગૃહ વગેરે ક્યાં ક્યાં કરવાં ધાર્યાં છે તેનાં જે સ્વપ્ન શ્રી ઉદયશંકરે રચ્યાં હતાં તે એ બધાંને કહેતા હતા અને સમગ્ર દેશ જો આ સંસ્થાની મહત્તા સમજે તો પોતે શું શું કરવા ધાર્યું છે તેની રૂપરેખા રજૂ કરતા હતા. પ્રદેશ બહુ જ ભવ્ય અને મોહક છે. એમના આદર્શો પણ એવા જ ભવ્ય અને મોહક હતા. એટલામાં ચંદ્ર ઊગ્યો અને સ્વચ્છ ભૂરું આકાશ, ઘેરા પર્વતો અને વૃક્ષો રૂપેરી રંગે રસાઇ ગયાં.

બીજે દિવસે હાલની કામચલાઉ જગ્યાએ બંધાએલું એમનું થીએટર (રંગભૂમિ), વાજિંત્રોનું અને વસ્ત્ર-અલંકારોનું પ્રદર્શન, જુદા જુદા વેષોને અનુરૂપ સાધનો, પુસ્તકાલય, ભોજનાલય, સભાસ્થાન, અધ્યાપકો અને આચાર્યોનાં મકાનો અને બૉર્ડિંગમાં રહેતાં સ્ત્રી અને પુરુષ વિદ્યાર્થીઓની ઓરડીઓ એ બધું અમને ફરીફરીને બતાવવામાં આવ્યું.

કલાપ્રેમીઓના આ ધામનું બધું વાતાવરણ સ્વચ્છ, સુન્દર આકર્ષક છતાં અભ્યાસમય હતું. એકેએક ઓરડી ફૂલો, પત્રો અને ચિત્રો તથા વિવિધરંગી પડદા અને બિછાનાંઓથી શોભતી હતી. પુસ્તકાલયમાં ચિત્રો અને કલાસાહિત્ય ઉપરાંત નૃત્ય, નાટક અને શિલ્પસ્થાપત્યના તેમજ કુદરતી અજાયબીઓના થોડા પણ બહુ ઉપયોગી નમૂનાઓ મૂકયા હતા.

ભોજનાલયમાં પણ તોરણો, ફૂલો ને અનેક જાતનાં પાંદડાંથી છત. સ્તંભો ને બારીબારણાં શોભાવ્યાં હતાં, કારણકે ત્યાં અમને ચાપાણી ને અલ્પાહાર આપવાનાં હતાં. આ બધા શણગારમાં જંગલનાં પત્રપુષ્પોનો પુષ્કળ ઉપયોગ કરવામાં આવ્યો હતો. એનું ખર્ચ કંઇ નડેલું. માત્ર સૃષ્ટિસૌન્દર્ય માટેની પ્રીતિ ને કલામય વાતાવરણ રચવાની ધગશને લઇને જ આ બધું થઇ ગયું હતું.

ગુરુ નામ્બુદ્રીનું મકાન તો મંદિર જેવું જ હતું. ત્યાં શિવપાર્વતીની એક પ્રાચીન સુન્દર મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. પાસે મોટી પિત્તળની દીવીમાં દીવો બળી રહ્યો હતો અને ધૂપ, પત્ર, પુષ્પ અને સંગીતથી અત્યંત ભક્તિપૂર્વક તેની નિયમિત પૂજાઅર્ચા થતી હતી.





અલમોડામાં કલાસંસ્કારકેન્દ્રનાં મકાનો

ઉસ્તાદજી તો મુસલમાન છે અને ત્રિપુરા એટલે મણિપુર પાસેથી આવેલા છે. પરન્તુ પોતે માગીને એક સરસ્વતીની સુન્દર મૂર્તિ પોતાના ખંડમાં મૂકી છે! અસલ કલાપ્રેમીઓમાં ધર્મ કે પૂજાના ભેદભાવ નથી. પૂજાના ભાવથી જ તેઓ ગીત, વાદ્ય કે નૃત્ય કરે છે; જ્ઞાનના સાગર છતાં અતિશય નમ્ર હોય છે. ઉસ્તાદજીની પીછાનથી ભલભલા જ્ઞાનીઓનાં અભિમાન ઊતરી જાય એવું છે.

પછી શિરાલીજી જે આ આશ્રમના સંગીતાચાર્ય છે તેમને અમે મળ્યા. એમનો અને ઉદયશંકરનો યોગ થયો એ પણ દૈવી સંકેત જ હશે. નહિ તો બાર વર્ષ સુધી સ્વ. પંડિત વિષ્ણુશાસ્ત્રી દિગંબર પાસે રહી જેમણે વાદ્યમાં સંપૂર્ણ નિપુણતા મેળવેલી એવા મહિને રૂ. ૨૫૦ના પગારથી જીવનભર ઉદયશંકર સાથે જોડાવા કબૂલ થાય? આખા કેન્દ્રના સંગીતવિભાગનું નિયોજન એમને હાથ છે.

ઉદયશંકરના બન્ને ભાઈઓ પણ હવે એમને આવી મળ્યા છે. કેન્દ્રમાં વારંવાર અલમોડાનો શિક્ષિત સમાજ આવ્યા કરે છે અને આ ગિરિપ્રદેશના સૌન્દર્યથી આકર્ષાઈને સ્વીડન, ડેનમાર્ક, ફ્રાન્સ, અમેરિકા, કલકત્તા વગેરે દૂરદૂરના ભાગોથી પ્રભુ સાથે યોગ મેળવવાની આશાથી પણ કેટલાંક મુમુક્ષુ જીવો ભરાયાં છે:

મિસિસ પ્રિમરોઝ નામનાં એક જુવાન ફ્રેન્ચ બાઈ શીતલાખેતથી અમે નીચે ઊતરતાં હતાં ત્યારે રસ્તામાં મળ્યાં. એમણે, મીરાંબાઈએ જેમ સાંવરિયાને મળવા કસુંબલ સાડી પહેરેલી હતી તેમ, પીળી અને લીલી ઓઢણીચોળી પહેર્યાં હતાં. કપાળમાં ચાંલ્લો કર્યો હતો અને એકાંત પહાડો અને ઉપવનોમાં શ્રીકૃષ્ણને મળવા માટે ચંદ્રિકાના આહ્લાદક પ્રકાશમાં ફરવા જતાં હતાં. દરરોજ એ જુવાન બાઈ આવા નિર્જન પ્રદેશમાં રાત્રે એકલાં ભટક્યાં કરે છે. પારીસ નગરના મોહક સુખ વૈભવનો ત્યાગ કર્યો છે અને આપણા ચૈતન્ય સંપ્રદાયના વૈષ્ણવ ધર્મનો અંગીકાર કરી હિમાલયમાં આવ્યાં છે.

સ્વીડનના હાકાનસોન નામના યુવક યોગ માટે અહીં આવ્યા છે. મેં પૂછ્યું, 'તમારા દેશની ખરાબી થઈ રહી છે એ તમને નથી લાગતું?' એ કહે, 'ના; મેં હવે 'આ મારો દેશ' એ અભિમાન ને મમતા છોડી દીધાં છે.' એ અરવિંદ–આશ્રમ પોંડિચેરી, રામ મહર્ષિનું અરુણાચલમ્ બધે જઈને આવ્યા છે. એ સીલોનથી હિન્દુસ્તાનમાં પેઠા. નાનપણથી આપણા આદર્શો અને આધ્યાત્મિક મહત્તા તરફ એમને પુષ્કળ આકર્ષણ થતું હતું. ભણવામાં ચિત્ત ચોટતું નહિ અને માબાપની બીકથી ઘર છોડીને નાસી પણ જતા હતા. 'આખરે મને મારું સ્થાન મળી ગયું છે' એમણે મને કહ્યું. પોતે શુદ્ધ ખાદીનાં વસ્ત્રો પહેરે છે, રોજ છએક આના ખર્ચે છે અને લેખો લખીને કે માગીતાગીને નભાવી લે છે.

મેં પૂછ્યું કે 'પણ તમે કોઈ ગુરુ કર્યા છે?' એ કહે કે 'ખરા ગુરુ તો અંતર્યામી છે. એમની સાથે તાર જોડી રહ્યો છું. યોગની, આસન કે પ્રાણાયામની પદ્ધતિ તો મને કંઈ આવડતી નથી, પણ ધ્યાન કરું છું અને તેથી મને કંઈક આનંદ મળે છે. બીજું તો શું મળે છે તે કહી શકીશ નહિ. એ તો અનુભવનો વિષય છે.'

'રામ મહર્ષિ પાસે તો આપણને પોતાની મેળે જ સમાધિ થવા માંડે છે એમ મેં સાંભળ્યું છે. તમને શું થયું હતું?' મેં પૂછ્યું. એ કહે 'હું નહિ કહી શકું. અરવિંદ આશ્રમથી પણ મને મજા તો પડી હતી. રામ મહર્ષિને ત્યાંથી પણ હું બહુ લઈ આવ્યો છું.' પણ મેં કહ્યું કે 'આ બધું તમારી જ પોતાની કલ્પનાથી



અલમોડામાં પ્રયોગશાળા જમાવી બેઠેલા વિજ્ઞાનશાસ્ત્રી શ્રી બોશી સેન તથા તેમનાં ઠચ પત્ની મિસિસ સેન. (ફોટો • ઉદયન)

તો મળેલું નહિ હોય?' 'હોય, ન યે હોય' એમ એમણે કહ્યું. એ પૉલ બ્રંટનને ઓળખે છે અને મોટે ભાગે એમનાં જ પુસ્તકોની એમના પર અસર થઇ છે. એક કૃષ્ણપ્રેમ નામના યુરોપીઅન, બીજા એક બંગાળી સન્નારી અને પ્રોફેસરો તથા દેશદેશના વિદ્વાનો પણ જાગેશ્વર, બીંદસર વગેરે રમણીય પ્રદેશોમાં આશ્રમો બાંધીને છુટક છુટક રહે છે એમ અમને કહેવામાં આવ્યું.

સ્વામી વિવેકાનંદનો માયાવતી આશ્રમ અહીંથી બે ત્રણ દિવસ જતાંઆવતાં થાય એટલો દૂર છે. અલમોડા રામકૃષ્ણ આશ્રમના શ્રી રામમહારાજ મને મળ્યા. મેં પૂછ્યું, 'આ આશ્રમમાં આપ જ પહેલા આવ્યા કે આપની પહેલાં કોઇ હતું?' એ કહે, 'કાળને સીમા નથી. કોઈ બે ઘડીઆળો પણ એક સરખો સમય આપતી નથી તો પહેલાં પછીનું તો હું શું કહું!''

પણ પછી વિશેષ વાતચીતથી મને ખબર પડી કે એમને ક્ષયરોગ થયો હતો તેથી ખુદ સ્વામી વિવેકાનંદે એમને અલમોડા મોકલેલા. ત્યારના એ અહીં જ છે. ભજન,કીર્તન, અતિથિસત્કાર અને જ્ઞાનચર્ચામાં એમનો વખત જાય છે. માંદાંની સેવા, કંઇક કેળવણી વગેરે કામ પણ આશ્રમમાં થાય છે અને વિશેષ ઉપયોગી કાર્ય તો આ મહારાજ, અમેરિકન બાઇ મિસિઝ બોશી સેન જેવાંનાં શંકા સમાધાન અને વાતચીતો દ્વારા કરે છે. અલમોડામાં આ મહારાજને માટે બધાને સારો અભિપ્રાય છે. જે કોઇ એમની પાસે જાય તેમને સન્માર્ગે અને સદ્ધર્મને માર્ગે ચડાવવા એ પ્રયત્ન કરે છે. પોતે હવે તો વૃદ્ધ થવા આવ્યા છે પણ ધાર્મિક અનુભવોનું ભંડોળ એમનું બહુ સારું છે.

રામમહારાજ મને મિ. બોશી સેનની પ્રયોગશાળામાં મળ્યા હતા ને ત્યાંથી રસ્તામાં વિવિધ વાતો કરતા મિસિઝ બોશી સેન અને અમે સાથે ઉદયશંકરના કેન્દ્રમાં ગયા. મિ. બોશી સેન જગદીશચંદ્ર બોઝના શિષ્ય છે. પોતાની સ્વતંત્ર પ્રયોગશાળા અલમોડામાં જમાવી બેઠા છે અને સરકારને પણ એમના પ્રયોગની ઉપયોગિતા સમજાવાથી કંઇક વાર્ષિક ગ્રાન્ટ પણ આપવી પડી છે.

એમણે અમને પોતાના Ultra Microscopes એટલે અતિસૂક્ષ્મ વસ્તુઓ દર્શાવી શકે એવાં સૂક્ષ્મ-દર્શક યંત્રો અને સ્ક્રિપ્ટોગ્રાફ એટલે પ્રકાશયંત્ર બતાવ્યાં.

સજીવ કોશદેહ protoplasm અત્યાર સુધીમાં કોઇવાર મેં નાચતું જોયું નહોતું. એમના સૂક્ષ્મદર્શક યંત્રમાં એમણે એક વાળની કરચ મૂકીને એના કોશની અંદરનો ભાગ બતાવવા ગોઠવણ કરી રાખી હતી. એ કહે, 'ઉદયશંકર તમને સ્ત્રી પુરુષોના નાચ દેખાડશે, હું જીવનનાં એકમ (એક ટીપા જેટલી જગામાં એક હજાર કોશો હોય છે તેના શરીર)ની અંદર જે નાચ થઇ રહ્યો છે તે બતાવીશ.' એમ કહીને અમને બધાંને એ સૂક્ષ્મ જીવના દેહની અંદર જે તાલમય ગતિ ચાલી રહી હતી તે બતાવી. છાણના પોદળામાં ખદબદતા કીડા જેવું લાગતું હતું! પ્રોટોપ્લાઝમના વર્ણનમાં 'જાળી જેવું અને પાણી' એટલું જ આ બધાને માટે શરીર-વિજ્ઞાનમાં દર્શાવેલું છે. તેને બદલે મિ. સેને તો એ અણુથી પણ નાના જીવદેહની અંદર કેવી તાલમય ગતિ ચાલી રહી છે તે અમને પ્રત્યક્ષ બતાવ્યું.

બીજો પ્રયોગ એક નાના સરખા ગાજરને સાથ મારવાનો હતો. ગાજરને ભીના રૂમાલમાં વીંટી રાખ્યું



શ્રી સિમકી તથા મિસ ઝોરા અને ઉઝરા સાથે સર ચિનુભાઇનાં કુટુંબીજનો

હતું. એને એમ માનીએ, એટલે એના જીવંત દેહમાં જે ધક્કો લાગે તેની સામા પડદા પર એક અજવાળા જેવી છાયા એક છેડેથી બીજે છેડે પસાર થઈ જતી હતી. પણ એ તો એક ધક્કો થયો. ઘાનો પ્રત્યાઘાત (Response: Nervous Response). ગાજરને પણ જ્ઞાનતંતુનાં ચક્રો છે અને એવા એક ચક્રમાં અથવા એક જ્ઞાનતંતુમાં ઘા સામે થવા માટે જે સામો જવાબ અપાતો હોય એ રૂપે જે હીલચાલ કે પ્રત્યાઘાત ગાજરે કર્યો અથવા જ્ઞાનતંતુમાં થયો તેની નોંધ, પડદા પર પ્રકાશ રૂપે પડી. વૃક્ષનું એક પાંદડું તોડીએ તો વૃક્ષના જ્ઞાનતંતુમાં લગભગ આવી સૂક્ષ્મ વેદનાની ધ્રુજારી એ કલાક રહે છે.

પોતાના બગીચાના કૉમ્પાઉન્ડમાં એમણે એક મોટો ખાડો કરી રાખ્યો હતો. તેમાં પાકને બગાડી નાખતી ઊધઈની જીવનલીલાનો એ અભ્યાસ કરતા હતા. 'વર્નાલિઝેશન', એટલે વનસ્પતિ જગતમાં વસંતઋતુ વહેલી કેમ લાવવી, એ વિષે એમણે શોધખોળો કરેલી છે. રાઈના દાણાને અને વટાણાને થોડા દિવસ બરફની પેટીઓમાં રાખીને કે "રેફ્રીજરેટર"માં મૂકીને પછી અમુક દિવસ એ સુકવે છે. પછી એને વાવે છે તો એના છોડ જલદી મોટા થાય છે, ફૂલ ને બીજ વહેલાં ને પુષ્કળ આવે છે અને મોસમ પહેલાં જલદી એ તૈયાર થઇ જાય છે. આ રીતે ઠંડી ઋતુમાં જ થતાં ધાન્ય અને ફળ એ ગરમ મુલકમાં ઉગાડી શકે. પરન્તુ આ શોધોનો લાભ રાષ્ટ્રીય સરકાર ન હોય ત્યાં સુધી આપણને મળે એ સંભવિત નથી. સોવિયેટ રશિયામાં, આવી ફળદ્રુપતાના પ્રયોગોનો લાભ ત્યાંના ખેતીવાડી ખાતાએ ખૂબ લીધો અને તેથી ઢગલાબંધ ધાન્ય થોડા સમયમાં તૈયાર થઇ શક્યાં છે. નવી નવી જાતનાં ફૂલો અને ફળો પણ ધારી જગ્યાઓએ ઉગાડી શકાય છે.

## બિચારી સમૃદ્ધિ

લલાટે આલેખી ઉજડ ઉરની એકલ દશા
ધરે દેવું તો તો વજ્રજડ કાઠિન્ય; પણ કાં
બિચારાં હૈયાને કરુણ રસસમૃદ્ધિ અરપી?!

**તારાબેન પંડિત.**

એવા શુભ દિવસોની હિન્દુસ્તાનને માટે પણ મિ. સેન રાહ જોઈ રહ્યા છે.

પોતાની પ્રયોગશાળાનું નામ એમણે વિવેકાનંદ પ્રયોગશાળા રાખ્યું છે. ઘરમાં એક ખંડ મંદિર માટે જુદો કાઢ્યો છે. એ મંદિરમાં વરવહુ રોજ પૂજા તથા ધ્યાનમાં અમુક સમય ગાળે છે. આ બધું જોયા પછી મને લાગ્યું કે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન વિષે મિ. બોશી સેન સાથે ચર્ચા ચાલી શકશે. અને પછી મેં એ ચર્ચા કરી. એનો સાર એ નીકળ્યો કે એમણે ધર્મ અને વિજ્ઞાન એનાં મંદિર જ જુદાંજુદાં રાખ્યાં છે. એ કહે, 'સ્વયં ભગવાન પોતે મારે ત્યાં હાલી ચાલીને આવે તો પ્રયોગશાળામાં તો હું એમને પેસવા જ ન દઉં; કારણ કે એ આવે તો આપણી જિજ્ઞાસાવૃત્તિ, સ્વાશ્રય, પુરુષાર્થ એ બધું બંધ થઈ જાય અને અત્યારે સત્યનાં રહસ્યો અતિશય મહેનત કરીને આપણે ઉકેલીએ છીએ તે પછી ઉકેલીએ નહિ. પરન્તુ લાગણી અને ભાવનો પ્રદેશ ધર્મનો છે. ત્યાં વિજ્ઞાન કે બુદ્ધિનું કામ નથી.

મિ. અને મિસિઝ સેને પોતાના સુન્દર બગીચામાં અમને ચાપાણી માટે બોલાવ્યાં હતાં. ત્યાંની સ્વચ્છતા સુવ્યવસ્થા ને સૌન્દર્ય જોઇને અમે ખુશ થઇ ગયાં. સામેના બરફના પહાડો અને એમના બગીચાનાં રંગરંગીન ફૂલો અમે જતાં સુધી જોયા જ કર્યાં.

અમારા બંગલાનું નામ 'પાઈન્સ' એટલે 'દેવદાર' હતું. એ અલમોડા શહેરને બીજે છેડે, ઊંચે, એકાન્તમાં દેવદારોની કુંજોમાં હતો. ત્યાં પણ રંગરંગીન ફૂલો બહુ હતાં. પહાડી ચમેલીની વેલો અને લાલ તથા ધોળાં ગુલાબોની વેલો છેક છાપરા સુધી ચડી ગઇ હતી. ચારે બાજુ વિશાળ જબરા પહાડોની હારો ને હારો દૃષ્ટિમર્યાદાને એક જાતનો આરામ આપતી હતી. શાન્તિ ખૂબ હતી અને મોરની ડોક જેવા નીલ આકાશમાં તારાઓ જોવાની બહુ મજા પડતી હતી. ચાંદની રાતમાં સૃષ્ટિસૌન્દર્યનું અમૃત પીતાંપીતાં મેં ત્યાં ભગવાનની સ્તુતિ જ્યારે જ્યારે લાગ મળ્યો ત્યારે કર્યા જ કરી છે.

હજારો વર્ષથી ઋષિમુનિઓએ આ સ્થાનેથી સ્વર્ગમાં જવાના પ્રયત્નો કર્યા હોય તો એમાં બિલકુલ નવાઇ નથી. સ્વર્ગ એ કોઈ સ્થાન ન ગણતાં મનની સ્થિતિ ગણીએ તો ક્ષણવાર પણ અહીં જીવનમુક્તિનું અથવા સ્વર્ગનું સુખ મળે એમ માનવામાં હરકત નથી.

# આ મહિનો (ઑગસ્ટ) ઇતિહાસમાં

**તા. ૨** ગયા મહાયુદ્ધમાં જર્મનીના સેનાધિપતિ અને પછીના જર્મન પ્રજાસત્તાકના પ્રમુખ પાઉલ ફૉન હિન્ડેનબુર્ગનું અવસાન–ઈ. ૧૯૩૪

**તા. ૪** ઇ. ૧૯૨૦નો નોબેલ પુરસ્કાર મેળવનાર નૉર્વેજિયન નવલકથાકાર નુટ હામસુનનો જન્મ–ઈ. ૧૮૫૯ * * ગયા મહાયુદ્ધમાં આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ કરીને જર્મનીએ બેલ્જિયમમાં લશ્કર ઉતારતાં બ્રિટને તેના સામે યુદ્ધ જાહેર કર્યું.–ઈ. ૧૯૧૪

**તા. ૧૨** અકબરના પુત્ર સલીમે દરબારે અકબરીના એક રત્ન અને તેના પિતાના પરમ મિત્ર અબુલ ફઝલનું ઓરછાના રાજાને હાથે ખૂન કરાવ્યું –ઈ. ૧૬૦૨

**તા. ૧૬** જહાંગીરના દરબારમાં એલચી તરીકે આવેલો કૅપ્ટન હૉકિન્સ સૂરત બંદરે ઊતર્યો–૧૬૦૮ * * ઇરાની અખાતમાંના પોર્ટુગીઝોના છેલ્લા સંસ્થાન પર હલ્લો કરી આરબોએ તે જીતી લીધું–ઈ. ૧૬૪૮

**તા. ૨૦** ગયા મહાયુદ્ધમાં જર્મનીએ બેલ્જિયમનુ પાટનગર બ્રુસેલ્સ કબજે કર્યું–ઈ. ૧૯૧૪

**તા. ૨૨** કેશવચંદ્ર સેને કલકત્તામાં બ્રાહ્મો મંદિર ઉઘાડ્યું–ઈ. ૧૮૬૯

**તા. ૩૦** અંગ્રેજ કાવતરાખોર મોરિસને રાઘોબાના કાન ભંભેરતાં તેણે સુમેરસિંગ નામના સિપાઈના હાથે પેશવા નારાયણરાવનું ખૂન કરાવ્યું–ઈ ૧૭૭૩. પેશવાને બચાવવા જતાં તેનો વિશ્વાસુ નોકર ચાંફાજી ટિળેકર પણ માર્યો ગયો. પરિણામે જે અંધાધુંધી થઇ તેનો લાભ લેવા તા. ૧૭મી સપ્ટેંબરે મુંબાઇની કાઉન્સિલે મોરિસનને લખ્યું કે આ વખતે સાષ્ટી અને વસાઈ આપણને મળે એ માટે જેટલી જેટલી યોગ્ય જણાય તે બધી બાબતો ખૂબ પરિશ્રમપૂર્વક કરવી, અને ગમે તેમ થાય તો પણ પેશવાની રાજધાની છોડી બીજે ક્યાં યે જવું નહિ.



આ માસની વિભૂતિ
લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી

ઈ. ૧૮૪૫ના ઑગસ્ટની ૨૩મી તારીખે અમદાવાદ નજીક નારદીપુર મુકામે મોસાળમાં જન્મ. અમદાવાદમાં પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા પછી આગળ અભ્યાસ કરવા વિષે પિતા સાથે મતભેદ થતાં જુદા થઈ સાધન તથા ઓથ વગર અમદાવાદમાં લઈ શકાય તેટલી કેળવણી લીધી ને પછી અમદાવાદ હાઈસ્કૂલમાં ગણિતશિક્ષક તરીકે રૂા. ૨૫ના પગારથી નિમાયા. છતાં ખાનગી અભ્યાસ ચાલુ રાખી ૧૮૬૫માં એ મૅટ્રિક થયા અને ૧૮૬૭માં એક માસ મદ્રાસમાં રહી 'ફર્સ્ટ એક્ઝામિનેશન ઇન આર્ટ્સ' પસાર કરી. શિક્ષકની જગ્યાએથી ચડતા જઈ ગુજરાત પ્રોવિન્શિયલ કૉલેજમા ગણિતશિક્ષક નિમાયા.

ઈ. ૧૮૭૧માં કેળવણી ખાતાનો સંબંધ પૂરો કરી જુદી જુદી ફેરફારીઓ બાદ ઈ. ૧૮૮૧માં અમદાવાદમાં ફર્સ્ટ ક્લાસ સબજજ નિમાયા. ૧૮૯૮માં ૮૦૦ના પગારે સ્મૉલ કૉઝ કોર્ટના જજ નિમાયા અને ૧૯૦૩માં નિવૃત્ત થયા.

કેળવણી પ્રત્યે શ્રી લાલશંકરને એટલો પ્રેમ હતો કે જીવનભર એના પ્રચાર પાછળ શ્રમ લીધેલો. કેળવણીની અનેક સંસ્થાઓ સાથે એમનું નામ જોડાએલું રહ્યું છે. એમણે ખુદ પોતાને ખર્ચે એક કન્યાશાળા, એક અંગ્રેજી નિશાળ તથા આટલી સહિષ્ણુતા પ્રજામાં નહોતી ત્યારે યે એક અંત્યજ શાળા ખોલેલી.

એમની પ્રકૃતિ પહેલેથી જ ઉદ્યમશીલ. કૉલેજમાં જોડાયા ત્યારે 'ગુજરાત શાળાપત્ર'માં એ લેખો મોકલતા પણ એટલાથી સંતોષ ન થતાં રા. હરગોવિંદદાસ કાંટાવાળા સાથે 'ટીકાકાર' માસિક શરૂ કરેલું એમણે લખેલાં શાળોપયોગી પુસ્તકો વિદ્યાર્થીઓમાં ખૂબ પ્રિય નીવડ્યા હતા. કેળવણી અને સુધારાના આ સંસ્કાર એમણે મહીપતરામ પાસેથી મેળવેલા. વીસજ વર્ષની ઉમરે એમણે વિધવાવિવાહ ઉપર ભાષણ આપ્યું હતું.,

નોકરી દરમ્યાન જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાંના પ્રજાજીવનનાં વિકાસને એ પોતાનું પ્રથમ લક્ષ્ય ઠરાવતા. પંઢરપુરમાં બાળહત્યા પ્રતિબંધક આશ્રમ ખોલીને તથા સોલાપુરમાં દુકાળ વખતે માણસો તથા ઢોરોની રાહત માટે તનતોડ પ્રયાસ કરીને એમણે 'દેવમુનસફ' નામ મેળવેલું. છપ્પનીઆના દુકાળના વખતની એ સેવાથી સરકારે એમને કૈસરે હિંદ બનાવેલા.

અમદાવાદમાં તો એવું એકે સાર્વજનિક કાર્ય નહિ હોય, જેમાં એમનો હાથ ન હોય. પ્રાર્થના સમાજના સ્થાપક ભોળાનાથભાઈએ પણ એકરાર કર્યો છે, 'મહીપતરામ તથા લાલશંકરે આ કામને પૂરતો આશ્રય આપ્યો તેથી મારી ધારણા ફળી.' અગ્રેસર સુધારક તરીકેની કીર્તિથી ૧૯૦૭માં સુરત-માં ભરાએલી 'ઇંડીઅન નૅશનલ સોશિયલ કૉન્ફરન્સ'નું પ્રમુખપદ એમને આપવામાં આવેલું. પોતાનો સમાજસુધારાનો આદર્શ પૂર્ણ બનાવવા એમણે ગુજરાત સંસાર સુધારા સમાજ સ્થાપી તેનો પાયો ડૉ. ભાંડારકરના હાથે નખાવ્યો હતો. એમના એક મિત્રના શબ્દોમાં કહીએ તો 'તેમનું વ્યસન કહો, શૉખ કહો, આનંદ કહો, ગમે તે કહો, તો તે કામ કામ ને કામ જ હતું.'

દાખલા આપ્યા છે:

काव्यमिदं रचितं मया वलभ्यां
श्रीधरसेननरेन्द्रपालितायाम् ॥ २२-३५॥

ચીના લેખક હ્યુએન સિંગના વખતમાં, એટલે સં. ૭૫૦ લગભગ વલભીની પ્રતિષ્ઠા નાલન્દા કરતાં ઓછી નહોતી અને આજ જેમ કોઇ કાશી ભણવા જાય તેમ એવો પણ સમય હતો કે જ્યારે ગંગા-યમુનાની અન્તર્વેદીથીયે લોકો સુરાષ્ટ્રમાં વલભી(=વળા) ભણવા આવતા.

આઠમા શતકમાં થઈ ગયેલા અલંકારશાસ્ત્રી વામનના કહેવા પ્રમાણે, વૈદર્ભી, ગૌડી અને પાંચાલી એમ ત્રણ રીતિ અર્થાત્ કાવ્યશૈલી હોય છે. આ ત્રણમાં સરસ્વતીકંઠાભરણકાર ભોજરાજ બીજી ત્રણ ઉમેરે છે, જેમાં એક લાટી એટલે દક્ષિણ ગુજરાતની રીતિ છે; એટલે લાટમાં સંસ્કૃત કવિઓ ત્યારે બહુ પાક્યા હશે એમ જણાય છે. મમ્મટના કાવ્યપ્રકાશમાં ત્રણ જ રીતનો ઉલ્લેખ છે, પણ એણે યે લાટાનુપ્રાસ તો વર્ણવ્યો છે.

અગિયારમા શતકમાં આનન્દપુર(વડનગર)માં વાજસનેયી સંહિતાના ભાષ્યકાર ઉવટાચાર્ય થઈ ગયા એટલે વેદાભ્યાસમાં એ સાયણના પુરોગામી હતા. અને સં. ૧૧૪૫ તથા ૧૨૨૯ વચ્ચે આચાર્ય હેમચન્દ્ર થઈ ગયા, જેના જેવો સંસ્કૃતનો પંડિત ગુજરાતમાં કદાચ કદાપિ નહિ થયો હોય અને જેણે સંસ્કૃતમાં વ્યાકરણ, કોશ, અલંકારશાસ્ત્ર, છન્દઃશાસ્ત્ર, યોગશાસ્ત્ર, જૈનપુરાણ તથા ગુજરાતના ઇતિહાસની રચના કરી. એના સમકાલીન વાગ્ભટે પણ અલંકારશાસ્ત્ર લખ્યું છે.

તેરમા શતકમાં કીર્તિકૌમુદી તથા સુરથોત્સવના કર્તા સોમેશ્વરદેવ અને બાલભારતકાર અમરચન્દ્રસૂરિ થઈ ગયા.

સં. ૧૨૧૬માં માણિક્યચન્દ્રે કાવ્યપ્રકાશની સંકેત ટીકા લખી, જે એ ગ્રન્થની ટીકાઓમાં જૂનામાં જૂની છે. ચૌદમા શતકમાં મેરુતુંગે પ્રબન્ધચિન્તામણિ રચ્યો. સત્તરમા શતકમાં દેવવિમલગણિએ હીરસૌભાગ્યમ્ નામે હીરવિજયસૂરિનું ચરિત્ર લખ્યું, જેમાં ગુજરાતની સરસ પ્રશંસા છે.

ગુજરાતે શૂરા લડવૈયાને પણ પોષ્યા છે. મહાભારત-યુદ્ધમાં બેય પક્ષે શ્રીકૃષ્ણની સહાયતા માગી, એટલે પોતાના પ્રભુ કૃષ્ણ જેવા જ બળવાન્ તથા બહાદુર એક અર્બુદ સૌરાષ્ટ્રસૈનિક હાર્દિક્ય કૃતવર્માના હાથ નીચે દુર્યોધનને પડખે ઝૂઝ્યા, અને સાત્યકિના સેનાપતિપણા નીચે એક અક્ષૌહિણી કાઠિયાવાડી સૈનિક પાંડવોને પક્ષે લડ્યા. અઢાર અક્ષૌહિણી સૈનિકોએ કુરુક્ષેત્રને પોતાનું જીવનરક્ત પાયું, તેમાંથી બે અક્ષૌહિણી દ્વારિકાના રાજ્યમાંથી આવેલી હતી. અને ચાણક્યે નોંધ્યું છે, કે સુરાષ્ટ્રવાસીઓ શસ્ત્ર ચલાવીને પોતાની આજીવિકા ઊભી કરનારા હોય છે (सौराष्ट्रा वार्ताशस्त्रोपजीविनः।).

પણ સૌથી મોટી વાત તો એ છે, જે ગુજરાત રામરતનધનમાં ધનાઢ્ય છે. કૃષ્ણ જન્મ્યા ભલે મથુરામાં પણ એનો જન્મારો તો દ્વારકામાં જ ગયો, અને એણે બોધ કર્યો કે માણસે નિષ્કામભાવે કર્મ કર્યા કરવું, અને સજ્જનનો બચાવ થાય તથા દુર્જન ઉપર અંકુશ રહે, ટૂંકામાં ધર્મની સંસ્થાપના થાય એટલા માટે સતત પ્રયત્નવાન્ રહેવું:

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय तस्माद्युध्यस्व भारत ॥

મધ્યકાળ નિરખિયે છિયે તો અકબરી દરબારમાં અનાથ પશુઓના પક્ષકાર જૈન સાધુ હીરવિજયસૂરિ ઉપર આપણી આંખ ઠરે છે. કાલ સવારે દયાનન્દ સરસ્વતી થઈ ગયા, જેના જેવો દ્રષ્ટા બહાદુર પછીના બે હજાર વર્ષમાં સનાતન હિન્દુધર્મીઓમાં થયો નહોતો અને આપણાં અહોભાગ્ય કે સત્યનારાયણના પરમ ઉપાસક ગાંધીજી હજી આપણી વચ્ચે બિરાજે છે, અને વિનાશોન્મુખ જગતની બૂડતી બેડલી કેમ કરીને તરી જાય એના ઉપાય ચીંધે છે.

(હરિપુરા મહાસભાના 'ભોમિયા' સારુ લખેલું પ્રકરણ).

---

'એક ડિશ ઘારી આવે!'

'આવે!' કહી હોટલના છોકરાએ ટેબલ પર ઘારી મૂકી.

'એક ડિશ મગજ આવે, એક ડિશ પાતરાં ને એક ડિશ હંધિયું આવે!'

છોકરાએ એ પણ મૂક્યું. એ ખાઇ રહ્યા પછીઃ 'પાશેર બાસુદી પુરી ને એક ડિશ મિક્સ ભજિયાં!'

એ આવી જતાં: 'હવે એક મસાલાનું દૂધ, પછી થોડી વાર રહીને ઓવલટાઈન.'

બધું આવ્યું, આરોગાઇ ગયું. પછી: 'હવે બિલ સારુ—

'શેઠજીને બોલાવું?' છોકરાએ પ્રશ્ન કર્યો.

'ના, પોલીસને બોલાવ; મારી પાસે પૈસા નથી.'

જે બે ચિત્રોનું સૌંદર્ય–રહસ્ય આ લેખમાં કાકાસાહેબ સમજાવે છે તે આ અંક માટે છાપવાની અનુમતિ 'મૉડર્ન રીવ્યુ'ના તંત્રી શ્રી રામાનંદ બાબુએ ઉદાર ભાવે આપેલી; પરંતુ 'બંદી પ્રકાશ'ના બ્લૉકો ખરાબ થઈ ગયા હોવાથી માત્ર 'પદ્મિની'નું જ ચિત્ર આ અંકમાં આપી શકાયું છે.

# ગગનેન્દ્રનાથ ઠાકુરનાં બે ચિત્રો

બંગાળી શૈલીના ચિત્રકારોમાં શ્રી ગગનેન્દ્રનાથ ઠાકુરનું વ્યક્તિત્વ કાંઈક વિશેષ પ્રકારે તરી આવે છે. સોક્રેટીસ વિષે કહેવાય છે કે ગગનવિહારી ફિલસૂફીને એણે ધરતી પર વિચરતી કરી. બંગાળી શૈલીનાં હાડમાંસ વગરનાં ચિત્રોમાં ગગનેન્દ્રનાથે માનુષતા આણેલી દેખાય છે. બંગાળી શૈલીના સારા અંશો તો એનામાં છે જ; પણ સામાજિક વૃત્તિનો માણસ પોતાના સમાનશીલોમાં હરેફરે તેમ ગગનેન્દ્રનાં ચિત્રોમાં પ્રાકૃતિક ભાવો આવી શકે છે.



## બંદી પ્રકાશ

ઈ. ૧૯૨૬ના ઑગસ્ટ મહિનાના 'મૉર્ડન રીવ્યૂ'માં 'Captive Light' કરીને એક ચિત્ર છે તે તમે જોયું છે? મને તો એ ચિત્ર એક અપૂર્વ ક્ષેત્રની આગાહી જેવું લાગ્યું છે. કલાકો સુધી જોયા કરું તો યે એમાં નવુંનવું મળે છે. આવા ચિત્રમાં પણ કાવ્ય હોઈ શકે છે અને તે દુનિયા આગળ રજૂ કરવા જેવું પણ હોય છે એમ એને સૂઝયું, એ જ એની પ્રતિમાની ધૃષ્ટતા સૂચવે છે. ગિરનાર જતાં અર્ધે રસ્તે જુપરકોટ કરીને જૈનોનું એક સ્થાન છે. ત્યાં કેટલાંક ભોંયરાં મેં જોયાં છે. ખંભાતમાં પણ અમુક જાતનાં ભોંયરાં જોએલાં. ગુજરાત બહાર જોએલાં ભોંયરાંની તો વાત જ નથી કરતો. એ ભોંયરાં જોઓને જે ભાવ મનમાં પેદા થએલા તેનું સ્મરણ આ ચિત્રે કરાવ્યું.

ચિત્રના રૂપમાં જેટલી ખૂબી છે તેટલી જ એના નામમાં પણ છે. પ્રકાશ એ વસ્તુ જ નિત્યસ્વતંત્ર છે. એને કોઈ બંદીવાન ન કરી શકે. કોઈ બંધન નાખવા જાય તો બાપુજી જેમ રાષ્ટ્રીય મહાસભામાંથી આબાદ ખસી ગયા તેમ પ્રકાશ અનાયાસે પોતાના રશ્મિઓને સમેટી લે છે. પણ આ ચિત્રમાં તો પ્રકાશ જરૂર બંદીવાન થયો લાગે છે. Captive Light એ શબ્દ વાંચતાં વેંત મને બાયરનની નીચલી લીટીઓ યાદ આવી:

There are seven pillars of Gothic mould
In Chillon's dungeons deep and old,
*There are seven columns, massy and gray*
Dim with a dull imprison'd ray,
A sunbeam which hath lost its way,
And through the crevice and the cleft
*Of the thick wall is fallen and left,*
Creeping o'er the floor so damp
Like a marsh's meteor lamp.

હવે આ ચિત્ર જરા તપાસીએ. એની આડીઅવળી દિવાલો, અનેક દિશાએ દોડતાં પગથિયાંઓ અને પ્રકાશના થતા જાતજાતના ખૂણાઓ, મોગલ સામ્રાજ્યની અથવા પેશ્વાઓના દરબારની ખટપટ જેવા લાગે છે. આટલી વિવિધતા હોવા છતાં એ ચિત્રમાં એક જાતનું કાઠિન્ય (Rigidity) છે. એટલે દુનિયા ઉપર ચીડાઈ સંન્યસ્ત થએલા કોઈ ટાયમનને આ સ્થાન શોભે। જિંદગીનું શું કરવું એ નહિ સમજવાથી જિંદગીનો જ ત્યાગ કરી બેઠેલા કોઈ જીવનદ્રોહીને આ કારાગ્રહ આનંદ–ધામ જેવું લાગે, અથવા કોઈ મહા ભયથી ભયભીત થએલા જીવનલોભીને આ સ્થાન આશ્રય જેવું જરૂર લાગે. એકાગ્રતાથી કોઈ દીર્ઘકાલિક કાર્ય કરવા માગનારને તેમજ દુનિયાના વિક્ષેપથી અકળાઈ ગએલાને આવા સ્થાનમાં રહેવું ગમે.

બીજી એક ક્ષણે આ ચિત્ર જોતાં મને એમ થયું કે કોઈ અંદરથી સડેલા અને બહારથી અત્યંત સંસ્કારિતા અને ટાપટીપ બતાવનાર સમાજનું જ આ એક ચિત્ર છે. કેટલું દુર્દૈવ છે જેમને જીવનનું રહસ્ય જડ્યું છે તેઓ બહારની સુઘડતા વિષે આજ સુધી બેદરકાર રહ્યા છે. અને જેઓ અનાચારમાં રીઢા થયા છે તેઓ બહારની સંસ્કારિતા, ભાષાની સફાઈ અને વર્તનના ઔચિત્ય પાછળ પોતાનાં કૃષ્ણ કૃત્યો અને હીન જીવન ઢાંકતા આવ્યા છે. આ બંને છેડાને જુદીજુદી રીતે આ સ્થાન પસંદ પડે એવું દેખાય છે.



ઉદયસાગર પર પદ્મિની (ચિત્રકાર : સ્વ. ગગનેન્દ્રનાથ ઠાકુર) (ચિત્ર અને ચિત્રકારના પરિચય માટે જુઓ આ અંકમાંના બે લેખો

PADMINI LOOKING AT UDAYSAGAR

By Gaganendranath Tagore

Prabasi Press, Calcutta



પદ્મિની (ઇચિંગ) કલાકાર - શ્રી યજ્ઞેશ્વર શુક્લ

# બાલકાવ્યશાસ્ત્રપ્રવેશિકા

એક સર્વસુલભ થઈ પડેલા સાહિત્યક્ષેત્રની ટોળ કરતો

નર્મલેખ



કોઈ પણ વસ્તુ એકવાર શરુ થયા પછી તેને જીવાડવી હોય અને વિકસાવવી હોય તો તેની રચના, તેનું આંતરતત્ત્વ, બાહ્ય સ્વરૂપ વગેરેનો શાસ્ત્રીય અભ્યાસ તરત થવો જોઇએ, અને તેવા અભ્યાસના નીચોડ રૂપે એ વસ્તુનું શાસ્ત્ર લખાવું જોઇએ. વસ્તુમાંથી તેનું શાસ્ત્ર જન્મે અને તે શાસ્ત્ર ફરી વસ્તુને પોષે, વિકસાવે. ભાષાની પાછળ તેનું શાસ્ત્ર એટલે કે વ્યાકરણ આવ્યું, કાવ્યની પાછળ તેનું શાસ્ત્ર એટલે કે અલંકાર-શાસ્ત્ર લખાયું. ગુજરાતી સાહિત્યમાં કાવ્યશાસ્ત્ર વિષે ઘણી ચોપડીઓ લખાઈ છે. પણ તેમાંની એકેયમાં બાલકાવ્યની મીમાંસા થઇ મેં જાણી નથી. મારા એક વિવેચક મિત્ર જેને બાલકાવ્યો કદિ ગમતાં નથી તેને મેં આ હકીકતનું કારણ પૂછ્યું હતું. તેણે એના જવાબમાં કહેલું કે એવા કાવ્યને 'બાલકાવ્ય' શબ્દ-માંના 'કાવ્ય' શબ્દ સાથે કશો સંબંધ નથી હોતો. એ શબ્દ તો માત્ર એના પદ્ય સ્વરૂપનો સૂચક જ છે. કાવ્યમીમાંસકોને જો 'બાલકાવ્ય' વિષે લખવા કહેવું તો પછી કેળવણીકારોને કેળવણીમાં ચાબખાંની 'કેળવણી' વિષે લખવાનું શા માટે ન કહેવું! બન્ને વસ્તુ સરખા જ બેહૂદી છે. તેથી કાવ્યશાસ્ત્રમાં કારિકાઓ કે બાલકાવ્યને સ્થાન ન હોઇ શકે. એનો આ જવાબ મને ન રુચ્યો. ન જ રુચે; હું પોતે પણ સારો એવો બાલકવિ છું. (એ તો આ લેખ જ બતાવશે.) મતલબ, બાલકાવ્ય એ કાવ્ય જ નથી એમ માનવાની ધૃષ્ટતા કાવ્યમીમાંસકો કરતા હોય એમ લાગે છે. એ લોકો એમ ભલે કરે. આપણે બાલકવિઓ બાલકાવ્યોનું શાસ્ત્ર ઊભું કરવા સમર્થ છીએ. એના પુરાવા રૂપે આ 'બાલકાવ્યશાસ્ત્રપ્રવેશિકા' હું બાલકવિઓ સમક્ષ ધરવા તૈયાર થયો છું. આ નાનકડા નિબંધની પાછળ બીજી મહાન મીમાંસાઓ પણ લખાશે એવી મારી ખાતરી છે! અસ્તુ.

પ્રસ્તાવના જરા લાંબી થઇ ગઇ. હવે ઝટ મૂળ વસ્તુ પર આવું. બાલકાવ્યો મુખ્ય બે જાતનાં છેઃ (૧) બાલકો માટે લખાએલાં કાવ્યો (૨) બાલિશ કાવ્યો. પહેલી જાતનાં કાવ્યોના બે પેટા વિભાગો છે. આ રીતે થએલા એકંદર ત્રણ પ્રકારને હવે એક પછી એક લઇ સમજાવું.

૧. અ. પહેલી જાતનાં કાવ્યોમાં આ પેટા વિભાગ છે. તેમાં બાલકો માટે લખાએલાં વાર્તા-કાવ્યોનો સમાવેશ થાય. એ વાર્તા નાના બાબુ વિષે, ગધેડા વિષે, વાંદરા વિષે, ઘરડી ડોશી વિષે, આમ ઘણાંને વિષે હોઇ શકે. એમાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું કે વાંદરા કે ગધેડાને કાવ્યમાં 'ભાઇ' અથવા 'જી' શબ્દ લગાડવો. વળી માણસ કરે તેવાં કામો આ પ્રાણીઓ પાસે કરાવવાં. લીટીઓનો પ્રાસ તો મળવો જ જોઇએ.. પણ કાવ્ય ગેય હોવાની જરૂર નથી. નીચે એક નમૂનો આપું છું:

નાના સરખા વાનરજી ને મોટું એને પુચ્છ,<br>
નાકે ચશ્માં પહેરી ફરતા સહુને ગણતા તુચ્છ.<br>
ઘરમાં બાબુ બેઠો બેઠો પાઠો નિજના ગોખે,<br>
પાઠ કરી કંટાળે ત્યારે બેઠો વેંગણ જોખે.<br>
વૃક્ષે બેઠા વાનરજીએ નાકે ચશ્મ ચડાવી<br>
દેખ્યો બાબુ; એવું કરવા બુક લીધી તફડાવી.<br>
વૃક્ષે બેઠા વાંચે વાનર—વાએ ડાળો હીંચે—<br>
વચ્ચે આવ્યું ઝોકું બંદરભાઈ ગબડ્યા નીચે.<br>
નાક દબાયું, ફ્રેમો ભાંગી, કાચ ગયા બે તૂટી,<br>
ચશ્માં તો વસમાં પડિયાં ને આંખ ગઇ બે ફૂટી.<br>
સુરદાસ વાનરજી હાવાં લેશ કંઇ નવ ભાળે,<br>
આખર રખડી રખડી પહોંચ્યા અંધાશ્રમ નિભાળે

. . .    . . .    . . .    . . .

આ પ્રમાણે હજી પણ આ કાવ્યને ઘણું લંબાવી શકાય.

૧. બ. હવે આપણે બાલકો માટે લખાતા બીજા એક પ્રકાર વિષે વિચાર કરીએ. આ વિભાગને આપણે 'જ્ઞાનાત્મક બાલકાવ્યો' કહી શકીએ. એવી ઘણી માહિતી છે કે જે બાળકને આપવા જેવી હોય છે. કૂતરાં, બિલાડાં, ગધેડાં વગેરે પ્રાણીઓની ખાસીઅતો, ફ્લો કઈ ઋતુમાં ક્યાં થાય છે તેનું જ્ઞાન, બાળકો બાલમંદિરમાં કે બીજે ક્યાંય જઇ શી દિનચર્યા કરે છે તેની નોંધ. આવું ઘણું

બાળકોને કહેવા જેવું હોય છે. એ જો ગદ્યસ્વરૂપે લખાએ તો બાળકોને યાદ ન રહે. એ જ ગદ્યનું જો પદ્ય કરી બાળકને આપ્યું હોય તો તેઓને એકદમ યાદ રહી જાય. જેમકે આપણે કૂતરાંની ખાસીઅતો લઈએ. હવે જો ગદ્યમાં એ કહેવી હોય તો આમ કહીએઃ

'કૂતરાં બોલે છે તેને ભસવું કહે છે. કૂતરાં સામાન્ય રીતે કોઇ શેઠના મોટા કંપાઉંડમાં આઠ દસ ભેગાં થઈ રહે છે. રાતે ચંદ્ર ઊગ્યા પછી કૂતરાં ખાસ ભસે છે. રાતમાં કંપાઉંડમાં ચોર કે ઢોર ઘુસી જાય તો તેની સામે ધસતાં તે ભસે છે. શિયાળામાં સવારે ઠંડી હોય ત્યારે ધ્રૂજતાં ધ્રૂજતાં તે ભસે છે. કહેવત છે કે 'હાથીની વાંસે કૂતરાં ભસે.' અજાણ્યો આવે ત્યારે જાણે કે તેનો સત્કાર કરતાં હોય તેમ એક સામટાં બધાં ભસે છે. કૂતરાનું ભસવું વિરાટના હાસ્ય જેવું લાગે છે.' વગેરે વગેરે.

હવે આ જ વસ્તુને એકાદ ગદ્ય કાવ્યમાં મૂકી દઈએ તો બાળકો સહેલાઈથી તે યાદ રાખી શકશે અને તે ગાતાંગાતાં કૂતરાં વિષે આટલું બધુ શીખી જશે. "જિલ્લી વાઘ તણી માશી" વગેરે કાવ્યો આવી જાતનાં જ છે. વિરાટ શબ્દ વિષે ખાસ કહેવાનું. કેટલાક એવા શબ્દ છે કે જે વાપરવાથી કાવ્યની કિંમત ઓર વધી જાય છે. 'વિરાટ' એવો એક શબ્દ છે. કાવ્યમાં એકાદ આવો શબ્દ મૂકી દેવાથી કાવ્યની કિંમત ઘણી વધી જશે. હવે ઉપર આપેલા ગદ્ય લખાણનું ગાઇ શકાય તેવા કાવ્ય રૂપે પદ્ય કરી આપુંઃ

કૂતરાં ભસે રે, કૂતરાં ભસે રે.
ચાંદની રેલે, શેઠને ડેલે રડતાં ભસે રે—કૂતરાં૦
ચોર જો આવે, ઢોર જો આવે, ધસતાં ભસે રે—કૂતરાં૦
વ્હાણલાં વાયે, ટાઢ જણાયે, ધ્રૂજતાં ભસે રે—કૂતરાં૦
હાથીની વાંસે, એક જ શ્વાસે, દૂરથી ભસે રે—કૂતરાં૦
અજાણ્યા દેખે, સ્વાગત લેખે, સામટાં ભસે રે—કૂતરાં૦
કૂતરાં ભસે રે, જાણે વિરાટ હસે રે—કૂતરાં૦

૨. ત્રીજો અને છેલ્લો પ્રકાર તે બાલિશ કાવ્યોનો. આ જાતનાં કાવ્યો બાળકોના બાલિશ વિચારોને પદ્ય રૂપે રજૂ કરવાનો પ્રયત્ન અને દાવો કરે છે. તેથી સામાન્ય રીતે એવાં કાવ્યો 'બા'ને સંબોધીને લખાએલાં હોય છે. એવાં કાવ્યોની શરૂઆત પણ લગભગ અચૂક 'બા' શબ્દથી શરૂ થાય છે. આવાં કાવ્યો ઘણી જ વાર ગદ્ય-



સ્વરૂપે લખાએલાં હોય છે, પણ હમણાંહમણાં ગેય કાવ્યોનો પ્રચાર વિશેષ છે. હવે એવા એક બાલિશ કાવ્યનો નમૂનો આપું. મેં જ અન્યત્ર લખેલ એક ગદ્ય બાલ કાવ્યનું આ થોડા ફેરફારવાળું ગેય સ્વરૂપ છે.

### બાને તાકીદ

(ખમાજના સૂર)

બા, હવે કરને તું મારી સગાઇ.
કેશુ નાનો બહુ, તો યે એને વહુ
મારો શો વાંક, મોરી માઇ?
છ છ વરસનો હાંદો હવે હું
વાંઢો મરું છું શરમાઇ...... બા, હવે૦
'ના' જો કહીશ તું, ગોળો ફોડીશ હું
છો ને તું જતી ચીડાઈ......બા, હવે૦

આ પ્રમાણે બાલકાવ્ય વિષે થોડોક શાસ્ત્રીય વિચાર આપણે કર્યો. અત્યાર સુધી વાંચેલાં સાંભળેલાં બાલકાવ્યો પરથી આ વસ્તુઓ મેં તારવી છે. નમૂના સ્વતંત્ર કૃતિઓ છે, પણ તેની પાછળ ગુજરાતના કોઈ ને કોઇ બાલકવિ અથવા કાવ્યની પ્રેરણા રહેલી છે જ. એ બધાનો નામનિર્દેશ કર્યા વગર જ આ સ્થળે આભાર માની લઉં છું, છેલ્લો નમૂનો કવિવર ઠાકુરના 'શિશુ'માંથી ચોરેલો હશે એમ કોઈ શંકા કરશે. શંકા થાય તેમાં નવાઈ નથી. ગુજરાતમાં હજુ આવાં બાલિશ કાવ્યો ઓછાં લખાયાં છે. બંગાળમાં ટાગોર એવાં કાવ્યોના આદ્ય પ્રણેતા છે. આ છેલ્લું કાવ્ય એમનું નથી; એમનાં કાવ્યોમાંથી પ્રેરણા મળી છે ખરી.

ગુજરાતના બાલકવિઓને ને ખાસ કરીને બાલકવિ બનવા ઇચ્છતા લોકોને આ લેખ થોડે અંશે પણ માર્ગદર્શક થઇ પડે તો મારી મહેનત સફળ માનીશ.

**શિશુશાયર**
**નટવરલાલ પ્રભુલાલ બુચ**

---

એક મુસાફરીઃ અમે જ્યાં હતા ત્યાં એટલી બધી તો ઠંડી હતી કે અમે આંખજ ન મીંચતા. રખે પોપચાં ઠરી જઈને પાછાં ઉઘડે જ નહિ!

બીજો મુસાફરીઃ એ તો ઠીક છે. પણ અમે જ્યાં હતા ત્યાં તો શબ્દો પણ મોંમાંથી બહાર પડતાં વેંત એવા એવા જામી જતા કે એ સાંભળવા માટે અમારે તે પેણામાં તળવા પડતા!



પ્રાચીન રોમન ગાડું

# જગતનો વ્યવહાર વહેતાં પૈડાં

વાહનવ્યવહારના ઇતિહાસમાં, વાહનના બીજા ભાગ કરતાં પૈડાંનો ઇતિહાસ અનોખો ને બહુવિધ છે. લોકકથાઓ અને પુરાણવાર્તાઓમાં તો તેનું આગળ-પડતું સ્થાન છે જ; ઉપરાંત, માનવ સંસ્કૃતિના પ્રચાર અને વિસ્તારમાં પણ ગતિ વધારનારાં ચક્રોએ ઘણી કામગરી કરી બતાવી છે.

પૈડું પહેલાં કયા દેશમાં, કેવીરીતે તૈયાર થયું એ બાબતમાં ઇતિહાસલેખકોના બે મત છે. કેટલાક માને છે કે તરાપાને પાણીમાંથી જમીન પર લાવવા કિનારેથી તેની નીચે ગોળ થડીઆં મૂકવાની રીતમાંથી ક્રમેક્રમે પૈડાંનું રૂપ સરજાયું. (જુઓ સાથેના ચિત્રમાંની આકૃતિ ૧). પછીથી, એ ગોળ થડિયાં ધરી પેઠે વાપરીને ઢેલણ-ગાડી જેવું બનાવ્યું.(આકૃતિ ૨). ધીમેધીમે ધરીને કાયમ કરી દેવામાં આવી અને તેમાં કાણું પાડેલું ગોળ ગચિયું પરોવવામાં આવ્યું (આકૃતિ ૩), જે આજ લગી ફરતું રહ્યું છે. ધીરેધીરે એ ગોળાકાર ગચિયાંનું વર્તુળ મોટું થતું ગયું અને તેમાં મજબૂતી માટે લાકડાના આડા ઊભા ધોકા જડી દેવાવા લાગ્યા, જેણે આરાનું રૂપ લીધું (આકૃતિ ૪). ત્યાં સુધી ધરી ગચિયાંને જોડાએલી જ રહેતી, અને તેની સાથે તે પણ ફરતી. પરંતુ પછીથી કોઇએ બુદ્ધિ દોડાવીને એ કાણું પહોળું કરીને ગચિયાંને તેમાં રમતું કર્યું. એટલે હવે તે ધરીની આસપાસ ફરવા લાગ્યું અને તેની ક્રિયામાં વેગ આવ્યો (આકૃતિ ૫). ત્યાર બાદ પૈડાંને વધારે રમતાં તથા હળવાં કરવા માટે તેમાંથી વધારાનો ભાગ છોલી કાઢી બાકોરાં પાડ્યાં (આકૃતિ ૬); અને એમ કરતાં કરતાં આરાની સંખ્યા વધવા લાગી, ગોળાકારનું દળ ઘટીને પાતળું થવા લાગ્યું, તેના પર લોઢાની વાટો ચડાવવામાં આવી, વગેરે સુધારા થતા ગયા (આકૃતિ ૭). કારીગરી વધતી ગઇ તેમ હળવાં પૈડાં બનતાં આવ્યાં.

બીજાઓ માને છે કે ગોળ થડીઆંઓ ઉપર તરાપો ચડાવી હડતો કર્યો ત્યારથી જ ચાર પૈડાંવાળી ગાડીનો જન્મ થયો છે. એવા ચારપૈડાંના રથો પ્રાચીન મિસરનો હતા. પણ હવે તો, સિંધના મોહેંજો ડેરોમાંથી ૫૦૦૦ વર્ષ પહેલાંની એક રમકડાગાડી મળી આવી છે, તેથી મિસર કરતાં યે સિંધની પૈડાંની શોધ જૂની ગણાય એમ છે. એટલે તે વખતે અને તે પહેલાં પણ પૈડાં બનાવવાની ક્રિયા સિંધમાં વધુ પાકી જાણીતી હશે.

વાહનનાં એક પછી એક અનેક રૂપો અને રચના બદલાતાં રહેવા છતાં પૈડાં તો તેમાં શરૂથી કાયમ જ રહ્યાં છે. આપણે ઉપર જોયું તેમ લાકડાનાં ગચિયાંની રગડતી ગાડી (log-roller sled)માંથી ધીમે ધીમે એક પૈડાનું, બે પૈડાંનું, ત્રણનું ને ચારનું વાહન હસ્તીમાં આવ્યું. સાદી ડેડી પર ભાર ખેંચી જવામાં એક પૈડાની લ્હારી સુગમ થતી હશે, એટલે તે બધા જ

પૈડાંનો ઉત્તરોત્તર વિકાસ દર્શાવતી આ ચિત્રમાંની આકૃતિઓની સમજણ માટે જુઓ સામેનું કૉલમ
















































જુદાજુદા યુગોમાં જુદાજુદા દેશોમાં વપરાએલાં વિવિધ વાહનોમાં પૈડાંના પ્રકાર

ગ્રામપ્રદેશોમાં પ્રચાર પામી. ચીનમાં તો હજી યે એક ગાડા જેટલો ભાર એક પૈડાના રેંકડા પર ખેંચી જવાય છે.

જમીન ઉપર તેમ જ પાણીમાં પણ પૈડાંનું કામ આમ સરળ થતું જોઇ ચકોર માણસોએ તેનો પ્રયોગ ચલાવ્યો. પોલાં કરેલાં થડીઆંમાં પ્રથમ જળપ્રવાસ કરતાં અને હલેસાંની ગતિથી દિશા-નિયમન કર્યા પછી સુકાન ચોંટયું. એમાંથી પછી નાની તર, તરાપા, સુકાનથી ચાલતાં વહાણો વગેરેનો વારો આવી ગયા બાદ ત્યાં પણ એ બાજુ પાણી કાપનારાં મોટાં ચકરોએ જળયાનોમાં સ્થાન જમાવ્યું.

નાશ પામી ગએલી સંસ્કૃતિઓના અવશેષોમાં, એ ભૂતકાળના જમાનાની સચોટ સ્મૃતિ રૂપ આ પૈડાંઓ તો એકેએક દેશમાં આગળપડતાં રહ્યાં છે. પ્રજાઓનો નાશ થાય છે કે તે આમૂલ અદૃશ્ય થાય છે તો પણ કુંભાર કામનું ચક્ર અને વાદનનું પૈડું જવાનાં નથી. આપણી ચારે તરફ માનવજાતિએ ઉત્પન્ન કરેલા પદાર્થો, કળાસર્જન અને જ્ઞાન જીવંત ભરેલાં છે. તેમની જ શોધો ઉપર આજની શોધનાં મંડાણ છે.

પ્રાચીન કે અર્વાચીન ગમે તે ચીજો જોશો તો ચક્ર-માંથી ફૂટતા આરાની રચનાવાળી નકશીઓ, બારીઓ, યંત્રનાં ચક્રોના નમૂનાનો પાર નથી. આકાશમાં ઊડતા એરોપ્લેનને પણ પૃથ્વી પરથી જતાં અને પાછા ઊતરતાં પૈડાંની જરૂર પડી છે. આખી યે પૃથ્વીમાં ઉપર-નીચે, ઉત્તર-દક્ષિણ પૂર્વ-પશ્ચિમ જ્યાં જુઓ ત્યાં ગોળાકાર ગતિ છે અને જ્યાંથી શરૂઆત છે ત્યાં જ પાછો છેડો છે.

(School Arts Magazineમાં આવેલા એક લેખ ઉપરથી)

# દીવનો મનીઑર્ડર

## પોસ્ટલ ઇન્સ્પેક્ટરની જાસૂસી

૧૯૦૫ની સાલમાં દીવનો એક વેપારી વહાણમાં ગોવા જવા નીકળ્યો. તેની સાથે કાઠીઆવાડના કેટલાક ઉતારુઓ પણ હતા. વહાણ ગોવા પહોંચ્યું હશે એ અરસામાં ગોવા પાસેના વેંગુરલા ગામથી દીવના વેપારીનો ઘર પર તાર આવ્યો કે પૈસાની જરૂર પડી છે માટે તારથી રૂ. ૧૫૦નો મનીઑર્ડર કરો. ઘરનાં માણસોએ ચિંતાતુર થઇને રૂ. ૧૫૦ એકદમ મોકલી આપ્યા. એકાદ મહિને વેપારી ઘેર આવ્યો ત્યારે પહેલું જ બધાએ પૂછ્યું કે પૈસા તો તમે સાથે પૂરતા લીધા હતા તેમ છતાં તારથી તુરત કેમ મંગાવ્યા. દીવનો શેઠ એ સાંભળી તાજુબ થયો અને પૈસાનો તાર કોણે કર્યો અને પૈસા કોણે લીધા તે વાતથી સાવ અજાણપણું બતાવ્યું અને તુરત પોસ્ટખાતાને તેની ફરિયાદ કરી.

એ વખતે ભાવનગર સબ ડીવીઝન ઇન્સ્પેક્ટર તરીકે મારા પિતાશ્રી હતા અને તેમને આ કામની તપાસ સોંપાઇ.

એમણે પહેલાંજ દીવના વેપારીને પૂછયું કે તેની સાથેના પ્રવાસીઓ કોણ કોણ હતા. વાતમાં એમ નીકળ્યું કે અમરેલી તરફથી એક વાણીઓ તેની સાથે બહુ વાતો કરતો અને તેણે પોતાના ઘરની બધી વાત પૂછી લીધી હતી એ શખ્સનું વર્ણન પૂછતાં વેંગુરલાથી તારના પૈસા લેનાર આસામી સાથે મળતું જણાયું. એટલે તપાસનું કેન્દ્ર અમરેલી બન્યું. પણ ૪૦૦૦૦ની વસ્તીમાં એક માણસને શોધવો શી રીતે? ટપાલ વહેંચનાર દરેકને વેંગુરલાના ઉઠાવગીરનું વર્ણન આપી તપાસ કરવા કહ્યું એટલે વાંકીઆના પોસ્ટમેને પત્તો આપ્યો કે વાંકીઆ (બાલાપર)માં એવા વર્ણનવાળો માણસ રહે છે અને તેની આ જાતની ખ્યાતિ પણ છે. એટલે પોસ્ટઇન્સ્પેક્ટર વારંટ અને પોલીસપાર્ટી લઇ, ગાડી કરી ગયા બાલાપુર અને પેલાનો ઘરની જડતી લીધી. તેમા ખાસ કંઇ ન વળ્યું પણ ભીંત પર કેટલાક ફોટોગ્રાફો હતા તે હાથ કર્યા. એ ફોટોગ્રાફો કબજે કરી દીવના શેઠને જોવા મોકલ્યા. એમાંથી તેણે તુરંત ભાઇબંધને ઓળખી આપ્યો. એટલે તે પ્રતો વેંગુરલા મોકલી તો ત્યાના પોસ્ટમાસ્ટરે પણ ચહેરાની પીછાન આપી. પણ હવે ગુન્હેગારને ક્યાંથી હાથ કરવો એ સવાલ રહ્યો. તેના સગાંવહાલાં કોણ છે તેની ભાળ કાઢી તો જણાયું કે નાના આકડીઆમાં તેનું સાસરૂં છે અને તેની બૈરી પણ હાલ પોતાના પીયરમાંજ છે. એ પરથી ત્યાં આવની ટપાલ ઉપર નજર રાખવા માંડી. થોડે વખતે એક પોસ્ટ કાર્ડ હાથ આવ્યું તેમાં લખાણ જમણી બાજુથી અવળું લખ્યું હતું. આ રીતે: હુમાંશાખુહું. અને તેમાં પૂછેલું કે તેના વિષે કોઇ તપાસ કરે છે કે નહિ. અને તે પોતે (મુંબઇ પાસે) થાણામાં છે એવા ખબર હતા. તુરત થાણા-પોલીસ ઉપરીને એ આસામીને પકડવા તાર કર્યો પણ ઉસ્તાદ થાપ આપીને નીકળી ગયો. ફરીવાર ટપાલ ઉપર ચોકી રાખવા માંડી અને થોડા જ દિવસે રંગુનમાંથી ભાળ મળી. એ કાગળ રોક્યો. રોકવાની જવાબદારી પોતાને શિર લઇને પણ પોસ્ટઇન્સ્પેક્ટરે રંગુન તાર કરી ત્યાં પકડાવ્યો. ગુનેગારને વેંગુરલાની કોર્ટમાં પોલીસે હાજર કર્યો અને ત્યાં કેસ ચાલ્યો કારણકે ગુનો ત્યાં બન્યો હતો. તપાસના પુરાવા અને જુબાનીઓ એટલાં સચોટ હતાં કે એને ત્રણ વર્ષની પાકી જેલની મોજ મળી ગઇ. **ર. મ. રા.**



પ્રાચીન ગુજરાતી લોકકથા

# ઊડણ ગરુડ



(લેખક:શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદાર એમ.એ.,એલએલ.બી.)

ચંદ્રપુરી નગરી. ત્યાં ચંદ્રશેખર રાજા રાજ્ય કરે છે. એ રાજાની કુંવરીનું નામ સૌભાગ્યવતી.

આ સૌભાગ્યવતીના રૂપના છાંયડા પડે છે.

રાજમહેલ પાછળ એક મોટું લક્કડ–પીઠું આવી રહ્યું છે. ત્યાં એક કોળી રાજમહેલની ડહેલી આગળ લાકડાંની ભારી ટેકવી રહ્યો છે.

તે વખતે રાજાની કુંવરી ગોખે ઊભી ઊભી આથે નગર તરફ નિરખી રહી છે.

કોળીની નજર આ રાજકુંવરી પર પડી. રૂપથી એ મોહ પામ્યો. એને મૂર્છા આવી ગઈ અને એ જમીન પર ઢળી પડ્યો.

ઘડી બે ઘડીમાં મૂર્છા વળી, એટલે પોતાની મેળે ઊભો થયો. ભારી વેચી આવ્યો; અને પછી એક સુતારને ઘેર જઈ પહોંચ્યો.

આ સુતાર સાથે એને ઝાઝું હેત છે. સુતાર તેનો ભાઈબંધ હતો; તેથી એના આગળ કોળીએ મનની વાત કહેવા માંડી.

કોળીએ કહ્યું: 'મેં રાજાની કુંવરીને ગોખે બેઠી દીઠી ત્યારથી તેના રૂપથી હું મોહ પામ્યો છું. મને મૂર્છા આવી હતી; તેમાંથી મને માંડ માંડ ભાન આવ્યું. એ રાજકુંવરી મને વરે એવું તું કરી આપે તો જ મારો મિત્ર સાચો!'

વાત સાંભળી સુતારને હસવું આવ્યું: 'તને, ભાઈ! ભલી આવી ઈચ્છા થાય છે! તારી જાત તો જો–'

ત્યારે કોળી બોલ્યો: 'ભાઈ! તને મિત્ર શા માટે કહેતા હોઈશું? આવે ટાણે કામ ન આવે તેને પછી શું કરવાના?'

સુતારે ધીમા પડી કહ્યું: 'તું વાત તો કરે છે; પણ એ કામ બને કેવી રીતે!'

નિરાશ બનેલો કોળી સુતારને બારણે લાંઘવા બેઠો: 'તું મને રાજકુંવરી પરણાવે તો જ ઊઠીશ; નહિ તો અહીં જ દેહ પાડીશ.'

એમ કરતાં સુતારને પણ ત્રણ ત્રણ લાંઘણ થઈ છે. તે વિમાસે છે: 'આ પાપ વળી મને ક્યાં વળગ્યું!'

સુતાર શિલ્પકળામાં પારંગત છે. બધી આંટી-ઘૂંટી જાણે છે. એણે મનમાં કંઈ નક્કી કર્યું; અને કોળીને કહ્યું: 'ભાઈ! તું ઊઠ અને જમી લે; આપણે કંઈક ઉદ્યમ કરી જોઈશું.'

કોળીએ વાત માની અને અન્નજળ લીધાં.

સુતાર કોળીને ધારીધારીને જોઈ રહ્યો છે. એની આંખને જણાયું કે કોળી શ્યામળો છે છતાં રૂપાળો છે; બોલકણો છે અને વિચક્ષણ છે. ચાતુરી અને કલા પણ એનામાં ઘણાં છે. દેહનો બાંધો પ્રમાણસર છે.

સુતારે પોતાના મનના ઉકાળથી અને કલા ભરેલી બુદ્ધિથી એક ઊડણ ગરુડ ઘડ્યો. તેને હીંગળોક અને હરતાલના રંગથી ચીતર્યો. ઉપર રોગાન ઢાળ્યો.

ગરુડ તો ભલભલાને મોહ પમાડે તેવો બન્યો છે. ગરુડ પર બેઠક બનાવી છે; અને આમળો દેવાય એવી ખીલી બનાવી છે. ખીલીને આમળો દે એટલે ગરુડ ઊડે છે; અને હાથ છૂટા મૂકે એટલે સડસડાટ નીચે ઊતરે છે.

ગરુડ તૈયાર થઈ ગયો, એટલે રાતને વખતે સુતારે ખોટાં પણ ઝગઝગતાં આભરણ કોળીને પહેરાવ્યાં. પોતાના ઘરના જરિયાન અને કિનખાબનાં રેશમી વસ્ત્ર હતાં તે પણ તેને પહેરાવ્યાં.

આ ઊડતા ગરુડની અંદરથી સુતારે બે હાથ બહાર કાઢ્યા છે, તે હાથ ગરુડ ઉપર બેઠા પછી ખભાની પાછળ જ ફૂટેલા હોય એવા દેખાય છે.

વસ્ત્ર, આભૂષણ અને વાહનને લીધે કોળી તો અભિનવ ચતુર્ભુજ વાસુદેવ જેવો દેખાય છે. તેને જોતાં ભલભલાં માણસો ભૂલાં પડે છે.

એક રાતને સમે પેલા ગરુડને સુતારે રાજમહેલના ગોખ સામે ગોઠવ્યો. પેલા કોળીને લૂગડાં તથા ઘરેણાં સજાવી તે ઉપર બેસાડ્યો. રાતને પહોર ગરુડ પણ

સાચા ગરુડ જેવો જ દેખાય છે, અને કોળી ગરુડગામી વિષ્ણુ જેવો દેખાય છે.

પેલા કોળીએ ખીલીને આમળો દીધો અને તરત ગરુડ પર ચઢી બેઠો. ગરુડ તો આકાશમાં ઊંચે ઊડવા લાગ્યો; ને ઊડતોઊડતો રાજમહેલના ગોખમાં જઈ પેઠો!

પાંખોના ફફડાટથી રાજકુંવરી જાગી ઊઠી. જુએ છે તો દીવાના તેજથી ખંડ ઝળાંઝળાં થઈ રહ્યો છે. કુંવરીને તો સાક્ષાત્ ચતુર્ભુજનાં દર્શન થયાં.

કુંવરી સૌભાગ્યવતી વિષ્ણુનાં સહસ્રનામ ભણવા લાગી.

ચતુર્ભુજ–વેષધારી કોળી બોલ્યો: 'હું તારું રૂપ દેખી તારા પર પ્રસન્ન થયો છું, તેથી ગોપીઓને દ્વારિકા મૂકી આવી તને વરવા આવ્યો છું!'

ધીરગંભીર સ્વરે બોલાએલાં આ વાક્યો સાંભળી રાજકુંવરીને હરખનાં આંસુ આવે છે. એનાથી ઉદ્‌ગાર નીકળી ગયો: 'મારાં અહોભાગ્ય!'

કુંવરીએ તત્કાળ પિતાને બોલાવરાવ્યા. રાજા પણ ચતુર્ભુજવાસુદેવને નિરખી ઘેલોઘેલો થઈ ગયો.

રાજાએ તો ત્યાં ને ત્યાં ચાર કળશ માંડ્યા અને ઘડિયાં લગન સહી કર્યાં.

પેલો કોળી વિષ્ણુના વેષમાં રાજાની કુંવરીને પરણી બેઠો! રાજા પોતાના આવાસમાં ગયો.

વિષ્ણુ–વેશધારી ત્યાં જ રહ્યો. સવાર પડતાં રાજકુંવરીને કહ્યું: 'હું દ્વારિકા જઈને પછી વળી અહીં આવીશ.'

કોળીએ ગરુડની ખીલી ચાંપી. ગરુડ પાંખો ફફડાવતો આકાશમાં ઊડ્યો અને પાધરો સુતારના આંગણામાં આવીને ઊતર્યો.

સુતાર તો તેની જ રાહ જોઈ રહ્યો હતો. એણે અત્યંત જિજ્ઞાસાથી પૂછ્યું, 'કેમ! પછી શું થયું? કેવી વાત બની!'

કોળીએ બધી વાત માંડીને કહી. સુતારને પોતાની કલા માટે ગર્વ થયો. હવે તો રોજ રાત પડે છે અને



## સાત દિવસનું વર્ષ

સોમવાર હેમન્ત બને જો
મંગળ શિશિરે સૂ સૂ થાય,
બુધવારે જો વસન્ત ખીલે
ગુરુએ ગ્રીષ્મ તપે જો ભાઈ,
શુક્રે વર્ષા વરસે નીર
શનિએ શરદ જમાડે ખીર.

રવિવારે સૌ ઋતુઓ સરખી
સાત દિવસનું વર્ષ બને,
ઝાઝો જો મેવલિયો વરસે
તો તો વચ્ચે રજા પડે.
કેવી મજા! ભાઈ, કેવી મજા!
મેવલા મેવલા દેને રજા!

તનસુખ ભટ્ટ

પેલો કોળી રાજકુંવરી પાસે ગરુડે ચઢીને જાય છે.

એમ કરતાંકરતાં એક વખત રાજાના રાજ્ય ઉપર કોઈ શત્રુનું દળ ચઢી આવ્યું, અને તેણે એના નગરને ઘેરો ઘાલ્યો. રાજા દોડ્યો દોડ્યો ચાર હાથવાળા વિષ્ણુ પાસે આવ્યો, અને જમાઈ બની બેઠેલા વિષ્ણુનાં હજાર નામ બોલી તેમની પ્રાર્થના કરવા લાગ્યો. તે પછી હિમ્મત લાવી શત્રુના લશ્કરે નગરને ઘેરો ઘાલ્યાની વીતકકથા તેણે કહી બતાવી.

એટલે વેષધારી વિષ્ણુ વહારે ચડતા હોય એમ



પાંખોના ફફડાટથી રાજકુંવરી જાગી ઊઠી. જુએ છે તો ખંડ ઝળાંઝળાં થઈ રહ્યો છે. જાણે સાક્ષાત ચતુર્ભુજનાં જ દર્શન થયાં.

બોલ્યા: 'ચિંતા ના કરીશ. આજની રાતમાં જ શત્રુનું સૈન્ય ન હાંકી કાઢું તો મારું માહાત્મ્ય ખોટું છે એમ માનજે.'

રાજા કૃપાવચનથી ગળગળો થઈ ગયો: એ બોલ્યો, 'દેવ ! મારું મોટું ભાગ્ય, જે આપ અમ પર આટલી કૃપા કરો છો !'

રાજાના હૈયે તો ધારણ વળી છે. પણ કોળીના ચિત્તના ઉચાટનો પાર નથી !

રાજા પોતાના આવાસ ભણી ગયો.

દ્વારિકાના ધણી કૃષ્ણ વાસુદેવને આ વાતની ચિંતા કરવી પડી: 'મિથ્યા મિથ્યા પણ મારા નામનો અને વેશનો ઉપયોગ કરનારો પકડાઈ જશે, તો મારું નામ અમસ્થું વગોવાશે; તેથી તેનું કામ કર્યા વગર કેમ ચાલશે ?''

તાબડતોબ શ્રી કૃષ્ણે દૂતો મોકલી શત્રુના લશ્કરને હાંકી કઢાવ્યું. ઘેરો ઊઠી ગયો એટલે નગરના દરવાજા ખુલ્લા થયા.

સવારમાં રાજા પથારીમાં જ છે અને આ સુખદ સમાચાર મળ્યા. તે ઘણો રળિયાત થયો.

પેલા કોળીએ પણ સવારે જ ઘેરો ઊઠી ગયાની વાત જાણી. એને તો જાણે વાએ વાદળ વેરાયા જેવું થયું.

એટલે રોજની જેમ ગરુડ પર સવાર થઈને રાત પડતાં પેલો કોળી રાજકુંવરીના રણવાસમાં ગયો.

ત્યાં રાજા પણ આવી ચઢ્યો.

પછી તો સાથેસાથ શ્રી કૃષ્ણવાસુદેવ પણ ગરુડે ચઢીને ત્યાં આવ્યા' તે વખતે ત્યાં બે વિષ્ણુમૂર્તિઓ દેખાવા લાગી.

શ્રી કૃષ્ણના ગરુડે કોળીના ગરુડને ઠેશ મારી હલાવ્યો એટલે લાગલાં જ કાષ્ટ ગરુડનાં બધાં લાકડાં ખખળી ઊઠ્યાં; અને તે ભાંગીને ભોંય પડ્યો.

પેલો વેષધારી લુચ્ચો કોળી તો ભય અને શરમનો માર્યો થરથર કાંપતો અને હાથ જોડતો ઊભો છે!

છતાં હજી ભોળા રાજાથી આનો કશો ભેદ કળાતો નથી. એ તો હજી પ્રાર્થના કરે છે: 'હે પ્રભુ ! તારાં તો અનંત રૂપ છે !'

તે સાંભળી ભગવાન શ્રી કૃષ્ણ હસવા લાગ્યા.

ભક્તિભાવથી તરબોળ થઈ ગયેલા રાજાનો ભ્રમ હવે ભાંગવા લાગ્યો. એ ધારી ધારીને જમાઈરાજને જોવા લાગ્યો એટલે એનો બનાવટી વેષ અને રંગ-ઢંગ તરત જુદાં પડી ગયેલાં જણાયાં.

રાજા ડઘાઈ ગયો. એનાથી બોલી જવાયું: 'આ તો કોઈ કોળી જેવો દેખાય છે.'

રાજાની આંખ રાતી બની હતી; અને પેલા કોળીના મુખ પર શાહી ઢળી હતી.

ભોળવાયેલો રાજા વેષધારી ઉપર ખૂબ ખીજ્યો. તેના પર રીસે ભરાયો અને તેને મારવા દોડ્યો.

ભગવાન શ્રીકૃષ્ણ વચમાં પડ્યા અને એ બનાવટી વિષ્ણુને દુઃખમાંથી છોડાવ્યો.

શ્રીકૃષ્ણે કોળી ઉપર કૃપા કરી અને તેને માટે અભય વચન માગી લીધું. તેમણે રાજાને કહ્યું, 'મારે નામે અને મારે રૂપે એ પરણ્યો છે તો મારે તેની વ્હાર કરવી જોઈએ; એને ન દૂભવવાનું કબૂલ કરતા હો તો મારા પગને અડકો.'

રાજાએ અને રાજકુંવરીએ–બન્નેએ–શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ કર્યો અને પાવન થયાં.

શ્રીકૃષ્ણના ગરુડની પાંખો ફફડી અને પલકવારમાં ભગવાન પોતાને સ્થાનકે ગયા.

રાજ્યમાં ઘેરો ઊઠવાનો આનંદ વર્ત્યો; નગરમાં મંગળઓચ્છવ થઈ રહ્યો.

પછી રાજાને ડહાપણ આવ્યું. દીકરી જમાઈને સુખી રહેવા દીધાં અને આખો ભેદ ગુપ્ત રાખ્યો.

રાજા વિચાર કરી રહ્યો કે—

(અનુષ્ટુપ)

છાના કો દમ્ભનો પાર, બ્રહ્મા યે પામી ના શકે:
કોળીએ વિષ્ણુના વેષે, રાજકન્યા વરી લીધી! *

---

* पञ्चाख्यानवार्तिक નામે પ્રાચીન ગુજરાતી ગદ્યકથાઓને જર્મન પંડિત જૉન હર્ટલે ૧૯૨૨માં લિપઝિગમાં પ્રકટ કરી હતી. વિષ્ણુશર્માના पञ्चतन्त्रનું સંપાદન કરતાં, તેને મળતી બીજી વાર્તાઓની શોધ કરતાં તેમને આ ગદ્યકથાઓ હાથ લાગી હતી. ગદ્યકથાઓની હસ્તલિખિત પોથી ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટના સંગ્રહમાં છે.

અઢંતાળીસ વાર્તાઓમાંની ચોથી વાર્તાનો પ્રારંભ નીચેના સંસ્કૃત શ્લોકથી થાય છે. સંસ્કૃત પંચતંત્રની ધારી પર આ

 

વાર્તાઓ યોજાઇ છે. પણ ફેર એટલો છે કે બધી વાર્તાઓ સોળમા સૈકાના પ્રાચીન ગુજરાતી ગદ્યમાં લખવામાં આવેલી છે: 'ઊડણ ગરુડ'ની વાર્તાનો શ્લોક આમ છે:

" * गुप्तस्यापि दम्भस्य ब्रह्माप्यन्तं न गच्छति ।
+ कोलिको विष्णुरूपेण राजकन्या निषेवते ॥"

[* પાઠાન્તર अतिगुप्तस्यापि० +પાઠાન્તર कौलिकः०]

એની જ છાયા ઉપર વાર્તામાં આપી છે.

ભાગવતમાં પૌંડ્રક રાજાની વાત "મિથ્યા વાસુદેવ" તરીકે સ્કંધ ૧૦, અધ્યાય ૬૬માં આપી છે. ચેદિ દેશનો અધિપતિ હતો, [illegible] પુંડ્ર અને કિરાત દેશોમાં સત્તાધીશ હતો. જરાસંધનો મિત્ર હતો. એણે પોતાના 'પુરુષોત્તમ' નામને દીપાવવા શ્રી કૃષ્ણનાં ચિહ્ન ધારણ કરવા માંડ્યાં હતાં. લોકોએ એને મોટાં વખાણથી ખૂબ ચઢાવ્યો, એટલે એણે પોતે થઇને કૃષ્ણ તરફ દૂત મોકલ્યો અને કહેવરાવ્યું કે 'પૃથ્વી પર અવતરેલો સાચો વાસુદેવ તો હું છું. તું મારૂં નામ અને ચિહ્ન અમસ્થાં બધાવી પડ્યો છું. માટે તે ધારણ કરવાં મૂકી દે અને મારે શરણે આવ; નહિ તો મારી સાથે લઢવા તૈયાર થા.'

કૃષ્ણે કહ્યું: 'તારૂં મિથ્યાપણું અને તારો ગર્વ ઉતારવા આવું છું.'

આ જાણી પૌંડ્રક ગભરાયો. એણે પોતાનું સૈન્ય તૈયાર રાખ્યું; અને પોતાના મિત્ર કાશીરાજની મદદ મેળવી લઢવા તયાર થયો.

યુદ્ધ વખતે પૌંડ્રકે શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગ ધનુષ્ય, વનમાલા, પીતાંબર, ઉત્તરીય વસ્ત્ર તથા મુગટ અને અલંકાર ધારણ કર્યાં હતાં. અને પોતે બનાવરાવેલા લાકડાના ગરુડ પર આરૂઢ થયો હતો.

કોઇ રંગભૂમિના નટની જેમ આબેહૂબ પોતાનો વેશ ધારણ કર્યો છે એમ જ્યારે શ્રીકૃષ્ણે જોયું ત્યારે તેમને હસવું આવ્યું.

યુદ્ધને અંતે મિથ્યા વાસુદેવને શ્રીકૃષ્ણે માર્યો: અને એને કૃષ્ણ સ્વરૂપનો મોહ હોવાથી તેને સારૂપ્ય મુક્તિ આપી.

—આ પ્રકારની લાકડાના ગરુડ પર ફરતા મિથ્યા વાસુદેવની કથાના બીજ સાથે, 'ઊડણ ગરુડ'ની લોકકથાનું ખૂબ મળતાપણું છે.

સંસ્કૃત पञ्चदण्डछत्रात्मकसिंहासनप्रबन्ध—જેના ઉપરથી શામળભટ્ટની "પંચદંડની વાર્તા" રચાઈ છે—તેમાં એક "ઊડણ દંડ"ની વાત આવે છે; એટલે સ્વેચ્છાએ આકાશગમન કરવાની શક્તિ એ 'દંડ'માં હતી એમ આપ્યું છે.

શામળભટ્ટની "બત્રીસ પૂતળીની વાર્તાઓ"માં પંદરમી વાર્તા "કાષ્ઠના ઘોડા"ની છે. ત્યાં સૂતારે બનાવેલા ઘોડાના આકારના કળવાળા કાષ્ઠના સંચાની વાત આપી છે.

એટલે મનુષ્યને જે શક્તિઓ સાધ્ય નથી તે શક્તિઓ સાધ્ય બની છે—એવું બતાવનારી વાર્તાઓ લોકસમાજમાં બહુ આદરપાત્ર બને છે; જુલે વર્નની વિજ્ઞાનની અસિદ્ધ બાબતો પર ગૂંથાએલી વાર્તાઓ તેથી જ બહુ વંચાય છે.

'ઊડણ ગરુડ'ની લોકકથા આ વર્ગની છે. —સં.

## કલાવિષયક કેટલાંક
# ચબરાકિયાં

કલાકારને પોતાની કૃતિ વિષે 'સુઘટ અહંભાવ' સાથે માનવ-અભિપ્રાય પ્રત્યે 'સુઘટ માનભાવ' પણ હોવો ઘટે.

ચિત્ર વડે ભીંતને શોભાવી જાણનાર થોડાક જ, ને ભીંત વડે ચિત્રને શોભાવનાર તો કોઈક જ.

કલાકારો પ્રથમતઃ સૌંદર્યની પ્રકૃતિના અભ્યાસી હોય છે અને પછી તેઓ પ્રકૃતિના સૌંદર્યના આલેખક હોય છે.

જેમાંથી 'ચિત્ર પ્રકટે' તેનું નામ તે સંગીત, ને જેમાંથી 'સંગીત ઝળકે' તેનું નામ તે ચિત્ર.

સરસ ચિત્રનું પ્રત્યક્ષ સૌંદર્ય, રંગ રેખા ને આકૃતિનું; સરસ ચિત્રનું અપ્રત્યક્ષ સૌંદર્ય, સ્વર વાણી ને ગતિનું.

કરૂપ વસ્તુના તાદશ ચિત્રણને જ 'કરૂપતામાં સુંદરતા' એવી સંજ્ઞા વડે ઓળખાવી શકાય; પરન્તુ જે વસ્તુનું
ચિત્રણ જ કદરૂપું તેને 'કરૂપતામાં સુંદરતા' કહી બચાવી ન જ શકાય.

ચિત્રકાર ને વાર્તાકાર એ કલાકાર જ. પ્રકૃતિના હૃદયમાં પ્રવેશવું એ કામ ચિત્રકારનું; હૃદયની પ્રકૃતિમાં પેસવું એ
કાર્ય વાર્તાકારનું.

જે કલાકાર પોતાની ઊર્મિઓને માર્ગ મળી રહે એવા હેતુથી કલાકૃતિઓ ઘડે છે તે અધૂરો કલાકાર છે. પણ જે
કલાકાર પ્રેક્ષકજનતાને પોતાની ઊર્મિઓના ભાગીદાર બનાવવાના હેતુથી કલાકૃતિઓ સરજે છે તે પૂરો કલાકાર છે.

પહેલો ઘણું ઘણું તો પોતાના હૃદયની જાહેરાત કરે છે. બીજો ખચિત જ પોતાના હૃદયની ખેરાત કરે છે.

વાયુ, વાદળ ને વીજળી એ ત્રણ કુદરતના મહાન રેખાકાર; સૂર્ય, ચંદ્ર ને તારા એ ત્રણ કુદરતના મહાન રંગકાર.

કલા મહીં અનીતિની અધમતા લાવે તે નખોદિયો કલાકાર; કલા મહીં અત્યુક્તિની વિશેષતા જમાવે તે સત્યાદિયો કલાકાર.

ફિરોજશાહ રૂસ્તમજી મહેતા

# કેટલાક પરિચયો



## ઇરાની કલાકાર સરખિસ ક્યાદોરિયાં

(Sarkis' Katchadourian)

એશિયાનાં પ્રાચીન ચિત્રોનો અજોડ નકલસર્જક માત્ર નહિ પણ સંજીવક કહી શકાય એવા આ કલાકારે હિંદુસ્તાનનાં અજંતા, બાઘ, સીગિરિ, બદામી, સીતાન્નવાસલ, કુમાત્રી વગેરે સ્થળોનાં ચિત્રોનું એકલે હાથે મહાભારત બનાવી લીધું છે. કેટલાં યે નવાં ચિત્રો તેની વેધક દૃષ્ટિ સામે ફૂટી આવ્યાં છે. પોતાના પરાક્રમી કાર્યક્રમથી એશિયાની કળાની તેણે અપ્રતિમ સેવા કરી છે.

એનો જન્મ ઇરાનના તબ્રેઝ નગરમાં ઈ.સ. ૧૮૮૬માં થયો હતો. એણે રોમ, બર્લિન અને પારીસની એકેડેમીઓ સેવી છે અને એનાં કરેલાં ભીંતચિત્રો–Murals–યુરોપનાં લગભગ બધા પ્રખ્યાત ચિત્રાલયો માટે ખરીદાયાં છે. પણ એની પ્રશસ્તિનું માપ છાપેલાં ચિત્રોથી આપવું મુશ્કેલ છે. ઊંડાઈ ખવાઇ ગએલી ભીંતો પર જે અસલ ચિત્રો હતા નહતાં લાગે છે તે પર આંખ ફેરવીફેરવી, જાદુગરની સમાધિ સાધીને પૂર્વચિત્રિત ભૂમિ અને રેખાવિલાસ ઉપજાવવો એ કોઇ વિરલ શક્તિનું જ કામ છે.

ઇરાનના શાહ અબ્બાસના રાજમહેલોનાં ખંડિયેરોમાં દેખાતાં કેટલાક રંગધાબાં બસો વરસથી લોકો જોયા કરતા. તેમાંથી શાહ અબ્બાસના શાહી કલાકારોનો વારસો સજીવન કરીને ક્યાદોરિયાએ પહેલે જ ઝપાટે પોતાની પ્રતિષ્ઠા જમાવી દીધી. એ ગાળડાંવાળી સપાટી તે કલાકોના કલાકો સુધી જોયા કરે અને રેખાના પ્રવાહો સધાતાં એકદમ સ્મિતપ્રસન્ન ચહેરે કરી પોતાના મોટા બોર્ડ ઉપર રેખા આખી ખેંચી કાઢે ત્યારે જોનારની નજરે પ્રાચીન ઇરાની કવિતાનો કોઇ સુંદર નાયક તૈયાર થઈ જાય.

ઈરાની કળા અને મોગલ કળાને આપણે માત્ર નાનાં અર્ધચિત્રોથી જ પિછાનીએ છીએ. મુગલ દરબારમાં શાહ અબ્બાસના ચિતારા પણ આદર પામ્યા હતા; પરંતુ મોટાં મોટાં ભીંતચિત્રોના નમૂનાનું અસ્તિત્વ મળ્યું નહોતું. મિ. ક્યાદોરિયાંના ઇરાની નમૂનાઓ પરથી લાગે છે કે શાહ અબ્બાસ સુધી તો અજંતાએ પ્રચારેલી રેખાની કળા એશિયામાંથી લુપ્ત થઇ નહોતી. અને એ જ સગપણના નાતાએ ક્યાદોરીઆં હિંદુસ્તાન તરફ ખેંચાયા હશે એમ લાગે છે.

આ પ્રાચીન ચિત્રકળાની અપાર સૌન્દર્ય-ધારણ-શક્તિ દુનિયા ઓળખે તે પહેલાં વિદાય થઈ જાય તેનો ભય ઓળખીને તેનો સંગ્રહ કરવા નીકળી પડેલા આ મહારથીને કલાજગતનું અભિનંદન ઘટે છે. માત્ર આટલી જ તમન્ના સિવાય તેને કોઇની સહાય નથી. તેના કાર્યમાં ત્રાસ અને સંકટો, મુસીબતો અને નિરાશા હોવા છતાં સંપૂર્ણ અનુભવદૃષ્ટિ અને કલમકુશળતાથી પોતાનું ધ્યેય તે પાર કરે છે. તેનાં ચિત્રો અસલનં પ્રતિનિધિત્વ સર્વાંશે સાચવવા સાથે, લુપ્ત થએલાં રેખાબંધનો રંગાવટ અને પાત્રમૂર્તન પણ સુરુચિપૂર્વક તે સાચવી લે છે. (જુઓ આ અંકમાંનું ચિત્ર.) ર.મ.રા.

## ભોંતળવાસી કલાકાર કૃષ્ણાજી આરા

ખરેખર, એક મકાનના ભોંતળના એક નાના કમરામાં જ એ રહે છે. મુંબાઈની મલબાર હિલની ટોચાઈ પર આવેલા એક જૂની ઢબના વિશાળ બંગલાનું ભોંતળ જમીનથી બે ફૂટ નીચે છે; એમાં જ એ એની કળાની ફૂલવાડી જમાવી બેઠો છે. પરિસ્થિતિ પર વિજય મેળવી પોતાની સાધનાને વળગી રહેનાર એ એક બહાદુર તરુણ કલાકાર છે. એની નોકરી એને માત્ર રાત્રે આ વાડીમાં મહાલવાની તક આપે છે. આખો દિવસ એના જપાની શેઠની મોટર સાથે મુંબાઈમાં ઘૂમીને પરવારે ત્યારે જ પીંછી અને રંગથી તે કલાની આરતી કરે છે.

એને મળવાનું રાતના નવ કે દસ વાગ્યે જ શક્ય બને. ઉપર વસતો હોંગકોંગ અને શાંઘાઈ બેંકનો સ્ટાફ શાંત નિદ્રાને આધીન હોય તે વખતે એની રંગબેરંગી કેનવાસોથી ભરચક ઓરડીમાં પ્રદર્શન જેવો ઉલ્લાસ માણતો કૃષ્ણાજી એક ચડ્ડી અને બાંડિયું પહેરી રંગનાં સ્વપ્નાં સજીવ કરતો હોય છે. ચારેક પ્રદર્શનમાં મળેલાં સર્ટિફિકેટો દેખાવની ઉપરની દિવાલે લટકે છે. તે સિવાય આડાંઅવળાં ચિત્રોનાં ભૂંગળાં અને ઊંધા મૂકેલા કેનવાસો તથા ભેગાં કરેલાં પુસ્તકોથી ઓરડી ખૂણા અને દરેક જગ્યા ભરચક છે. પુસ્તકોમાં તેની પાસે આજની યુરોપિયન કળાના અગ્રનાયકો–સેઝાં, વાન ગૉ, રેન્વા અને દેગિયર છે. ફ્રેંચ ઇમ્પ્રેશનિસ્ટોની તેના પર જબ્બર છાપ છે એ તેનાં ચિત્રો જોનારથી ઘડીવાર પણ છાનું ન રહે.

એમની જ ઢબે ફળસમૂહો, વૃક્ષો ઉપરની સુરખીભરી રંગજમાવટ, અને સૂર્યથી ઝળહળતી નગરવાટ કે સમુદ્રકિનારો એનાં ચિત્રોના વિષયો છે. મુંબાઈના કલાકારો પાસેથી પ્રાથમિક દીક્ષા પામેલો છતાં તેની શૈલી અનોખી અને સ્વતંત્ર છે. રંગો અને પીંછીઓનો ખર્ચે તેની બચત બધી ખાઈ જતો જ હશે. એથી જ આ મસ્ત કલાકારની સાધના લોકાશ્રયથી પરિપોષિત કલાકારનું મસ્તક પણ નમાવી શકે છે.

કૃષ્ણાજીનો જન્મ દક્ષિણ હૈદરાબાદમાં થએલો. ત્યાં જ મિડલ સ્કૂલમાં ચોથા વર્ગ સુધી એણે અભ્યાસ કર્યો. એ અરસામાં મહાદેવસિંગ નામે ચિત્રશિક્ષક એના ચિત્રોથી મુગ્ધ થતા. એની જ સહાયથી એનો અભ્યાસ આટલે પહોંચેલો. મહાદેવસિંગના ચિત્રોનું તે ધ્યાનથી અનુકરણ કરતો. એની માતાના અવસાન પછી એના પિતાની ઇચ્છા તેને ઘરખર્ચમાં મદદરૂપ બનાવવાની થઇ તેથી નોકરી માટે મુંબાઈ આવવું પડ્યું. કોઈ યુરોપિયન કુટુંબમાં નોકરી મળી. ત્યાં નવરાશે ચિત્રો કે સ્કેચ કરતો એ તેના શેઠના જોવામાં આવ્યો. તેણે પ્રસન્નતાપૂર્વક કોઇ ચિત્રકાર પાસે શીખવા જવાને સગવડભર્યો સમય કરી આપ્યો તે પરથી તે મિ. કેતકરના સ્ટુડિયોમાં જવા લાગ્યો. એવામાં એ સાહેબને મસૂરી જવાનું થયું, પણ જતાંજતાં તેણે એને બીજી સરસ નોકરી અપાવી.

એ અરસામાં સત્યાગ્રહનો સંગ્રામ શરૂ થયો. મુંબાઇમાં એ વખતે સાર્વજનિક થઇ પડેલા મીઠાના સત્યાગ્રહમાં કૃષ્ણાએ સૈનિક તરીકે જોડાઇ ચાર મહિનાની જેલનો સ્વાદ માણી લીધો.

જેલમાંથી બહાર આવ્યો એ જ માસમાં તેના પિતાનું અવસાન થયું. એ વખતે હૉંગકૉંગ બેંકમાં ડ્રાઇવરની નોકરી કરતા એના કાકાએ પોતાની સાથે એને નોકરીમાં રાખી લીધો. આ બધાં વર્ષમાં એણે કંટાળા વિના અસંખ્ય ચિત્રો અને સ્કેચ કર્યા છે. ત્રણેક વર્ષ ઉપર રવિભાઇએ એનું કામ જોયું અને તેના આ વ્યાસંગથી મુગ્ધ થયા. એ મુલાકાત વખતે આપેલી સૂચનાઓથી એને પોતાની શક્તિમાં વિશ્વાસ ઉત્પન્ન થયો છે. એ પછી થોડા જ મહિનામાં સીમલા ફાઇન આર્ટસ પ્રદર્શનમાં એને 'પૂજા' નામના ચિત્ર માટે પતિયાલાના મહારાજા તરફથી અપાતું ઇનામ મળ્યું. મુંબાઈના આર્ટ સોસાઍટીના પ્રદર્શનમાં પણ ઇનામ મળ્યું. એમ એની કળાની યોગ્ય કદર અને પ્રતિષ્ઠા નો થઇ છે. પરંતુ એની વ્યક્તિત્વભરી રંગવિશ્લેષણની શક્તિને પૂર્ણ વિકાસ આપે એવા કલા-



ઊગતાવાસી કલાકાર • કૃષ્ણાજી આરા



દિગ્વિજય કરી રહેલા સૈયદ કેરો કલાકારો (પરિચય-પાછળ) ડાબી બાજુથી: આબીદભાઈ સૈયદ, અસદભાઇ સૈયદ, અખ્તરભાઈ સૈયદ.

# પરિચયો : પાંચ કલાકારોના · · અને એક તરુણ પુરાન્વેષકનો

શિક્ષણની હુણપ છે. એ પણ એમ જ કહ્યાં કરે છે: 'મને સમય અને સગવડની જ જરૂર છે.' હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ

## દિગ્વિજય કરી રહેલા સૈયદ ફોટોકલાધરો

પાલણપુરના મશહૂર ફોટો–આર્ટિસ્ટ શ્રી ખાનજીભાઈ એક અસલ ખાનદાન પુરુષ છે અને પોતાના માનવંતા કલાપ્રેમી નવાબ સાહેબની ખાસ પ્રીતિને પરિચયના પાત્ર છે. એમની કાબેલિયતભરી ફોટોગ્રાફી આમવર્ગને તો ભાગ્યે જ જોવા–જાણવા મળે. બિકાનેર, ઉદયપુર, જોધપુર જેવાં રાજ્યોની કામગીરી તેમને ઘડીએ ઘડીએ તેડાં કરે છે.

પણ એ પીઢ કલાકારે પોતાની કળાનો પ્રસાદ પોતાના કુટુંબમાં પૂરો ઉતારી દીધો છે. તેમના નાના ભાઇ આબીદભાઇ સૈયદ, અને બે પુત્રો અખતરભાઈ અને અસદભાઇએ તો હિંદુસ્તાનની જનતાની ખૂણેખૂણે ફરીને એવી છબીઓ ઉતારી છે કે પૃથ્વીના ઘણા મુલકોમાં પ્રદર્શનો અને સચિત્ર પત્રોમાં તેમને મળતી પ્રશંસા અને પારિતોષિકોનો પાર રહ્યો નથી. હજારો ચુનંદા ફોટોગ્રાફરોની હરીફાઇમાં તેમણે ઊંચા નંબરો હાથ કર્યાં છે. હિંદનું 'ઇલસ્ટ્રેટેડ વીકલી' તો જાણે તેમનાં જ ચિત્રો પર પૂંઠાની વિવિધતા જાળવી શકતું હોય એમ લાગે છે. એમની આંખ અને ચાંપ બંને એવી ક્ષણોએ ઉઘાડવાસ થાય છે કે જાણે કુદરતે તેમને જ પોતાના વહીવંચા બનાવી દીધા ન હોય! એમની સફળતામાં ગુજરાતની શોભા અને કીર્તિ છે. 'કુમાર'ને તેમણે અનન્ય પ્રકારે પોતાની કળાનો લાભ આપ્યા કર્યો છે. ર. મ. રા.

## તરુણ પુરાવિદ્યા અન્વેષક ભોગીલાલ સાંડેસરા (એમના પોતાના શબ્દોમાં)

પોતાનો સ્વભાવ અમુક પ્રકારનો કેમ છે તેનું જો માણસ સાચું નિદાન કરી શકે તો પોતાને અમુક વિષયમાં આટલો રસ કેમ પડે છે તે કહી શકે. પણ એ કહેવું ઘણું મુશ્કેલ છે.

તોપણ બચપણથી જ પુરાતન વિષયો પ્રત્યે મને પ્રેમ હતો એમ તો અવશ્ય કહી શકું. ગુજરાતી પાંચમીમાં ભણતો હતો ત્યારે ચાર ગ્રન્થો સૌથી વધુ રસપૂર્વક વાંચેલા; એ ચાર ગ્રન્થો તે મહાભારતનાં કેટલાંક પર્વો, રામાયણ અને ભાગવતના અનુવાદ તથા બૃહત્કાવ્યદોહનનો પહેલો ભાગ. કુટુંબી જનોને સંભળાવવા માટે ભાગવતનું તો બે વાર પારાયણ પણ કરેલું. ઘરનું વાતાવરણ રૂઢ અર્થમાં સાહિત્યરસિક નહિ, પણ સંસ્કારી અને ભક્તિપૂત ખરું. એનો પણ લાભ મળ્યો હશે.

નવ વર્ષ સુધીનો બાલ્યકાળ તો અમદાવાદમાં ગએલો. ત્યાર પછી પિતાશ્રીનું અવસાન થતાં અમારું કુટુમ્બ અમારા વતન પાટણમાં રહેવા ગયું અને ત્યાં જ વિશિષ્ટ અર્થમાં મારા અભ્યાસનાં બીજ રોપાયાં.



ગાયકવાડ સરકારની પુસ્તકાલય પ્રવૃત્તિએ મારા જેવા કેટલાયના અભ્યાસને અને વિકાસને વેગ આપ્યો હશે. પાટણનું પુસ્તકાલય કોઈપણ શહેરની મધ્યવર્તી અભ્યાસસંસ્થાને શોભાવે એવું છે. ત્યાં મારી વાચનભૂખને બહુ સારો ખોરાક મળ્યો. એ વાચન પંચમેળિયું હતું. આજ ટૉડનું 'રાજસ્થાન' અને કાલે 'વેરની વસુલાત', તો પરમ દિવસે 'આર્ય રસાયનશાસ્ત્ર'–એવી વિલક્ષણ એ વાચનપ્રવૃત્તિ હતી અને દરરોજ ઓછામાં ઓછું એક પુસ્તક તો પૂરું કરવું જ એવી વૃત્તિ હતી. ત્યાં એક દિવસ સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસે સંપાદિત કરેલો કવિ લાવણ્યસમયનો 'વિમલપ્રબંધ' મારા હાથમાં આવ્યો. એનો સુન્દર ઉપોદ્ઘાત અને મૂળના પાદટિપ્પણ રૂપે આપેલો ગુજરાતી ગદ્યાનુવાદ, પ્રાચીન ગુજરાતીના ભુગર્ભ છતાં મારે માટે તો સાવ નવા વિષય પ્રત્યેની સ્વાભાવિક મુગ્ધતા અને કુતૂહલથી હું વાંચી ગયો. ત્યારે મારા પુરાતત્ત્વપ્રેમી માનસને ચેતનાનો એક પ્રોત્સાહક ધક્કો લાગ્યો, અને સ્વતંત્ર રીતે કંઈક જાણવાની કે શોધવાની આકાંક્ષા જાગી. જૂના પાટણની રાજગઢીની બહાર આવેલા કાલકા માતાના મન્દિરમાંના સં. ૧૨૮૪ના બે શિલાલેખો ઉકેલવાનો પ્રયાસ કર્યો, પણ નિષ્ફળ. પંચાસરા પાર્શ્વનાથના મન્દિરમાંની મૂર્તિઓ નીચેના શિલાલેખો વાંચવા મથ્યો, પણ મુંઝાયો. એ વખતે મારું વય ચૌદ વર્ષનું હશે.

એ અરસામાં, ૧૯૩૨માં, ગુજરાતના પ્રખર પુરાવિદ્ શ્રી જિનવિજયજીનું પાટણમાં આગમન થયું. જૈન બોર્ડિંગમાં એક મિત્રને મળવા ગયો હતો, ત્યાં તેઓ આવ્યાના સમાચાર જાણ્યા. બીતાંબીતાં હું તેમની પાસે ગયો અને ગુજરાતના ઇતિહાસ અંગેના મારા વાચનમાંથી ઊભા થએલા કેટલાક પ્રશ્નોના ખુલાસા પૂછી લાંબી વાતચીત કરી અને તેમની પાસેની કેટલીક હાથપ્રતોનાં દર્શન કર્યાં. શ્રી જિનવિજયજીએ પૂછ્યું, 'અહીં પુણ્યવિજયજી જેવા વિદ્વાન છે, અને તમે કેમ તેમનો લાભ લેતા નથી?' મેં મારો સંકોચ કારણ રૂપે રજૂ કરતાં તેમણે બીજે દિવસે પુણ્યવિજયજી પાસે લઈ જવાનું વચન આપ્યું.

અને એ રાત્રે મને હાથપ્રતોનાં જ સ્વપ્ન આવ્યાં.

બીજે દિવસે શિષ્ય તરીકે મારી સોંપણી થઈ, અને ત્યારથી મારા વ્યવસ્થિત અભ્યાસનો આરંભ થયો. વેકેશનનો લાભ લઈ હેમચન્દ્રનું પ્રાકૃત વ્યાકરણ પુણ્યવિજયજી પાસે તૈયાર કર્યું, અને હાથપ્રતો વાંચતાં શીખ્યો. શિલાલેખો



ફોટો - શ્રીદામ ભટ્ટ

ઘરઆંગણું

'જ્યાં ફૂટતી કૂંપળ કર્મપ્રસૂના
તારી ચિરંજીવ રહો સ્મૃતિ સદા'

વિક્રમના ચૌદમાથી અઢારમા સૈકા સુધીમાં પ્રચલિત

# વિજ્ઞપ્તિપત્રોની

## રાજસ્થાની કળાનો એક નમૂનો



ચૌદમા સૈકાના ગુજરાતના એક વિજ્ઞપ્તિપત્રમાંના આલેખનનો નમૂનો

વિક્રમના ચૌદમાથી અઢારમા સૈકા સુધીમાં જૈન સંપ્રદાયમાં એક રિવાજ પ્રચલિત હતો. જૈન મુનિઓ વિહારમાં નીકળે તેમને જુદાંજુદાં શહેરો તથા ગામોના જૈનસંઘો પોતપોતાને ગામે પર્યુષણ કરવા તથા ચાતુર્માસ કરવાનું જે આમંત્રણ આપતા તે મોટાં ટીપણાના આકારનાં વિજ્ઞપ્તિપત્રો લખીને આપતા. તેમાં ધાર્મિક ચિત્રપ્રસંગો આલેખાતા; તથા તે ઉપરાંત નગરવાસીઓ સાધુદર્શન તથા સંતસમાગમ માટે કેટલા ઉત્સુક છે તે વર્ણવવામાં આવતું અને પછી પોતાના નગરમાં શી શી સગવડો છે, નગરની ભૌતિક તથા નૈસર્ગિક સમૃદ્ધિ કેવી છે વગેરેનાં સચિત્ર વર્ણનો આલેખવામાં આવતાં. આ વર્ણનો તથા તે સાથેનાં ચિત્રો ઉપરથી તે સમયની ગુજરાતની સામાજિક સ્થિતિરીતિનો અચ્છો ખ્યાલ આપણને મળે છે. લોકોના રીતરિવાજ અને ઉત્સવો, તેમના પહેરવેશ, આભૂષણો, ઉપસ્કરો, વાહનો વગેરેની વિગતવાર માહિતી એ ચિત્રો પૂરી પાડે છે, અને એ રીતે એ વિજ્ઞપ્તિપત્રો પણ સચિત્ર પટોનો ઉપયોગ થતો. ઘણાએક ચિત્રપટોનું આલેખન સાધુઓને હાથે થયું છે ખરું, પણ મોટે ભાગે એ કામ ધંધાદારી ચિતારાઓનું જ હતું. આ ચિત્રપટો દસથી પંદર ફૂટ સુધીના હોય છે. વળી સાલ અને તિથિ સુદ્ધાં હોવાથી તે ગુજરાત, રાજસ્થાન વગેરે સ્થળે એ કાળે પ્રચલિત ચિત્રકળાના નમૂનાની ખુદ સાક્ષી બને છે. વળી એ કાળના જૈન સંઘના શિષ્ટાચારો પર સુંદર સમજણ આપવા સાથે ઐતિહાસિક દૃષ્ટિએ પણ એ પટો બહુ મહત્ત્વભર્યા છે.

ગુજરાત અને રાજસ્થાની કલમના જ આવા નમૂનાઓ ઉપરાંત મુગલ કલમના ચિત્રપટો પણ મળ્યા છે. સં. ૧૬૬૭ની સાલનું જહાંગીર બાદશાહના હજુર કલાકાર ઉસ્તાદ શાલીવાહનનું કરેલું ચિત્રપટ શ્રી નાનાલાલ મહેતાના 'Studies in Indian Painting'માં છે.

આપણી પાસે રજૂ થએલા વિજ્ઞપ્તિપત્રમાં આરંભે

છે. જૂના નમૂનાઓનાં ચિત્રો પ્રમાણે નીચેનું વસ્ત્ર કે અંગ દેખાય એવી રીતે સાળુ બતાવ્યો છે. વાળ ને કાનનાં કુંડળો પણ એ જ ઢબનાં છે. પોશાક અને અલંકારોમાં પણ કશો ફેરફાર થયો નથી. હાથની કોણી પર અને તકિયાના બંધ આગળ લટકતાં ફૂમતાં પણ છે. જરાક દેખાતી આકાશબારી ને મકાનનું સ્વરૂપ એવું એ છે; તેમજ રંગમાં પીળો અને લાલ એટલા જ જલદ રીતે વપરાયા છે.

અસલના રાજસ્થાની રંગમાં લાખની ચળક લાગતી એ આ ચિત્રના રંગોમાં—ખાસ કરી લાલ રંગમાં—નથી. ૧૮મા સૈકાના અંત ભાગનાં બીજાં ચિત્રોમાં પણ લાલ રંગની આ ચટકી કમી થતી દેખાય છે. વળી એ સદીનાં ચિત્રોમાં આંખઅને ભમરોમાં કમાન વધી છે તે આ ચિત્રમાં નથી જણાતી. આ ચિત્ર પાછળનું છતાં તેમાં આંખોને નાકની નજીક ઘુસાડી છે ને હોઠ પણ નાકને અડતા કર્યા છે; પણ દાઢીનો ભાગ વધુ ગોળાકાર છે; પહેલાંની માફક અણીદાર નથી. હોઠ પણ લાલ કર્યા છે, જે બીજે નથી; તેમજ ચહેરાનો વર્ણ પણ જુદો છે. અગાઉનાં ચિત્રમાં આછો તામ્રવર્ણ ખરેખરો બતાવ્યો છે જ્યારે આમાં તો શીકો પીળો છે.

બીજા ઘણા તફાવતો છે, પણ બીજી શૈલીનું ચિત્ર પાસે રાખીને જોવાય નહિ ત્યાં સુધી કોઇને સમજ પડે નહિ. કપડાંમાં પારદર્શકતા બહુ નથી. વાળની લટ કપાળ પર લાવવામાં પણ ફરક જણાય છે.

આ જાતના કૌશલ્યના પ્રકારોની ઊણપો હોવા છતાં આ અણઘડ લાગતા ચિત્રમાં જે રસદૃષ્ટિ છે તે બીજાં ચિત્રોમાં નથી. હું તેને ઉતારી પાડવાના અર્થમાં અણઘડ શબ્દનો પ્રયોગ કરતો નથી. અણઘડ એટલે તાલીમબાજ હાથે નહિ બનેલું, એટલું જ. મારી તો દૃઢ માન્યતા છે કે ઉત્કૃષ્ટ કાબેલિયત અને અણઘડતા બંનેથી કંઈ જુદું જ એવું રસતત્ત્વ છે.

અસલનાં બીજાં ચિત્રોમાં રંગની ભભક, સબળ ચિત્રકારી અને અટપટી યોજના બસે આકર્ષક તત્ત્વો હોય; પણ શું કરું કે આ ચિત્રનો સંવત તેને ૧૮મી સદીના આરંભનું ઠરાવે છે; નહિતો તેની ઢબછબ ઉપરથી હું તો તેને બહુ જૂનું ઠરાવું. અને એ જ રસમય હકીકત છે કે ૧૮મી સદીના આરંભકાળ પર્યંત કોઇ ને કોઈ ઠેકાણે ૧૬મા અને ૧૭મા સદીનો ચિત્રસંપ્રદાય જીવંત રહ્યો હતો. એ જૂની ચિત્રશૈલીનાં મૂળ ૧૨મા સૈકાનાં તાડપત્રોમાં હતાં એમાં તો મને શક જ નથી. આ લેખમાં એની ચર્ચા અસ્થાને ગણાય. ગુજરાતી અને રાજસ્થાની કળાની એકતા સિદ્ધ કરનારું આ ચિત્રપટ ગુજરાતને સીમાડેથી જ મળ્યું છે. અને વધુ સંશોધન એમ પણ કહે છે કે ગુજરાતી કે રાજસ્થાની જેવા કોઇ ભેદ જ હતા નહિ. **કાર્લ ખંડાલાવાળા**

## ઘરઆંગણું

ભલે જગતનો બનું શહનશાહ, તો યે કદી
નથી વિસરવી જ અંશભર યે સ્મૃતિ તાહરી
ઉદાર ઘરઆંગણા! નહિ જ ભૂલું; કાં કે રહ્યું
સુદૂર સુજનું મનોધન ખરે તું ઐકાંતિકે.

તરે નજરમાં, વસે હૃદયમાંહ્ય વાત્સલ્યની
સુધાસભર માવડી, ઝગડતી રૂડી બેનડી,
તથાય ધમસાણ સર્વ અમ ભાંડુઓનાં અને
પિતા ધરમરાજ તાદશ હજી ય સંભારતાં.

નિશાળ છુટતાં જ વ્યૂહરચના કરી ઘેર જૈ
સલેટ ફગવી તમામ ત્યમ ચોપડાં ફેંકતાં
સટાક ઘરની બહાર લઇ ગિલ્લી ને દાંડિયા,
કદી ભમરડા, પતંગ નવલા, લખોટા કદી
લઈ સરકતા, રમી, જઇ બજાવતા આરતી;
નચિંત મસતી કને શહનશાહનો બાપડી.

નાનું છતાં યે નભથી વિશાળવું,
શમાવતું સંકુલ તો ય સૌ દિશા;
જ્યાં ફૂટતી કુંપળ કર્મપ્રસૂતા,
તારી ચિરંજીવ રહો સ્મૃતિ સદા.

**અશોક હર્ષ**

(શ્રી અમૃતલાલ વ. પંડયાએ મારા માટે આ લેખની કેટલીક માહિતી અને અનુવાદ મૂળ વિજ્ઞપ્તિપત્રમાંથી તૈયાર કરી આપ્યાં તેનો સાદર સ્વીકાર કરું છું. —કા. ખં.)

કરતા હતા. વળી એ બાજાઓને બોયાંની ગુપ્તીઓમાં સંતાડી રાખવામાં આવતા હતા.

એ બે પક્ષો તો લડે ત્યારે ખરા, પણ રમેશ ને કનુએ તો ઊંધી બાવામાં, ઘરનાં માણસો ન સમજે એમ, એક બીજાને ધમકીઓ આપવાનું શરૂ કરી દીધું હતું. 'ચ'ની, 'રમ'ની ને અવળી, એમ ત્રણે બાવામાંથી ખસીને એમનું વાગ્યુદ્ધ હવે વખતોવખત ચૂંટલા, નહોર, બચકાં ને બથ્થંબથ્થા સુધી પહોંચી જતું. કનુ રમેશ કરતાં એક વર્ષે મોટો હતો ને વધારે જોરાવર હતો તેથી રમેશ જ વધારે ઘવાતો, પરંતુ ઘાના પ્રમાણ કે શક્તિના મુકાબલા કરતાં રમેશને મન યુયુત્સુ વૃત્તિનું વધારે મૂલ્ય વસ્યું હતું. છતાંય બન્ને બાટકે ત્યારે મોટીમા વચ્ચે પડીને એમને છોડાવી રહ્યા પછી રમેશને જ અવળચંડો, ડસીલો ને ઉધમાતિયો ગણતાં; એટલું જ નહિ, પણ કનુએ વધારે માર ખાધો હોય એમ એને પંપાળતાં. 'જા • તારી મા પાસે, એટલે અમે તારા ત્રાસથી છૂટીએ. તારાથી તો બાઈ, તોબા' એમ પણ એ વારંવાર કહેતાં.

એક વાર રમેશ નિશાળેથી કનુ કરતાં મોડો ઘેર આવ્યો. એ આવ્યો તે પહેલાં કનુએ જમી લીધું હતું. કનુ અને રમેશમાં એક ફરક એ હતો કે કનુને દૂધ ભાવતું નહિ ને રમેશને ભાવતું. કનુને દૂધ પાવા માટે મોટીમાને હાથ જોડવા પડતા ને કેટલા ય બાપબાપા કરવા પડતા ત્યારે માંડ એ દૂધ પીતો. આજે પણ એણે રામેતા મુજબ દૂધ છાંડયું ને રમેશ આવ્યો ત્યારે એને પીવડાવવાની જ રકઝક ચાલતી હતી. તે દિવસે કનુ એકનો બે ન જ થયો. જ્યારે રમેશ જમવા બેઠો ત્યારે એણે દૂધની વાડકીમાં નજર કરી તો બળેલી બાખરીની ઝીણી કાળી કરચો એમાં તરતી હતી ને શાકના તેલની ચીકણી રંગીન પીળાશ પણ એમાં દેખાતી હતી.

'મા, મને કનુનું એઠું દૂધ કેમ મૂક્યું છે?' રમેશે મોટીમા પાસે જવાબ માગ્યો.

'લે બા, તને એઠું દૂધ શું કામ મૂકું? કંઇ એ વાંઝીઆબારનો ને તું અળખામણો છે?'

'આ દૂધ એઠું જ છે. હું નહિ ખાઉં.'

'શેના ખાઓ, કુંવર? આમ મછરાશો તો દૂધ પણ નસીબમાં નહિ રહે.'

ઊંચા સ્વરનો સંવાદ સાંભળી દાદા ધાઇ આવ્યા એટલે મોટીમાએ દલીલ ફેરવી વાળી. દૂધ કનુએ બોટયું નથી એ નવો મુદ્દો એમણે રજૂ કર્યો. રમેશે અદાથી વાટકીને પગ વતી ઠેસ લગાવી. દૂધ ઢોળાઇ ગયું. દાદા ન્યાય કરી શકે એટલે દરજ્જે માહિતી મેળવી શક્યા નહોતા એટલે રમેશની ઉદ્દંડતા જોઇને એમણે રમેશને આછી ઠેસ મારી. ખાધા વગર રમેશ ઊભો થઇ ગયો.

ત્રીજે દિવસે ટપાલમાં રમેશના પિતાને બે કાગળો મળ્યા. એકમાં નટુકાકાએ લખ્યું હતું કે રમેશ ભણતો ગણતો નથી, પજવ્યા કરે છે, ગાંઠતો નથી ને સચવાતો નથી, માટે એનો કાંઈ બંદોબસ્ત કરશો. બીજા કાગળમાં —રમેશને એની બાએ થોડાં કાર્ડ આપી મૂક્યાં હતાં— રમેશે એની ભાંગીતૂટી વાણીમાં લખ્યું હતું કે બધા એને સતાવે છે, કનુનું એઠું ખવાડે છે, કનુને વહાલો ગણે છે, પોતાને અળખામણો ગણે છે, નટુકાકા વારંવાર કાનપટ્ટી આમળે છે, માટે પોતે દાદાને ત્યાં રહેશે નહિ. જવાબમાં રમેશના પિતાએ કોઈ આવતાજતા સાથે રમેશને મોકલી દેશો એમ લખી દીધું.

રમેશના પિતા જ્યાં નોકરી કરતા હતા ત્યાં અમદાવાદ ઉપર રહીને જવાતું હતું. એટલે અમદાવાદ જનારની સાથે રમેશને મોકલી દેવો ને અમદાવાદમાં એની માશીને ત્યાં એ માણસ એને મૂકી આવે ને પછી એનાં માબાપભેગો એ થઇ જાય એમ દાદાનાં ઘરનાં માણસોએ નક્કી કર્યું. એ મુજબ એક મોહનલાલને રમેશની સોંપણી થઈ ગઈ. સોંપણી કરતી વખતે મોહનલાલને રમેશની મોટીમાએ રમેશની વિરુદ્ધ કેટલું યે કહી નાખ્યું. એના ઝાલ્યા ઝીલાય નહિ; એનાં તોફાન વેઠાય નહિ; અમને બાકી શું ભારે પડવાનો હતો? એની મા જાણે કે અમે લાડછંડ કરતાં હશું; પણ છોકરો અવળચંડા એટલે કોઇ શું કરે?' વગેરે ઘણુંઘણું કહીને એને સંભાળીને લઇ જવાની ભલામણ કરવાનું પણ મોટીમા ચૂક્યાં નહિ.

રમેશ ગયો. જતાંજતાં કનુને પોતાની ગુપ્તી ભેટ આપતો ગયો ને અક્કા છૂટી ગયા એમ પણ કહેતો ગયો.

મોહનલાલ પર મોટીમાના પ્રચારની ધારી અસર થઇ હતી. આ સોહામણો, તરવરતો, આઠ વર્ષનો ચંચળ છોકરો ગાડીમાં સખણો બેસતો નહોતો, એથી એ તોફાની છે એની એમને પણ પ્રતીતિ થઈ ગઈ. એને બારી પાસે એમણે ન બેસવા દીધો તે ન જ બેસવા દીધો ગાડી અમદાવાદ આવી ત્યારે રાત પડી ગઈ હતી.

રાતે ને રાતે રમેશને એની માશીને ત્યાં મૂકવા જવાની એવડી તે શી ઉતાવળ છે એમ માનીને મોહનલાલે એને રાતે પોતાને ત્યાં જ રાખવો એમ નક્કી કર્યું.

મોહનલાલ ઘેર પહોંચ્યા ત્યારે એમનાં પત્ની એમની રાહ જોઈને જ બેઠાં હતાં. રમેશને જોતાં જ 'આ કોણ?' એમ એણે પૂછ્યું. એ નિઃસંતાન બાઇની આંખમાં આ છોકરો એકદમ વસી ગયો. પણ મોહનલાલે તો એનાં માબાપની ઓળખ આપી લાગલું જ કહેવા માંડ્યું કે 'એ તો મહા તોફાની છે. જીરવાયો નહિ માટે તો એને ત્યાંથી વિદાય કરવો પડ્યો.'

'જાવ જાવ હવે, શેણે તોફાની છે?' કહીને મંગળાએ એને પોતાની સરસો તાણ્યો. બે મહિનાના ગાળામાં આવું વ્હાલ રમેશ ક્યાંથી પણ પામ્યો નહોતો, એટલે તરત જ એ મંગળાનો બની ગયો.

'તારું નામ શું?' મંગળાએ પૂછ્યું.

'રમેશ.' અને હવે એણે પૂછ્યું: 'તમારું નામ શું?'

'મંગળા.' હસીને એણે જવાબ આપ્યો.

'મારે તમને શું કહીને બોલાવવાનાં?'

'કેવો મિઠ્ઠો છે, મારો બાઈ! તારે મને મંગળા માશી કહેવી, હોં બાઈ. આ તારા કાકાને મન તું તોફાની છે ને, એટલે હું કાકી નહિ બનું. તારી બા જોડે હું બ્હેનપણાં બાંધી લઇશ, હોં!'

મોહનલાલ ભણી જોઇને એણે કહ્યું: 'કહેતા'તાને કે છોકરો તોફાની છે? જુઓ, કેવો ડાહ્યો ને કહ્યાગરો છે? કેટલો મિઠ્ઠો છે?'

અને મંગળાએ પાસે બેસાડીને એને જમાડ્યો, વ્હાલથી કેટલી યે બચીઓ ભરી અને રાત્રે પણ એને પોતાની પથારીમાં જ સુવાડ્યો. **યશવંત શુક્લ**




## હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'જંગલમાં'–ચતુર્ભુજ મરચંટ(ઘાટકોપર); બીજું ઇનામ: 'તૃષાતુર'–હીરાલાલ ભટ્ટ (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'ચાલો, પૂરી દઉં!'–રસિક (ભાવનગર); ઉત્તેજના: 'તૂટેલો વિસામો'–મનુ પટેલ (અમદાવાદ). નોંધપાત્ર: રતિલાલ કામદાર (કરાંચી); ટી.ઈ. ફૈઝુલ્લાભાઈ (સુરત).

પહેલું ઇનામ જીતનાર બાઇ મરચંટનું ફોટો–ચિત્ર એક રોમાંચક સૃષ્ટિસૌંદર્ય રજૂ કરે છે. એનાં સંયોજન તથા ક્રિયાભાગ પણ સારાં ગણાય. ડાબી તરફના ઝાડનું થડ તથા ડાબી જમણી તરફ નમીને તે બાજુના કેન્દ્રરૂપથી નાના જણાતા ઝાડની ટોચ સાથે હાથ મિલાવી રહી પહાડી રસ્તાનું એક જાતનું તોરણ ઉપજાવે છે. તેમાં દાખલ થતો નાનોશો માનવી કુદરત તથા માનવતાનો સંબંધ તાજો કરે છે. એકંદરે ચિત્ર સારું છે, પરંતુ તેમાં માત્ર જરૂરી તીક્ષ્ણતા ખૂટે છે. ડાબી બાજુનું ઝાડ વધારે સ્પષ્ટ ઉઠાવ માગે છે.

કામ કરતાં મનુષ્યોનાં ફોટો–ચિત્રોમાં હમેશાં ચિત્ર-રહસ્ય નિપજાવવાની બે વસ્તુ સમાએલી હોય છે: એક ચિત્રનું પાત્ર અને બીજું તેનું કાર્ય. આમ એકીસાથે રજૂ થતી એ બે વસ્તુઓને એકબીજાથી વેગળી ન પડી જવા દેતાં તેની એકતા સાધીને જ ચિત્રમાં રસ લાવી શકાય. તેની સાથે ચિત્ર–ગૂંથણી, છાયાપ્રકાશની મિલાવટ, પોતાનું ચિત્રવિસ્તારમાં સ્થાન વગેરે તત્ત્વો સંપૂર્ણ પરિણામ લાવી શકે છે.

ભાઈ ભટ્ટના 'તૃષાતુર' ચિત્રને આ દૃષ્ટિએ જોતાં પાણી પાનાર તથા પીનારને જોડનાર માટલાથી અને તેમાંની પાણીની ધારથી એ બે પાત્રોનું અનુસંધાન થાય છે અને જોનારની નજર એકથી બીજા તરફ આપોઆપ ઢળે છે. તપતો સૂર્ય, આંછ નાખતો તડકો અને નિર્મળ આકાશ ચિત્રમાં વાતાવરણ ઉપજાવે છે.

રસોઇમાં નિમગ્ન બ્હેનનું ભાઈ રસિકનું ફોટોચિત્ર, હિંદુ ગૃહજીવનના એક સુંદર દૃશ્યનું આલેખન કરે છે. આ પ્રકારનાં ચિત્રો લેતાં અગાઉ ફોટોગ્રાફરે પોતે વિચાર કરી, ચિત્રમાં હરકત રૂપ બનતી વસ્તુઓ દૂર કરવી ઘટે. આ ચિત્રમાં દેખાતી બે થાળી, વાટકા, સ્ટવ, પાટલો વગેરે ઉપાડી લેવાયાં હોત તો ચિત્રમાં સાદાઈ આવત અને તેનું આકર્ષણ વધત. રાંધનાર બ્હેનનું ધ્યાન જે તવી ઉપર છે તે જ તવી ચિત્રમાં કપાઇ ગઈ છે તે ક્ષતિ ગણાય. કૅમેરાને ડાબી તરફ ફેરવી એ વસ્તુનો ચિત્રવિસ્તારમાં સમાવેશ કરવાની જરૂર હતી. ચિત્રમાં દેખાતી ભીંત પણ ચિત્રનું વાતાવરણ બગાડે છે.

હિંદના એક નીચલા થરના સમાજનું ચિત્ર રજૂ કરતા ભાઇ મનુ પટેલના ચિત્રમાં સર્વત્ર પ્રસરતી ગરીબાઇનો ખ્યાલ આવે છે. ગાડાના પૃષ્ઠભાગ ઉપર ફાટીતૂટી ગોદડીથી શીંગો ઉપજાવી તેની નીચે બાંધેલા ઘોડીઆમાંથી ડોકિયું કરતા બાળકના ચહેરા પર સ્હેજે આશ્ચર્ય જણાઈ આવે છે. કૅમેરા જેવું કોઈ નવીન કાળું પક્ષી જોતાં એને કૌતુક કેમ ન થાય? નવીન વસ્તુ અને ચિત્રવાર્તાનું જ આમાં આકર્ષણ છે. બાકી તો તે સાધારણ સ્નૅપ જ ગણાય.

**બલવન્ત ભટ્ટ**

# જોડણી શીખવાની સહેલી ચાવીઓ

એ ઘણાં આનંદનો વિષય છે કે આજ વર્ષો થયાં ગૂજરાતી ભાષામાં જોડણીની જે અરાજકતા હતી તેની મુંબઇ સરકારને પણ સમજ પડતાં. તેણે ગૂજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલા 'જોડણીકોશ'માંની જોડણીને સ્વીકાર્ય ગણી છે. મુંબઇ યુનિવર્સિટીએ તેનું સન્માન કર્યું ત્યારથી જ એ આશા બંધાવા લાગી હતી: અને હવે તેને રાજકીય શાસનનો ટેકો મળી જવાથી આજે તેની અરાજકતા પર દાબ આવ્યો છે. પાઠ્ય પુસ્તકોમાં પણ હવે તે જ જોડણી સ્વીકારવાની છે.

આજે 'જોડણીકોશ'માં જોડણીના બધા મળીને ૩૩ નિયમો થવા જાય છે. સર્વસામાન્ય જનતાને તે બધા સમજવા અને યાદ રાખવા મુશ્કેલ જ પડે. એ દૃષ્ટિને ખ્યાલમાં રાખી, બહુ જ થોડી સંખ્યામાં એ બધા નિયમોનો સમાવેશ થઈ જાય એવો અહીં પ્રયત્ન કર્યો છે. અને એ નિયમો સમજવા અઘરા ન પડે તે માટે ભાષા પણ જેમ બને તેમ સરલ રાખવામાં આવી છે.

જોકે આ નિયમો ભાષામાં વપરાતા બધાજ શબ્દોની જોડણી બતાવી શકે નહિ. આ તો જોડણી નક્કી કરવાની અમુક ચાવીઓ બતાવીને તેનાં થોડાં ઉદાહરણોથી સામાન્ય ખ્યાલ આપી શકે. કોઈ અજાણ્યા કે શંકા પડતા શબ્દોની બાબતમાં વારંવાર 'જોડણીકોશ'નો ઉપયોગ કરવાનું તો રાખવું જ જોઇએ; છતાં, આ ચાવીઓ ધ્યાનમાં રાખનારને તેનો ઘણોખરો ખ્યાલ આવી જશે.

આપણી ભાષામાં સંસ્કૃત, ફારસી વગેરે પરભાષાના શબ્દો ભારોભાર છે. જેમને અભ્યાસને લીધે એ બધાની જોડણી યાદ ન હોય તેમને તે બધાની શુદ્ધિ જાળવવાને માટે તો 'જોડણીકોશ'ની મદદ જરૂરી છે જ. લાંબા પરિચય પછી એવા શબ્દોની શુદ્ધિ સરળ બને છે; પરંતુ કોઇપણ રીતે ગૂજરાતી થઇ ચૂકેલા અને તળપદા ગૂજરાતી શબ્દોની શુદ્ધિ તો મોટે ભાગે જોડણીના નિયમોમાંથી જ સમજી લઇ શકાય. અને તે આ નિયમોથી થોડા વખતમાં જરૂર કાબૂમાં આવી શકે.

એ નિયમોને મુખ્યત્વે બે વિભાગમાં જુદા પાડી શકાય : સંસ્કૃત, અરબી, ફારસી વગેરે બીજી ભાષાના મૂળ (તત્સમ) શબ્દો શુદ્ધ સ્વરૂપમાં હોય તે કેવી રીતે લખવા તે એક વિભાગ; અને તે તે બીજી ભાષાઓમાંથી વિકાર પામીને આપણે ત્યાં આવેલા (તદ્‌ભવ) અને તળપદા શબ્દો કેવી રીતે લખવા તે બીજો વિભાગ.

## નિયમો

### अ પરભાષાના શુદ્ધ (તત્સમ) શબ્દોની જોડણી

(૧) સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી વગેરે ભાષાના શુદ્ધ શબ્દોની જોડણી ગૂજરાતી ભાષામાં જાણીતાં ઉચ્ચારણોને ધ્યાનમાં રાખી મૂળ પ્રમાણે કાયમ રાખવી. સંસ્કૃત નામ અને વિશેષણ હોય તો તેમનાં વિસર્ગ અને સંસ્કૃત પ્રત્યય વિનાનાં પહેલી વિભક્તિ એકવચનનાં રૂપ લખવાં. જેમકે: મૂળ સંસ્કૃત મતિઃ. તે ઉપરથી મતિ, લખવું. એજ રીતે ગુરુ, હરિ, શાંતિ, નીતિ, નિધિ, સ્થિતિ, શ્રીયુત, પાશ્ચાત્ય–ત્ય, પૌરસ્ત્ય, પ્રામાણિક, કર્તા, પિતા, વિદ્યાર્થી, હસ્તી, યશસ્વી, મનસ્વી, વિદુષી, ભગવતી, શ્રીમતી, સુદિ, વદિ; આગાહી, અમારી, ઉર્દૂ, કાબૂ, કાબુલી, કિસ્સો, કીમતી, ખુબી, ગિરો, ચાકૂ, જાદૂ, જાસૂસી, તંબૂ, તૂતી, તૈયારી, દારૂ, દારૂડી, પીલૂ, બાજૂ, રજૂ, રૂબરૂ; મ્યુનિસિપાલિટી, કમિટી, યુનિવર્સિટી, વગેરે.

અપવાદ–જેને છેડે વ્યંજન હોય તેવા શબ્દો ગુજરાતી પ્રત્યય લેતા હોય તેઓને અકારાંત ગણીને લખવા. જગત્ નહિ પણ જગત; એમ જ–વિદ્વાન, ભગવાન, પરિષદ, સંસદ, ધનુષ, આશિષ, આયુષ, અકસ્માત; અફીક, અજબ, અંગૂર, અંજીર, આલિશાન, ઈજાર, ઈમારત, ઈલાજ, કબૂતર, કબૂલ, કસૂર, કાનૂન, કૂચ, કોશિશ, કોહિનૂર, ખુદ, ખૂન, ગુમ, ચાબુક, જરૂર, જાસૂસ, ઝનૂન, તવારીખ, તાસીર, દસ્તૂર, દીવાન, દીવાલ, નસીબ, નાબૂદ, નાજુક, પુલ, બહાદુર, બારીક, બંદૂક, સાબિત; અપીલ, કોર્ટ, કેબલ, પેન્સિલ, બૂટ, સ્કૂલ, બૂક, ડોક્ટર, સ્ટેશન, વગેરે.

પ્રત્યપવાદ–પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, ક્વચિત્, સાક્ષાત્, એવા શબ્દો એકલા આવે ત્યારે છે તેમજ



રાજમહેલનો કુંડ

ફોટો• શ્રી ભોગીલાલ મિસ્ત્રી



**'કુમાર'નું કલેવર ઘડનારાઓ**

કુમાર કાર્યાલય • ઑગસ્ટ ૧૯૪૦

વચલી હાર (બેઠેલા) જમણી બાજુથી—ચોથા રવિશંકર રાવળ—તંત્રી અને નિયામક કુમાર કાર્યાલય; પાંચમા: બચુભાઈ રાવત—સંપાદક અને સંચાલક કુમાર કાર્યાલય; છઠ્ઠા: અશોક હર્ષ—સહાયક સંપાદક; ત્રીજા: લક્ષ્મણ ભટ્ટ—મુખ્ય હિસાબનીશ; સાતમા: શ્રીરામ ભટ્ટ—મુખ્ય નિરીક્ષક મુદ્રણ વિભાગ, બીજા: નટવરલાલ રાવત—ફોરમૅન કંપોઝ વિભાગ; આઠમા: હરિલાલ અડાલજા—હિસાબનીશ; અને પહેલા: ધીરજલાલ ખત્રી—ઑફિસ કારકુન. પાછલી હાર (ઊભેલા) ડાબી બાજુથી—બીજા: દેવરાવ કાળભોર, પહેલા: ગોવિંદલાલ ભટ્ટ અને ત્રીજા: કાન્તિ પટેલ—ત્રણે બ્લૉક ખાતાના કારીગરો; છઠ્ઠા: તોતારામ લેયાજી, આઠમા: જયંતીલાલ રાવત અને પાંચમા: રામજી પટેલ—ત્રણે મુદ્રણ કારીગરો; દસમા: ભોગીલાલ પટેલ, નવમા: કાન્તિલાલ કાછીઆ, ચોથા: ડાહ્યાલાલ બ્રહ્મભટ્ટ, સાતમા રતિલાલ જોષી અને જમીનપર બેઠેલા જમણી બાજુથી પહેલા નંદલાલ શાહ—પાંચે કંપોઝ ખાતાના કારીગરો; જમીન પર બેઠેલામાં ડાબી બાજુથી: પહેલા: નટવરલાલ ભટ્ટ, બીજા રસિકલાલ જમનાદાસ અને ત્રીજા ગણપતરામ નાનાલાલ—ત્રણે મદદગારો મુદ્રણ વિભાગ; છેક પાછળ ઊભેલા: જમણી બાજુ: રામચંદ્ર વ્યાસ—કારકુન, ડાબી બાજુ: પ્રહ્લાદ ત્રિવેદી, કંપોઝીટર.

વ્યંજનાંત લખવા. જેમકે ક્વચિત્, સાક્ષાત્. પણ આ શબ્દો પછી જ્યારે 'જ' અવ્યય આવે ત્યારે તે વ્યંજનાંત ન લખવા; જેમકે ક્વચિત જ, સાક્ષાત જ, વગેરે.

**સૂચના**–(અ) અંગ્રેજી શબ્દોમાં જ્યાં જ્યાં પહોળા એ કે ઓ હોય ત્યાં ત્યાં ગુજરાતીમાં તે ઊંધી માત્રાથી જોડણીમાં બતાવવા. ડૉક્ટર, કૉલેજ, ઍક્ટ, બૅંક વગેરે.

(આ) અરબી, ફારસી શુદ્ધ શબ્દોમાં મધ્યે લઘુપ્રયત્ન અ જેવો ઉચ્ચાર હોય ત્યાં તે શબ્દોમાં વ્યંજન ખોડો ન લખતાં અકાર ઉમેરી જોડણી કરવી. અખ્બાર નહિ પણ અખબાર; એ જ રીતે અફલાતૂન, અરજી, અશરફી, કુદરત, ખુશબો, ગિરદી, ચરબી, તકરાર, તસવીર, દરદી, બિલકુલ, દૂરબીન વગેરે.

(૨) અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો ભિન્ન ભિન્ન વાપરવાં નહિ; છતાં શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિક વ્યંજનો વાપરી શકાય. જેમકે 'અંત' અને 'અન્ત' બન્ને વાપરવા. એ જ રીતે દંડ-દણ્ડ, સાંત–સાન્ત; તંબૂ–તમ્બૂ વગેરે.

## વિકાર પામેલા (તદ્ભવ) શબ્દોની જોડણી
## ઇ-ઈ, ઉ-ઊ

(૩) વિકાર પામેલા શબ્દોમાં, કોઈ પણ સ્થળે રહેલા ઈ અને શબ્દને છેડે ન હોય તેવો ઉ નાકમાંથી બોલાતા (પોચા) ઉચ્ચારવાળા હોય, તે દીર્ઘ લખવા; દાખલા તરીકે વીંછી, દહીં, ટૂંકું, ઊંધ. પણ તેવો ઉ જો શબ્દને છેડે હોય તો તે હ્રસ્વ લખવો; દાખલા તરીકે મીંચવું, ટૂંકું, ઊંચું, ઊંધું, છું. શું, હું, તું વગેરે.

**અપવાદ**–પરંતુ એ નિયમ પ્રમાણે કૂંવરસ્રી નહિ પણ કુંવરસ્રી. એવા જ બીજા અપવાદો: કુંવારું, કુંભાર. કુંવાર-રું, સુંવાળું. પણ ઉંદર–ઊંદર એમ બે ય રૂપ સ્વીકારવાં.

(૪) તદ્ભવ શબ્દને છેડે આવતા ઈ એટલા દીર્ઘ, અને ઉ એટલા હ્રસ્વ લખવા. ઘી, ધણી, વિનંતી–વીનતી વગેરે; તથા પિયુ, લાડુ, ચાલુ, લાગુ, ડાબુ વગેરે.

**અપવાદ**–એકાક્ષરી શબ્દોમાં તેવો ઊ દીર્ઘ જ લખવો: જૂ, લૂ, થૂ, ભૂ, છૂ, રૂ, વગેરે.

(૫) તદ્ભવ શબ્દોમાં આવતા જોડાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઈ કે ઉ જો હોય તે હ્રસ્વ લખવો. દા. ત. શિસ્ત, કુક્કર, ચુસ્ત, ગુસ્સો, છુટ્ટું (છૂટું પણ), ભુક્કો (ભૂકો પણ), કિસ્સો, ખિસ્સો, હેતરપિંડી, જિંદગી, ખિંગોડી, કુંદ, તુંડાઈ વગેરે.

(૬–અ) બે અક્ષરના જે શબ્દોમાં ઉપાન્ત્ય (છેડે ન આવતા હોય તેવા) ઈ અને ઉ હોય તે દીર્ઘ લખવા. લુખું નહિ, પણ લૂખું. એ જ રીતે બીડી, ખીલી, રીઠી, ઝીણું, રીઠું, ચીડ, સીધું, ફીસ, ઝીનો, ચૂરો, ચૂક, ચૂનો, સૂનું, દૂકું, ધૂળી-ળું, ડૂલ, સૂતું-સૂએ-સૂઓ, વગેરે.

**અપવાદ**–પણ જ્યાં વ્યુત્પત્તિને કે રૂઢિને કારણે જુદી જોડણી થતી હોય એવા શબ્દોમાં હ્રસ્વ લખવા. દા૦ત૦ મુજ, તુજ. વિશે-વિષે, સુધી. જુદું, જુએ જુઓ, ધુએ–ધુઓ, ખુએ, ખુઓ, રુએ–રુઓ વગેરે.

(૬–આ) ત્રણ અક્ષરના શબ્દોમાં ઉપાન્ત્ય ઇ કે ઉ પછી હ્રસ્વ સ્વરવાળો વ્યંજન હોય તો તે દીર્ઘ લખવા. જેમકે નીકળ; અને દીર્ઘસ્વર વાળો વ્યંજન હોય તો હ્રસ્વ લખવા. જેમકે કિનારો. એ જ રીતે ઊતર, મૂલવ, મજૂર, ખેડૂત, વગેરે; અને વિમાસ, ખુશાલ, વિસામો, નિસામો, દુકાળ. સુતાર, ભુલાવો વગેરે.

**અપવાદ**–(૧) પરંતુ આમાં પણ જ્યાં વ્યુત્પત્તિ કે રૂઢિને કારણે જુદી જોડણી થતી હોય ત્યાં અપવાદ કરવો. જેવા કે ઉપર, ચુગલી, કુરતું, ટુકડો, ટુચકો, કુમળું, કુસકી, ગુટકો, કુલડી. મુગટ, ટહુકો, મહુડું, મધુરું, ફઉડી, સ્ફુરતું; અને પુજારી, દંતૂડી, ટબીલો, ગોટીલો, દાગીનો. રંગીલું વગેરે.

**અપવાદ**–(૨) વિશેષણ ઉપરથી થતાં નામો તેમ જ નામો ઉપરથી થતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી. ગરીબ–ગરીબાઈ. વકીલ–વકીલાત, ચીકણું-ચીકણાશ-ચીકણાઈ-ચીકાશ, મીઠું-મીઠાશ-મીઠાઈ-મીઠાણ, જૂનું-જૂનાણું, પીળું–પીળાશ વગેરે.

**અપવાદ**–(૩) ક્રિયાપદોનાં મૂળ રૂપને કે સાધિત રૂપને કૃદંતના પ્રત્યયો લગાડવા હોય ત્યારે ઉપર મુજબ મૂળ તેમ જ સાધિત રૂપની જોડણી સિદ્ધ કર્યા પછી જ પ્રત્યયો લગાડવા. જેમકે ભૂલ(વું) પરથી ભૂલનાર, ભૂલેલું; પણ સાધિત રૂપ ભુલા(વું) પરથી ભુલાનાર. ભુલાવેલું. ભુલાવડાવેલું, વગેરે.

**સૂચના**–ઊતરવું, નીકળવું. મૂલવવું એ પ્રમાણેનાં સર્વ મૂળ ક્રિયાપદોમાં 'વું' રહિત જ રૂપો અક્ષરગણનથી માટે રાખી નિયમ ૬ આ પ્રમાણે જોડણી કરવી.

(૬–ઇ) ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોનાં શરૂમાં આવતો વ્યંજનવાળો કે વ્યંજન વિનાનો ઇ-ઉ

હ્રસ્વ લખવો: હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી, ટિપણિયો, ચિચિયારી, કિકિયારી, ટિચકારી, નિમણુક, ઉજાગરો, ઉનામણો, ઇતરડી વગેરે.

**અપવાદ**–ગુજરાત; અથવા ગૂજરાત બંને રૂપ સ્વીકારવાં.

### ય-શ્રુતિ

(૭) શબ્દના બંધારણમાં ઇ પછી ય-શ્રુતિ વ્યક્ત થતી હોવાથી પૂર્વનો ઇ હ્રસ્વ કરી, પછીના સ્વરમાં ય ઉમેરી જોડણી કરવી: દરિયો, કડિયો, રેંટિયો, ફડિયો, ફળિયું, ધોતિયું, માળિયું, દાળિયું, કાઠિયાવાડ, પિયર–પિયેર, દિયર–દિયેર, મહિયર, મહિયર, પિયુ વગેરે.

**અપવાદ**–(૧) પણ પીયો (ચેપડો) એવું રૂપ લખવું, અને પિયળ-પીયળ એવાં બંને રૂપ સ્વીકારવાં.

**અપવાદ**-(૨) વિભક્તિ દ્વિવચનના પ્રત્યયો લગાડતાં કાંઇ ફેરફાર ન કરવો. નદી-નદીએ, નદીઓ; સ્ત્રી-સ્ત્રીએ, સ્ત્રીઓ; ખુબી-ખુબીઓ.

**અપવાદ**–(૩) વર્તમાન કાળમાં કરીએ, છીએ, ખાઈએ, ધોઈએ, સૂઈએ, એવાં રૂપો સ્વીકારવાં.

(૮) ભૂતકૃદંતનાં 'એલું' પ્રત્યયવાળાં રૂપોમાં 'એલું' પહેલાંના અંગમાં અ આ, ઓ આવ્યા હોય ત્યારે 'એ'-માં 'ય' ઉમેરી જોડણી કરવી. ગયેલું, થયેલું, સચવાયેલું, મુકાયેલું, જોયેલું, ખોયેલું, ધોયેલું, રોયેલું, વગેરે.

### ઐ-ઔ

(૯) શબ્દના રૂપમાં અ+ઈ, અ+ઉ જેવાં ઉચ્ચારણની ભ્રાંતિ થતી હોય ત્યાં ઐ અને ઔ લખવા. જેમકે પઇસો નહિ પણ પૈસો: એ જ રીતે પૈડું, ચૌટું, ચૌદ, કૌંસ, રવૈયો, ગવૈયો, કૈં વગેરે.

**અપવાદ**–પણ પાઇ, પાઉંડ, એ શબ્દો તે મુજબ છૂટા લખવા. તથા જઇએ, થઇએ તેમ જ થઉં, ભિડઈ, સઇ અને સંબંધક કૃદંતનાં જઇ, થઇ, વગેરે રૂપો અહીં આપ્યા પ્રમાણે લખવાં. તેમ ઊધઇ-ઉધેઇ.

### હ-શ્રુતિ

(૧૦) વિકાર પામેલા શબ્દોમાં હકારનું શ્રવણ થતું હોય ત્યાં પૂર્વના વ્યંજનમાં અકાર ઉમેરી જોડણી કરવી. જેમકે બ્હેન નહિ પણ બહેન; એ જ રીતે વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, મહેરબાન, મહોલ્લો, મહાવરો, મહોર, કહે, રહે, પહેર, પહોંચ, વગેરે.

**અપવાદ**–(૧) પરંતુ મ્હને ને બદલે મને રાખવું. એ જ રીતે મારું, તારું, અમારું, તમારું, તેનું, એનું નાનું, બીક, સામું, ઊનું, મોર (આંબાનો), મોં, મોવું (લોટનું), જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, ક્યાં, ક્યારે, વગેરે જે પ્રમાણે ચાલે છે તેમ જ લખવા.

(૨) ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ, સોહ એ ધાતુઓને અનિયમિત ગણી 'જોડણીકોશ'માં બતાવ્યા પ્રમાણે તેઓનાં રૂપ લખવાં. (જુઓ 'જોડણીકોશ'નો (ત્રીજી આવૃત્તિ) નિયમ ૧૦મો, પૃ. ૧૮)

(૩) કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવું, ચઢવું અને તે ઉપરથી થતા શબ્દો બતાવ્યા મુજબ લખવા.

### પ્રકીર્ણ વ્યંજનો

(૧૧) જોડાક્ષરોમાં નિકટના અલ્પપ્રાણ અને મહાપ્રાણ ન લખતાં મહાપ્રાણ જ બેવડા લખવા. ચોકખું નહિ પણ ચોખ્ખું; એ જ રીતે પથ્થર, ઝભ્ભો, ઓધ્ધો, સુધ્ધાં, સબ્ભર વગેરે.

**અપવાદ**–માત્ર ચ્ છ્ ના સંયોગમાં ચ્છ લખવા. અચ્છેર, પચ્છમ, અચ્છું વગેરે.

(૧૨) જેમાં ય ની ભ્રાંતિ છે તેવા શબ્દોમાં ય ન લખતાં મૂળ શુદ્ધ રૂપ લખવું. ચાયણી નહિ ચાળણી; એ જ રીતે પારણું, બારણું, શેરડી-શેલડી, દોરડું, બરણી, ખાંડણી, દળણું, શરણાઈ વગેરે બતાવ્યા મુજબ લખવા.

(૧૩) નીચેના શબ્દોમાં બતાવ્યા મુજબ બંને જોડણી કરવી:

(અ) ડોશી-ડોસી, માશી-માસી, ભેંશ-ભેંસ, છાશ-છાસ, બારશ-બારસ, એંશી-એંસી, વિશે-વિષે વગેરે.

(આ) પણ શોધવું (સોધવું નહિ), શકવું, એમ જ લખવાં.

(ઇ) સઝા અને સમઝ નહિ પણ સજા સમજ રાખવું; પણ, ગોઝારું, મોઝાર એમાં ઝ રાખવા. છતાં, સાંજ–સાંઝ, મજા–મઝા એમાં બંને રાખવાં.

(ઈ) આંબલી–આમલી, લીંબડો–લીમડો, ઉંબરો–ઊમરો, તૂંબડું-તૂમડું, કાંબળી–કામળી, ડાંભવું-ડામવું, પૂંભડું–પૂમડું, ચાંદલો–ચાંલ્લો, કડલાં–કલ્લાં, સાડલો–સાલ્લો, ગાડલો–ગાલ્લો વગેરે બંને રાખવાં.

(ઉ) પ્રેરકના પ્રત્યયોમાં આવતો અડાવ કે અરાવ એ બંને પ્રત્યયો વિકલ્પે રાખવા (ઇચ્છા મુજબ ચલાવવા): કહેવડાવ–કહેવરાવ, ગવડાવ–ગવરાવ. તે જ પ્રમાણે આડ કે આર પ્રત્યયો પણ વિકલ્પે રાખવા. જેમકે બેસાડ-બેસાર. પણ દેખાડમાં તો ડ જ રાખવો.

આ પ્રમાણે મૂળ જોડણીકોશના ૩૩ નિયમોને ઉપલા ૧૩ નિયમોમાં સમાવી ચાવી રૂપ બનાવ્યા છે. એ ખ્યાલમાં રાખીને લખવાનો અને શંકા વખતે 'જોડણીકોશ' નો ઉપયોગ કરી નિર્ણય મેળવી લેવાનો જો આગ્રહ રાખવામાં આવે તો થોડા જ સમયમાં જોડણી ઉપર પ્રભુત્વ આવી જાય.

'જોડણીકોશ'માં પુષ્કળ વિકલ્પો મળે છે. એમાંના જે વિકલ્પો સ્વાભાવિક ઉચ્ચારણોની નજીકના હોય તે અપનાવી લઇ એકસરખી જોડણી કરવાનો કોઇપણ વિશિષ્ટ પ્રયત્ન કરે તો ભાષાના સ્વાભાવિક સ્વરૂપ તરફ એ પોતે પણ આવી શકે અને બીજાને પણ લાવી શકે. જેમ સંસ્કૃત ભાષામાં લખનાર સતત સાવચેતી રાખે છે, તેથી પણ વિશેષ સાવચેતી રાખી ગૂજરાતી ભાષા લખવાની અનિવાર્યતા છે. તો જ ભાષા નિયમબદ્ધ રહી શકે.

ભાષા એટલી વિશાળ છે કે એના પ્રત્યેક શબ્દની શુદ્ધિ ઉપર પ્રભુત્વ લાવવું સુકર નથી; છતાં એટલું ખરું કે 'જોડણીકોશે' જે નિયમાવલી ઘડી આપી છે તેનો યથાશક્ય અભ્યાસ કરીને જ આ નવી નિયમાવલી ઉપજાવવામાં આવી છે. એમાં રહેલી ભૂલો બતાવવામાં આવશે તો તેનો સહર્ષ સ્વીકાર કરી, નવા પ્રયાસમાં તે સુધારી લેવામાં આવશે.

કેશવરામ કા. શાસ્ત્રી

# સમયને સંબોધન*

ઓ સમય! શું હું વર્ણવું તારી શેતાની ?
કરનાર જેર સર્વને જબરદસ્તીથી !
જે મંદ હતા તે બની ગયા તોફાની,
હુશિયાર થયા બેભાન તારી મસ્તીથી;
કૈંકને ઉખેડી દીધા કૈંકી હસ્તીથી—
તારાજ થયા જે હતા પાદશાહી પર !
થયું નાશ નગર, વન રહ્યું હસી વસ્તીથીઃ
માનીને શિખામણ તારી જ્ઞાની, યોગી નર
પણ ગયા હતા પટકાઇ, ગયા પટકાઈ પ્રેમ-વેદી પર !

બળવાન, બધેબધ જગવનાર ઓ બળવા !
શા ફેલ તાહરા, શી ય તારી ફેરવણી !
તૈયાર થા તું તાહરી ગિબત સાંભળવા
જે કરે તને છે યુક્ત તાહરી કરણીઃ
સત્તાથી તારી છે રહી મૂછ આ ધરણી
પણ નહીં તેથી કંઇ માન વધ્યું છે તારૂં.
તુજ શાણપણા પર ફરી ગઇ સાવરણી
જો કર્યું વિશ્વને નહીં વધારે સારૂંઃ
કલ્યાણ લેખ તુજ ખરૂં જેહમાં છે કલ્યાણ અમારૂં !

ઇચ્છતો નથી હું તેહ પાસ આશ્વાસન
જેહશે કર્યું છે હૃદય માહરૂં કાણું;
જો હોય સકળ સૃષ્ટિ આ તારું રાજ્યાસન
આકાશ નીચે, ને અણુ થકી પરમાણુ
ગાનાર થઇને ઉભાં તારૂં જશ-ગાણું.
તો આવું કને હું તારી એલચી રૂપે—
પડકાર નમન, ધિક્કાર મારૂં નજરાણું
જિંદગી સકળ કર માંહીં લઈ જે ભૂપે
છે આપી જાગીરી મને નિધનના અતલ, અગોચર કૂપે !

અદૃશ્ય જાદુગર! ખેલ રહ્યો જે ખેલી
અવનવા, રીઝવવા કાજ જગત્કર્તાને,
પૃથ્વીની ઉપર પૃથ્વીઓ કૈંક હડસેલી,
નક્ષત્રમાળના બધા તેજગોળાને
હાથમાં લઇ ફરનાર! કોઇ સત્તાને
રાખતો સ્થિર નહિ, બધે ક્રમણ આદરતો;
તાકતો, તડપતો રંક અને મોટાંને,
ઇતિહાસ તણા અવકાશ મહીં પગ ભરતો
જે પડે નજરમાં કાંઈ સર્વ પોતાનું તેહને કરતો !

ઓ સમય! પડ્યા તુજ કરે કોટ ને કિલ્લા,
ગઇ સડી કમાનો, કારિગરી ગઇ કોહી
જેહના ઉપર તુજ સતત રહ્યા થઈ હલ્લા;
આસનો અરીસા સૌમ્ય રહેલા સોહી
જે ઉપર વાપર્યું હતું હૃદયનું લોહી
નહિ રહી વજૂદી તેહ અને રહ્યું બૂતુંઃ
ખુબસૂરતી, જે પર હતું રહ્યું જગ મોહી
ગઇ ક્યાં હેલન? સ્મિત ક્યાંય મિસરનું સૂતું!
ને એવું જાણવા જોગ ઘણું હા! એક વખતે જે હતું !

પતીલ

*'દુખિયારા દિલ્હુબનો કરુણ કિસ્સો' એ નામની એક લાંબી આશરે ૩૦૦૦ પંક્તિની પાંચ સર્ગની સળંગ રચનામાંથી.

# ફારસી સાહિત્યની વાનગી

ગઝનીના બાગમાં શાહ મહમૂદના દરબારના ત્રણ કવિઓ ઉન્સરી, ફરરોખી અને અસ્જદી ઉજાણી કરી રહ્યા હતા, ત્યાં એક પરદેશી આવી ચડ્યો. કવિઓએ આ પરદેશીને જોઈને અણગમો દાખવ્યો. એકે તેને મારી કાઢવાનો વિચાર કર્યો. બીજાએ કહ્યું કે નહિ, ટાઢે પાણીએ ખસ જાય એવું કાંઈ કરીએ. ત્રણે કવિઓને પોતાની કાવ્યશક્તિ માટે ખૂબ જ અભિમાન હતું. તેઓએ મસલહત કરી ફારસી ભાષાના એવા ત્રણ શબ્દો શોધી કાઢ્યા કે જેનો કાફિયો (પ્રાસ) મેળવવા ચોથો શબ્દ હોય જ નહિ. તેઓએ પેલા પરદેશીને જણાવ્યું કે અમે ત્રણ એકેક લીટી બોલીશું, તારે ચોથી લીટી રચી કાવ્ય પૂરું કરી આપવું. ન થઈ શકે તો અહીંથી ચાલ્યા જવું. પરદેશીએ નમ્રતા દાખવી શરત કબૂલ કરી.

કવિઓએ કાવ્ય-લડાઈ શરૂ કરી. ઉન્સરીએ પહેલી લીટી આમ રચી:

**ચું આરે ઝે તો માહ નબાશદ રૌશન**

(તારા મુખ જેવો તો ચંદ્ર પણ ઝળકારમર્યો નથી)

ફરરોખીએ ઉમેર્યું:

**માનનદે રૌખત ગુલ ન બુવદ દર ગુલશન**

(તારા ગાલ જેવું તો આ બાગમાં ગુલાબનું ફૂલ પણ નથી)

અસ્જદીએ સુર મેળવ્યો:

**મૈઝગાનત ગુઝર હમી કુનંદ દર જૌશન**

(બખ્તરને ય વીંધે એવા તારી આંખનાં પાંપણ છે)

પરદેશી, જે કોઈ જ નહિ પણ શાયર ફિર્દોસી હતો, તેણે શીઘ્ર કાફિયો પૂરો કર્યો:

**માનનદે સનાને ગીવ દર જંગે પશન**

(પશનની લડાઈમાં જેમ ગીવનો ભાલો)

આ ચારે લીટીનો અર્થ એક હિંદુ લેખકે આમ કર્યો છે:

સુંદરી, તારા વદનના તેજ આગળ ચંદ્રનું તેજ કુચ્છ વિસાતમાં નથી. તારા ગાલ સાથે હરીફાઈ કરે એવું ગુલાબફૂલ કોઈ પણ વાડીમાં મળે એમ નથી. તારા નેત્રકટાક્ષ કવચનું યે વિદારણ કરવા સમર્થ છે. તેને ઉપમા તો પશનના યુદ્ધમાં મહારથી ગીવના ભાલાની જ શોભે.

ૐ

મોગલ શાહેનશાહ જહાંગીરની પત્ની નૂરજહાન કવિ હતી. જહાંગીર પણ તેવો જ રસિક હતો. બંને એકલાં હોય ત્યારે કાંઈ ને કાંઈ કાવ્યગોષ્ઠિ કરે. એક દિવસ મહેલની અટારીએ ઊભાં રહી તેઓ નીચે રસ્તા ઉપરથી જતા રાહદારીઓનો મહેમાર જોઈ રહ્યાં હતાં. કેટલાંક માણસોને ઘડપણને લીધે કમરેથી વાંકા વળીને જતાં જોઈ જહાંગીરે પૂછ્યું:

**ચરા ખમ ગશ્તેહ મી ગરદન્દ પીરાને જહાન દીદેહ**

(આ માણસો પોતાનાં શરીર વાંકા વાળીને કાં ચાલી રહ્યાં છે?)

નૂરજહાંને તુર્ત જવાબ આપ્યો:

**બઝીરે ખાક મી જુયન્દ અય્યામે જવાની રા**

(કારણકે તેઓ પોતાની યુવાનીના દિવસો ધૂળમાંથી શોધી રહ્યા છે)*

ૐ

દરબારની એક ખૂબસૂરત યુવતી બોલતાં તોતડાતી હતી. એ બોલવા જાય ને બધા હસી પડે. એની મૂંઝવણ જાણીને દરબારના એક કવિએ નીચલી ટૂંકોથી એનો બચાવ કરી દીધો:

**ઝ લકનત નીસ્ત આન મેહ રા સુખન કે**
**ઝ દયર મી આયદ**

**જુદાઈયે અઝ આન દહાને ઊ સુખન રા**
**આર મી આયદ**

(આ ચંદ્રમુખીના શબ્દો તેના ઓષ્ઠ વાટે ધીમે ધીમે બહાર પડે છે તે કાંઈ તેના તોતડાપણાને લીધે નહિ; ખરું કારણ તો એ છે કે શબ્દો એના મીઠા મુખથી જુદા પડવા જ નથી માગતા!)

ૐ

ફારસી સાહિત્યમાં 'સવાર પડી', 'સૂર્ય ઊગ્યો', 'રાત થઈ' એ કહેવા માટે અલંકારી ભાષા ભરપૂર છે. એમાં શાયર ફિર્દોસીએ કમાલિયત દેખાડી છે. બે ઉદાહરણ:

**બખૂર્શે બરહ તાજ બર સર નેહાદ**
**અઝૂ ખાવરો બાખ્તર ગશ્ત શાદ.**

(મેષ રાશીમાં પ્રવેશીને સૂરજે પોતાને માથે તાજ મેલ્યો ત્યારે પૂર્વથી પશ્ચિમ સુધીની દુનિયા ખુશાલ બની.)

**બદાનગહ કે ખુર ચાદરે મુશ્કબૂય**
**બેદરીદો બર ચર્ખ બેન્મૂદ રૂય.**

(સૂરજે કાળી કસ્તૂરીની સુવાસિત ચાદર ફાડી નાખીને આકાશ ઉપર પોતાનું મુખ ખુલ્લું કર્યું.)

નરીમાન સોરાબજી ગોળવાળા

---

૧ સરખાવો કવિશ્રી દલપતરામનું કાવ્ય 'નમેલી ડોશી'

# કુમારવિહાર (અનુ. પાછળના પાન ૨૬૫ થી)

નહિ ચાલે; આ મૂર્તિઓ પણ જોવી પડશે; જે જોશે તે જરૂર કવિ કહે છે તે પ્રમાણે 'નાટયજ્ઞ' થશે.

કવિની દૃષ્ટિ સ્ફટિકના સ્તંભો અને તેના પર રહેલી સોનાની કુંભાવલીને જોતા જાતજાતના લોકો ઉપર પડે છે. સ્તંભોની ચાંદનીથી સુવર્ણના કુંભો પણ રૂપાના દેખાય છે, એટલે ગ્રામડિયાઓને દૂધના અને વિલાસીઓને કર્પૂરના ભાસે છે; ધાતુવાદનો ભ્રમ રાખનારને પારાના ભાસે છે, જ્યારે સોનીઓને રૂપાના દેખાય છે (૧૪).

મંદિરના વિશાળ રંગમધ્યમાં માણસો ઊભરાવાથી મંડામણ છે. અપ્સરાઓને તેમાં ચાલતાં નૃત્યાદિ જોવાની ઉત્કંઠા છે, એટલે સુંદર મણિપૂતળીઓના છળથી (એ રૂપે) તેઓમાંની કેટલીક પ્રબળ વેગથી મંડપ ઉપર ચઢી ગઇ, કેટલીક સ્તંભોની ઊંચી બાજુ ઉપર ગોઠવાઇ ગઇ, અને કેટલીક શિખરની વિશાળ મેખલા ઉપર ચઢી ગઇ (૧૫). રંગમંડપ ઉપર અપ્સરાઓની વિવિધ સ્થાને જે મૂર્તિઓ ગોઠવેલી છે તે ઉપર કવિની આ ઉત્પ્રેક્ષા છે. અને તે દ્વારા તે રંગમંડપમાં થતા, દેવોને પણ કુતૂહલ કરે એવા નૃત્યનું સૂચન છે. દેલવાડામાં રંગમંડપનું એ શિલ્પ આજે પણ રોમાંચ કરે છે.

રંગમંડપ ભેદી, કવિ શિખર ઉપર આકાશમાં ચાલ્યો જાય છે. ત્યાં પાટણમાં ધ્યાને મધ્યાહ્નને પણ સૂર્યનો રથ જઇ શકતો નથી; કારણ એવું છે કે એ ઉત્તુંગ ચૈત્યના શિર ઉપર વિકરાળ મુખવાળા સિંહ ઊભા છે, અને સૂર્યના ઘોડા ભડકીને એ રસ્તે આવતા જ નથી (૧૬). પાટણમાં તાપ નો થયો પડે છે અને કવિ રામચન્દ્રના કાળમાં પણ ઓછો નહિ પડતો હોય! એટલે મંદિરના શિખરની ઊંચાઇ અને સિંહોની ભયાનક વિકરાળતાથી આપણે આભા બનવું હોય તો બનીએ, પણ સૂર્યના ઘોડા એનાથી ડર્યા હોય એમ માનવામાં આવતું નથી. પણ ત્યાં રાત્રિએ સદા પૂર્ણિમા પ્રકાશે છે એ મનાય એવું છે; કારણકે રાતે રાતે, મન્દ્ર; મધ્ય અને તાર સપ્તકોમાં ઘૂમતા, વલ્લકી (તન્તુવાદ્ય)ના સાથમાં સંપૂર્ણ સ્વરલયની ઘટનાથી વહી રહેતા ગીત-અમૃતની તૃષ્ણાના આવેશથી ચન્દ્રનો કુરંગ પ્રત્યેક પદની રચના સાંભળવા કાન ઊંચા કરી આકાશમાં ઊભો રહે છે તે ખસતો નથી (૧૭).

શિખર ઉપરના આકાશમાંથી સૂર્યના અશ્વોની ભડક અને ચંદ્રના કુરંગની સંગીતલોલુપતા જોઇ કવિ પાછો મંદિરના મધ્ય ભાગમાં આવી જાય છે; અને જુએ છે તો લોકો જાણે દરવાનો રોકતા હોય તેમ ખચકાતાખચકાતા પ્રવેશ કરે છે. પણ દરવાનો તેમને રોકતા નથી; અપૂર્વ કૌતુકથી તેમનું હૃદય જ તેમને જતાં અટકાવે છે; સુવર્ણની કુંભપંક્તિ, અનુપમ પીઠિકા, વિવિધ ચંદરવા અને પૂતળીઓ જોતાં જોતાં ધરાય ત્યારે લોક આગળ જાયને! (૧૯).

પણ આ મુગ્ધાઓ પુષ્પાંજલિ લઇને આવી છે તે કેમ વાટ જોતી ચિરકાળે મધ્ય ભાગમાં પ્રવેશે છે? એમને પૂછો તો કહેશે કે 'ભીડમાં ક્યાં અથડાઇએ?' અરે પણ ભીડ ક્યાં છે? આ તો તમારા પોતાનાં પ્રતિબિમ્બ જ નિર્મળ શિલાતળમાં પડેલાં છે, તેની તમને ભીડ દેખાય છે (૨૦). વળી, નગરયુવતીઓને નીલમણિની પરનાળના મગરમુખમાંથી કેતકી પુષ્પની સુગંધવાળા પાણીને સ્પર્શ કરવા જતાં સુગંધથી ખેંચાઇ આવતા ભમરાઓનો ભ્રમ થાય છે, પણ છે તો એ નીલમણિઓનો ઊડતો ઝળહળતો પ્રકાશ! (૨૩); જ્યારે, ધવલ શિલાનાં કિરણોને 'આ તો ધારાગૃહ (ફુવારો) છે' એમ માની કસૂંબલ ચીની વસ્ત્રો ધારણ કરનારીઓ તો બહાર જ ઊભી રહે છે (૩૯).

બીજી યુવતિઓ મંદિરના મધ્યમાં પ્રવેશે છે ત્યારે ચન્દ્રકાન્ત શિલાઓના ઊમરા ઉપરના કુંભની પ્રભાઓને પણ પાણી માની કટિ ઉપરથી લટકતાં વસ્ત્રોના છેડા ઊંચા કરે છે, પણ વડીલો તે જોતાં સંકોચથી પગલાં ભરે છે (૫૬).

એ મંદિરમાં સુંદરીઓ—નીલઆભાસવાળા દ્વારમાં મૂંઝાઇ ઝડપથી ચાલી જતી અને સૂર્યકાન્ત મણિઓની પૂતળીઓ જોઇ હર્ષ પામતી, પીઠ ઉપર રહેલા સિંહોથી ભય પામતી અને શ્રદ્ધાળુઓની ભીડથી સંકોચ પામતી, (એ જ ભીડમાં) વહાલમોના અંગથી અંગ ઘસાતાં રોમાંચિત થતી અને વાજિંત્રોના નાદે (અથવા નાદ પ્રમાણે) નાચી ઊઠતી સુંદરીઓ—યુવાનોને આનંદ આપી રહી છે (૬૮).

આ મંદિરની રાતી શિલાઓ—ભીંતોમાં જડેલા પદ્મરાગ મણિઓ—નગરની વિધવાઓને પણ સધવાનો શણગાર સજાવે છે; તેમનાં ચરણ ઉપર અળતો ચોપડે છે, લલાટપ્રાન્તે સિંદૂરરેખા દોરે છે, અંગો ઉપર કેસરનો રંગ છંટાય છે, (ધોળાં) ચીનીપટ ઉપર કસૂંબલ છટા

## છો ને—

તૂફાનમાં સમદરે ઉરનાવ છોડું,
વંટોળમાં હૃદયને 'રમણે-જવા દો';
આષાઢની નયન-પાવન વીજ આંજી
ચક્ષુ મહીં, પૃથિવી આભ જરા નિહાળું—
એવા ઉંડે ઉર અજંપ હસે કદિ કો,
છો ને. અજંપ ઉરના મનુના ફળે ના
તો યે અજંપ ઉપરે ઉરનાવ છોડું.

મુરલી ઠાકુર



આવી જાય છે, અધર ઉપર મનોહર તાંબૂલનો રંગ લાગી જાય છે (૪૫).

દ્વારવેદીમાં બિંબિત થયેલો ચન્દ્ર ભગવાનને કહે છે કે આપના પદકમલને જોવા ઇચ્છા છે પણ આ મારો મૃગ આપની ભદ્રપીઠી ઉપર બેઠેલા સિંહથી ડરે છે (૫૪).

મંદિરમાં નટલોક નૃત્ય કરે છે; પૃષ્ટપીઠે મયૂર કેકા કરતો નાચે છે; લોકનાં ચિત્ત એ તરફ ખેંચાય છે, એટલે નટો મયૂરો ઉપર રોષે ભરાય છે (૨૪). ગંધર્વોના કાનમાં મધુ સિંચતા અને બહુ શ્રમપૂર્વક સાધેલા એવા ગેય અને વાદ્યોના પ્રકારોને મંદિરમાં આવતા શ્રદ્ધાળુ લોકો, ગીતજ્ઞોએ વાર્યાં છતાં વારંવાર ઘંટારવ કરી વ્યર્થ કરે છે અને બિચારા ગંધર્વોને ઉદાસીન કરી નાખે છે (૬૭).

નીલ શિલાઓવાળા ભાગમાંથી જતાં નર્તિકાઓને અંધકારનો ભ્રમ થાય છે એટલે હાથ હલાવતી—આગળ ધરતી—ભમે છે; એમ જતાં કોઇ સ્થળે ધોળા પત્થર સાથે કપાળ અથડાય છે એટલે હાથથી દબાવતી ચાલે છે, અને કોઇ સ્થળે પોતાના પ્રતિબિંબને જ બીજું કોઈ માની ડરથી ફલંગ મારી ઓળંગે છે. સાથે રહેલા વિટો આ મૌગ્ધ્ય જોઇ હસે છે (૫૮). નર્તકી નૃત્ય કરે છે, સામે રૂપાનો સ્તંભ છે. સહૃદયોનાં હૃદયને આનંદ આપે એવા દૃષ્ટિભેદોનો અભિનય નર્તકી કરે છે; તાલ અને ગીત તથા સ્પષ્ટ પટહ અને મૃદંગને અનુસરતા લાસ્ય-સૌન્દર્યને નવાંનવાં કરણો તથા હસ્ત અને ચારીઓના વૈવિધ્યથી વિસ્તારે છે. પેલો એક રૂપાનો સ્તંભ આ બધું ઝીલી ઉપદેશ આપતો હોય એમ પોતે નર્તનાચાર્ય સરખો ઊભો છે (૬૬).

એ મંદિરમાં—મધ્ય ભાગ કે મંડપ, અથવા બહાર-નું આંગણું કે નાટ્યલીલાગૃહ—એવું કોઈ પણ સ્થાન ન હતું કે જે હજારો માણસોથી રોકાઈ ગયું ન હોય! ફક્ત દિવસે સૂર્યકાન્તમણિની વેદી પાસે કોઈ ન આવતું. તણખાથી દઝાતાં લોકો એ દૂરથી જ જોતા (૮૨). આ સૂર્યકાન્તમણિની વેદી કેવી હશે? કે ફક્ત 'કવિસમય' જ હો!

રાતના દેવીઓ એ મંદિરમાં રાસ રમવા આવે છે. એ દેવીઓના રાસ જોવા નગરની સુંદરીઓ પરોઢવાળા-ઓની ઝૂંપડીઓમાં જ સતત બેસી રહે છે, અને પ્રિયતમો-ને ખીજવે છે (૯૦).

યાત્રાપ્રસંગે દિવ્ય સંગીતના અવધિ સમા મંજુલ સિંચના રવ—વેણુ અને વીણાના—અને તેમના શરુસમાં બીજાં વાજિંત્રોના ઘોર નિનાદો થઇ રહે છે ત્યારે લોકોની એવી તો ઠઠ જામે છે કે હાથ પણ હાલી શકતા નથી, એટલે ફક્ત નેત્રો નચાવીને જ વ્યવહાર કરવો પડે છે (અવાજથી પણ કામ ન થાય)(૧૮૩). આવા મહોત્સવોમાં વૃદ્ધો પરોઢવાળાઓને વિનંતી કરે છે: ભાઇ, મને વચમાં લઈ જા; મહાતીર્થ પાર્શ્વપ્રભુનું જરા મુખ દેખાડ (૧૦૭).

મંદિરમાં લોકો બેઠેલા જ હોય છે, પણ સૌની ઇચ્છા જુદીજુદી હોય છે. શ્રદ્ધાળુઓ પુણ્ય થાય એટલા માટે બેઠા છે, રોગીઓ નીરોગી થવા બેઠા છે, કુશળો (કારીગરો) શિલ્પ જોવાની ઇચ્છાથી બેઠા છે, કદૂપા રૂપાળા થવા બેઠા છે, પૈસા ખુટી પડ્યા છે એવા ધનની ઇચ્છાથી બેઠા છે, રસભોગીઓ સંગીતક (નાટક)ની શ્રદ્ધાથી બેઠા છે અને સેવકો શેઠ થવાની ઇચ્છાથી બેઠા છે (૭૧). કવિને આ શ્લોકમાં કાંઈ ખાસ કહેવું છે કે ફક્ત એટલું જ કે બધાને આ મંદિરમાં અવકાશ છે, બધાની ઇચ્છાઓ પૂરી થાય છે! પણ બધા પુણ્ય માટે નથી આવતા એટલું તો કવિ જાણતો હશે ખરું ને?

પૂજારીઓ ધનની આશાએ સ્ત્રીઓને સમજાવે છે: 'આ દેવ સોનાના છે હોં, અને આ સ્તંભો ચન્દ્ર-કાન્તમણિના બનાવેલા છે; પેલી પૂતળીના હાથમાં કંકણ એવી રીતે કોર્યું છે કે તે ઊંચું નીચું થાય છે* (સ્ત્રીઓના હાથના કંકણ ઉપર નજર નાખતો એ પૂજારી બોલ્યો હશે!); અને આ નાટ્યગૃહ તો દૃશ્યની અવધિ છે; આ વ્યાખ્યાનશાળાને રચીને સ્થપતિ હવે વિરામ કરે છે. (વધારે સારું થઇ ન શકે એટલે). ત્રૈલોક્યનું અદ્‌ભુત—આ ચિત્રાલય જુઓ; ચીનાઈ કાપડના આ

---

* ધાકડ સાહેબ અને રવિભાઇ કહે છે કે બેલૂરના મંદિરમાં અત્યારે પણ આવી મૂર્તિ છે જેના હાથમાં કોરેલું કંકણ ફરે છે.

ચંદરવા જુઓ, અને આ મોતીની ઝૂલ, જેને રચતાં બ્રહ્મા પણ વાંકા વળી જાય, અને આ મહાબલ પક્ષેન્દ્ર જુઓ—જાણે સાચે જ ખરેખર એ છે' (૭૨–૭૩).

કુમારવિહારમાં પુરજનોની સકલ ઇન્દ્રિયો તૃપ્ત થતી—હરહંમેશ નિત્ય અને નૈમિત્તિક (પુણ્યતિથિ આદિના નિમિત્તને લઈને) ઉત્સવોમાં કર્ણેન્દ્રિયને ગીતોદ્‌ગારમાં નિમંત્રણ મળતું, નેત્રો અભિનવ અને ઉત્કૃષ્ટ નાટ્ય-પ્રબંધોમાં દબાઇ જતાં, અને સ્નાનજલના પરિમલથી ઘ્રાણેન્દ્રિયો ખેંચાઇ જતી—સકલ ઇન્દ્રિયોની કામના એટલી બધી તૃપ્ત થતી કે બીજી કાંઇ કામના રહેતી નહિ; એટલે અંતઃકરણમાં કોઇ પુરજન નિર્વેદ (વૈરાગ્ય)ને સ્પર્શ કરે છે (૧૦૯).

આવાં વિવિધ સૌન્દર્યોનું વર્ણન કરી રામચન્દ્ર અંતભાગમાં એક વિચિત્ર મૂર્તિનું વર્ણન કરે છે. એક વાનર એક પૂતળીનું કટિવસ્ત્ર ખેંચે છે. (મોઢેરામાં આવું કંઈ જોયાનું સ્મરણ થાય છે, આ પાંચાલી (પૂતળી) કામુકોના મનમાં ઔત્સુક્ય કરે છે,) તાત્ત્વિકોના મનમાં વિવેકને પરાકાષ્ઠાએ લઈ જાય છે, અને ધાર્મિકોને ફરી ફરી જુગુપ્સા કરે છે.'

આ અંતભાગનું વર્ણન સૂચક છે. આપણાં પ્રાચીન મંદિરોમાં સમગ્ર લોકવૃત્ત ચીતરવાનો પ્રયાસ હોય છે. એમાંનો કેટલોક ભાગ મંદિરની આપણી કલ્પનાને બંધ ન બેસે તેવો—રુચે નહિ તેવો—લાગે છે અને વારંવાર પ્રશ્ન થાય છે કે મંદિરમાં આવું શિલ્પ કયાંથી? ઉપરના શ્લોકમાં રામચન્દ્રે કંઇક ખુલાસો કર્યો છે.

આવા સુંદર ચૈત્યને નજર ન લાગે એટલા માટે (દૃષ્ટિદોષ રોકવા) 'તટ' ઉપર એક કદ્રૂપા ભીલનું પૂતળું કર્યું છે; અને તે પણ એક પૂતળી પાસે. ભીલ મૃગનો શિકાર કરવા જાય છે; માથે પાઘડું છે, લાંબો એવો દાઢીનો કૂચો છે, મોટું એવું પેટ છે; સાથળ, કેડ અને પગ જાડાં છે; ગરદન ટૂંકી છે અને કાયા ઠીંગણી છે. મોં, માથું, નાક, કાન, અને આંખ અત્યંત નાનાં છે. પાછળ છરી બાંધી છે. મંદિરના તટ ઉપર આ પૂતળું બેસાડ્યું છે. મંદિરનો 'તટ' એટલે કયો ભાગ સમજવો? બેકાદ બાજૂએ?

## ૪

કુમારવિહારશતકના કેટલાક શ્લોકોનો આ ભાવાર્થ છે. કવિ રામચંદ્રે પોતાની પ્રતિભામાં અંકિત થયેલા આ ચૈત્ય-

## મમ દીપ પેટવું



પ્રભાતની કોમળતા સરી ગઈ,
મધ્યાહ્નઉષ્માગ્નિ હરી ગયો બધે;
સંધ્યા તણી સૌરભવેળ યે ખૂટી
આવ્યું હવે રાત્રિતમિસ્ર ગોળ.
આવ્યું ભલે, અંતરમાં વસી રહો!
જલે જરી ઉર તણું ખમીર;
ખમીરને દીપ દિવાળી ફોરવું,
તિમિરાંધકારે મમ દીપ પેટવું.

મોહિનીચન્દ્ર

નાં ઉત્પ્રેક્ષાઓ ઉપર ઉત્પ્રેક્ષાઓ કરી શબ્દમાં પ્રતિબિંબિત કરવા પ્રયત્ન કર્યો છે; એની ભભકથી અંજાયેલો કવિ આપણને શબ્દોની ભભકથી આંજી નાખવા પ્રયત્ન કરે છે. આ ચૈત્યની 'सौन्दर्यलक्ष्मीम्' (સૌન્દર્ય લક્ષ્મી)ને ચતુર્મુખ બ્રહ્મા પણ વર્ણવી ન શકે તો પ્રકૃતિથી 'મલિન'-બુદ્ધિ એવા માણસની તો વાત શી કરવી? છતાં એક રીતે કવિએ પ્રથમ શ્લોકમાં જ પોતાનો ભાવ બે વિશેષણોથી કહી દીધો છે: આ મંદિર એ આશ્ચર્યોનું મંદિર છે; અને પૃથ્વી સુંદરીનું તિલક બન્યું છે.

આશ્ચર્ય-મંદિર ઉદાર ગુણે સુશોભી
ને સુંદરી પૃથિવિનું તિલક પ્રભાસી
એ ચૈત્ય ચુલુકકવંશજ રાજવીનું
અર્પો પ્રભા બહુ કુમારવિહાર નામે. (૧)

વિવિધ પ્રકારના તેજથી ઝળહળતું એ ચૈત્ય આપણને 'તેજ' અર્પે એ આશીર્વાદ પણ ઉચિત જ છે.

## ૫

ગુજરાતની, અથવા સમગ્ર ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિમાં ધર્મમંદિર એ કલામંદિર બનતું. પણ એટલું જ નહિ, લોકના સમગ્ર જીવનને તાજગી આપી તાજું રાખતું સંસ્કૃતિનું વિધાયક બળ હતું; એટલું જ નહિ, જીવનને રૂક્ષ કર્યા વિના ધર્મના પ્રાણવાયુથી ઉત્તરોત્તર ભૂમિકાઓનું માણસને ભાન કરાવતું મોટું આધ્યાત્મિક બળ હતું.

આજે તો આપણે કવિ રામચંદ્રે વર્ણવ્યા છે એવા 'કલાકામુકો' છીએ! પ્રાચીન મંદિરો એ દૃષ્ટિથી જ જોઇએ છીએ! મંદિરોમાં હવે ધર્મ નથી રહ્યો એટલે કે માણસમાં નથી રહ્યો એટલે?

કુમારો આ પ્રશ્ન વિચારશે; અને મોટેરાઓ પણ.

# ગુણસમીક્ષા

## 'કુમારે' તમારા જીવનમાં શો ફાળો પૂર્યો છે?

એવા અમારા પ્રશ્નના ઉત્તરમાં અનેક 'કુમાર'પ્રેમીઓ તરફથી આવેલા ઉત્તરોમાંના કેટલાક અત્રે ઉતાર્યા છે. સ્થળસંકોચને લીધે એ પત્રોનાં કેટલાંક લખાણ ટૂંકાવવાં પડ્યાં છે; પરંતુ શબ્દો અક્ષરશઃ લખનારના જ લીધા છે.

### 'કુમાર'ને

આયુષ્યપથે અબુધ મુગ્ધ કરે નિહાળ્યું
થૈ સ્તબ્ધ, શાં શિખર પારહીણો પથાર!
તેં ત્યારથી ક્ષિતિજ પે ધ્રુવ-તારલા શા
-શ્રદ્ધા થકી નિરખવા ઋત દ્રવ્યપાર-
સંસ્કારનાં દરશને કીધ દૃષ્ટિદાન;
કાવ્યો તણાં મધુર અમૃત પોઈ એને
દીધી ચિરં જીવન જે કવિતા અખંડ
દે નિત્ય શ્વાસ બલ જિન્દગીને ચઢાવ.
સંસ્કાર ને કવનના વિભવે સુંહાની
તારી રહો પરબ જીવન નિત્ય પાની.

નીલકંઠ જાગીરદાર

### 'કુમાર'ને

તમે મારા નાના અબુધ શિશુના મુગ્ધ કરને,
સદા સંસ્કારોના મધુર પયનાં પોષણ દઈ
ઉછેર્યું; કાવ્યોનાં વિશદ નવલાં અમૃત થકી
તમે દોર્યો મારા જીવનકવિતાના ઉગમને,
ભલે આછો તો યે, જીવનપથમાં શાશ્વત કીધો.
હજુ ઇચ્છું હૈયે
ધરી રુડો આયુષ્યે વરદ નિત એવી પથદ્યુતિ.

કોઇને ય વધારેપડતુ ન લાગે—'કુમાર'ના વાચકોને તો નહિ જ—એવી આ વાત છે. મારા જીવનના ઘડતરમાં 'કુમાર'નો ઘણો મોટો ફાળો છે. કવિતા શું, સાહિત્ય-વાઙ્મય શું, એ વિષે જે થોડીઘણી સમજ છે તેમાં યે 'કુમાર'નો ભાગ ઘણો મોટો છે. ઊગતા જીવનમાં મહત્ત્વની છતા યે નીરસ ન લાગે પણ દિલ થાય એવીરીતે ઘણી યે વસ્તુઓ 'કુમારે' આપી છે. વય વધવાની સાથે પણ 'કુમાર' રસહીન ન લાગે એવી માહિતીને મનન એમાંથી મળે છે. વધારે તો શું? પણ જીવનસંસ્કારનાં એનાં ઋણનો ક્યારે ય કોઈ ઈન્કાર કરી શકે એમ નથી.

(દુર્ભાગ્યે, આ અભિપ્રાય સાથેનો લેખકનો પત્ર સરતચુકથી અમારાથી ગેરવલ્લે મુકાયો છે. એ ભાઈ પોતાનું નામ સરનામું મોકલવાની કૃપા કરે.)

### ઋણસ્વીકાર?

નિષ્પ્રાણ જીવનને જે મજબૂત, પ્રાણવાન અને ધ્યેયલક્ષી બનાવી શકે, ઉદાસીનતાને નસાડી જિંદગીની પ્રત્યેક પળમાં તાઝગી, તાકાત અને તરવરાટ લાવી શકે એનું ઋણ શબ્દોના આભારદર્શનથી વળી શકતું નથી. આ લખાણ, ન અદા થઈ શકે એવા ઋણની કબુલાતનો પ્રયત્ન માત્ર છે.

એક સમય એવો હતો કે જ્યારે હું પડછાયાથી પણ ડરી જતો; ઘરની બહાર એકલો પગ મૂકતાં ગભરાતો. લગભગ એ અરસામાં જ મને 'કુમાર'નો પરિચય થયો.



એમાં નિયમિત પ્રગટ થતી સાહસકથાઓ સ્વપ્નોમાં રમવા લાગી. જીવન-ચરિત્રો નજર સમક્ષ તરવરવા લાગ્યાં. સાથે સાથે મારી દૃષ્ટિમર્યાદા વિસ્તરતી ગઇ—અમદાવાદથી ગુજરાત, હિંદુસ્તાન ને પૃથ્વીભરની પ્રદક્ષિણા કરવા લાગી. દુનિયાની રાજકીય, સામાજિક, ભૌગોલિક, ઐતિહાસિક અને વૈજ્ઞાનિક સીમાઓ અતિ નિકટમાં આવતી ગઈ. મહાસાગર-સફરો, ગિરિ-આરોહણ અને આકાશ-ભ્રમણની પરાક્રમકથાઓએ જીવનની સુપ્તતાને પડકારી અને જાગૃત કરી, સ્વશક્તિને સભાન બનાવી.

મહીનાઓ અને વરસો વહેતાં ગયાં. 'કુમાર'ના વાચનનો કેફ રગેરગમાં વ્યાપી ગયો. કહેવા દો કે જીવનમાં બળવો થયો. અંતરમાં દુનિયાભરને ખૂંદી વળવાનો પોકાર ઊઠ્યો. 'તું ઊઠ, દોડ'નો અવાજ સંભળાયા કર્યો. ને એ અવાજે મને ખરેખર દોડાવ્યો યે ખરો. સાથીદારો સાથે ને એકલો દેશના ચારે ખૂણા ખૂંદી વળ્યો. જીવનમાં આ પલટો 'કુમાર'ના પ્રતાપે.

આજે યે જ્યારે 'કુમાર' હાથમાં આવે છે ત્યારે એ જ શાશ્વત પોકાર ફરીથી ઊઠે છેઃ 'તું ઊઠ, દોડ'. મને વિશ્વાસ છે કે કોઇક દિવસ આ પોકાર મને દુનિયાની સીમાઓ શોધતો કરી મૂકે.

મગતરાંમાંથી માનવ બનાવનાર 'કુમાર'નો ઋણ-સ્વીકાર શો?

નંદલાલ જોષી

### ઘોડા છાપનાં ચોપાનિયાં વાંચનારની કથા

માળામાં પક્ષી ફફડે તેમ 'રાફુ' ફફડતા હતા. આગલે દિવસે કસરતમાં બરાબર કોઈ ગયું નહોતું. તેમાં વળી કોઈ બોલ્યું કે હેડમાસ્તર ચાલ્યા આવે છે. અમે તો મેંદીની સબ સબ સોટીનો સામનો કરવા હાથ સજ્જ રાખ્યા. ત્યાં તો હેડમાસ્તર સોટીને બદલે [illegible] ચોપડી હાથમાં લઇને વર્ગમાં દાખલ થયા અને કસરતમાં ગેર-

હાજર રહેવા બદલ ખૂબ ઠપકો આપી રહ્યા પછી 'કસરત કરશો તો તમારું શરીર એના જેવું થશે.' કહી પેલી ચોપડીમાંથી એક કસરતબાજનો ફોટો બતાવ્યો. એ વખતે એ ચોપડીનું નામ તો વાંચી શકાયું નહિ, પણ તેના પૂંઠા ઉપરનો ઘોડો તથા ક્ષિતિજ પાર જવા મથતો યુવાન ઘોડાં અજાતાં રહી શકે તેમ હતાં? તુરત મારી આંખો એ ઘોડા ઉપર પડી અને એ યાદ રહી ગયો—ભવિષ્યમાં સદાને માટે 'ઘોડાછાપ ચોપડી' તરીકે યાદ રહેવાને....

એવામાં એક મિત્ર કોઈ જૂની ચોપડીઓવાળા પાસેથી કે કોણ જાણે ક્યાંથી એક ફાટ્યુંતૂટ્યું 'કુમાર' ઉપાડી લાવ્યો અને સાંકડા હવાડામાંથી ઝાઝાં ઢોર મોં ઘાલીને પાણી પીએ તેમ એકીસાથે ત્રણ મિત્રોએ 'પેટ ભરીને' 'કુમાર' વાંચ્યું.

અંગ્રેજી પહેલા ધોરણ સુધીમાં 'કુમાર'નું ઠીકઠીક પ્રમાણમાં વાંચન કર્યું. એ વાંચનને પરિણામે માનસિક ફેરફાર થયો હતો કે નહિ તે તો ખબર નથી, પણ શારીરિક દેખીતો ફેરફાર એક તો એ થયો કે વર્ગમાં પહેલી પાટલીએથી ઊઠીને છેલ્લી પાટલીએ અડ્ડો જમાવ્યો. ટટ્ટાર, શિક્ષકની સામે જોઈને બેસવાને બદલે મેજની કોર ઉપર કપાળ ટેકવી નીચું જોઈને બેસવા માંડ્યું. કોઈકોઈ વખત પ્રશ્નોના ટોં ચાલ્યા જતા ત્યારે શિક્ષક ગુસ્સાથી બોલતા, 'કેમ અલ્યા અહીં ઊંઘવા આવ્યો છે કે શું? ઊંધું ઘાલીને પડ્યો છે તે?' પણ તેઓ મહાશય જરા તકલીફ લઈને ત્યાં નજીક આવીને જુએ તો ખબર પડે ને કે ત્યાં તો નીચેના પાટિયા ઉપર પડેલી 'ઘોડાછાપ ચોપડીઓ'ની ખાસ્સી થપ્પીમાંથી વાંચન ચાલી રહ્યું છે!

તે વખતે હું અંગ્રેજી ચોથા ધોરણમાં હતો. 'કુમાર'ના એક જૂના અને નવા જે હાથ આવે તે વાંચવાનું લગભગ બંધાણ થઇ ગયું હતું. તેમાં એક દિવસ ૬૬મો—બહુ જૂનો, છેક જેઠ '૮૫નો—અંક હાથ આવી ચડ્યો. એ ક્યાંથી મળ્યો હતો તે તો યાદ નથી, પણ એમાંના 'મિજલસ'ના લખાણે મને ખૂબ આકર્ષ્યો. તેમાં અત્યારની શાળાઓ તથા કૉલેજોની તથા તેમાં અપાઈ રહેલા શિક્ષણની જે અસરકારક તથા સોંસરી ઊતરી જાય તેવી શૈલીમાં ઝાટકણી કાઢી છે તેણે મારા ઉપર ખૂબ અસર કરી. આધુનિક કેળવણીની પોકળતા પહેલી જ વાર સમજાણી. આખા યે લખાણમાં આ પૅરેગ્રાફ તો હું ધારું છું કે સહુ યુવાનોને માર્ગદર્શક થઈ પડે તેવો છે: 'જે સુભાગી વિદ્યાર્થીને પોતાના જીવનક્રમના સંકલ્પ સૂઝે તેણે બહુ વહેલાંથી તે બાબતમાં રસ લઇને તથા તેને લગતી માહિતીઓ મેળવીને તૈયારી જ કરવા માંડવી જોઇએ ને પોતાના ભાવિ જીવનની પ્રાથમિક તૈયારી શાળા છોડતાં પહેલાં કરી નાખવી જોઈએ. આમાં માબાપ કે શિક્ષક તેને જરા યે મદદગાર નહિ થઈ શકે. પોતાના પ્રિય વિષય માટે કે ધંધાને માટે તેણે જાતે જ શિક્ષકો શોધી લઇ ગમે તે શરતે પણ તેમની પાસેથી વિદ્યા કે જ્ઞાન મેળવવા મથવું જોઇએ.' તે વખતે કેટલા યે દિવસ સુધી 'મિજલસ'ના એ લેખનો બહુ જ ધીમેધીમે, કરકસરથી—રખેને જલદી ખૂટી જાય તેવી બીકથી—શબ્દેશબ્દ વાગોળ્યો હતો. એ લખાણે તે વખતે મારા ઉપર જાદુઇ જેવી અસર કરી હતી. ત્યારથી મેં શાળા તથા કૉલેજની કેળવણીને બહુ ઝાઝું મહત્ત્વ ન આપતાં, એકમાત્ર ધ્યેય—end ગણવાને બદલે એક સાધન—means ગણી છે. તેને મુખ્ય પ્રવૃત્તિ નથી ગણી. મારી 'ઇષ્ટ' પ્રવૃત્તિ—જેનું તે વખતે અતિ ઝાંખું દર્શન થયું હતું—જેનો નહિ જેવો સંકલ્પ મેં કરી રાખ્યો હતો તેને આ પૅરેગ્રાફે અનેકગણો દૃઢ બનાવ્યો અને મારા હૃદયમાં શ્રદ્ધાનું કોઈ અદ્ભુત રસાયણ રેડ્યું અને હું પણ 'કંઇક' છું એવું સહેજ સ્વાભિમાન પ્રેર્યું. મારા પ્રિય વ્યવસાય માટે જાતે જ શિક્ષકો શોધવા માંડ્યા તથા તેને લગતી માહિતીઓ મેળવવા માંડી અને અભ્યાસક્રમને એ 'ઈષ્ટ' પ્રવૃત્તિથી ગૌણ સ્થાન આપ્યું.

અત્યાર સુધીમા મેં જે કાંઇ થોડું વાંચન કર્યું છે તેમાં આ એક નાના પૅરેગ્રાફે જેટલી અસર કરી છે તેટલી અસર ભારે વજનનાં થોથાંઓએ પણ નથી કરી. હજી સુધી 'મિજલસ'નાં એ બે પાનાં તથા ખૂબ ભાર દઇદઈને નીચે લીટીઓ દોરવાથી લગભગ કાળો અને હવે મુશ્કેલીથી વાંચી શકાય તેવો થઇ ગએલો એ પૅરેગ્રાફ, કોઇ અમૂલ્ય રત્નની જેમ બહુ જ જતનથી સાચવી રાખ્યાં છે.

ચુનીલાલ મડિયા

### કળા અને કુદરતમાં રસદષ્ટિ આપી

જીવનની અટપટી આંધીધૂંટીમાં અટવાઇ, તેની જંજાળો અને મુસીબતોના ભારે મરતા અનેક માનવીઓને કળા પોતાનો પ્રકાશ પ્રસરાવી, તેમની રસવૃત્તિને જાગ્રત કરતી તેમના જીવનની ચોમેર ફરી વળેલા અંધકારને દૂર કરે છે; તેમનો જીવનપથ ઉજળો સરળ બનાવે છે. એ રસવૃત્તિની અજબ ચેતના અને પ્રેરણા વડે જીવન તાજગીથી ભર્યુંભર્યું બની રહી આહ્લાદક થઇ રહે છે. 'કુમારે' કળાના રજૂ કરેલા (મારી માન્યતા મુજબના મારા) આ આદર્શને, દિલ્હીના મશહૂર કળાકાર શ્રી શારદાચરણ ઉકિલે, દેહરાદૂનમાં કળાની ખૂબીઓની અમારી વાતો દરમ્યાન, એક દિવસ, કળાની આ ભાવના અને ઉદ્દેશને ચખચોચર થાય તેમ સહજ આલેખી આપ્યું. (પછીને પાને તે આપ્યું છે.)

કળાના કોઈ અનોખા સૌંદર્યતત્ત્વનો સમાદર કરી, કળા અને કુદરતનું સૌંદર્ય સમજવા, આપણા ઉપર ઊંડી અસર કરતી જે શુભ અને ઉન્નત કળાભાવના સંવિધાનપૂર્વક 'કુમારે' રજૂ કરી છે તે આપણને ગૌરવ આપનારી છે. કળાના



એ સંસ્કારસામર્થ્યે અને ભાવુક પ્રેરણાબળે ગુજરાતનો કળા-પ્રેમ અને રસિકતા અનેકધા વિકસ્યાં છે અને તેથી કેટલાં યે જીવન સંસ્કારસમૃદ્ધ અને કૃતાર્થ થયાં હશે.

મારા શાળાજીવનની શરૂઆતમાં જ 'કુમાર'ની કળાનો પ્રથમ પરિચય, આફ્રિકાનિવાસી મારા મોટા ભાઈ મારફતે મને થએલો. ત્યારથી કળા અને કુદરતપ્રેમે હૃદયમાં સ્થાન મેળવ્યું. અભ્યાસજીવનના વિવિધ પલટાઓમાં પણ કળા-પ્રેમના એ અંકુરો વિકસી કુદરત ને કળાકૃતિઓમાં રસાસ્વાદ લેતા તો જરૂર થયા; અને પછી સૃષ્ટિસૌંદર્યનાં અનુપમ અને અવનવાં દૃશ્યો અને કંઇ કેટલાં યે કલાધામો આંખ ભરીભરીને નિરખતાં કરેલા પ્રવાસોમાં અને હિમાલયની અંતરાલના ઊંડાણોમાં પગ તળે કાઢેલા પ્રદેશની ભવ્ય અને રમ્ય પ્રકૃતિલીલાથી એ રસદૃષ્ટિને પોષણ મળ્યું.

ચિત્રાર્પિત અને અન્ય કળાકૃતિઓ ઉપરાંત આકાશ-દર્શન દ્વારા દેવોનાં કાવ્યોનો રસાસ્વાદ ચખાડી અને વન-વગડાનાં વાસીઓનો પરિચય આપી, 'કુમારે', પ્રકૃતિનો અંતરપટ ખોલી, કળા અને કુદરતમાં જે રસદૃષ્ટિ નિર્દેશી છે તે વિશિષ્ટ હોઇને તદ્દન અનેરી છે. અસાધારણ રસ-ગુણ પ્રસરાવની 'કુમાર'ની કળાની આ સિદ્ધિ પાછળ કેટલી સબળ સાધના, જહેમતભર્યો અભ્યાસ અને સંચય-ક્રિયા છે તેનો પાર પામવા તો, ચિત્રકૂટ પરથી નિગૂઢ નેપથ્ય માર્ગે પરિપુષ્ટ થઇ સ્રવતા કુમારની કળાના રસ-સ્રોતનો અંતરંગ પિછાણી, તેના પ્રવાહના પૂર સાથે કુમારઅગ્રે ચડી ઊંચાનું જેટલું જરૂરી છે, તેટલું જ શ્રી રવિભાઇના 'ચિત્રકૂટ' પર પહોંચી શ્રી બચુભાઈના 'નેપથ્ય'માં ડોકિયું કરવું આવશ્યક છે. અને આપોઆપ, કળા અને કુદરતના સમ-ન્વય અને સંસ્કારથી પોષાએલાં જ્ઞાન અને અભ્યાસથી આપણા કુમારજીવનને રસમય અને પ્રફુલ્લ બનાવી જીવનદર્શન કરા-વતા 'કુમાર'ની પારમિતાનો પાર પામી, તેના રસોલ્લાસના આ રાસમાં કૃતાર્થતા અનુભવાય છે. 'કુમાર' રસો વૈ સઃ

રામસિંહજી કા. રાઠોડ

### પાઠ્ય પુસ્તકની જેમ

'કુમારે' કરેલી સેવા તો ગુજરાતના વતનીઓ ક્યારે ય પણ ભૂલે તેમ નથી. નવાં નાગરિકોના સાંસ્કારિક ઘડતરમાં 'કુમાર' જેવો ફાળો કોઇનો નથી. હું તો એનો કોઇ પાઠ્ય પુસ્તકની જેમ નાન-પણથી અભ્યાસ કરતો આવ્યો છું અને અત્યારે સાહિત્ય તરફ સહેજ પણ અનુરાગ પ્રગટેલ હોય તો તે પ્રતાપ 'કુમાર'ના છે. રાયસિંહજી કા. રાઠોડ

### કુમારની મહત્તા

લગભગ ૧૯ વર્ષ ઉપર વડોદરા કલાભવનમાં પ્રદર્શન હતું તે સમયે 'કુમાર'ની નવીન શૈલીએ પ્રકટ થએલી જાહેરાત જોવામાં આવી. સમય જતાં 'કુમાર'નો પ્રથમ અંક જોયો. ઘોડેસવાર કુમારનાં રેખાંકનો અને અરુણનું મુખચિત્ર જોતાં હૃદય નાચ્યું. પછી તો પ્રત્યેક અંકમાં નવીનતાનો જ સંભાર ભરેલો લાવતો.

શ્રી રવિભાઈ અને શ્રી રવિશંકર પંડિતનાં જ ચિત્રો જોવાં મને તે વખતે બહુ ગમતાં. શ્રી રવિભાઈનાં ચિત્રોમાં આપણો પૂર્વનો ભાવ અને સંસ્કૃતિ ભારોભાર જણાતાં. કલા પ્રત્યે મારામાં જે કંઈ પ્રેમભાવના હતી તેમાં 'કુમારે' ઘણી વૃદ્ધિ કરી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગુજ-રાત કલારસિક છે એવી ખાત્રી તેણે સારા યે હિંદમાં કરી આપી છે . . . 'કુમાર' દીર્ઘાયુ બનો ને એનો પ્રવાસ સફળ બનો. ઉમિયાશંકર ઠાકર (તંત્રી 'બાલમિત્ર')

### ચિત્રરસ અને કાવ્યરસ કેળવ્યો

મૅટ્રિક થયા પછી એકદમ નોકરી નહિ મળવાથી બધો વખત વાંચનમાં ગુજારવો પડતો. એવામાં એક મિત્ર પાસેથી 'કુમાર'ની થોડી ફાઈલો વાંચવા મળવા લાગી. જેમજેમ અંકો વંચાતા ગયા તેમતેમ કાવ્યો, વાર્તાઓ, શિકારકથાઓ અને ચિત્રોમાં રસ કેળવાતો ગયો. એક મિત્ર જે મારી સાથે અંકો વાંચતા તે અને હું વાર્તાની તેમજ ચિત્રોની ખૂબીઓ ને રહસ્યો અરસપરસમાં સમજાવતા. શ્રી સુન્દરમ્, જોષી અને શુક્લ વગેરેનાં કાવ્યો સમજાતાં ગયાં, અને જેમાં મઝા પડતી તે તે હું ઉતારી લેતો. એમ કાવ્યો વિષે રસવૃત્તિ કેળવવાથી બીજાં માસિકોમાંથી પણ કાવ્યો વાંચતો થયો છું. કાન્ત નીચેની સમજૂતીથી કાવ્યો એટલાં સરસ સમ-જાતાં કે ફરી વાંચવા માટે હું તે ઉતારી લેતો, જેના પરિણામે હાલ સારો એવો, સારાંસારાં કાવ્યોનો સંગ્રહ



સાકરલાલ જી. પંચાલ

પાકી બાંધણીમાં મારી પાસે છે.

પરોક્ષ રહીને, 'કુમાર'ના સંચાલકોએ 'કુમાર' મારફતે કુમારોમાં ચિત્રરસ કેળવવા અને ચિત્રકળામાં સ્વશિક્ષણ આપવા પ્રયત્નો કર્યા છે તેના પરિણામ વિષે હું નહિ પણ આ સાથે જુદા બુક-પોસ્ટથી મોકલાવેલી થોડી કૃતિઓ જ બોલશે.*

મૅટ્રિક થયા પછી, એ વર્ષના 'કુમાર' વાચનથી એટલી તૃપ્તિ લાગે છે કે જો એટલું 'કુમાર'વાચન ન મળ્યું હોત તો મૅટ્રિક તરીકેની લાયકાત અપૂર્ણું જ રહેત. મૅટ્રિક થયા પછી આગળ ભણવા નહિ જવા વિષેનો વિચાર મક્કમ થએલો તે 'કુમાર'ના તંત્રીલેખના બીજનું ફળ છે.

'કુમાર'ની દોસ્તી આટલી બધી મોડી થઈ એ માટે પસ્તાવો તો થાય છે. જોકે એ માટે મોટે ભાગે શાળાના શિક્ષકો જવાબદાર છે. પણ હવે પસ્તાવો કર્યે કંઇ વળશે નહિ એવી ચોક્કસ ખાત્રી હોવાથી, અમારી (હું અને મિત્ર કાન્તિલાલ, કેમકે 'કુમાર'નું વાચન અમે બંનેએ છેક મૅટ્રિક થયા પછી બેકારી દરમ્યાન કર્યું હતું) માફક બીજાઓને પસ્તાવું ન પડે એ માટે શાળાના વિદ્યાર્થીઓ, મિત્રો, મિત્રભ્રાતાઓ અને જે જે અમારા પરિચયમાં આવે છે એમને 'કુમાર'ની ભલામણ કરીએ છીએ. એમાંથી એમને ઉપયોગી થઇ પડે એવું સંગીન સાહિત્ય વંચાવીએ છીએ અને એ રીતે 'કુમાર' પ્રત્યે અમારી ફરજ અદા કરીએ છીએ.

**સાકરલાલ જી. પંચાલ**

(* આ ચિત્રો લેખકે અમને જોવા મોકલ્યાં હતાં અને એકાંતિક અભ્યાસે ઘણાં સફળ પરિણામે ઉતારેલાં જોઈ અમે આનંદની સાથે તેને ધન્યવાદ આપીએ છીએ.)

**'એકમેવ અદ્વિતીય'**

'કુમાર'ના એકેએક અંકમાં સજીવ કલાદૃષ્ટિ રહેલી છે, એના એકેએક ચિત્રમાં નાવિન્ય અને તાજપભરી રંગની સજાવટ હોય છે, એનું એકેએક લખાણ ધ્યેયલક્ષી હોય છે, એના રૂપરંગ અને મુદ્રણ પાછળ હમેશાં કળાદૃષ્ટિ જળવાઇ છે. એમાં આવેલું એકે જીવન-ચરિત્ર એવું નથી આવ્યું કે જે માનવજીવનને શીખ દેતું અને કુમાર-માનસને ચારિત્ર્ય ઘડવામાં મદદનીશ ન હોય. એનામાં જીવંત તેમજ સક્રિય કર્તવ્યતા અને ચિરંજીવ સર્જન આપતું સજીવ તત્ત્વ વિલસે છે. 'કુમાર' एकमेव अद्वितीय માસિક છે ને રહેશે. 'કુમાર' અમારું છે અને અમે 'કુમાર'ના છીએ.


કાન્તિલાલ કેશરવાળા

**કાન્તિલાલ કેશરવાળા**

**ત્રીસમે વર્ષે—વકીલાત કરતાં કરતાં પણ**

લગભગ પંદર વર્ષ પહેલાં (સન ૧૯૨૫-૨૬) જ્યારે હું અંગ્રેજી ચોથા ધોરણમાં મારા વતન પાનસર (ઉ. ગુજરાત) માં અભ્યાસ કરતો ત્યારે મારા પિતાશ્રી 'કુમાર'નો એક અંક લઇ આવ્યા. અને તે વખતે તો તેનાં ચિત્રો સિવાય બીજું કંઈ ખાસ આકર્ષી શક્યું નહિ. ત્યાર બાદ અંગ્રેજી

## એક તરુણ કલાકારને ગાંધીજીનો પત્ર

ચિ...

૩૧-૮-૩૯

હવે તું જવાનો એટલે ભીડમાં હોવા છતાં તારા કાગળનો હમણાં જ જવાબ આપું છું.

મને તે ગમ્યો. તારી આકાંક્ષાઓ સિદ્ધ થાઓ.

જેઓએ તને મદદ કરવાનું કહ્યું છે તેઓ ઉપર તું ન રાચતો. તારે સારૂ મેં કલ્પના એવી કરી છે કે તું ગ્રામીણ કલાકાર થા. જે ચિત્રકારોને તું જાણે છે તેઓ બધા શહેરમાં બકાએલા છે. તેથી મારી દૃષ્ટિએ બહુ કામના નહિ. ('બકાએલા'નો અહિંસક અર્થ કરજે. શહેર બધાને બાકે જ છે.)

હઝેબીટ વગેરેના હુન્નર ઉપર હું મુગ્ધ તો થયો જ છું. તે કલા પણ રાજરજવાડાને આભારી છે; તેથી તે ગામડામાં નથી ઉતરી. એ હિંદુ ધર્મનું દૂષણ ગણાય. ચોથા વર્ણને એટલે લપ ઠકાને અવગણ્યો, અજ્ઞાન રાખ્યો; ને તેની ઉપર જાણે સવારી કરી. છતાં ગામડાંમાં થોડીઘણી કલા રહી છે. તે ખીલવવાને પુષ્કળ સ્થાન છે. ગામડાંનાં દહેરાંમાં પાણાને સિંદુર ચઢાવ્યા ઉપરાંત કે તેલીઆ હનુમાન ઉપરાંત કાં કાંઇ જોવામાં નથી આવતું? તેથી મારી સલાહ તો એ છે, મારી આશા પણ એ છે કે તું તારા શિક્ષણનો ક્રમ પૂરો કરીને ગામડામાં વસી ત્યાંથી પ્રેરણા મેળવજે. ગામડામાં રહેતો છતો ગામડાના ઉકરડાની બહાર નજર નાખજે, આસપાસનું દૃશ્ય જોજે, ઊંચું આકાશ જોજે. જોકે આકાશ એક જ છે, ગ્રહો એક જ છે, છતાં શહેરમાંથી જોતાં ને એક લાગે છે, ગામડામાંથી જોતાં બીજા, ઉત્તર ધ્રુવ ઉપર જઇને જુઓ તો ત્રીજા, સહરાના રણમાંથી જુઓ તો ચોથા.

આ કલા હાથ કરવાને સારૂ તારે અગિયાર વ્રતોનું પાલન કરવું રહ્યું. 'જહાંગીરી ફકીરી' લેવી રહી. તારૂં હૃદય સત્યનારાયણમય કરવું રહ્યું. આમ કરશે તો તારૂં નાચવું ને વગાડવું શોભશે. એ બધું તું કરજે. **બાપુના આશીર્વાદ**

પાંચમીથી મને મુંબાઈ ભણાવવા લાવેલ મારા સંસ્કાર-ઉત્તેજક પિતાશ્રીએ મને પૂછ્યા સિવાય 'કુમાર'નો ગ્રાહક બનાવ્યો. તે પોતે વાંચવાના રસક, એટલે પણ વાંચું તે તેમની ઇચ્છા. ધીરે ધીરે મને તંત્રીની સમાલોચનાનાં પ્રથમ પૃષ્ઠોનું વાંચન ગમવા માંડ્યું. ત્યાર બાદ માધુકરી,

વિચારોએ, મારા જીવનના ઘડતરમાં ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો છે. મને એમાંથી ખૂબ જ પ્રેરણા મળી છે. એથી હું મહત્ત્વાકાંક્ષી બન્યો છું.

આવાં કઇક અગણ્ય કારણોએ આજ સત્તર વરસ થયા હું 'કુમાર'નો ચાલુ ગ્રાહક રહ્યો છું. એના શરૂથી આજ સુધીના અંકોની દરેક વર્ષની ફાઇલને હું મારો અમૂલ્ય ખજાનો ગણું છું. એ સર્વદેશીય વાચન પૂરું પાડે છે. એ ગુજરાતી એન્સાઇક્લોપીડિયા–જ્ઞાનકોશ–છે. હું તે ધરાવું છું અને તે માટે મને ભાગ્યશાળી સમજું છું.

**ચાંપસિંહ વિજયપાળ**

**ગુજરાતી સાહિત્યમાં 'કુમારસંભવ'**

कुमारसंभवं दृष्ट्वा रघुवंशे मनोऽदधत् ।
राक्षसानां कुलश्रेष्ठो रामो राजीवलोचनः ॥

જેમ રઘુકુલશ્રેષ્ઠ રામે પૃથ્વીને પીડા આપનાર રાક્ષસોના સંહાર માટે રઘુ વંશમાં જન્મ ધારણ કર્યો તેમ ગુજરાતી સાહિત્યમાં કુમાર સંભવ—અજ્ઞાનના વિનાશ માટે 'કુમાર' માસિકનો ઉદ્ભવ—થયો હોય એમ આટલાં લાંબાં વર્ષના તે માસિકની પ્રગતિના વિહંગાવલોકનથી દૃષ્ટિએ પડે છે.

પ્રથમ અંકથી હું તેનો અભ્યાસક છું. રસપૂર્વક તેનાં કલામય ચિત્રો, કાવ્યકલ્પનાઓ, ટૂંકી વાર્તાઓ તથા નવીન યુગના વિજ્ઞાનશાસ્ત્ર તથા કલાની નોંધો વાંચતો આવ્યો છું. મારા કુટુંબનાં બાળકો ઘણા રસથી દર માસે તેના આવતા અંકો વાંચી આનંદ તથા જ્ઞાન મેળવે છે.

આવાં માસિકોનું પોષકબળ દેશના યુવકો છે. દરેક કુટુંબમાં બાળકો તથા યુવકો આ માસિક મંગાવવા, વાંચવા, વિચારવા તથા સંઘરી રાખવા ઉત્સાહમય થાય એ જ તંત્રી પ્રતિ શુભેચ્છા છે.

**ગોરધનભાઈ ઈ. પટેલ**

**પરદેશીઓ આગળ 'કુમાર' જ ધરું**

ઘણી જ નાની કહી શકાય તેવી ઉંમરે મારું ઇતર-વાચન શરૂ થયું . . . . તે વખતે 'કુમાર' મને ખૂબ ગમેલું. ચિત્રો સરસ આવે; વાર્તાઓ સરસ આવે; અને શૈલી તો મને ખૂબ જ ગમે. મુદ્રણ સંબંધી ને વખતે કાંઈ ભાન હતું નહિ, પરંતુ ઘણા વખત પછી સમજાયું કે મુદ્રણ પણ સરસ આવે છે. ન મળે મુદ્રણભૂલ કે ન મળે અસ્વચ્છતા. એવી કાળજી મને બીજે જોવા મળી નથી.

કોઈ પરપ્રાંતીય અથવા પરદેશી સજ્જન ગુજરાતી ભાષાનું એકાદ સામયિક જોવા માગે તો હું 'કુમાર' જ ધરું.

આ સાથે એક બાબત ઉપર આપનું લક્ષ્ય દોરવા માગું છું. આ જમાનો સાદાઇનો છે. ભાષા પણ સાદી જ વાપરે છે–બધા. 'કુમાર'માં કોકકોક વખતે ઘણી અઘરી ભાષાવાળા લેખો આવે છે એ મને નથી ગમતું. સાદી અને સરળ ભાષામાં જ બધું લખાણ આવે તો ઠીક. **ઘનશ્યામ વ્યાસ**

# લાંબું જીવવું છે?

જગતમાં આયુષ્યની ઓછામાં ઓછી સરેરાશ ધરાવતા આપણા દેશવાસી સમક્ષ આ સવાલ મૂકવો એ કદાચ કટાક્ષ જેવું લાગે, પણ સૌને મળી શકે એવાં સાધનોવડે અને કુદરતની મદદ વડે નિરામય જીવન ગાળનારાઓનાં આ નીચેનાં ઉદા-હરણોમાં આપણે ગળે ઉતારવા જેવો સંદેશ તો રહ્યો જ છે.

દીર્ઘાયુષ્યનો સૌથી જ્વલંત દાખલો બર્નાર્ડ શૉનો છે. એ ચુસ્ત વનસ્પતિ-આહારીએ 'Back to Methuselah'ની પ્રસ્તાવનામાં દીર્ઘાયુષ્ય પર પોતાનો ફરાંર આપી દીધો છે. એના કહેવા મુજબ

**પોતાના દાંત વડે જ માણસ પોતાની કબર ખોદે છે.**

એનો આદેશ પણ બહુ સ્પષ્ટ છે કે,

**'માંસાહાર ન કરો, ઉત્તેજક પીણાં ન લો અને દાકતરો સાથે મૈત્રી સિવાય કશો સંબંધ ન રાખો!'**

એવો જ સંદેશ શતાયુ મિસિસ પીટર ડ્રમન્ડનો છે કે

**'બધી બાબતમાં મિતવ્યવહાર રાખો.'**

આ મિસિસ ડ્રમન્ડ મહારાણી વિક્ટોરિયાના રાજ્યા-રોહણથી બે ચાર સાલ પહેલાં જન્મેલી. એને ચૌદ તો પ્રપૌત્રો છે.

વળી, મહેનતથી ત્રાસતી આજની પેઢીને ૧૦૪ વર્ષની એક મિસિસ આન સ્ટૉનસૉલ કહે છે કે

**'સખત પરિશ્રમ અને સંતોષ એ જ દીર્ઘ જીવનનાં મૂળ છે.'**

થોડા જ વખત પર અવસાન પામેલા ફ્રાન્સનો પ્રખ્યાત સર્જન ડૉ. ઍલેક્ઝાંડર ગેનો પોતાની ૧૦૩ વર્ષની વયે એક પુસ્તક લખી ગયો છે: 'શતાયુ કેમ થવું?' નિયમિત લાંબી લટાર મારવા નીકળી પડતો એ ગેનો વિક્ટોરિયાના રાજ્યારોહણની પાંચ સાલ પહેલાં જન્મેલો. એણે દીર્ઘાયુષ્ય માટે આપેલા કેટલાક મુદ્દા આ છે:

**'ઘણુંબધું ને તમને ગમે તેવું ન ખાતાં તમારા શરીરની સહાતામાં ઉમેરો કરે તેવું ને માફક-સર ખાઓ.**

**તાજાં ફળોનો તમારા ભોજનમાં સમાવેશ કરો.**

**નિરામય જીવન માટે ઊંડો શ્વાસોચ્છ્વાસ ને કસરત અનિવાર્ય છે.**

**શહેરોની હવા કરતાં ગામડાંની હવા સ્વા-ભાવિક જ દીર્ઘાયુષ્ય પ્રેરે છે.'**

અને માનવીના દીર્ઘાયુષ્યમાં શ્રદ્ધાવંત એ સર્જન તો કહી ગયો છે કે માણસ ૮૫ વર્ષની વયે મરે તો યે તે અકાળ મોત ગણાવું જોઇએ.

# માધુકરી



## ૭ અન્ય કાજે

સુણી યુગોની યુગલક્ષ્ય ઘોષણા,
માનવ્યનાં મન્થનરંગમે ભણી,
તવારિખોમાં તરબોળ-મગ્ન થૈ
મેં ભૂતમાં સાધકદૃષ્ટિ ફેરવી!

સમૃદ્ધ સ્વપ્નો નવભાવિનાં રચ્યાં
કલ્યાણની કલ્પનકુંજમાં ભમી,
ચૂકી ગયો જીવનધ્યેય કેડીઓ
કર્તવ્યની વિસ્મૃતિમાં સરી જતાં!

હું ભૂતકાળે ભટકંત માનવી
ભવિષ્યના સ્વપ્નતરંગમાં હવે
ચહું નહીં આથડવા; અનેકધા
આ વર્તમાને રત-યત્ન જીવવું.
મતાળ મારી મનભાવના બળે
આ જીવને માત્ર ધસાઇ છૂટવું.

**વેણીભાઇ જ. પુરોહિત**

## ૮ આજના ભારતના પ્રત્યક્ષ તત્ત્વજ્ઞ સંત શ્રી રમણ મહર્ષિ

'મદુરામાં હું મારા કાકાના ઘરમાં પહેલે મજલે એકલો બેઠો હતો. મારી તંદુરસ્તી સંપૂર્ણ હતી, છતાં ઓચિંતી મોતની બીક મારા પર સવાર થઈ. મને લાગ્યું કે હું મરણાસન્ન છું. એ બીક સાથે જ મોતનો મુકાબલો કરવાની ઇચ્છા મારામાં પેદા થઈ. મોત એ શું છે? શારીરિક પ્રવૃત્તિઓનો વિરામ. મેં એના પર ઊંડો વિચાર કરવા માંડ્યો. ત્યારથી બધું દૃશ્ય જગત વિસારી હું મારી જાતમાં લીન રહેવા લાગ્યો. એની સાથે દેવો ને મંદિરો તરફ મારી રૂચિ ઢળી. પણ તેમાંયે મોક્ષની જાગ્રત ભાવના ન હતી. કારણ જિંદગીનાં સુખદુઃખ હું જાણતો નહોતો. મારામાં ઈચ્છારહિત લાગણીઓ ઊઠવા ને શમવા લાગી.'

ભારતના ઉત્તમ કોટિના સંત અને અધ્યાત્મવાદી તરીકે દુનિયાભરમાં જાણીતા થએલા દક્ષિણ હિંદના દિવ્યદ્રષ્ટા સાધુપુરુષ શ્રી રમણ મહર્ષિએ, પોતાને વિરાગ કઈ રીતે ઉત્પન્ન થયો તે પ્રસંગનું વર્ણન ઉપરના શબ્દોમાં લખાવ્યું છે.

અરુણાચલમ્ મુકામે આશ્રમ સ્થાપીને નિવાસ કરતા આ યુગના એ પરમ સંત પુરુષનો જન્મ ૧૮૭૯ના ડિસેમ્બરની ૩૦મીએ સવારના એક થયો હતો. ૧૮૯૬ સુધી તો વ્યંકટરામન્ (એ વખતે તેઓ એ નામે ઓળખાતા) સાધારણ જીવન ગાળતા. પરંતુ ૧૭મા વર્ષે એમના જીવને એકાએક પલટો અનુભવ્યો, જેનું વર્ણન ઉપર આપ્યું છે.

ત્યાર પછી એ ઘેર રહી શક્યા નહિ. અનંતનો એ પોકાર અદમ્ય હતો. અને માતાને કે ભાઈને કહ્યા કારવ્યા વિના ઘેરથી ચાલી નીકળ્યા ને તિરુવણ્ણમલાઈના અરુણાચલ મહાપ્રભુનો આશ્રય લીધો. એ પહેલાં પણ એક વખત અરુણાચલનું નામ સાંભળી એમને સંવેદન થયું હતું. ઘેરથી માત્ર ત્રણ રૂપિયાની મૂડી લઈ નીકળેલા કુમાર રમણની પાસે વિલ્લુપુરમ્ સ્ટેશને ઊતરતાં માત્ર અઢી આના બાકી રહ્યા હતા. મોં સૂઝણું થતાં સ્ટેશનેથી એણે અરુણાચલમ્ તરફ પગલાં માંડ્યાં રસ્તામાં ભૂખ લાગતાં એક વીશીમાં જમવા ગયા, અને થોડી વાર હતી એટલે એ તો એક ખૂણામાં ધ્યાનમગ્ન બની ગયા. વીશીવાળો એ જોઇ આશ્ચર્ય પામ્યો અને એમની અઢી આનાની મૂડીમાંથી થાળીના બે આના પડાવતાં એનો જીવ ન ચાલ્યો.



અરૈયાનિનલ્લુર ગામેથી એક ભાવિક દંપતીએ એમને મિઠાઇનું એક પડીકું આપેલું એ લઇ છેવટે એ અરુણાચલમ્ પહોંચ્યા. દર્શન કરી એક તળાવની પાળે જમવા બેઠા; પણ મિઠાઈનું પડીકું છોડતાં જ વિચાર આવ્યો કે આ શરીરને વળી મિઠાઈ કેવી? અને તરત એ પડીકું ફેંકી દીધું. યંત્રવત્ એ પાળ પર જ તે બેઠા રહ્યા. એટલામાં એક હજામે આવી હજામત કરાવવા કહ્યું. એમણે હજામત કરાવી અને પછી કપડાંમાંથી એક કૌપિન જેટલો ચીરો ફાડી બાકીનાં કપડાં તથા પૈસા એ હજામને આપી દીધાં.

મહર્ષિએ પોતાના મોટા ભાઇ પર લખેલો પત્ર એમનામાં અનંતના થએલા અવતરણને, આબેહૂબ આલેખે છે: 'પરમ પિતાની શોધમાં મેં આ સ્થાન મૂક્યું છે. એનો જન્મ નિ:શંક સદ્દિચ્છામાંથી છે. એટલે કોઇએ દિલગીર થવા જેવું નથી તેમજ મારી શોધ માટે પૈસા વેડફવાની પણ જરૂર નથી.' પિતાનું નિમંત્રણ આવતાં બાળકને કોઈ ભોમિયાની જરૂર નથી રહેતી એ જ રીતે ૧૮૯૬ના સપ્ટેંબરની ૧ લીએ મહર્ષિ અરુણાચળને શરણે ગયા.

મહર્ષિનું આખું જીવનવૃત્તાંત આપવું નકામું છે. મંદિરના અને તેની આસપાસના વસવાટમાં તેઓ મોટા ભાગે સમાધિમાં જ હવે પડચા રહેવા લાગ્યા. એ તરુણ યોગીની આસપાસ ધીમેધીમે લોકમંડળી એકઠી થવા લાગી એમના ભક્તોને એમની જાગ્રતાવસ્થાનો લાભ બહુ ઓછો મળતો. તેમાં યે મહર્ષિ મૌન વ્રત પાળતા હતા. અઢી વરસ પછી અરુણાચળની ટેકરી પર ગયા ને ત્યાં એક પછી એક ગુફામાં એમણે વીસ વર્ષ ગાળ્યાં.

મહર્ષિ રમણે શંકરાચાર્યના 'વિવેકચૂડામણિ' તથા 'દૃશ્યદૃશ્યવિવેક' નું પોતાના ભક્તો સારૂ સરળ ભાષાંતર કર્યું, પરંતુ સાચા જિજ્ઞાસુ માંટે હિંદુ ધર્મના કોઈ એક જ તત્ત્વપંથને એમણે પર્યાપ્ત નથી માન્યો. આંતરિક આધ્યાત્મિક ભૂમિકાનો વિકાસ એ એમનો મુખ્ય હેતુ રહ્યો છે.

મહર્ષિના સમાગમમાં આવનાર ત્રણ આધ્યાત્મિક પંડિતોની દુનિયા બહુ ઋણી છે, તેમાં યે કાવ્યકાન્ત ગણપતિ શાસ્ત્રીની રચેલી 'રમણગીતા' (અપવાદ રૂપે એક જ શ્લોક એમાં મહર્ષિનો પોતાનો રચેલો છે) વડે ખાસ. એમાં સરળ સંસ્કૃતમાં એમનો બોધ ઉતાર્યો છે. એમાંથી મહર્ષિનો સંદેશ કથીએ તો, 'ક્ષણભંગુરોને મનનું ભાન હૃદય ખીલ્યું ન હોય ત્યાં સુધી જ રહે છે, જેમ સૂર્ય ન દેખાયો હોય ત્યાં સુધી જ ચન્દ્ર દેખાય છે તેમ.'

એ ત્રિપુટીમાંના બીજા શેષાદ્રિસ્વામી. મહર્ષિ કરતાં તિરુવણ્ણમલાઇ પર તે વહેલા પહોંચેલા, ને સમાધિ વખતે મહર્ષિના શરીરની તે ચોકી કરતા. ત્રીજી વ્યક્તિ તે નરસિંહસ્વામી. 'આત્મભાન'ના નામે એમણે મહર્ષિના જીવન અને ઉપદેશને પુસ્તકમાં ઉતાર્યાં છે. મહર્ષિનાં ટાંચણોની સાથે અંગ્રેજીમાં અનુવાદિત થએલી એમની 'ઉપદેશસારમ્' ચોપડી જાણીતી છે.

ધીમે ધીમે મહર્ષિનાં માતા અલાગામ્મલને પણ લાગ્યું કે શાંતિનું સાચું ઠેકાણું પોતાનો પુત્ર જ છે, એટલે ૧૯૧૬માં તે તિરુવણ્ણમલાઇ આવ્યાં; એ પછી થોડે વખતે એમના નાના ભાઇ આવ્યા. માતાએ કષાય વસ્ત્રો ધારણ કરી આશ્રમની બધી વિધિઓ નિ:સ્પૃહ રીતે કરવા માંડી. ૧૯૨૨ના મેમાં એમને સખત માંદગી થઈ ને ૧૯મી મેના રોજ અવસાન પામ્યા ત્યારે મહર્ષિ એમને પડખે બેસી એમને આધ્યાત્મિક સાંત્વન આપી રહ્યા હતા.

મહર્ષિની રચનાઓમાં 'ઉલ્લાદુ નારપાદુ'ને સર્વશ્રેષ્ઠ ગણી શકાય. હિંદુધર્મનાં છ દર્શનોમાથી કોઈપણ એકના બોજા નીચે દટાઈ જવાની એમણે એમાં સાફ ના પાડી છે. શાશ્વત તરફ લઈ જતો ચિંતનનો કોઈ પણ પ્રકાર તેમને મન ધર્મ તથા તત્ત્વજ્ઞાન બંનેથી ઉચ્ચ છે. એટલે 'ઉલ્લાદુ નારપાદુ'ને વાસ્તવિક રીતે 'શ્રી રમણહૃદયમ્' જ કહી શકાય.

અરુણાચળની ટેકરીની તળેટીમાં, તિરુવણ્ણમલાઈથી એકાદ માઈલ દૂર મહર્ષિનો આશ્રમ આવેલો છે. એક વખત કેટલાક ચોરો ત્યાં આવી લાગ્યા ને બારીઓ ભાંગવાનું શરૂ કર્યું. ભક્તોએ મહર્ષિને જાણ કરી એટલે તે બોલ્યા, 'આવવા દો, એમનો વેશ એમને ભજવવા દો'. ચોરોએ આગ લગાડવાનું વિચાર્યું એટલે મહર્ષિ બોલ્યા, 'આગ બાગ લગાવવાની જરૂર નથી. અમે બહાર નીકળી જઈએ છીએ અને આ બધું તમારૂં જ છે એમ સમજો.' એમ કહી તે પોતાના સાથીઓ સાથે બહાર નીકળતા હતા ત્યાં એક ચોરે એમના ડાબા સાથળ પર સખ્ત ફટકો માર્યો.

મહર્ષિએ તરત જમણો પગ આગળ ધર્યો અને કહ્યું, 'જો આટલાથી પણ સંતોષ ન થયો હોય તો બીજા પગ પર પણ લગાવો.' એમનો જખ્મ જોઈ એક શિષ્યે ગુસ્સામાં આવી જઈ લોઢાનો સળિયો ઉપાડયો તેને વારતાં મહર્ષિએ કહ્યું, 'આપણા દાંત તળે ક્યારેક જીભ કચરાઇ જાય છે એટલા માટે શું આપણે દાંત પાડી નાખીએ છીએ?'

આજે તો મદ્રાસના એ તપસ્વીની આધ્યાત્મિક પ્રભા કશા ભેદભાવ વિના એમનો આશ્રય લેનાર બધાને નવાજે છે. દિવસના કોઈ પણ કલાકે સંસારના તોફાની સાગરમાં અટવાએલાંઓ ભારતની ઋષિસૃષ્ટિના એ અનુવંશજના ઉદાત્ત હૃદયના બારામાં આશરો મેળવે છે.

## શ્રી ગગનેન્દ્રનાથ ઠાકુર અને તેમની ચિત્રકલા

આજથી સાતઆઠ દાયકા પર મોટા મોટા લોકો જ્યારે માત્ર ખિતાબ સંઘરવા સરકારની ખુશામદ કરવામાં કે હલકા આમોદપ્રમોદ ને ભોગવિલાસમાં જ જિંદગીનું અહો-

કે જે શખ્સ સૌ પહેલો ચન્દ્રલોક પર પહોંચી બતાવે તેને ૨૦૦૦૦ પૌંડનું ઈનામ એ આપે! પહેલેથી નહિ; ત્યાં પહોંચીને પાછો આ પૃથ્વી પર ઇનામ લેવા આવે!!

આવું જ ઈનામ 'ફ્રેન્ચ ઍકેડેમી ઑફ સાયન્સ' તરફથી ૫,૦૦,૦૦૦ ફ્રાન્કના પુરસ્કારરૂપે જાહેર થયું છે. એ મેળવવા માટે તમારે કોઇ ગ્રહ પર પહોંચવાની તકલીફ કરવાની નથી રહેતી. માત્ર મંગળના ગ્રહ પર જે વસતિ ધારવામાં આવે છે તેની સાથે પૃથ્વી પરથી સંદેશા શી રીતે ચલાવી શકાય એ હિકમત તમારે શોધી કાઢવાની. એ માટે કેટલાં કરામતબાજ ભેજાં કામ કરી રહ્યાં છે એ, તમે કદાચ નહિ જાણતા હો. અને કેટલાકે તો ઍકેડેમીનું એ ઇનામ જીતવા પોતાની રહીસહી મિલકતોનાં દીવાળાં યે ફૂંકી દીધાં છે. એક વિદ્યુત્શાસ્ત્રીએ પોતાની સઘળી મિલકત જમીન પર એક ભૌમિતિક ખાડો ખોદી તેમાં અતિપ્રકાશિત સર્ચલાઇટ ગોઠવવા પાછળ ખરચી નાખી. પણ પછી એને ખાતરી થઈ કે મંગળનિવાસીઓ કાં તો ટૂંકી નજરવાળા હતા, અથવા તો તેની સંજ્ઞાની તેઓ અવજ્ઞા કરતા હતા! એ ઈનામ પ્રાપ્ત કરવા કેટલાક તો કેવું આંધળું ઝુકાવી દે છે, એ એટલા પરથી માલૂમ પડશે કે એક શખ્સે તો મંગળ પર પહોંચી ત્યાંના નિવાસીઓના અવાજની પોતે રેકૉર્ડ ઉતારી આવ્યાનું જાહેર કર્યું હતું. અને એ રેકૉર્ડ વગાડવામાં આવી ત્યારે જણાયું કે એ બીજું કંઇ નહિ પણ ઍનીસ્થેટિક લીધા વગર ઓપરેશન કરાવતા દર્દીની ચીસો હતી!

રૉયલ ગટિંગન સોસાયટીનો એક બેનંગેપ ગણિતશાસ્ત્રી વળી પોતાની પાછળ એવું જ ૫ લાખ ફ્રાન્કનું ઈનામ મૂકતો ગયો છે અને તે હજુ કોઇએ પ્રાપ્ત નથી કર્યું. એ ગણિતશાસ્ત્રીનું નામ થર્મા. એમાં તમારે માત્ર એ પોતાને નામે 'Theorem of Thermat' ચાલી ગયો છે એ સાબિત કરવાનું રહે છે. પરંતુ દુનિયાના ધુરંધર ગણિતશાસ્ત્રીઓ પણ થર્માનું ઇક્વૅશન સાચું છે એ કબૂલ કરવા છતાં તે સાબિત નથી કરી શકતા!

આ કુતૂહલપ્રેરક ઇનામોની વાત નીકળી છે તો એવા એક પુરાણા ઇનામનો ઉલ્લેખ પણ કરી લઇએ. એ ઈનામ ઇંગ્લંડના કેન્ટ પરગણાના એક ખેડૂતે કાઢેલું. સો પૌન્ડનું એ ઈનામ કાઢવા પાછળ એક વિચિત્ર માન્યતા એ રહેલી હતી કે ગધેડો કુદરતી રીતે કદી નથી મરતો. એટલે એણે કુદરતી રીતે મરેલા ગધેડાનું શબ લાવી આપનારને એ બક્ષિસની જાહેરાત કરી. પછી તો પૂછવું જ શું? રોજ ગાડાંનાં ગાડાં ભરાઇ ગધેડાંનાં મુડદાં કેન્ટના રસ્તે પડી ચૂક્યાં. એ મુડદાંના ગંજે પછી પોતાનો પરચો બતાવ્યો ને રોગચાળો ફાટી નીકળ્યો. પરિણામે એ બિચારા જિજ્ઞાસુ ખેડૂતને બધાં મુડદાંના માલિકોને રાહત તરીકે થોડી થોડી રકમ આપવા ઉપરાંત 'ઍસાઇઝ કોર્ટ'ને પણ ૩૦૦ પૌંડની જાલિમ રકમ દંડ તરીકે આપી સંતોષવી પડી!

## ચીનની ગંજાવર દીવાલ

લગભગ બે હજાર વરસથી ચીન જેવા મોટા વિસ્તારવાળા રાષ્ટ્રનું રક્ષણ કરી રહેલી ગંજાવર દીવાલ વિષે ઘણાએ સાંભળ્યું હશે, પરંતુ તે દીવાલના વિસ્તાર, સ્વરૂપ ને કદ વિષે તો ખ્યાલ ઘણા થોડાઓને હશે. એ દીવાલના આડાઅવળા વળાંકની ગણતરી કરવામાં આવે તો તેની લંબાઈ પંદરસો માઈલ જેટલી થાય અને જો સીધી લીટીમાં તેને મૂકવામાં આવે તો લંડન શહેરથી છેક મિસરમાં આવેલા ઍલેક્ઝાન્ડ્રીઆ સુધી પહોંચે. એવો અડસટ્ટો કાઢવામાં આવે છે કે આ ગંજાવર દીવાલના ચણતરમાં જે કાટ (Material) વાપરવામાં આવ્યો છે તે જ કાટની મદદ વડે આપણી આ પૃથ્વીની આસપાસ—બરાબર વિષુવવૃત્ત ઉપર આઠ ફૂટ ઊંચી ને ત્રણ ફૂટ જાડી દીવાલ બંધાઇ રહે. આપણે ચંદ્ર ઉપર જઇને પૃથ્વી તરફ દૂરબીનની મદદ વડે જોવા પ્રયત્ન કરીએ તો કાળા માથાના માનવીઓએ બાંધેલાં બાંધકામમાંથી માત્ર આ ગંજાવર દીવાલ જ દૃષ્ટિગોચર થઈ શકે.

ઇ.સ. પૂર્વે ત્રીજા સૈકામાં આ દીવાલની રચનાનો પહેલવહેલો ખ્યાલ ચીનાઇ સમ્રાટ શી-હુઆંગ-તીને આવ્યો હતો. તેમ કરવામાં તેનો હેતુ હૂણ લોકોને હઠાવી રાખવાનો હતો અને સાચી વાત પણ એ છે કે સૈકાઓ સુધી એ કાર્ય આબાદ રીતે પાર પડ્યું હતું. આજે કદાચ વર્તમાન યુગની યુદ્ધ-સામગ્રી પાસે તે નકામી નીવડે.

પૂર્વ તરફ દરિયાકિનારે આવેલા શાનહૈકુવાન નામના શહેરથી તે દીવાલની શરૂઆત થાય છે અને પશ્ચિમ દિશામાં આગળ વધતી વધતી દૂર દૂર આવેલા કાંઝુ સુધી તે પહોંચેલી છે. રસ્તામાં તે માઈલ ને માઈલ ઊંચા પર્વતોને ઓળંગે છે, ખૂબ ઊંડી ખાઈઓમાં પણ ઊતરી પડે છે, ફરીથી તે ઊંચાણવાળા પ્રદેશમાં આવી પહોંચે છે અને પછી માઇલોના માઇલ સુધી સીધા સપાટ પ્રદેશમાં તે દોડી જાય છે. વળી પાછી આમતેમ વળાંક લેતી જંગલોમાં પેસી, કોઇ મોટા કિલ્લા જેવું સ્વરૂપ તેણે ધારણ કર્યું છે.

પૃથ્વી પર જેનો જોટો નથી એવા આ જબરજસ્ત બાંધકામને બાંધતાં પંદર વર્ષ લાગ્યાં હતાં. એ બાંધકામ વખતે ત્રણ લાખ સૈનિકોને, લડાઇમાં પકડાયેલા કેદીઓને, સઘળા ગુનેગારોને કામે લગાડવામાં આવ્યા હતા. એ જમાનામાં નહિ જેવાં સાધનોની મદદથી આવા એ કાર્યને બીનમાહિતગાર માનવીઓએ તેમનું એ કાર્ય કેવી રીતે સાંગોપાંગ આટોપ્યું હતું તથા ઊંચા ઊંચા પહાડોના ઊંચા-નીચા ચઢાણને વટીને નડતી મુશ્કેલીઓને તેઓએ કેવી રીતે હઠાવી હતી એ કોયડાનો ઉકેલ મુશ્કેલ છે, કારણ કે એ દિવસનાં બાંધકામને લગતો કોઈ પણ પ્રકારનો ઇતિહાસ અત્યારે ઉપલબ્ધ નથી







ઉપર–ચીનની દીવાલ. જમણી બાજુ–ઉપર : ૨૫૦૦ ડાલરની કીમતનુ ૧૦૦ મિલિગ્રામ રેડિયમ ધરાવતી રેડિયમ સૉલ્ટની ભૂકી; એક દીવાસળી જેવડા કદની કાચની નળીમાં. નીચે: એક મિલિગ્રામના લાખમા ભાગ જેટલું રેડિયમ માપી કાઢતું ઇલેક્ટ્રોસ્કોપ →

ચીનના દુર્ભાગ્યે એ અંજાવર દીવાલના સમારકામ તરફ પાછળથી નહિ જેવું જ લક્ષ અપાયું હતું. જ્યારે જ્યારે ચીનવાસીઓને બીજા બહારના હુમલાઓની બીક લાગતી ત્યારે જ જરૂર પૂરતું સમારકામ હાથ ધરવામાં આવતું. આજથી લગભગ પાંચસો વર્ષ પહેલા મિન્ગી વંશના બાદશાહોના સમયમાં એ દીવાલની સંપૂર્ણપણે મરામત કરાવવામાં આવી હતી.

એ દીવાલ પાયામાં ૨૫ ફૂટ અને મથાળે ૧૫ ફૂટ પહોળી છે; તેની ઊંચાઇ જુદેજુદે સ્થળે ધ્યાનમાં લેતાં ૧૫ થી ૩૦ ફૂટ સુધીની છે. તેમાં ૨૦ હજાર તો બુરજો બાંધેલા છે, અને એ બુરજો ખરી રીતે તો નાના મોટા કિલ્લાઓની ગરજ સારે એવા કુશાદે છે. તે ઉપરાંત તે દીવાલમાં દસ હજાર તો દીવાદાંડી જેવા આકાશદીપો છે.

આજે એ દીવાલની આરપાર રેલવે લાઈન લઈ જવામાં આવી છે અને એનો ઘણોખરો ભાગ અત્યારે તો ખંડિયેર જેવી જ દશામાં છે. —ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

## રેડિયમ

એેએક વર્ષો પર કૅનેડાએ પોતાને ત્યાં પહેલો ઔંસ રેડિયમ પૂરે ઉત્પન્ન થઈ રહ્યું તેનો મહોત્સવ ઊજવ્યો. યુનાઇટેડ સ્ટેટ્સે એવો મહોત્સવ ૧૯૨૦માં ઊજવેલો. કૅનેડામાંથી નીકળતી કાચી ધાતુ રેડિયમ વડે બહુ સમૃદ્ધ હોઇ ત્યાં ૧૪૦૦૦ ટનમાંથી ૧ ઔંસ ઉત્પન્ન આપે છે. આને લઇને ગયા મહાયુદ્ધ પહેલાં ૧ ઔંસની જે ૩૫,૦૦,૦૦૦ ડૉલર કીમત હતી તે ઘટી જઇને આજે ૭,૦૦,૦૦૦ ડૉલર થઇ ગઈ છે. એક મિલિગ્રામ (એટલે એક ટાંકણીનું માથુ રંગાય એટલા) રેડિયમની કીમત આજે ૨૫ ડૉલર પડે છે. દુનિયાનો રેડિયમનો કુલ જથો આજ લગભગ ૫૫૦ ગ્રામ એટલે કે બે ઈંચના એક ઘન ચોસલા જેટલો છે. કૅનેડાની રેડિયમની ખાણો આલાસ્કાથી ૫૦૦ માઇલ પૂર્વે 'ગ્રેટ બેર લેક' નજીક લગભગ ધ્રુવવર્તુલ પર આવેલી છે.

રેડિયમ એ રૂપા કરતાં અરધી ભારે, ચકચકિત સફેદ ધાતુ છે. ભુરા રંગના જુદા જુદા એવા વર્ણોમાં એ પ્રકાશે છે કે એનો રંગ સમજાવી શકવો મુશ્કેલ છે. એ એટલી તો ગરમ હોય છે કે તમે એને સહેજ હાથમાં લ્યો એટલે થોડા જ દિવસો પછી ત્યાં દાઝ્યા જેવા ડાઘ પડી ચામડીમાં એવાં ઘારાં પડી જશે કે તે રૂઝાવવાં અત્યંત મુશ્કેલ હોય છે.

કૅનેડામાં રેડિયમની શોધ એ એક અકસ્માત જ હતો. ત્યાંની એલડોરેડો ગોલ્ડ માઈન્સ લિ.ના શોધક ગિલ્બર્ટ લૅબિનને ૧૯૨૮માં અપાએલા ખાણામાં એણે સ્ટૉકહોલ્ડરો સમક્ષ જાહેર કર્યું કે તેમના ફંડ સમૃદ્ધ હતાં તેટલી ખાણો સમૃદ્ધ ન હતી. એણે એકાદ નવી ખાણની શોધ માટેની મંજૂરી માગીને એ સ્ટૉકહોલ્ડરોની મંડળીને આશ્ચર્યમાં નાખી દીધી; પણ એથી યે વધુ આશ્ચર્ય તો સ્ટૉકહોલ્ડરોએ તેને એ માટે મંજૂરી આપીને ઉપજાવ્યું !

એક snowblind-બરફના તેજસ્વી પ્રકાશની અસર સામે ખડતલ બનેલી આંખોવાળા જોડીદારને લઇઈ. ૧૯૩૦માં એક સ્લેજ પર લૅબિન નીકળી પડયો. બરફના વેરાનમાં અનેક સાહસો ખેડતાં એણે બરફની બહાર ડોકાતી એક ખડકની ચારેક ઇંચની છાજલી જોઈ. એ પર હથોડી મારતાં

## દરિયાની ઊંડાઈ

માણસજાત સદીઓથી સાગર ખેડતી આવી છે; પણ છેક ઓગણીસમી સદી સુધી તો એનું તળિયું કોઈ વિશાળ સપાટ મેદાન જેવું જ માણસ કલ્પી રહેલો. જો કે ૧૯૩૭ માં ઑક નામના કોઈ માણસે શંકા ઉઠાવેલી કે પૃથ્વીની સપાટી જેમ દરિયામાં પણ નાનામોટા પર્વતો આવેલા હશે; પણ એ મરી ગયો ત્યાં સુધી તેની શંકાની કોઈએ વૈજ્ઞાનિક છણાવટ નહોતી કરી.

એ છણાવટનું પહેલું માન જાય છે યુનાઈટેડ સ્ટેટ્સના નૌકાદળને. ઈ. ૧૮૫૯માં લેફ્ટેનન્ટ બ્રૂકે એક ધ્વનિયંત્ર શોધી કાઢ્યું જે વડે આટલાંટિક મહાસાગરના તળના ટેકરા, ખીણો ને મેદાનોની પહેલવહેલી મોજણી કરવામાં આવી. ત્યાર પછી બ્રિટિશ નૌકાએ પણ ૧૮૬૦માં ઍડમિરલ સર લીઓપોલ્ડ મૅક્લિન્ટૉકની દોરવણી નીચે એ કામ આગળ વધારી વરુણવિદ્યા (Oceanography)નો વિકાસ આદર્યો. ઈ. ૧૮૭૨માં એણે રૉયલ નૅવીનું જહાજ 'ચૅલેન્જર' એ કામ પાછળ રોક્યું, જેની ૧૮૭૬ સુધીની ચાર વર્ષની કામગીરીએ એટલી બધી નવી હકીકતો બહાર આણેલી કે બ્રિટિશ સરકારે તે જુદા જુદા ૫૦ પુસ્તકખંડોમાં બહાર પાડેલી!

ત્યાર પછી યુરોપનાં જુદાં જુદાં રાજ્યોએ એ દિશામાં કરેલી કામગરી અને ઇ. ૧૮૮૫થી મોનાકોના પ્રિન્સે એમાં લેવા માંડેલા રસને લીધે અપૂર્વ હકીકતો બહાર આવી. દાખલા તરીકે આટલાંટિક મહાસાગરના મધ્યમાં એક ગિરિમાળા આવેલી છે જે વડે એ મહાસાગર બે ઊંડી ગર્તાઓમાં વહેંચાઇ જાય છે. એવી જ બીજી ગિરિમાળા આઈસલૅન્ડથી શેટલૅન્ડ ટાપુઓ સુધી પથરાઈ આટલાંટિકને નૉર્વેજિયન સમુદ્રથી નોખો પાડે છે. ફ્રાન્સના કિનારાથી તે ઠેઠ કૅનેડા સુધી એક વિશાળ ઉચ્ચ પ્રદેશ (plateau) આવેલો છે જેના પર કેટલાક પહાડો પણ આવેલા છે.

પણ ઊંડામાં ઊંડો મહાસાગર તો આ આટલાંટિક નહિ પણ એશિયાની પૂર્વમાં પથરાએલો પ્રશાંત (પાસિફિક) મહાસાગર જ છે. ઉત્તર પાસિફિકમાં ગુઆમ નામના ટાપુ નજીક એની ઊંડાઈ વધુમાં વધુ છે—૫૨૬૬ ફૅધમ અથવા ૬ માઈલમાં ૬૬ ફૂટ ઓછા! દુનિયામાં ઊંચામાં ઊંચું શિખર ગૌરીશંકર (એવરેસ્ટ) ત્યાં ડૂબી જાય તો યે પાણી એની ટોચથી ૩૦૦૦ ફૂટ ઊંચું રહે! આટલાંટિકની વધુમાં વધુ ઊંડાઇ ૨૨,૭૭૨ ફૂટ છે. એટલે એમાં જો ગૌરીશંકર ડૂબે તો તેની ટોચ ૧૨૩૦ ફૂટ બહાર દેખાયા કરે. હિંદી મહાસાગરની વધુમાં વધુ ઊંડાઈ ૨૨,૯૬૮ ફૂટ છે.

સાગરતળનું આ ઊંડાણ જ્યાં ૩૦૦૦ ફૅધમ અથવા ૧૮,૦૦૦ ફૂટથી વધારે વિસ્તરેલું હોય એ સ્થાનને 'ડીપ' (deep) કહે છે. આવાં બધાં મળીને ૫૭ ડીપ્સ અથવા વિવરો નોંધાયા છે. આમાંના ૩૨ વિવર તો એકલો પ્રશાંત મહાસાગર જ ધરાવે છે, જ્યારે આટલાંટિક ૧૯ અને હિંદી મહાસાગર ૫. બાકીનો એક હિંદી મહાસાગર અને આટલાંટિકના મિલનસ્થાને આવેલો છે. એ વિવરોને વિજ્ઞાનીઓએ પાછા 'ચૅલેન્જર ડીપ' 'આલ્ડરિચ ડીપ' વગેરે જુદાં જુદાં નામો આપેલાં છે.

વળી સાગરોની કિનારપર કેટલીક છાજલીઓ('Shelves') આવેલી છે જે થોડેક સુધી રહી પછી એકદમ ઊંડી ઊતરી જાય છે. ગ્રેટબ્રિટન અને આયરની કિનાર પર આ છાજલીઓ વધુમાં વધુ પહોળી છે જ્યારે ઉત્તર અમેરિકા, સ્પેન અને આફ્રિકાની ઉત્તર કિનાર પર સાંકડામાં સાંકડી.

જુદાં જુદાં રાષ્ટ્રો જે મોજણી જહાજો (survey ships) નભાવે છે તે હજુ સાગરતળની વધુ ને વધુ બાતમી બહાર આણતા જાય છે.

---

## જુદા જુદા દેશોના સ્વાતંત્ર્યદિનો

| | |
|---|---|
| હિંદુસ્તાન ૨૬ જાન્યુઆરી | ઑસ્ટ્રિયા ૧૨ નવેંબર |
| યુનાઇટેડ સ્ટેટ્સ ૪ જુલાઈ | પોલાંડ ૩ મે |
| ફ્રાન્સ ૧૪ જુલાઈ | નૉર્વે ૧૭ મે |
| ચીન ૧૦ ઑક્ટોબર | ચેકોસ્લોવાકિયા ૨૮ ઑક્ટો. |
| તુર્કી ૧ નવેમ્બર | ફિન્લૅન્ડ ૬ ડીસેમ્બર |
| રશિયા ૭-૮ નવેમ્બર | રૂમાનિયા ૧૦ મે |
| સ્પેન ૧૪ એપ્રિલ | આર્જેન્ટિના ૯ જુલાઈ |
| પોર્ટુગાલ ૫ ઑક્ટોબર | લિથુઆનિયા ૧૬ ફેબ્રુઆરી |
| ઇટાલી ૨૬ માર્ચ | બોલિવિયા ૬ ઑગસ્ટ |
| બેલ્જિયમ ૨૧ જુલાઇ | મેક્સિકો ૧૬ સપ્ટેંબર |
| ગ્રીસ ૨૫ માર્ચ | બ્રાઝિલ ૭ સપ્ટેંબર |
| હંગેરી ૧૬ નવેમ્બર | પેરૂ ૨૮-૩૦ જુલાઈ |

---

## તૃણવિદ્યા

વનસ્પતિશાસ્ત્રની એક શાખા જે ઘાસની જાતની બધી વનસ્પતિની સમાલોચના કરે છે તેને તૃણવિદ્યા (Agrostology) કહે છે.

વનસ્પતિ પ્રાણીજીવનને બહુ રીતે ઉપયોગી થઈ પડે છે. પરંતુ સઘળી વનસ્પતિમાં તૃણ અથવા ઘાસ કે ખડના વર્ગની લીલોતરી તો ઘણી અગત્યની છે. ડાંગર, ઘઉં, મકાઈ, શેરડી અને વાંસ વગેરે મુખ્ય તૃણઝાડનો આ વર્ગમાં સમાવેશ થાય છે એ પરથી જણાશે કે આ વર્ગની વનસ્પતિ પ્રાણીસૃષ્ટિને બહુ મૂલ્યવાન છે.

આર્થિક દૃષ્ટિએ ઘાસની જાતનાં તૃણોનો વપરાશ ઘણીરીતે થાય છે. ઘણી જાતના છોડના બીમાંથી ખોરાક, તેલ અથવા આસવ નીકળે છે. એનાં પાન ઢોરના ખાવામાં વપરાય છે તથા પાનનું ખાતર પણ બનાવાય છે. એના થડના રેષાંમાંથી

# ગાંડીવનું બાળસાહિત્ય

(બધાં પુસ્તકો સરકારી કેળવણી ખાતામાં મંજૂર છે.)

| પહેલું ગુચ્છ | રૂ. આ. | બીજું ગુચ્છ | રૂ. આ. |
|---|---|---|---|
| ૧ ટૉલ્સ્ટૉયની ૩ વાતો: (બોધકથાઓ) | ૦–૫ | ૩૧ ભૂલ ભુલામણિ | ૦–૧ |
| ૨ બકુલ: (પાંચ સુંદર પરીકથાઓ) | ૦–૬ | ૩૨ સવાકાની આપવીતી | ૦–૧ |
| ૩ બીરબલનો બન્ધુ: (અક્કલ કથાઓ) | ૦–૮ | ૩૩ ખોટી ખોટી વાતો | ૦–૪ |
| ૪ મૂરખરાજ: (બોધકથા) | ૦–૮ | ૩૪ સિપાઈદાદા | ૦–૨॥ |
| ૫ નીલમ: (રસીલી વાતોઓ) | ૦–૬ | ૩૫ મધપૂડો | ૦–૧૨ |
| ૬ ભીષ્મ અને યુધિષ્ઠિર: (ચરિત્ર) | ૦–૪ | ૩૬ કોલસા કાકા (વિજ્ઞાન) | ૦–૫ |
| ૭ બાળવિહાર:–૧ (વિજ્ઞાનની વાતો) | ૦–૧૨ | ૩૭ સબરસ (પરચુરણ) | ૦–૩ |
| ૮ જય બજરંગ: (જીવન ચરિત્ર) | ૦–૬ | ૩૮ કીર્તિસ્તંભ (ઇતિહાસ કથાઓ) | ૦–૪ |
| ૯ વાઘોનું વન: (ગમ્મત કથા) | ૦–૪ | ૩૯ ચિકિચિકિક (નોળિયાની વાત) | ૦–૪ |
| ૧૦ જાદુઈ હાર: (વીર કથા) | ૦–૪ | ૪૦ સારંગીવાળો (રશિયન પરીકથા) | ૦–૨ |
| ૧૧ બરફીપુરી: (રસીલી કથા) | ૦–૪ | ૪૧ ખરેખરી વાતો | ૦–૩ |
| ૧૨ સોનાકુમારી: (પરી કથા) | ૦–૪ | ૪૨ મોસાળની મોજ | ૦–૨॥ |
| ૧૩ તોફાની ટીપુડો (કુતરાની વાત) | ૦–૬ | ૪૩ રશીદની પેટી | ૦–૪ |
| ૧૪ કચુંબર: (પરચુરણ) | ૦–૩ | ૪૪ પુસ્તકાલય | ૦–૨ |
| ૧૫ સૂપસળી (મજાની વાત) | ૦–૪ | ૪૫ પ્રાણી પુરાણ–૧ | ૦–૩ |
| ૧૬ બાળવિહાર–ભાગ બીજો | ૦–૬ | ૪૬ લાડકાગ્યો (જોડકણાં) | ૦–૪ |
| ૧૭ મોતીના દાણા (રમ્ય વાતો) | ૦–૫ | ૪૭ પ્રાણી પુરાણ–૨ | ૦–૪ |
| ૧૮ એક હતો કુતરો (કુતરાઓની વાતો) | ૦–૪ | ૪૮ કુરસદ | ૦–૪॥ |
| ૧૯ કેરીના ભજીયાં (રસબોધ) | ૦–૩ | ૪૯ રેલ પાટા | ૦–૩ |
| ૨૦ નવનીત (ચરિત્ર–માખણ) | ૦–૩ | ૫૦ ગુલદાની | ૦–૮ |
| ૨૧ મેઘધનુષ (કચુંબરનો મોટો ભાઈ) | ૦–૪ | ત્રીજું ગુચ્છ | રૂ. આ. |
| ૨૨ મિઆઉં (બાલ નાટક) | ૦–૧ | ૫૧ હરિજનની હાય (અછુત કથા) | ૦–૪ |
| ૨૩ હાથી ધમધમ ચાલે (હાથીકથાઓ) | ૦–૧ | ૫૨ વિજ્ઞાનિકા (ભાગ ૧લો) | ૦–૩ |
| ૨૪ બાળ ડાયરી (ડાયરી) | ૦–૩ | ૫૩ ગમ્મતિકા (રમુજ) | ૦–૪ |
| ૨૫ ચોપગાંની ચતુરાઈ | ૦–૪ | ૫૪ વિજ્ઞાનિકા–૨ | ૦–૪ |
| ૨૬ ગધેડાનું રાજ | ૦–૧ | ૫૫ ફળ કથા (વિજ્ઞાન) | ૦–૪ |
| ૨૭ રમકડાંની દુકાન | ૦–૧ | ૫૬ ,, –૨ ,, | ૦–૩ |
| ૨૮ જાદુઈ જમરૂખ | ૦–૧ | ૫૭ મોરનાં પીંછાં | ૩–૦ |
| ૨૯ મકનો મસ્તાનો | ૦–૧॥ | ૫૮ જાપાનિકા | ૦–૪ |
| ૩૦ બંગાળી બીરબલ (અક્કલ કથા) | ૦–૬ | ૫૯ બકોર પટેલ–૧ | ૦–૩ |